( રાગ : એક અદ્ભુત વાણીયો )

સ્વાનુભૂતિથી ઝળકે છે, નિજ ચૈતન્ય તેજે ચમકે છે,
દેખાડે છે સંત, — એ છે હીરો હિંદુસ્તાનનો........
આ ભાનુ ભારતદેશનો....

'સુવર્ણ'માં એ જડીયો છે, ભારતમાં એ ઝળકયો છે,
જિનમાર્ગનો પ્રકાશક છે, એ હીરલો હિન્દુસ્તાનનો....

જ્યાં સીમંધર – સંસ્કાર છે, જ્યાં વીર પ્રભુની હાક છે,
જ્યાં કુંદપ્રભુના તેજ છે, એ હીરલો હિન્દુસ્તાનનો....

'સપ્ત' તત્ત્વનો જાણુ છે, 'પંચ' પરમેષ્ઠીનો દાસ છે,
જગતથી ઉદાસ છે, એ હીરલો હિન્દુસ્તાનનો....

જેના આતમતેજ અપાર છે, કોહીનૂર ઝંખવાય છે,
મોહ અંધારા ભાગે છે, આ હીરલો હિન્દુસ્તાનનો....

શ્રુતના દરિયા મથી મથી, જે સમ્યક્ રત્નો કાઢે છે,
અમૃત પાન કરાવે છે, આ હીરલો હિન્દુસ્તાનનો....

હીરકઉત્સવ શોભતો, ત્યાં વાગે મંગલ નોબતો,
મુમુક્ષુ હૈડે દીપતો, આ હીરલો હિન્દુસ્તાનનો....

શ્રદ્ધાનાં જ્યાં નૂર છે, શ્રુતતરંગ ભરપૂર છે,
'હીરો' કહે જયવંત છે, આ હીરલો હિન્દુસ્તાનનો....
આ ભાનુ ભારતદેશનો....

# ધર્મમાતા પૂ. બેનશ્રી-બેન

## [ સંક્ષિપ્ત પરિચય ]

☆

પરમ પૂ. ગુરુદેવના પ્રભાવથી જિનશાસનની જે મહાન પ્રભાવના થઈ છે તેનો પરિચય આપણને આ અભિનંદન-ગ્રંથમાં મળશે. પૂ. ગુરુદેવ દ્વારા થઈ રહેલી આ મહાન શાસનપ્રભાવનામાં પૂ. બેનશ્રી-બેનનો ( પૂ. ચંપાબેન અને પૂ. શાન્તાબેન-એ બંને પવિત્ર બહેનોનો ) પણ સૌથી મહાન ફાળો છે, પોતાના પવિત્ર જ્ઞાન-વૈરાગ્યસંપન્ન જીવન દ્વારા તેઓશ્રીએ જિનશાસનની અને ગુરુદેવની શોભા વધારી છે. અનેક મુમુક્ષુ જીવો ઉપર તેમનો પણ અચિંત્ય ઉપકાર છે. તેમના જીવનનો અતિ સંક્ષિપ્ત પરિચય અહીં આપ્યો છે. ( બ્ર. હરિલાલ જૈન )

પૂજ્ય બેનશ્રી **ચંપાબેન**નો જન્મ સં. ૧૯૭૦ના શ્રાવણ વદી બીજે વઢવાણ શહેરમાં થયો....પિતાશ્રીનું નામ જેઠાલાલભાઈ ને માતુશ્રીનું નામ તેજબા. તે વખતે એ બાળકીના તેજની તેજબાને ખબર ન હતી કે 'આ બાળકી માત્ર મારી પુત્રી તરીકે જ નહિ પરંતુ ભારતના હજારો ભક્ત-બાળકોની ધર્મમાતા થવા માટે અવતરેલી છે.'

કેટલોક વખત તેઓ કરાંચીમાં રહ્યા....ત્યારબાદ ૧૯૮૬ની સાલમાં માત્ર ૧૬ વર્ષની વયે તેઓ પૂ ગુરુદેવના પહેલવહેલા પરિચયમાં (વઢવાણ તથા ભાવનગર મુકામે) આવ્યા.... ને પૂજ્ય ગુરુદેવની આત્મસ્પર્શી વાણી સાંભળતાં જ એ વૈરાગી આત્માના સંસ્કારો ઝણઝણી ઊઠયા. પૂ. ગુરુદેવની વાણીમાં આત્માના આનંદ સ્વભાવની અદ્‌ભુત મહિમાભરેલી વાત સાંભળતાં તેમને એમ થતું કે 'અહો ! આવો સ્વભાવ મારે પ્રાપ્ત કરવો જ છે'.... અને.......એ દૃઢનિશ્ચયી આત્માએ, આત્મમંથનની સતત ધૂન જગાવીને અલ્પકાળમાં જ પોતાના મનોરથ પૂરા કર્યા. માત્ર ૧૯ વર્ષની વયમાં અપૂર્વ આત્મદશા પ્રાપ્ત કરી....

પૂજ્ય બેન **શાંતાબેન**નો જન્મ સં. ૧૯૬૭ના ફાગણ સુદ અગીઆરસે ઢસા-ઢોલરવા ગામે થયો. પિતાજી મણીલાલભાઈ ને માતાજી દીવાળીબા. સં. ૧૯૮૩થી તેઓ પૂ. ગુરુદેવના પરિચયમાં (લાઠી મુકામે) આવ્યા. આત્માની પ્રાપ્તિ માટે એ વૈરાગી આત્મા રાતદિન ઝંખતો હતો.......

સં. ૧૯૮૯માં પરમપૂજ્ય ગુરુદેવના ચાતુર્માસ વખતે રાજકોટમાં જ્યારે બેનશ્રી ચંપાબેન આવ્યા ને અમુક વાતચીત થઈ...ત્યારે આધ્યાત્મિક ઝવેરી ગુરુદેવે એ ચૈતન્ય-રત્નના તેજ પારખી લીધાં....ને શાંતાબેનને ભલામણ કરી કે તમારે આ બેનનો પરિચય કરવા જેવો છે.

બસ, એક તો સંસ્કારી આત્માની તૈયારી ને વળી ગુરુદેવની આજ્ઞા !—પછી શું કહેવાનું હોય !! શાંતાબેને મહાન આત્મ-અર્પણુતાપૂર્વક પૂ. ચંપાબેનનો પરિચય કર્યો.... પૂ. ચંપાબેને હૃદયના ઊંડા ઊંડા ભાવો ખોલ્યા ને આત્મિક ઉલ્લાસ આપી આપીને છેવટે તેમને 'આપ સમાન બનાવ્યા.'....એ રીતે આત્મપ્રાપ્તિ માટે ઝુરતા એ આત્માએ પણ આત્મપ્રાપ્તિ કરી લીધી.

બસ ! બંને સાધક સખીઓનું મિલન થયું....પૂ. ગુરુદેવની છાયામાં બંને બહેનો એકબીજાના જીવનમાં એવા ગુંથાઈ ગયા—જાણે કે શ્રદ્ધા અને શાંતિનું મિલન થયું !.... જાણે કે વૈરાગ્ય અને ભક્તિનું મિલન થયું.... જાણે કે આનંદ અને જ્ઞાનનું મિલન થયું ! મોક્ષમાર્ગે સંચરવા માટે એકબીજાના સાથીદાર મળ્યા.

એ ૮૯ની સાલથી આજસુધી બંને બેનો ભેગાં જ છે....એમની એકરસતા દેખીને જ્યારે કોઈ પૂછે છે કે ' આપ બંને સગી બહેનો છો ! '—ત્યારે ગંભીરતાથી મોઢું મલકાવીને તેઓ કહે છે કે " ના....સગી બહેનો કરતાંય વિશેષ છીએ...."....અને ખરેખર એમ જ છે. એમના દેહ ભલે બે દેખાય છે પણ બે દેહ વચ્ચે આત્મા તો જાણે એક જ હોય !–એવી એમના હૃદયની એકતા છે.

પરમ પૂજ્ય ગુરુદેવને આ બંને બેનો પ્રત્યે પુત્રીવત્ અપાર વાત્સલ્ય છે....અને આ બંને બહેનોના રોમેરોમમાં પૂ. ગુરુદેવ પ્રત્યે અપાર ઉપકારની ભક્તિ ભરેલી છે. પૂ. ગુરુદેવના આત્મસ્પર્શી અધ્યાત્મોપદેશને યથાર્થપણે આત્મામાં ઝીલીને, પવિત્ર જ્ઞાનથી અને વૈરાગ્યથી, વિનયથી અને અર્પણુતાથી, ભક્તિથી અને પ્રભાવનાથી, સર્વ પ્રકારે તેઓએ પૂ. ગુરુદેવની અને જિનશાસનની શોભા વધારી છે. પૂ. ગુરુદેવ કહે છે કે આ કાળે આવા બેનો પાકચા છે તે મંડળની બેનુંના મહાભાગ્ય છે. જેનાં ભાગ્ય હશે તે તેમનો લાભ લેશે. એમનું પવિત્ર જ્ઞાન, એમનો વૈરાગ્ય, એમનો અનુભવ, એમની અર્પણુતા, એમના સંસ્કારો,–બધું લોકોને સમજવું કઠણુ પડે તેમ છે.

સં. ૧૯૯૧માં પૂ. ગુરુદેવે પ્રગટરૂપે જ્યારે સંપ્રદાયનું પરિવર્તન કર્યું અને સૌરાષ્ટ્રમાં ચારેકોર ખળભળાટ મચી ગયો ત્યારે આ બંને બહેનોએ જે અજોડ હિંમત, શાંતિ ને અર્પણતા બતાવી છે તેની કથની આજેય ભક્તોના હૈયામાં ભક્તિના, અર્પણતાના ને આત્માર્થના રોમાંચ જગાડે છે. ત્યાર પછી સં. ૧૯૯૩ થી માંડીને આજ સુધી તો ઘણાય અદ્‌ભુત પાવન પ્રસંગો બન્યા છે, પરંતુ એનું વર્ણન અહીં થઈ શકે તેમ નથી. ધર્મરંગથી રંગાયેલું આ બંને બહેનોનું જીવન તો પ્રત્યક્ષ જોનાર મુમુક્ષુને જ ખ્યાલમાં આવી શકે.

હવે તો, પૂ. ગુરુદેવના મહાન પ્રભાવથી હજારો જીવો ભક્તિપૂર્વક ગુરુદેવના પાવન ઉપદેશને અનુસરી રહ્યા છે, ગામે ગામ જિનમંદિરો ને મુમુક્ષુ મંડળો સ્થપાઈ ચુકયા છે. ધાર્મિક પ્રવૃત્તિઓ પણ દિને દિને વૃદ્ધિગત થતી જાય છે. ગામે ગામના મુમુક્ષુ મંડળો પોતાનું સંચાલન પૂ. બેનશ્રી-બેનની સલાહ-સૂચનાનુસાર કરી રહ્યા છે, તેઓશ્રીની આજ્ઞા બધા ભક્તજનો પ્રમોદપૂર્વક શિરોધાર્ય કરે છે. પ્રતિષ્ઠા-મહોત્સવ કે યાત્રા-મહોત્સવ જેવા વિશેષ પ્રભાવનાના કાર્યો તેઓ કેવી કુશળતાથી ને ભક્તિથી શોભાવે છે-તે તો એ પ્રસંગો નજરે જોનારને ખ્યાલમાં આવે છે. દેવ-ગુરુ-ધર્મની ભક્તિમાં તો વર્તમાનયુગમાં તેમની 'અતૃતીયતા' છે.

સોનગઢના શ્રાવિકા-બ્રહ્મચર્યાશ્રમમાં પૂજ્ય બંને માતાઓ રહે છે, તેઓ જ આશ્રમનાં અધ્યક્ષ છે; અને પૂ. ગુરુદેવના ઉપદેશથી પ્રભાવિત થયેલા અનેક મુમુક્ષુ બહેનો, પોતાના ગામ અને કુટુંબને છોડીને, આત્મહિતની ભાવનાથી તેઓશ્રીની શીતળ હૂંફમાં પોતાનું જીવન વીતાવે છે; ને તેઓશ્રી અત્યંત વાત્સલ્યપૂર્વક જ્ઞાન-વૈરાગ્યના સીંચન દ્વારા તેમનું જીવનઘડતર કરે છે. એના પ્રતાપે ૪૦ જેટલા કુમારિકા બહેનોએ તો આજીવન-બ્રહ્મચર્ય-પ્રતિજ્ઞા લઈ લીધી છે. પવિત્ર જીવનદ્વારા અને અજોડ વાત્સલ્ય દ્વારા અનેક મુમુક્ષુઓ ઉપર તેઓ મહાન ઉપકાર કરી રહ્યા છે. ખરેખર, એમનું જીવન પણ અભિનંદનીય છે.

જયવંત વર્તો.... આ કાળના શ્રાવિકા-શિરોમણિ બંને ધર્મમાતાઓ.

●

## આ ત્મા માં ગ મા ડ

હે જીવ! તને કયાંય ન ગમતું હોય તો તારો ઉપયોગ પલટાવી નાંખ.... ને આત્મામાં ગમાડ! આત્મામાં ગમે તેવું છે.... આત્મામાં આનંદ ભર્યો છે એટલે ત્યાં જરૂર ગમશે. માટે આત્મામાં ગમાડ. જગતમાં કયાંય ગમે તેવું નથી, પણ એક આત્મામાં જરૂર ગમે તેવું છે. માટે તું આત્મામાં ગમાડ.

# જન્મનગરીની જનતા ગુરુદેવને અભિનંદે છે

પૂ. ગુરુદેવશ્રી [કાનજીસ્વામીએ ઉમરાળામાં જન્મીને અમારી આ નાનકડી નગરીને મહાન બનાવી છે....આજે કાનજીસ્વામીની સાથે સાથે અમારા ઉમરાળાનું નામ પણ ભારતભરમાં પ્રસિદ્ધિને પામી રહ્યું છે; ગુરુદેવ અમારા ગામના છે, તેઓએ અહીંની કાળુભાર નદીનું પાણી પીધું છે ને અહીંની ધૂળ એમની બાળલીલાથી પાવન થઈ છે....એ બધું જાણીને ઉમરાળાની જનતા ગૌરવ અનુભવે છે. અને વળી તેમના જન્મનો હીરકજયંતી-મહોત્સવ મુંબઈમાં ઊજવાઈ રહ્યો છે તે જાણીને અમને ઘણો હર્ષ થાય છે. આવા મહાપુરુષ પ્રત્યે અમે ગ્રામ્યજનતા કઈ રીતે લાગણી વ્યક્ત કરીએ? —પ્રથમ ઉમરાળાના ને પછી સમસ્ત ભારતના—એવા આ સંતને ઉમરાળાની જનતા પોતાના કાલાઘેલા ભાવોથી અભિનંદન આપે છે.

ઉમરાળાની જનતા વતી :—

**ઇંદુપ્રસાદ વાસુદેવ શેલત** (ન્યાયાધીશ)
**પ્રફુલ નાનુભાઈ મજમુદાર** (ખેતીવાડી અધિકારી)
**ડૉ. સુરેશ પંડ્યા** (D.A.S.F. મેડીકલ ઓફીસર)
**ચંદુલાલ લ. બાવીશી** (તા.વિ.અધિકારી, ઉમરાળા)
**ગંગાબેન (ખુશાલદાસ મોતીચંદ)**
**પટેલ જીવાભાઈ પ્રાગજી** (પ્રમુખ : ગ્રામ પંચાયત)
**શા. કુંવરજી જાદવજી**
**શા. આણંદજી નાગરદાસ**
**શા. ધીરજલાલ હરજીવન**
**નાનજીભાઈ માસ્તર.**

## પાલેજ અભિનંદે છે—'પાલેજના ભગત'ને

અમારું પાલેજ પરમ પૂજ્ય ગુરુદેવની વેપારભૂમિ છે. તેઓશ્રી તેર વર્ષની ઉમરે પાલેજમાં આવેલા અને કુંવરજીભાઈ સાથે ભાગીદારીમાં દુકાન કરેલી હતી. દુકાનમાં સાડા આઠ વર્ષ રહ્યા. દુકાને બેસીને પણ તેઓ ઘણીવાર વૈરાગ્યનું ને અધ્યાત્મનું વાંચન કર્યા કરતા. તેથી તેઓ ભગત કહેવાતા હતા. તેઓ અંદરમાં આત્માની જાગૃતી કેમ થાય અને મુક્તિનો પંથ કેમ પમાય, એ માટે કંઈક નવું કરવું છે—એમ ઝંખતા હતા. ઉમર થતા જ્યારે તેમના વડીલ બંધુ ખુશાલભાઈના લગ્ન વખતે તેમના વેશવાળ સંબંધી ચર્ચા ચાલી ત્યારે તેમણે કહ્યું કે, મેં તો આજીવન બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈ લીધી છે, અને મારે દીક્ષા લેવાના ભાવ છે. વિવાહને બદલે વૈરાગ્યની આ વાત સાંભળી બધા આશ્ચર્યમાં પડી ગયા હતા. પછી તો તેમના જીવનના એક એક પ્રસંગો આશ્ચર્યકારી અને આનંદકારી બન્યા છે.... તેમનું જીવન ઘણાય મુમુક્ષુઓને કલ્યાણકારી બન્યું....અમારા પાલેજના એ ભગત આજે તો આખા ભારતના સીતારા બનીને હજારો મુમુક્ષુઓને પોતાના ભગત બનાવી રહ્યા છે. ગુરુદેવ ભલે પાલેજના મટીને ભારતના બની ગયા, પરંતુ અમે તો એમના જ છીએ. જે ભૂમિ એમનાથી પાવન થઈ, તે ભૂમિમાં એમના પ્રતાપે આજે ભગવાન પધાર્યા છે....ભગવાનનો ભેટો કરાવનાર એ કહાનગુરુને લાખલાખ અભિનંદન.

—પાલેજના મુમુક્ષુઓ વતી

**મનસુખલાલ કુંવરજી શાહ**

## નાઇરોબી મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

હે ધર્મપ્રકાશક, ભવવિનાશક, ચૈતન્યભાનુ ગુરુદેવ ! મહાવિદેહ ક્ષેત્રમાં **શ્રી** સીમંધર પરમાત્મા પાસે જાતે જઈ પરમ પૂજ્ય શ્રી કુંદકુંદાચાર્યદેવે તેમના દિવ્ય ધર્મસંદેશા ભરતે લાવીને ભવ્યજીવોને દીધા, તે સંદેશાનું આપે અંતરના ભાવપૂર્વક અવગાહન કરી, તેમાં ધર્મામૃતના સરોવર નિહાળી, આત્મઅનુભવ કરીને ઘૂંટડા ભરી અમૃત પીધાં અને આજે એ અમૃતરસની લહાણુ આપ ભારતના ભવ્ય જીવોને આપી અમૃતપાન કરાવી રહ્યા છો. ભારતથી દૂર વસનારા અમને-આફ્રિકાવાસીઓને પણ કોઈ ભાગ્યોદયે આપનાં એ અમૃતબોધની પ્રસાદી પ્રાપ્ત થઈ, અને સત્યધર્મનો માર્ગ સૂઝયો. આપની શ્રુતગંગાથી અમે પણ પાવન થયા.

આપ તો ખરેખર મંગલ આત્મસ્વભાવે પરિણમી ગયા છો. આપના દર્શન પણ મંગલ છે, આપની પવિત્ર વાણી પણ મંગલ છે, આપની વાણીનું વાચ્ય પણ મંગલ શુદ્ધાત્મા છે, અને તેને ભલી રીતે ગ્રહણ કરનાર પણ મંગલમય બની જાય છે. આવા આપના પવિત્ર ગુણો દેખી અમારું મસ્તક આપના પવિત્ર ચરણોમાં ઝૂકી જાય છે. આપના અસીમ ઉપકારનો બદલો અમે શું વાળીએ ? આપના પંચોતેરમા જન્મદિન પ્રસંગે આપના ચરણે શું ધરીએ ? આપના પવિત્ર ચરણકમળમાં દ્રવ્યે-ભાવે નમસ્કાર કરી આ ભાવ-અંજલિ અર્પણ કરીએ છીએ.

**—નાઇરોબી મુમુક્ષુ મંડળ** (આફ્રિકા)

# આત્મજીવનશિલ્પી સંતને મુંબઈ અભિનંદે છે

હે આત્મજીવનશિલ્પી ગુરુદેવ! ભારતભરના મુમુક્ષુઓદ્વારા આપનો હીરક જયંતી-મહોત્સવ અમારી નગરીના આંગણે ઊજવાય છે તેને અમે અમારો મહાન પુણ્યોદય સમજીએ છીએ. આજના આનંદમંગળ પ્રસંગે અમારાં ઉરઅંબુજને વિકસાવવા માટે આપનો જ્ઞાનભાનુ નિરંતર ઉગ્રપણે પ્રકાશતો રહે એવી આંતરિક ઊર્મિઓ અને શુભ ભાવનાનાં સુમન અત્યંત ભક્તિભાવે આપનાં પાવન ચરણોમાં અર્પણ કરીએ છીએ.

આપ બાલબ્રહ્મચારી છતાં મુક્તિરમણી વરવાના કામી છો, ક્ષમાસાગર હોવા છતાં ક્રોધાદિ શત્રુ ઉપર વિજય પ્રાપ્ત કરનાર છો, નિર્માની હોવા છતાં ત્રિભુવનનું માન જેમને મળે એવા અપૂર્વ પદના આરાધક છો, નિર્લોભી છતાં ચૈતન્યસંપદાના સંગ્રાહક છો, અહિંસક હોવા છતાં વિકારના નાશક છો, કોમળ સ્વભાવના ધારક છતાં કષાય પ્રત્યે કઠોર છો, પરપદાર્થના અને નિશ્ચયે વિકારના અકર્તા હોવા છતાં શુદ્ધાત્મ-પરિણતિના કર્તા છો, પૌદ્ગલિક સંપત્તિના ત્યાગી હોવા છતાં આત્મિક સંપત્તિના ભોગી છો, નિવૃત્તિમય જીવનના ધારક હોવા છતાં સ્વસમયમાં પ્રવૃત્તિ કરનાર છો, લૌકિક વસ્તુનું દાન નહિ આપનાર હોવા છતાં અલૌકિક જ્ઞાનના દાતાર છો. અખંડ પ્રતાપવંત સ્વાતંત્ર્યથી શોભાયમાન એવા ચૈતન્યસ્વરૂપની ઉપાસના વડે નિસ્તરંગ ચૈતન્યઅંગમાં અભંગ છલંગ મારનાર હે સંત! આપ અમારા ઉપર એવી કૃપા કરો કે જેથી અમારા ભવનો અંત આવે.

હે આત્મજીવનશિલ્પી સંત! અમારાં જીવનનું એવું આશ્ચર્યકારી ઘડતર આપ કરો છો કે જેથી અમારું જીવન શરીર વગરનું હોય, વિકાર વગરનું હોય, ને આત્મિક આનંદથી ભરપૂર હોય. આવા અત્યુત્તમ આત્મજીવનની અમોને શીઘ્ર પ્રાપ્તિ થઈ જાય એવી હાર્દિક પ્રાર્થનાપૂર્વક આપને શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ.

હે ગુરુદેવ! **ક્ષેમ**કુશળદ્વારા ચૈતન્યચિંતા**મણિ**માં **રમણ**તાપૂર્વક આપ **શિવ**પદના સાધક બનો, આ રીતે આત્મસાધનાની પૂર્ણતાદ્વારા આપ માત્ર અમારા જ નહિ, આ લોકના જ નહિ પણ ત્રણ લોકના સર્વ જીવોના અભિનંદનને પાત્ર બનો; અને સુરેન્દ્રો, નરેન્દ્રો ને મુનીન્દ્રો આપશ્રીનું અભિનંદન કરતા હોય ત્યારે અમો સર્વે પણ આપશ્રીનું અભિનંદન કરવામાં ઉલ્લસિત ભાવે સામેલ હોઈએ એવી ભાવના ભાવીએ છીએ, ને એ પાવનઅવસરની આનંદકારી સ્મૃતિપૂર્વક આપશ્રીને હાર્દિક ભક્તિભીની ઊર્મિઓથી અભિનંદીએ છીએ.

– મણિલાલ જેઠાલાલ શેઠ
(પ્રમુખ, શ્રી દિ. જૈન મુમુક્ષુમંડળ : મુંબઈ)

☆ ☆ ☆

# જ્ઞાનામૃતપાન કરાવનાર ગુરુદેવને શ્રદ્ધાંજલિ

પરમ પૂજ્ય ગુરુદેવ! આપે આ પંચમકાળમાં અનેક ભવ્યજીવોના આત્મોન્નતિના પ્રયાસમાં નિમિત્તભૂત થઈ તેઓ પર અનહદ ઉપકાર કર્યો છે. આપે અપૂર્વ સરળ અને રસપૂર્ણ શૈલીથી અધ્યાત્મની પ્રરુપણાવડે સંતોના હૃદયનું હાર્દ ખોલીને દિ. જૈનધર્મને ફરી જાજવલ્યમાન કર્યો છે. ભારતભરમાં જે જે સ્થળે આપનાં પુનિત પગલાં થયા છે ત્યાંના જૈનો તેમજ અજૈનોએ પણ આપના પ્રવચનોનો લાભ લીધો છે, ને અનેક જિજ્ઞાસુઓએ પોતાના જીવનમાં આત્મધર્મના સિદ્ધાંતો લક્ષગત કરીને હિતના માર્ગે પ્રયાણ કર્યું છે. આપે સ્પષ્ટ કરેલ સિદ્ધાંતનો પ્રચાર અનેક વિદ્વાનો દ્વારા પૂરવેગે ચાલી રહ્યો છે. શાસ્ત્રોમાં કહેલી સમ્યગ્દર્શનાદિની વ્યાખ્યાને આપે જીવનમાં ઉતારીને અનેક ભવ્યાત્માઓને પણ હૃદયંગમ કરાવી છે. આપના પ્રતાપે હજારો જિજ્ઞાસુજીવોએ પરમ સત્ય દિગંબર જૈનધર્મનો સ્વીકાર કરી તેને જ્વલંત કીર્તિ આપી છે.... એના એક પ્રતીક તરીકે સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર તેમજ અન્ય અનેક સ્થળોએ નવા નવા દિ. જિનમંદિરોની તથા સમવસરણ વગેરેની રચના થતી જાય છે. ત્રણ ત્રણ વખત આપની છત્રછાયામાં અજોડ યાત્રાસંઘ નીકળ્યા, તેથી હવે તો સૌરાષ્ટ્ર–ગુજરાત ઉપરાંત ઉત્તર અને મધ્યપ્રદેશ, તેમજ પૂર્વ અને દક્ષિણ ભારત,–એમ હિન્દુસ્તાનના ચારે ખૂણેથી નવા નવા જિજ્ઞાસુઓ આકર્ષાઈ રહ્યા છે ને પ્રભાવના પૂર સંવેગથી વધી રહી છે. અને—

> "ज्ञान समान न आन जगतमें सुखको कारन,
> यह परमामृत जन्म – जरा – मृतरोग निवारन"

એ ઉક્તિમાં દર્શાવ્યાઅનુસાર સમ્યગ્જ્ઞાનનો મહિમા સમજાવીને આપ એ પરમ જ્ઞાનામૃતનું પાન કરાવી રહ્યા છો. પદાર્થોની સ્વતંત્રતાનો બોધ કરાવીને જીવોનું અહંતા–મમતારૂપ વિષ આપ દૂર કરાવો છો. આ રીતે આપના ઉપદેશપ્રભાવથી જૈનસમાજમાં અધ્યાત્મની મહાન જાગૃતી આવી છે. આપની મંગલછાયામાં સુદીર્ઘકાળ સુધી જૈનધર્મનો હજી પણ વધુ ને વધુ ઉત્કર્ષ થાય ને આપના જ્ઞાનામૃતનું પાન કરીને વધુ ને વધુ જીવો આત્મિક ઉન્નત્તિ પામે એવી ઉત્તમ ભાવના સાથે આપશ્રીની હીરકજયંતીના આ મહાન અવસરે અત્યંતભક્તિપૂર્વક અભિનંદન અર્પું છું.

**– નવનીતલાલ ચુ. ઝવેરી (J. P.) મુંબઈ**
[ પ્રમુખ, શ્રી દિ. જૈ. સ્વા. મંદિર ટ્રસ્ટ, સોનગઢ ]

—●—

## અમદાવાદ મુમુક્ષુ મંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

સત્પથપ્રદર્શક આધ્યાત્મિક સંત પૂ. સદ્ગુરુદેવશ્રી કાનજીસ્વામીની ૭૫મી જન્મ-જયંતીનો હીરક મહોત્સવ ઊજવતાં ઉલ્લાસ અનુભવીએ છીએ અને અતિ નમ્રભાવે આનંદસહ અભિનંદન અર્પીએ છીએ.

પૂ. ગુરુદેવ જૈન શાસનના પુનિત ગગનમાં ચૈતન્યભાનુ સમા શોભી રહ્યા છે, અને તેઓશ્રીની પવિત્ર મુદ્રા ચૈતન્યતેજથી ઝળકી રહી છે; અને તેઓશ્રીની પાવનવાણી આત્મિકશૌર્યના ઝણઝણાટથી ભરેલી છે. ભવ્યજીવોને સન્માર્ગ દેખાડીને તેઓશ્રીએ મહાન ઉપકાર કર્યો છે.

તેઓશ્રીનાં પ્રવચનો સાંભળતાં અને પરિચય કરતાં મુમુક્ષુઓને નિઃશંક લાગે છે કે આત્મકલ્યાણ કરવા માટે ને સંસારસમુદ્રથી પાર થવા માટે પૂ. ગુરુદેવશ્રી બતાવે છે તે જ એક માર્ગ છે, ને આપણે તે જ માર્ગે જવાનો પુરુષાર્થ કરવાનો છે. તેઓ કહે છે કે–હે ભવ્ય! તારો આત્મા નમાલો નથી પણ સિદ્ધપરમાત્મા જેવા સંપૂર્ણ સામર્થ્યવાળો પ્રભુ છે, એના લક્ષે તારા આત્મવીર્યને ઉપાડ. આજે પૂ. ગુરુદેવશ્રી દ્વારા જૈનસમાજનો મહાન ઉત્કર્ષ થઈ રહ્યો છે. અને હીરકજયંતી પ્રસંગે આપણે સૌ ભાવના ભાવીએ કે,–જૈનશાસનનો આ સોનેરી સૂરજ સોળ કળાએ સદા મુક્તિમાર્ગને પ્રકાશ્યા કરો. ગુરુદેવ આપણા અંતરમાં જ્ઞાનપ્રકાશ પ્રગટાવો–એવી નમ્ર પ્રાર્થનાપૂર્વક તેમને કોડકોડ અભિનંદન!

—શ્રી દિ. જૈન મુમુક્ષુમંડળ (અમદાવાદ).

## બોટાદ મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

પરમ કૃપાળુ ગુરુદેવ જેવા મહાન સંતપુરુષનો યોગ છે તે મુમુક્ષુજીવોના મહાભાગ્ય છે. તેઓશ્રીનો પ્રભાવના ઉદય એવો અલૌકિક છે કે સૌરાષ્ટ્રભરમાં જ્યાં દિગમ્બર ધર્મનું નામનિશાન ન હતું ત્યાં થોડા કાળમાં ઘણા સ્થળે ભવ્ય દિગમ્બર જિનમંદિરો તથા સ્વાધ્યાય મંદિરો થયા અને દિગમ્બર જૈનધર્મના જયનાદથી સૌરાષ્ટ્ર ગાજી ઊઠ્યું. અને સૌરાષ્ટ્ર બહાર સમગ્ર ભારતમાં જ્યાં રૂઢિગત દિગમ્બર જૈનધર્મ ચાલ્યો આવે છે ત્યાં પણ શાસ્ત્રોનું રહસ્ય સમજાવીને, દિગમ્બર સંતોનું હાર્દ બતાવીને અને દિ. જૈનધર્મનો ખરો મહિમા સમજાવીને હજારો ભવ્ય જીવોને સાચા અભિપ્રાય તરફ વાળ્યા છે. તેઓશ્રીના પ્રતાપે સમગ્ર ભારતમાં સનાતન દિ. જૈનધર્મની દિન પ્રતિદિન ઉન્નતિ થઈ રહી છે. અત્યારે સમગ્ર ભારતમાં તેમનો પ્રભાવ અજોડ છે.

બોટાદ–એ ગુરુદેવનો વિશેષ લાભ મેળવવામાં પહેલેથી ભાગ્યશાળી બન્યું છે. ગુરુદેવની પ્રવચનશૈલી પહેલેથી જ અનોખી છે. સિદ્ધાંતના ઊંડા રહસ્ય ખોલવાની તેમની શક્તિ અલૌકિક છે. તેઓશ્રીએ સોનગઢમાં સંવત ૧૯૯૧ ના ચૈત્ર સુદ તેરસે સંપ્રદાય–પરિવર્તન કર્યા પછી લગભગ ત્રણ માસે મુ. શ્રી રાયચંદભાઈ ગાંધીના અગ્રેસરપણા નીચે ૬૦ જેટલા ભાઈ–બહેનોનો સંઘ તેઓશ્રીના દર્શનાર્થે ગયો હતો. આ રીતે સોનગઢ જવામાં પહેલી પહેલ બોટાદ સંઘે કરી હતી. હવે તો સોનગઢ મહાન તીર્થધામ થયું છે. હીરકજયંતી પ્રસંગે બોટાદસંઘ ભક્તિપૂર્વક શ્રદ્ધાંજલિ અર્પણ કરે છે.

—**દિ. જૈન સંઘ**, બોટાદ.

## મોશી મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

ધર્મપ્રભાવક પરમ ઉપકારી ગુરુદેવ શ્રી કાનજીસ્વામી ! અજ્ઞાનઅંધકારમાં ભમતા મોટા ભાગના લોકો જ્યારે બહારથી ધર્મ મનાવી રહ્યા હતા ને વીતરાગનું સાચું સ્વરૂપ લગભગ ભૂલાતું જતું હતું–એવા આ દુષમકાળમાં ભવ્ય જીવોના કોઈ પુણ્યયોગે સત્ધર્મ બતાવનારા આપ સત્પુરુષના ભેટા થયા, કલ્પવૃક્ષનાં નિધાન મળ્યાં, અસત્યનો પડદો ચીરી આપે સત્યધર્મનો પ્રકાશ કર્યો, તત્ત્વજ્ઞાનના મધુર સુરો સંભળાવ્યા. આખા ભારતમાં આપના પુનિત યોગે મહાન ધર્મપ્રભાવના થઈ અને એનાં સોનેરી–કિરણો ભારતની બહાર આફ્રિકા જેવા દેશમાં પણ અમને પ્રાપ્ત થયા. અજ્ઞાનદશામાં સુતેલાને પ્રભુતાના મંત્રો સંભળાવી આપે જાગૃત કર્યા ને આ પંચમકાળને ધર્મનો સુકાળ બનાવી દીધો.

આ રીતે આપનો ધર્મપ્રભાવના ઉદય માત્ર ભારતમાં જ નહિ પરંતુ આફ્રિકામાંય વર્તી રહ્યો છે. અમો આફ્રિકાવાસીઓ પણ આપના પવિત્ર ધર્મ–મંત્રોથી મુગ્ધ થઈ પ્રભાવિત બની સત્યપંથે વળ્યા. આવા દૂરદેશમાં આપની ધર્મપ્રસાદી અમને પ્રાપ્ત થઇ તે અમારા પરમ અહોભાગ્ય છે. અરે, જિનેન્દ્રપ્રતિમાના પણ દર્શન જ્યાં દુર્લભ એવા આ દેશમાં મૃતવતને અમૃતસંજીવની મળી. આપનાથી આ પરમ સત્ય ન મળ્યું હોત તો અમારુ શું થાત ! આપ સત્પુરુષના ભેટા થયા એ અમારા મહાન કલ્યાણનું સૂચક છે.

હે પરમ પવિત્ર ગુરુદેવ ! આપશ્રીનો આ રીતે અમ દીન બાળકો ઉપર અનહદ ઉપકાર વર્તી રહ્યા છે. આપે તો અમોને આત્મા આપ્યો, એ ઉપકારના ભાર તળે દબાએલા અમે આજે આપના ૭૫મા પવિત્ર હીરકમહોત્સવજન્મજયંતીદિન પ્રસંગે આપના પવિત્ર ચરણોમાં શું ધરીએ ! હ્રદયની ભક્તિભાવનાથી આપના પવિત્ર ચરણોમાં ભાવ-અંજલિ અર્પીએ છીએ.

**મુમુક્ષુ મંડળ : મોશી** ( આફ્રિકા ).

## મુંબઈના નગરપતિ અભિનંદન પાઠવે છે

Corporation Hall,
BOMBAY

31st December 1963.

I am glad to know that Pujya Shri Kanji Swami Hirak Jayanti Mahotsav Samiti, Proposes to celebrate the Diamond Jubilee of Rev. Shri Kanji Swamiji on 13th of May 1964, and to mark this occassion proposes to bring out a Souvenir containing messages, etc. Shri Swamiji was born on the 2nd day of Vaisakh in the year 1946 (Vikram Samvat), in Umrala in Saurashtra. Right from his childhood he was most religious minded and ceaselessly worked in search of self righteousness and advocated spiritualism. At the age of 24 he accepted ascetism and joined the Sthanakvasi Cult of Jainism and later on he embrased the Digambar Cult of Jainism. He kept before him the motto--the self realisation which most of his followers strived to pursue.

As the Mayor of Bombay and on behalf of the citizens of this premier City in India, I take this opportunity to send my greetings and good wishes on this occassion and wish Rev. Shri Kanji Swami a long life to continue his spiritual pilgrimage for the good of mankind.

**Eshakbhai A. Bandookwala**
Mayor of Bombay

"હિન્દુસ્તાનના હીરાને આનંદથી અભિનંદીએ........ને હીરકજયંતી ઉલ્લાસથી ઊજવીએ."

(પૂ. ગુરુદેવની છાયામાં મુમુક્ષુ મંડળના ભાઈઓ : સોનગઢ તા. ૧—૧—૧૯૬૪)

"અમેય ભારતના ભાનુને ભક્તિથી અભિનંદશું અને હીરકજયંતીના મંગલ ગીત ગાશું"

પૂ. બેનશ્રી—બેનની છાયામાં મુમુક્ષુ મંડળના બહેનો : સોનગઢ તા. ૧—૧—૧૯૬૪

રાજકોટ મુમુક્ષુમંડળ ગુરુદેવને હીરકજયંતીના હાર્દિક અભિનંદન પાઠવે છે....

## વઢવાણશહેર–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

ધન્ય તે વૈશાખ સુદ બીજ જે દિવસે ઉમરાળામાં અજ્ઞાન–અંધકારને ટાળનાર ભાનુ ઊગ્યો. એ ભાનુએ વીરનાથ ભગવાનની વીરહાક સુણાવીને જગતને પુરુષાર્થનો અપૂર્વ મંત્ર આપ્યો, ઉન્માર્ગે ગમન કરતા જીવોને સન્માર્ગે વળવાની હાકલ કરી; સર્વજ્ઞદેવનું અલૌકિક સ્વરૂપ સમજાવી સર્વજ્ઞસ્વભાવી આત્માને ઓળખવાનો અપૂર્વ રાહ બતાવ્યો. નિર્ગ્રંથ મુનિમાર્ગનું નિરૂપણ કરી, નિર્ગ્રંથ સંતોની અંતરઆરાધના પ્રત્યે પરમ ભક્તિ પ્રગટાવી; જિનશાસ્ત્રોમાં નિરૂપેલા અનેકાન્તમય અમૃતસરિતાનું પાન કરાવીને ભવ્ય જીવોને જૈનમાર્ગનું રહસ્ય આપ્યું અને તીર્થંકરોનો અમર રાહ બતાવ્યો.

હે ગુરુદેવ ! આપે અમને આવા સત્ય તત્ત્વજ્ઞાનનો પ્રતિબોધ ન કર્યો હોત તો અમે સાચા માર્ગને ક્યાંથી જાણત! હે નવયુગપ્રવર્તક, ધર્મપ્રભાવક, શુદ્ધાત્મસ્વરૂપરસિક ગુરુરાજ ! આજના ૭૫મા મંગલમય હીરકજયંતી મહોત્સવદિને શુદ્ધાત્મતત્ત્વપ્રાપ્તિની ભાવનાપૂર્વક અનન્ય ભક્તિભાવે ફરી ફરી નમસ્કાર કરીએ છીએ.

> " અહો ! ઉપકાર જિનવરનો, કુંદનો, ધ્વનિ દિવ્યનો,
> જિન–કુંદ–ધ્વનિ આપ્યાં, અહો ! તે ગુરુ કહાનનો."

—**કાનજી જેઠાલાલ શાહ** (વઢવાણ સિટી)

## સંતો ફરમાવે છે—

Real Saints preach that from time immemorial, the soul has never even looked to his own welfare, but on the contrary, he has cared to please others only. So, saints are trying to make him to decide that to know oneself is the main duty of each and every soul. Right understanding is the only way for being really happy. Every soul is completely independent. For his own good he has no need to look to other souls as well as other inmate things. Every soul himself is the store of bliss, but not caring to look to one's own real happiness, he has been miserable, and on looking to it, he can be really happy. To attain one's own real bliss, by right knowledge of one's own soul, is quite natural and it is the most urgent work.

Merrily congratulating the most revered KAHAN GURU who has shown the way of real bliss, on 'Hirak-Jayanti' occasion.

**Shivlal K. Mehta,**
( Shri G.D.J.S.B. Ashram, Songad )

## ટોકિયો (જાપાન)થી અભિનન્દનસન્દેશ

ટોકિયોમાં "આત્મિક ઉત્કર્ષની કોંગ્રેસ" નામની એક સંસ્થા છે, તેના સ્થાયી મેમ્બર ભાઈશ્રી વનેચંદ ભગવાનજી શેઠ હીરકજયંતીનો અભિનંદન સન્દેશ પાઠવતાં લખે છે કે: આ કાળે આત્મિક ઉત્કર્ષના મહાન પ્રણેતા અને ભારતના સંત પૂ. શ્રી કાનજીસ્વામીને હું મારા તરફથી તેમજ અમારી સંસ્થાના બીજા મેમ્બરો તરફથી અભિનંદન પાઠવું છું. તેઓશ્રી જૈનધર્મના અને સમાજના આત્મિક ઉત્કર્ષને માટે લાંબું આયુષ્ય ભોગવો—એવી અમારી સૌની ભાવના છે.

---

ભાવનગર–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

## કહાન મહિમા

તારા જ્ઞાન મહીંથી કિરણો ખરે, એને સૂરજ કિરણ શું રે કરે !
તારા મુખ મહીંથી અમી વરસે, જેમાં નાહીને ભવ્યો મન વિકસે.

તારા પાદ પડે પ્રકાશ ખીલે, જ્યાં જાય જંગલ મંગલ બને;
ત્યાં ભવ્યો બધા દોડીને આવે, શ્રુતઝરણામાં સ્નાન કરે.

વહે વાણી મીઠી કેવળ વેગવંતી ! એમાં આતમ જ્ઞાનનો પડઘો પડે;
ઝીલે અમૂલ્ય રહસ્ય જેહ તે, દીન મટી ભગવંત બને.

કળિ કાદવમાં કહાન કમળ, અહા ! અચાનક ખીલી ઊઠયું;
અણુવિકસિત અમ જીવનમાં, એણે આત્મવિકાસનું તેજ ભર્યું.

શા ગુણ ગાઉં ગુરુ ! તારા અરે ! ભવસાગરથી તારો મને;
તુજ નાવ ભરતક્ષેત્ર મહીં, ખરે અજોડ અને અપૂર્વ જ છે.

જનમ મરણથી થાકેલ જીવનો, તું જ સાચો વિશ્રામ દીસે;
ધીરજ ધરી આશ્રય કરે, એના ભવભ્રમણનો અંત ખરે.

—દેસાઇ ધીરજલાલ પરશોતમ–ભાવનગર.

## વાંકાનેર મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

જેઓશ્રીના પ્રભાવનાઉદયે વાંકાનેરમાં શ્રી જિનમંદિરનું નિર્માણ થયું, અનેક મુમુક્ષુઓને જિનદર્શન, પ્રભુભક્તિ અને સત્‌શાસ્ત્ર-સ્વાધ્યાયનાં સત્‌નિમિત્તો મળ્યાં, તથા સ્વદ્રવ્યભૂત આત્માલંબન કરવાનો સત્પંથ પ્રાપ્ત થયો એવા પરમ પૂજ્ય શ્રી કહાન ગુરુદેવને તેમના ૭૬મા શુભ જન્મદિને અમે સૌ મુમુક્ષુઓ હૃદયપૂર્વક ભાવભક્તિભરી શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ અને શ્રી દર્શનસારમાં જેમ શ્રી દેવસેનસ્વામીએ કહેલ છે કે "શ્રી પદ્મનંદીનાથે વિદેહક્ષેત્રમાં શ્રી સીમંધરસ્વામી પાસે જઈને પ્રાપ્ત કરેલ જ્ઞાનવડે જો બોધ ન આપ્યો હોત તો મુનિઓ સાચા માર્ગને કેમ પામત?" તેમ અમે પણ અંતરથી આ શુભ અવસરે જાહેર કરીએ છીએ કે શ્રી કુંદકુંદકેડાયત શ્રી કહાનગુરુદેવે કુંદકુંદપ્રભુથી વારસામાં મળેલા આત્મજ્ઞાન વડે જો બોધ આપ્યો ન હોત તો અમ પામરનું શું થાત? સત્ય માર્ગ કોણ બતાવત? વધુ શું કહીએ? જગતમાં સૌથી ઉત્તમ આત્મા છે, આત્માથી તો ઊંચું બીજું કાંઈ છે નહિ. તો જેણે આત્મા દર્શાવ્યો એવા ઉપકારી ગુરુદેવના ચરણોમાં આ ભક્તિભરી શ્રદ્ધાંજલિ સિવાય બીજું શું ધરીએ?

—શ્રી દિ. જૈન સંઘ, વાંકાનેર

## મોરબી મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદે છે

શાંતિપ્રિય આપણો ભારતદેશ, તેમાં થયેલા અનેક આધ્યાત્મિક સન્તો હંમેશાં શીતલછાયા પસારીને જગતનાં સંતપ્ત જીવોને શાંતરસનું અમૃતપાન કરાવતા આવ્યા છે. અત્યારે પણ એવા જ એક મહાન આધ્યાત્મિક સન્ત ક્લિષ્ટ વિશ્વને આત્મિક શાન્તિનો સન્દેશ આપી રહ્યા છે....એ સન્ત છે પૂ. શ્રી કાનજીસ્વામી....મુંબઈમાં ઊજવાતા એમના હીરકજયંતી મહોત્સવ પ્રસંગે આનંદપૂર્વક અમારી હાર્દિક શ્રદ્ધાઅંજલિ.

—દિ. જૈન સંઘ, મોરબી

## અમેરિકામાંથી શ્રદ્ધાંજલિ

અમારા ભારતદેશના અલૌકિક સત્પુરુષ શ્રી કાનજીસ્વામી કે જેમનું સ્મરણ હજારો માઈલ દૂર વિદેશમાં પણ અમને આત્મિક જિજ્ઞાસા જગાડે છે, તેમને હીરકજયંતી પ્રસંગે અમેરિકામાંથી અમારી હાર્દિક શ્રદ્ધાંજલિ !

પ્રફુલ્લ અ. મહેતા
શીકાગો (U. S. A.)

## સુરેન્દ્રનગર–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદે છે....

પૂજ્ય ગુરુદેવશ્રીનો આપણા સૌ ઉપર મહાન ઉપકાર છે; આપણા ભાગ્યોદયે આ પુરુષનો આ ક્ષેત્રે જન્મ થયેલ છે. તેઓશ્રીએ પરમ સત્ય આત્મધર્મ જાણ્યો છે, આત્માની શક્તિનો અનુભવ કરેલ છે. આસ્રવભાવ ઉપાધિ ભાવ છે, અને સંવર–નિર્જરા પરમ શાંતિનું કારણ છે–એમ તેઓશ્રી જણાવે છે. મને તેઓશ્રીનો પ્રથમ સમાગમ સં. ૧૯૮૮માં જામનગરમાં થયો, અને તેમના તરફ ભક્તિ થઈ, તથા આ જ પરમ સત્ય છે એમ લાગ્યું. ત્યાર પછી તો તેમણે સંપ્રદાય છોડયો, અને દિ. સન્તોની આમ્નાય અનુસાર નિર્ગ્રંથ જૈનમાર્ગ પ્રકાશવા માંડયો, જે અત્યારે સમસ્ત ભારતમાં મુમુક્ષુઓના ઘેર ઘેર ગુંજી રહ્યો છે. શાસનની પ્રભાવનાનો મહાન ઉદ્યોતકાળ વર્તે છે, ખ્યાલમાં ન આવે તેટલી શાસનની પ્રભાવના ઠેર ઠેર થયા કરે છે. તેઓશ્રીના મહાન પ્રતાપે સોનગઢ તીર્થધામ સમાન બની રહ્યું છે. શાસનની પ્રભાવનામાં પૂ. બેનશ્રી–બેનોનો પણ અમૂલ્ય ફાળો છે. પૂ. ગુરુદેવશ્રી હંમેશા ફરમાવે છે કે, તારો ત્રિકાળીસ્વભાવ લક્ષમાં લે અને તેમાં જ ઠર, તે તને પરમ હિતનું અને શાંતિનું કારણ છે. આવો પુરુષ આ કાળે મળવો દુર્લભ છે. આપણે સૌ તે મહાન પુરુષનું દીર્ઘાયુ ઇચ્છીએ અને તેઓશ્રીનો અમૂલ્ય બોધ વિશ્વને મળ્યા કરે તેવી ભાવના સાથે હીરકજયંતી પ્રસંગે તેમને અભિનંદીએ.

—મગનલાલ તલકશી શાહ (સુરેન્દ્રનગર)

## મદ્રાસ–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે....

પૂ. ગુરુદેવની ૭૫મી જન્મ જયંતીના હીરક જયંતી મહોત્સવ પ્રસંગે તેઓને શ્રદ્ધાંજલિ અર્પણ કરતાં મદ્રાસના મુમુક્ષુઓ પોતાનું અહોભાગ્ય માને છે. પૂ. ગુરુદેવનો આ કાળમાં ખૂબ જ ઉપકાર છે. તેઓશ્રીએ સાચા ધર્મની પોતે જાણ કરી અને તેની પ્રરૂપણા કરી જેથી લાખો લોકોને સત્ય ધર્મની જાણ થઈ, સત્ શાસ્ત્રની ઓળખ પડી.

સત્ શાસ્ત્રના રચનારા શ્રી કુંદકુંદ આચાર્ય મદ્રાસ પ્રાંતમાં પોન્નૂરગિરિ બિરાજતા હતા ને ગુરુદેવે બે વાર મોટા સંઘસહિત તેની યાત્રા કરીને એ તીર્થનો મહિમા ખૂબ પ્રસિદ્ધ કર્યો. મદ્રાસ પ્રાંતના બંદેવાસ તાલુકામાં આજે શ્રી સીમંધર ભગવાનનો, શ્રી કુંદકુંદાચાર્યનો અને શ્રી સમયસારશાસ્ત્રનો નાદ ઘર ઘર ગુંજે છે, અને તે પૂ. ગુરુદેવને આભારી છે.

આજે મદ્રાસના ઘેર ઘેર અને ખૂણે ખૂણે સહુ કોઈ પૂ. ગુરુદેવનો ઉપકાર માને છે, કારણકે મદ્રાસના દિગંબરોને જેટલો મહિમા પોન્નૂરનો હતો તેથી અનેકગણો વિશેષ મહિમા પૂ. ગુરુદેવની પોન્નૂરગિરિની યાત્રાને લીધે થયો છે.

પૂ. ગુરુદેવ લાંબું આયુષ્ય ભોગવો અને ભારતભરના લોકોને તથા અન્ય લોકોને ધર્મનો સાચો માર્ગ બતાવવામાં કારણભૂત બનો એ જ પ્રાર્થના.

—મદ્રાસ મુમુક્ષુ મંડળ

હે પરમ ઉપકારી પરમ પૂજ્ય અધ્યાત્મવેત્તા સદ્‌ગુરુદેવ! આપશ્રીનો અવતાર ધન્ય છે. આપની ૭૫મી જન્મજયંતીનો હીરકમહોત્સવ ઊજવતાં ભારતના ભક્તોને ખૂબ હર્ષ થાય છે. સમર્થ પૂર્વાચાર્યોના વીતરાગી વૈભવથી ભરપૂર ગ્રંથરત્નોનો વારસો મળવા છતાં તેના રહસ્યવેત્તાના અભાવે, અમે અજ્ઞાન-અંધકારની ઘેરી છાયામાં અટવાયેલા હતા, તે વખતે આપનો પુનિત જન્મ થયો. આપે વીતરાગનો વારસો સંભાળ્યો, અને સૂક્ષ્મદૃષ્ટિવડે એ શ્રુતસાગરનાં રહસ્યોનું મંથન કરી અમૃત કાઢયાં અને ભવ્ય ભાવિકોને પીરસ્યાં. આપનું શરણ ગ્રહી મુમુક્ષુજનો સનાથ થયા. આપના પરમ ઉપકારને સંભારતાં આપના જન્મજયંતીદિને આપને અમારા ભક્તિપૂર્વક શત શત વંદન....શત શત અભિનંદન.

—શ્રી દિગંબર જૈન મહાવીર સંઘ-બેંગલોર.

●—●—●

હે સદ્દધર્મપ્રરૂપક આત્મજ્ઞ સંત! આપ અમારા જેવા મુમુક્ષુઓના જીવનઆધાર છો. અનંતકાળની ભૂલાયેલી નિજવસ્તુને ઓળખાવીને આપ ભવભ્રમણ ટાળવાનો અમોઘ ઉપાય દર્શાવી રહ્યા છો. આપે બતાવેલું સ્વરૂપ સમજતાં સહેજે જ ભક્તિથી આપના ચરણોમાં શિર નમી પડે છે. આપની છત્રછાયા સુદીર્ઘકાળ મળો ને આપની છત્રછાયામાં અમારું આત્મહિત સાધીએ એવી પ્રાર્થનાપૂર્વક શ્રદ્ધાપુષ્પ સમર્પણ કરું છું.

—રમણિકલાલ લાલચંદ દોશી, ઘાટકોપર.

# જૈનશાસનની રાજધાની.....

આપે સામેનું ચિત્ર જોયું? –એ છે અધ્યાત્મધામ સોનગઢ.... કેવું શાંત! કેવું ભવ્ય! ને કેવું રમણીય! જેને દેખતાં જ દુન્યવી વાતાવરણ ઘડીભર ભૂલાઈ જાય–એવું આ અધ્યાત્મધામ ગુરુકહાનના પ્રતાપે શોભી રહ્યું છે. અહીંથી પૂ. ગુરુદેવના પ્રતાપે ભારતભરમાં જૈનધર્મના આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનનો જે પ્રચાર થઈ રહ્યો છે તેને લીધે સોનગઢ આજે જગપ્રસિદ્ધ બન્યું છે, અને તત્ત્વજ્ઞાનરસિક મુમુક્ષુઓની મીટ તેના ઉપર મંડાયેલી છે. આજે સોનગઢ બન્યું છે-**જૈનશાસનની રાજધાની.**

તીર્થધામ સોનગઢમાં ઉજવાતા ધાર્મિકમહોત્સવો નજરે નીહાળનારને એમ લાગે છે કે અહીં તો ધર્મનો ચોથો કાળ વર્તે છે. અતિ ઉન્નત જિનમંદિરમાં બિરાજમાન મૂળનાયક ભગવાન સીમંધરનાથની ઉપશાંતરસભરપૂર વીતરાગમુદ્રા જોતાં જ મુમુક્ષુનું ચિત્ત થંભી જાય છે.... એમાં જ્યારે વીતરાગીજિનભક્તિની ધૂન પૂ. બેનશ્રીબેન ગવડાવતા હોય એ વખતે તો જાણે દેહાતીતભાવોનો ને સમવસરણનો તાદ્રશ ચિતાર ખડો થાય છે. બાજુમાં જ સીમંધરનાથનું સમવસરણ છે–જ્યાં કુંદકુંદાચાર્યદેવ પ્રભુના ૐકારનાદને ઝીલી રહ્યા છે,–એ પવિત્ર દ્રશ્ય નજરે પડે છે.

બીજી બાજુ છે–જૈન સ્વાધ્યાય મંદિર,–એ છે પૂ. કહાનગુરુની સાધનાભૂમિ.–ત્યાંથી અહર્નિશ તેઓ જૈનશાસનનો વીતરાગીસન્દેશ વિશ્વને સંભળાવી રહ્યા છે.–તેમાં સમયસારની પ્રતિષ્ઠા થયેલી છે. એ 'પ્રતિષ્ઠા–મંદિર' જોતાં જ એમ ખ્યાલમાં આવી જાય છે કે આખા ભારતમાં શ્રી સમયસારપરમાગમની સર્વોત્કૃષ્ટ ભક્તિ ને બહુમાન જો ક્યાંય હોય તો તે અહીં જ છે. અને જ્યારે સમયસાર ઉપર ગુરુદેવના પ્રવચનો સાંભળીએ ત્યારે એમ ખ્યાલ આવે છે કે સમયસારમાં ભરેલા ઊંડા ઊંડા અધ્યાત્મજ્ઞાનને સર્વોત્કૃષ્ટપણે વર્તમાનમાં સમજવાનું સ્થાન સોનગઢ જ છે. બીજી તરફ દેખો–પાંચહજાર ચોરસ ફૂટનો "કુંદકુંદ પ્રવચન મંડપ!" એ કુંદકુંદસ્વામીના ધર્મધ્વજને ફરકાવતો થકો કુંદસન્દેશ સાંભળવા માટે જગતને નિમંત્રી રહ્યો છે.–એની અંદર જિનવાણીના સરસ્વતીભંડાર પણ ભર્યા છે.

અને દૂરદૂરથી જેનું દર્શન મુમુક્ષુઓને આનંદ પમાડી રહ્યું છે–એવો આ ઊંચો ઊંચો માનસ્તંભ તો જુઓ! વાહ! જૈનશાસનની રાજધાનીનો એ ધર્મધ્વજ છે, સુવર્ણધામની એ શોભા છે. નજીકમાં જ,–એ ધર્મધ્વજની છાયામાં, એ દેવ–ગુરુની મંગલ છાયામાં બ્રહ્મચર્યાશ્રમ શોભી રહ્યો છે, જેમાં પૂ. બેનશ્રી–બેન જેવા શાંત–વૈરાગી ધર્માત્માઓની છાયામાં અનેક બ્ર. બહેનો આત્મિકસાધનાના પ્રયત્નમાં જીવનની સફળતા કરી રહ્યા છે.

આવી આ રાજધાનીમાં વહેલી સવારથી મોડી રાત સુધી તત્ત્વજ્ઞાનની ઉત્તમ ધાર્મિક પ્રવૃત્તિ ચાલતી હોય છે....અધ્યાત્મપ્રેમી મુમુક્ષુઓનું એ તીર્થધામ છે. એ તીર્થધામવાસી સન્તોને નમસ્કાર હો.

# આનંદ-ઊર્મિના સાથિયા પૂરીએ છીએ

[ ચંપાબેન જેઠાલાલ શાહ : સોનગઢ ]

**'પૂજ્ય બેનશ્રી' એવા ટૂંકા બહુમાનસૂચક નામથી જેઓ સમસ્ત મુમુક્ષુમંડળમાં ઓળખાય છે, તે પૂજ્ય બેનશ્રી ચંપાબેનના હૃદયોદ્‌ગારો આ લેખમાં વહે છે. તેમણે ભક્તિભીના આનંદિત હૃદયે પૂરેલા આ માંગલિક સાથિયા પૂજ્ય ગુરુદેવના પવિત્ર આત્માનું અને તેમના અનેકવિધ મહિમાનું બરાબર યથાસ્થિત દિગ્દર્શન કરાવે છે. નિજ-કલ્યાણાર્થીએ આ લેખના ભાવો હૃદયમાં કોતરવા યોગ્ય છે.**

હે પરમકૃપાળુ ગુરુદેવ! આપના ગુણોનો શું મહિમા કરું! આપના ઉપકારોનું શું વર્ણન કરું! અસલી સ્વરૂપનું જ્ઞાન આપનાર અપૂર્વ મહિમાના ધારક શ્રી ગુરુદેવના ચરણકમળની સેવા-ભક્તિ નિરંતર હૃદયમાં વસી રહો. પરમ-પરમ-ઉપકારી શ્રી ગુરુદેવનાં ચરણકમળમાં આ સેવકના વારંવાર ભાવ-ભીની ભક્તિથી કોટિકોટિ વંદન હો, નમસ્કાર હો.

હે ગુરુદેવ! આ ભરતખંડમાં આપ વર્તમાન કાળે અજોડ દિવ્ય મહાન વિભૂતિ છો, દિવ્ય આત્મા છો. આપે આ ભરતખંડમાં અવતાર લઈને અનેક જીવોને ઉગાર્યા છે, સમ્યક્‌પંથે દોર્યા છે.

આપનું અદ્‌ભુત શ્રુતજ્ઞાન ચૈતન્યનો ચમત્કાર બતાવે છે, ચૈતન્યની વિભૂતિ બતાવે છે, ચૈતન્યમય જીવન બનાવે છે. આપના આત્મદ્રવ્યમાં શ્રુતસાગરની લહેરો ઊછળી રહી છે, આત્મપર્યાયોમાં ઝગમગતા જ્ઞાનદીવડા પ્રગટી રહ્યા છે—જે આત્મદ્રવ્યને પ્રકાશી રહ્યા છે. આપનું આત્મદ્રવ્ય આશ્ચર્ય ઉપજાવે છે.

હે ગુરુદેવ! આપના મુખકમળમાંથી ઝરતી વાણીની શી વાત! તે એવી અનુપમ-રસભરી છે કે તે દિવ્ય અમૃતનું પાન કરતાં તૃપ્તિ થતી નથી. આપની સૂક્ષ્મ વાણી, ચમત્કાર ભરેલી વાણી ભવનો અંત લાવનારી છે, ચૈતન્યને ચૈતન્યના જ્ઞાનમહિમામાં ડુબાડનારી છે. સૂક્ષ્મ અર્થોથી ભરપૂર, અપૂર્વ રહસ્યવાળી, અનેકવિધ મહિમાથી ભરેલી ગુરુદેવની વાણી છે.

સુવર્ણસમાન નિર્મળતાથી શોભાયમાન, સિંહસમાન પરાક્રમધારી એવા ગુરુદેવે અનેક-અનેક શાસ્ત્રોનું મંથન કરી, એકાકી પુરુષાર્થ કરી, આત્મમાર્ગને

શોધી, આત્મરત્નને આરાધી, ચારે પડખેથી મુક્તિમાર્ગને સ્પષ્ટ કરી પરમાગમોના સૂક્ષ્મ હાર્દને પ્રગટ કરી, ખૂણેખાંચરેથી માર્ગની ચોખવટ કરી, અંતરદષ્ટિ બતાવી, મુક્તિનો માર્ગ પ્રકાશ્યો છે. નિઃસ્પૃહ અને નીડર એવા ગુરુદેવે મુક્તિમાર્ગને સર્વ પ્રકારે સ્પષ્ટતાપૂર્વક સરળ કરી અપાર ઉપકાર કર્યો છે, ભેદવિજ્ઞાનનો, સ્વાનુભૂતિનો માર્ગ બતાવ્યો છે, રત્નત્રયનો સાચો પંથ પ્રકાશ્યો છે, જિનેશ્વરભગવાનનાં કહેલાં અને આચાર્યદેવોનાં ગૂંથેલાં અગણિત શાસ્ત્રોનાં રહસ્યો પ્રકાશ્યાં છે.

શ્રી ગુરુદેવે શુભાશુભ પરિણામથી ભિન્ન શુદ્ધ–આત્માનું સ્વરૂપ, નિશ્ચય-વ્યવહારનું સ્વરૂપ, નિમિત્ત–નૈમિત્તિક ભાવોનું સ્વરૂપ, જ્ઞાતાનું સ્વરૂપ, કર્તાનું સ્વરૂપ, વસ્તુના સૂક્ષ્મભાવોનું સ્વરૂપ, અનેક–અનેકવિધ વસ્તુનું સ્વરૂપ બતાવી અપાર ઉપકાર કર્યો છે, અનેક સૂક્ષ્મ ન્યાયો પ્રકાશી અમાપ ઉપકાર કર્યો છે. બાર અંગ અને ચૌદ પૂર્વના સત્ત્વરૂપ ભાવો ગુરુદેવના જ્ઞાનમાં ભર્યા છે. બહુશ્રુતધારી, સમ્યક્જ્ઞાની, સાતિશય વાણી અને સાતિશય જ્ઞાનના ધરનારા પરમ ઉપકારી ગુરુદેવનાં ચરણકમળમાં અત્યંત અત્યંત ભક્તિથી વંદન–નમસ્કાર હો.

ગુરુદેવે સંઘસહિત ઉત્તર અને દક્ષિણની મહાન તીર્થયાત્રા કરીને નગર–નગરમાં શુદ્ધાત્મતત્ત્વની દાંડી પીટીને સત્ધર્મની મહાન પ્રભાવના કરી છે. તેઓશ્રીના જ્ઞાનચક્રે આખા હિંદને ડોલાવ્યું છે, ગુરુદેવે ભારતભરમાં ધર્મના આંબા રોપ્યા છે.

ગુરુદેવે ગામે–નગરે ઠેર ઠેર જિનાલયો અને જિનેન્દ્રભગવંતોની પ્રતિષ્ઠા કરી છે, સૌરાષ્ટ્રભરમાં દિગંબર માર્ગની સ્થાપના કરી છે, વીતરાગશાસનનો ઉદ્યોત કર્યો છે. એવા શાસનસ્તંભ હે ગુરુદેવ! આપનાં કાર્યો અજોડ છે, આ કાળે અદ્વિતીય છે.

પંચ પરમેષ્ઠી ભગવંતોને ઓળખાવનાર એવા હે ગુરુદેવ! આપ જિનેંદ્રદેવના પરમ ભક્ત છો, પંચ પરમેષ્ઠીના પરમ ભક્ત છો. શ્રુતદેવીમાતા આપના હૃદયમાં કોતરાઈ ગયાં છે, જિનેન્દ્ર ભગવંતો અને મુનિવરભગવંતોનાં દર્શન અને સ્મરણથી આપનું અંતઃકરણ ભક્તિથી ઉભરાઈ જાય છે.

—આવા અનેકવિધ અદ્ભુત ગુણમહિમાથી દીપતા, રત્નત્રયના આરાધક હે ગુરુદેવ! આપે ઉમરાળામાં જન્મ લઈ ઉમરાળાની ભૂમિને પાવન કરી છે. આપે બાળવયથી જ સંસારથી વિરક્ત થઈ સંસારનો ત્યાગ કર્યો, જગતમાં

સત્ય સ્વરૂપનો દૃઢતાપૂર્વક પ્રકાશ કર્યો, વીરનો માર્ગ પોતે સ્વયં આરાધી, ભારતના જીવોને સમજાવી ઉપકાર કર્યો. તેથી હે ગુરુદેવ! આપ ભારતના ભાનુ છો. આપ જેવા દિવ્ય પુરુષનો આ ભારતમાં અવતાર થયો તેથી આ ભરતક્ષેત્ર ભાગ્યશાળી છે. જેમને ત્યાં આપનો જન્મ થયો તે માતા-પિતાને ધન્ય છે. આપ જ્યાં વસ્યા તે ભૂમિને ધન્ય છે. ગુરુદેવ જ્યાં વસે છે તે ભૂમિનાં રજકણુ-રજકણુને ધન્ય છે. ગુરુદેવ જ્યાં વસે છે તે ક્ષેત્રનું વાતાવરણ અનેરું છે.

પરમપ્રતાપી ગુરુદેવે આ પામર સેવક ઉપર અનંત અનંત ઉપકાર કર્યો છે.

'અહો! અહો! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ! કર્યો, અહો! અહો! ઉપકાર.'

ગુરુદેવના ઉપકારોનું શું વર્ણન થાય? ગુરુદેવના ગુણોનું બહુમાન હૃદયમાં હો! ગુરુદેવનાં ચરણકમળની સેવા હૃદયમાં હો!

ગુરુદેવનાં ચરણકમળમાં પરમભક્તિથી વારંવાર વંદન-નમસ્કાર કરી આ વૈશાખ સુદ બીજના માંગલિક જન્મ-મહોત્સવ પ્રસંગે શ્રી ગુરુદેવને ભક્તિ-પુષ્પોથી વધાવીએ છીએ, આનંદ-ઊર્મિના સાથિયા પૂરીએ છીએ.

નિત નિત આનંદમંગળની વૃદ્ધિના કારણભૂત
મંગળમૂર્તિ ગુરુદેવનો પુનિત પ્રતાપ જયવંત હો!
ગુરુદેવના પ્રભાવ અને ચૈતન્યઋદ્ધિનીવૃદ્ધિ હો!

**શ્રી વીરશાસન જયવંત હો!**

卐

# હર્ષાનંદના દીવડા પ્રગટાવીએ છીએ

[ શાન્તાબેન મણિલાલ ખારા : સોનગઢ ]

☆

'પૂજ્ય બેન' એવા ટૂંકા બહુમાનસૂચક નામથી જેઓ સમસ્ત મુમુક્ષુમંડળમાં ઓળખાય છે, તે પૂજ્ય બેન શાન્તાબેનના હૃદયોદ્ગારો આ લેખમાં વહે છે. તેમણે ભક્તિભીના આનંદિત હૃદયે પ્રગટાવેલા આ માંગલિક દીવડા પૂજ્ય ગુરુદેવના પવિત્ર આત્માનું અને તેમના અનેકવિધ મહિમાનું યથાસ્થિત દિગ્દર્શન કરાવે છે. નિજકલ્યાણાર્થીએ આ લેખના ભાવો હૃદયમાં કોતરવા યોગ્ય છે.

☆

હે પરમકૃપાળુ ગુરુદેવ! આપનો આ સેવક ઉપર અનંત અનંત ઉપકાર છે. આપનાં ચરણોમાં આ દાસના અત્યંત ભક્તિ–ઉલ્લાસથી નમસ્કાર હો.

હે જ્ઞાની ગુરુદેવ! આપની જ્ઞાનશક્તિ અગાધ છે, આપનું સમ્યક્શ્રુતજ્ઞાન અજોડ છે, આપનું સમ્યક્જ્ઞાન ભારતભરમાં ફેલાયેલું છે.

હે ગુરુદેવ! આપની ચૈતન્યરસ–ઝરતી વાણીમાં એટલી મીઠાશ છે કે સાંભળતાં તૃપ્તિ થતી નથી. આપની વાણીમાં મધુરતા ને દિવ્યતા છે. મધ્યસ્થ જીવો પણ આપની વાણી સાંભળતાં થંભી જાય છે. આપની વાણીનું મૂલ્ય આંકી શકાય એમ નથી.

આપ જ્યારે સમયસાર, પ્રવચનસાર, નિયમસાર, પંચાસ્તિકાય, પદ્મનંદિપંચવિંશતિ, સ્વમીકાર્તિકેય–અનુપ્રેક્ષા, ધવલ, જયધવલ આદિ શાસ્ત્રોમાંથી સૂક્ષ્મ વિષયો ઉપર સૂક્ષ્મ ન્યાયો પ્રકાશો છો, ત્યારે આપનો જ્ઞાનઉપયોગ એવો લાગે છે કે જાણે ઉપયોગ આત્મા સાથે કેલિ કરતો હોય,–આત્મા સાથે રમતો હોય અને જાણે અંદરથી જ્ઞાન–બગીચો ખીલી ઊઠયો હોય!–એવી ભારે અચિંત્યતા દેખાય છે.

હે ગુરુદેવ! આપે સમ્યક્ રત્નત્રયનો માર્ગ સ્વયં આરાધીને બીજાને તે માર્ગ ચારે બાજુથી સ્પષ્ટ કરીને બતાવ્યો છે. આપ નીડર નિર્ણય પરાક્રમધારી છો, વીરમાર્ગને પોતે સ્વયં નિઃશંકપણે પ્રકાશ્યો છે.

ગુરુદેવ! નિશ્ચય-વ્યવહારનું સ્વરૂપ, ઉપાદાન-નિમિત્તનું સ્વરૂપ, શુભાશુભ ભાવોથી ભિન્ન શુદ્ધાત્માનું-જ્ઞાયકદેવનું સ્વરૂપ વગેરે મૂળભૂત વિષયો યથાર્થપણે, સ્પષ્ટપણે, સૂક્ષ્મપણે પ્રકાશીને આપે અથાગ ઉપકાર કર્યો છે. આત્મ-અનુભવ વડે જ રત્નત્રયની પ્રાપ્તિ થાય અને તેનાથી જ મુક્તિની પ્રાપ્તિ થાય એવું અસલી મૂળભૂત સ્વરૂપ સમજાવીને, તીર્થંકર દેવની દિવ્ય વાણીનું ખરેખરું રહસ્ય સમજાવીને, આપે જગત ઉપર ભારે ઉપકાર કર્યો છે. આપનાં ચરણોમાં પરમ ભક્તિથી વારંવાર નમસ્કાર હો.

કેવળજ્ઞાનીના વિરહમાં આપે આપની અપૂર્વ શક્તિ વડે સ્વયં જ આ માર્ગ શોધી કાઢયો છે તે આપના આત્માનો અપાર મહિમા છે. આપે સમ્યક્ પુરુષાર્થ વડે ભવનો અંત કર્યો છે અને આપની વાણીનું જે આરાધન કરે તેને ભવનો અંત થાય છે.

હે ગુરુદેવ! આપનો પ્રભાવનાયોગ પણ અચિંત્ય છે. સૌરાષ્ટ્રભરમાં જ્યાં ધર્મનું નામનિશાન પણ નહોતું ત્યાં આપના પ્રતાપે અત્યારે ઘણાં ગામોમાં શ્રીજિનેંદ્રમંદિરો સ્થપાયાં અને વીતરાગ-માર્ગ સ્થપાયો તે આપનો પરમ પ્રભાવ છે.

આપ શ્રીજિનેંદ્રદેવના પરમ ભક્ત છો. શ્રીજિનેંદ્રદેવને આપે અંતરમાં વસાવ્યા છે. આપ શ્રી જિનેંદ્રદેવની કૃપાના મહાપાત્ર છો.

આપે સંઘસહિત ઉત્તર-દક્ષિણની જાત્રા કરીને જગતમાં દેહ-વાણી-મનથી ભિન્ન શુદ્ધાત્મદ્રવ્યનો ઉપદેશ આપી સત્‌ધર્મનો ભારે પ્રકાશ પાડયો છે. શ્રી જિનેંદ્રદેવ અને મહામુનિવરોની ભક્તિ આપના રોમેરોમમાં વસી છે.

આપ જ્યાં જ્યાં બિરાજતા હો ત્યાં ત્યાં તે તે ગામમાં આનંદ-મંગળ વર્તાઈ રહે છે. આપના પ્રતાપે જંગલમાં પણ મંગળ વર્તી રહે છે. આપે સુવર્ણપુરી-ધામને તો સાક્ષાત્ જંગલનું મંગળ બનાવ્યું છે; સુવર્ણપુરી તો આપના પ્રતાપે ખરેખર અતિશયયુક્ત બની છે. આપની શાન્તિની છાયા સુવર્ણપુરીમાં છવાણી છે.

આપનો મહાપાવન જન્મ ઉમરાળા ગામમાં થયો છે તેથી ઉમરાળા-ની ભૂમિ મહાપાવન થઈ છે. એક ઉમરાળા જ નહિ પરંતુ આપના જન્મ-થી સારું યે ભારત પાવન થયું છે. આપના માતા પિતાને ધન્ય છે! આપનો અવતાર તો એક દૈવી અવતાર છે. આ સેવક પર આપનો અનંત અનંત ઉપકાર છે.

'ગુરુરાજે કર્યો ઉપકાર, રાખી નહિ ખામી રે;
આ પામર પર કરુણા અતિ વરસાવી રે-'

શ્રી ગુરુદેવની ચરણ સેવા નિરંતર હૃદયમાં રહો! આ મંગળકારી જન્મ-મહોત્સવ-પ્રસંગે ગુરુદેવને ભક્તિરૂપી ફૂલડેથી વધાવીએ છીએ, હર્ષાનંદના દીવડા પ્રગટાવીએ છીએ.

**જય હો! વિજય હો! અંતરમાં અને બાહ્યમાં અપૂર્વ**
**પ્રભાવના કરનાર શ્રી સદ્‌ગુરુદેવનો જય હો!**

## હુકમીચંદજી શેઠ બોલે છે.......

( સોનગઢમાં ગુરુદેવના ચરણ સમીપ હુકમીચંદજી શેઠ બેઠા છે. )

જૈન સમાજનો આ બેતાજ–બાદશાહ આજે હીરક જયંતી વખતે આપણી વચ્ચે નથી; પરંતુ ગુરુદેવ સંબંધી તેમના ઉદ્દગારો આજે યાદ આવે છે. પહેલી વખત સં. ૨૦૦૧ માં સોનગઢ આવ્યા ત્યારે ગુરુદેવનું પ્રવચન સાંભળતાં–સાંભળતાં આનંદિત થઈને તેઓ બોલી ઉઠ્યા હતા કે :

“ कुंदकुंद भगवानने तो शास्त्रोमें सब कहा है किन्तु उसका रहस्य समझानेके लिये आपका जन्म है ।” “सम्यग्दृष्टिके बिना कोई यह बात नहीं समझ सकता । मिथ्यादृष्टि–अज्ञानी जीव आपकी बात नहीं स्वीकार करता, सम्यग्दृष्टि जैसे जीव ही आपकी बात समझ सकते हैं । हमको बहुत आनन्द आता है ।”

“ अहो ! सभाजनों ! आपका बड़ा भाग्य है कि आप सत्पुरुषके अध्यात्म उपदेशका बड़ी रुचिसे नित्य लाभ ले रहे हो; मैं तो तुच्छ आदमी हूँ, आप तो बड़े भाग्यवान् हो । हम तो अल्प लाभ ले सके हैं, तो भी हमारे आनन्दका क्या कहूँ ? यदि इस अध्यात्मज्ञानके लिये मेरा सब कुछ अर्पण किया जाय तो भी कम है ।”

“ महाराजजीका यह अद्भुत तत्त्वज्ञान तमाम दुनियामें सब भाषामें प्रचार होवे ऐसी हमारी भावना है ।”

## શેઠશ્રી નાનાલાલભાઈ જસાણીના ઉદ્‌ગારો

મુરબ્બી શેઠશ્રી નાનાલાલભાઈ જો કે આજે આપણી વચ્ચે નથી, પરંતુ તેઓશ્રીએ એકવાર પોતાના કુટુંબ–પરિવાર સમક્ષ ગુરુદેવની ભક્તિ સંબંધી જે ઉદ્‌ગારો કાઢેલા અને પોતાના પરિવારને પણ સોનગઢ જઈને વિશેષ લાભ લેવાની જે ભલામણ કરેલી તે ઉપરથી તેમના અંતરની લાગણીઓનો ખ્યાલ આવી શકે છે. અહીં તેમના એ ઉદ્‌ગારો જ હીરક જયંતીની શ્રદ્ધાંજલિરૂપે આપવામાં આવ્યા છે.

**—સંપાદક.**

મને શ્રીમદ્ રાજચંદ્રજીના મુંબઈમાં દર્શન થયા અને તેઓની સાથે વીસેક દિવસ તેમના ઘરમાં રહ્યો હતો. તેઓનો ધર્મનો ઊંચામાં ઊંચો બોધ હતો. હમેશા રાત્રે આધ્યાત્મિક સ્તવનો અપૂર્વ શાંતિથી બોલ્યા કરતા. ત્યારથી તેઓ તરફ મારી ખૂબ જિજ્ઞાસા થઈ કે તેઓના પુસ્તકો વાંચું અને તેમાંથી બોધ મેળવું. રંગુનમાં હંમેશ કલાક કલાક વાંચતો હતો અને મનમાં થતું હતું કે આવા ગુરુ કયારે મળે! ૧૯૮૯ની સાલમાં અમરેલી પરમ પૂજ્ય મહારાજ સાહેબ કાનજી સ્વામીનો પરિચય થતાં ખાતરી થઈ કે જે શ્રીમદ્ કહે છે તે જ આ કહી રહ્યા છે. ત્યારથી જ મેં તેઓને મારા ગુરુ સ્થાપ્યા. તમો બધાઓ પણ જયારે જયારે વખત મળે ત્યારે સોનગઢ જવું અને વિશેષ વિશેષ લાભ લેવો તેમ ભલામણ છે.

અમરેલી શેઠ રામજી હંસરાજે મને બોલાવ્યો ત્યાં પરમ પૂજ્ય ગુરુદેવ કાનજી સ્વામીનો સત્સંગ થયો ત્યારે મને ખાતરી થઈ કે જે ગુરુની શોધમાં હતો તે જ ગુરુ મળી ગયા. ત્યારથી તેમના સત્સંગમાં રહેવાનો વિશેષ વિશેષ પ્રયાસ કરવા માંડયો.

અને સં. ૧૯૯૪માં તેઓ સોનગઢ બિરાજતા હતા ત્યારે સ્વાધ્યાય મંદિરની પ્રતિષ્ઠા હતી. તે જ વખતે મને થયું—આ તો જો કે સ્થાનકવાસીવાળા છે, મને અહીં દેરાસર બાંધવાની આજ્ઞા આપે? પણ ૧૯૯૫માં પૂજ્ય ગુરુદેવ રાજકોટ પધાર્યા ત્યારે બેનો તથા ભાઈઓની ઈચ્છા થઈ કે સોનગઢમાં દેરાસર બંધાવીએ. અને મેં જ તેઓશ્રીને વિનંતી કરી. સં. ૧૯૯૬માં તેની શરૂઆત કરાવી અને ૧૯૯૭માં તેની પ્રતિષ્ઠા થઈ. મારી તબિયત તે વખતે નરમ હતી પણ ઉત્સાહ ઘણો એટલે દેરાસરની પ્રતિષ્ઠામાં પૂરો ભાગ લીધો. ત્યાર પછી ૧૯૯૯માં રાજકોટ પધાર્યા. ૯૫માં દશ મહિના રહ્યા હતા અને ૯૯માં લગભગ નવેક મહિના રહ્યા હતા. અને તેઓનો બોધ સાંભળી અમને અને આખા કુટુંબને તેમના પ્રત્યે બહુ બહુ માન ઉપજયું હતું, તેવું માન તમો સહુને ઉત્પન્ન થાઓ તેવી મારી ભલામણ છે. ☆

આપણા ગુરુદેવની હીરક જયંતીનો પ્રસંગ એ મહાન આનંદનો પ્રસંગ છે; આપણા ઉપર તેઓશ્રીના મહાન ઉપકાર છે; કઈ રીતે તેમને અભિનંદીએ? આત્માના અનુભવનો ઉપદેશ આપીને તેઓશ્રી જીવનનું મુખ્ય કર્તવ્ય સમજાવે છે. સંસારના ગમે તેવા ક્લેશ તેઓશ્રીની ચરણછાયામાં આવતાં જ અદૃશ્ય થઈ જાય છે. તેઓશ્રીની સાથે તીર્થધામોની યાત્રા કરતાં જીવનમાં જે હર્ષોલ્લાસ થાય છે તે કદી ભૂલાય તેમ નથી. સદાય આ રીતે ગુરુદેવની સાથે જ રહીએ ને તેઓશ્રીએ બતાવેલા આત્માને ઓળખીને આત્મહિત સાધીએ-એવી ભાવનાપૂર્વક ગુરુદેવના ચરણોમાં શ્રદ્ધાંજલિ આપું છું.

—મોહનલાલ કાળીદાસ જસાણી

[દક્ષિણ દેશની યાત્રામાં સંઘપતિ તરીકે ગુરુદેવની સાથે શેઠ શ્રી મોહનલાલભાઈ જસાણીએ મોટરમાં કરાડથી પૂના તરફ જતાં વચ્ચે રસ્તામાં આ શ્રદ્ધાંજલિ આપેલ, પરંતુ એ પ્રસિદ્ધ થાય ત્યાર પહેલાં તો (બીજે દિવસે જ) તેમનો સ્વર્ગવાસ થઈ ગયો; તેની અહીં સખેદ નોંધ લઈએ છીએ—સં.]

—:o:—

# “ શિવ(મુક્તિ)રમણી રમનાર તું, તુંહી દેવનો દેવ ”

સુંદર રૂપવાન અને સુદૃઢ શરીર ધરાવતો, ખાનદાન કુટુંબમાં ઊછરેલો, ધીકતી વેપારી પેઢી ચલાવતો, વીસ વર્ષની પૂર યુવાવસ્થામાં મહાલતો આજનો યુવાન સંસારની રમણી સાથે રમવાની ભાવના ભાવતો હોય તેવા કાળમાં તેવા સર્વ સંયોગો જે યુવાનને સાંપડયા હોવા છતાં, એક દિવસ તેના ગામમાં ‘રામલીલા’ આવે છે તે જોવા તે જાય છે. તેમાં રામ તથા લક્ષ્મણના પાઠ ભજવનાર બે બાળકોનો સુંદર બોધપ્રદ સંવાદ અને વૈરાગ્યમય હાવભાવ સહિતના વૈરાગ્યપ્રેરક કાવ્યો તે સાંભળે છે. તે ઉપરથી તેને વૈરાગ્યની ખુમારી પ્રગટે છે. મોહમય વાતાવરણમાં નિર્મોહતાના વિચારો સ્ફૂરે છે. લૌકિક પેઢીને છોડીને અલૌકિક પારમેશ્વરી પેઢી ચલાવવાનો પુરુષાર્થ જાગે છે અને અંતરમાં સમસ્ત સંસાર પ્રત્યે ઉદાસીનતાની ધૂન લાગે છે. તે ધૂનમાં ને ધૂનમાં તેને કાવ્ય રચનાની પ્રેરણા મળે છે અને તેથી બાર પંકિતનું એક કાવ્ય રચી કાઢે છે. તેની પહેલી પંકિત છે—

“શિવ (મુકતિ) રમણી રમનાર તું, તું હી દેવનો દેવ.”

આમ પૂર યુવાવસ્થામાં મુકિતરમણી સાથે રમવાના ભણકાર અંતરમાં ઊઠે, દેવાધિદેવ બનવાના કોડ જાગે એ કેટલું વિસ્મયકારી લાગે છે! છતાં તેને જીવનમાં સંપૂર્ણપણે વણી લઈ, પ્રયત્ન તેવું અલૌકિક વૈરાગ્યમય અનુકરણીય જીવન જીવી બતાવે તે સત્પુરુષ અન્ય કોઈ નહિ પણ પરમ પૂજ્ય આત્મજ્ઞ સંત શ્રી કાનજી સ્વામી!

આપણા મહાન્ પુણ્યોદયે અને સદ્ભાગ્યે આપણને તેઓશ્રીનો યોગ પ્રાપ્ત થયો છે એ અત્યંત ગૌરવ લેવા જેવું છે. તેઓશ્રી આપણને સૌને મુકિતરમણી સાથે રમવાના અને દેવાધિદેવ પદ પ્રાપ્ત કરવાના દિવ્ય સંદેશાઓ નિરંતર ઉલ્લાસિત ભાવે આપી રહ્યા છે તે માટે તેઓશ્રી આપણા સૌના અભિનંદન અને અભિવંદનને પાત્ર છે. તેમનો સર્વત્ર, સર્વદા, સર્વથા જય હો! તેઓશ્રી આપણા જીવનના ધ્રુવ તારા બની, તથા સંસારસાગરમાં આપણું જીવનનાવ મોહરાગદ્વેષાદિ ભાવોના ખરાબે ન ચડી જાય એ માટે દીવાદાંડીરૂપ બની મોક્ષપાટણ પહોંચવા માટે સદાય માર્ગદર્શન આપતા રહો એવી અંતરની ભાવનાપૂર્વક તેમને અત્યંત ભકિતભાવે વંદન હો!

—ખીમચંદ જે. શેઠ. સોનગઢ

# યુગસ્રષ્ટા શ્રી કાનજી સ્વામી

હિંમતલાલ જે. શાહ

B. Sc. સોનગઢ

વિદ્વાન ભાઈશ્રી હિંમતલાલ જે. શાહે ગુરુદેવના જીવનનો પરિચય આ ગ્રંથમાં કરાવ્યો છે, તે ઉપરાંત અહીં શ્રદ્ધાંજલિરૂપે તેમણે પૂજ્ય ગુરુદેવ પ્રત્યે હૃદયની જે ભાવોર્મિઓ વ્યક્ત કરી છે તે મુમુક્ષુઓને આનંદકારી છે. પૂ. બેનશ્રી ચંપાબેનના વડીલ બંધુ શ્રી હિંમતભાઈથી તો સમસ્ત મુમુક્ષુસમાજ પરિચિત છે એટલે એ મુમુક્ષુ રત્નનો વિશેષ પરિચય નથી આપ્યો.

☆

કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શનનું અપાર માહાત્મ્ય છે. પરમોપકારી ગુરુદેવ શ્રી કાનજીસ્વામીએ ઘણાં વર્ષો પહેલાં રાજકોટમાં શ્રીમદ્ રાજચંદ્રજીની જયંતી પ્રસંગે કહ્યું હતું કે 'સમ્યગ્દષ્ટિ બળદની ખરી જે વિષ્ટા ઉપર પડે તે વિષ્ટા પણ ધન્ય છે.' પ્રત્યેક પદાર્થને પોતાના સ્પર્શમાત્રથી ધન્ય બનાવનાર સમ્યગ્દષ્ટિ–મહાપુરુષની ૭૫મી જન્મજયંતી ઉજવવાનો આજનો પ્રસંગ આપણા માટે અતિ આનંદોલ્લાસનો પ્રસંગ છે. ગુરુદેવનું આંતરિક જીવન ભેદજ્ઞાનમય પરમપવિત્ર હોવા ઉપરાંત બાહ્યમાં પણ તેમને આશ્ચર્યકારક પરમોપકારી પ્રભાવનાયોગ વર્તે છે, જેને લીધે ભારતવર્ષમાં એક આધ્યાત્મિક યુગ પ્રવર્ત્યો છે. 'સમયસાર પ્રવચનો'ની પ્રસ્તાવનામાં પોતાને માટે 'યુગપ્રધાન' શબ્દ લખાયેલો વાંચીને ગુરુદેવે નિર્માનતાને લીધે કહ્યું હતું કે, 'મારે માટે બહુ મોટો શબ્દ લખી નાખ્યો છે.' પરંતુ ત્યાર પછી થોડા જ વખતમાં પંડિત લાલનજીએ કંઇક વાતથી ઉલ્લાસ આવી જતાં કહ્યું હતું કે 'ગુરુદેવ, આપ યુગપ્રધાન નથી પણ યુગસ્રષ્ટા છો.' આ રીતે પં. લાલનજીને ગુરુદેવને માટે 'યુગપ્રધાન' શબ્દ મોટો નહિ પણ નાનો લાગ્યો હતો; 'યુગસ્રષ્ટા' શબ્દ જ યોગ્ય લાગ્યો હતો. ખરેખર પૂ. ગુરુદેવે આ કાળમાં જ્ઞાનમૂર્તિ આત્માનો, સમ્યગ્દર્શનના મહિમાનો, નિશ્ચયનયની મુખ્યતાનો, દ્રવ્યના સંપૂર્ણ સ્વાતંત્ર્યનો, ઉપાદાન–નિમિત્તના યથાર્થ તત્ત્વજ્ઞાનનો, આધ્યાત્મિક વસ્તુવિજ્ઞાનનો અને સમયસારનો યુગ સર્જ્યો છે.

ઘણા કાળથી લોકો કર્મપ્રકૃતિના જ્ઞાનને જ્ઞાન સમજતા, આત્મશ્રદ્ધા વિનાની 'વીતરાગે કહેલો માર્ગ સાચો છે' એવી આંધળી શ્રદ્ધાને સમ્યગ્દર્શન સમજતા, ઉપવાસાદિ દૈહિક કષ્ટને ચારિત્ર સમજતા, જેમ ભીનું વસ્ત્ર તડકે સુકવવાથી પાણી ઝરી જાય છે તેમ શરીર તડકે તપાવવા વગેરેની કષ્ટક્રિયાથી કર્મો નિર્જરી જશે—આવી આવી તત્ત્વજ્ઞાનશૂન્ય માન્યતાઓ પ્રવર્તતી. અબાધિત સુવિજ્ઞાન સિદ્ધાંતોની કસોટીમાંથી પાર ઉતરી શકે એવો વીતરાગપ્રણીત સદ્ધર્મ વૈજ્ઞાનિક ભૂમિકા ઉપરથી સરી પડીને રૂઢિચુસ્ત સાંપ્રદાયિકતામાં અને ક્રિયાકાંડમાં અટવાઈ ગયો હતો. 'વીતરાગે આમ કહ્યું છે માટે તે ખરું હશે, આપણે

અલ્પજ્ઞ શું જાણીએ?' એવી ઢીલી વાતો કરનારા લોકો જ ચારે તરફ દેખાતા. પણ 'મેરો ધની નહિ દૂર દિસંતર, મોહિમેં હૈ મોહિ સૂઝત નીકે' એવો અનુભવ કરીને 'હું જ્ઞાન-મૂર્તિ ભગવાન છું' એમ છાતી ઠોકીને કહેનાર કોઈ દેખાતું નહોતું. એવા સમયમાં ગુરુદેવે સમયસાર દ્વારા પરમ ચમત્કારિક આત્મપદાર્થને અનુભવ્યો અને અનુભવજનિત શ્રદ્ધાના વજ્રખડક ઉપર ઊભા રહીને જગતને ઘોષણા કરી કે "અહો જીવો! પરભાવોથી અને વિકારથી ભિન્ન જ્ઞાનમૂર્તિ આત્મપદાર્થના અનુભવથી કહીએ છીએ કે અમે જે માર્ગે ચાલીએ છીએ અને જે માર્ગ દર્શાવીએ છીએ તે માર્ગે ચાલ્યા આવો અને જો મોક્ષ ન મળે તો એ દોષ અમે અમારા શિર પર લઈએ છીએ. આત્મામાં ભવ છે જ નહિ એવો અનુભવ કર્યા વિના જ્ઞાન કેવું? દર્શન કેવું? અને એ શુદ્ધાત્મભૂમિકા પ્રાપ્ત કર્યા વિના તમે ચારિત્રનાં ચિત્રામણ શાના પર કરશો? આજે અમે કહીએ છીએ તે વાત ત્રણ કાળમાં ત્રણ લોકમાં ફરે એમ નથી. સર્વ તીર્થંકરોએ જે વાત કરી છે અને સર્વ અનુભવી પુરુષો ત્રણે કાળે એ જ વાત કહેવાના છે." અનુભવની વજ્ર-ભૂમિ ઉપર ઊભા રહીને અત્યંત નિઃશંકપણે તેમ જ કોઈ દિવસ લેશ પણ કંટાળા વિના, સદા આનંદસાગરને ઉછાળતા, અત્યંત પ્રમોદપૂર્વક ચૈતન્ય ભગવાનનાં ગાણાં ગાતા અધ્યાત્મ-ઉપદેશ વરસાવતા ગુરુદેવ આ કાળે એક અજોડ લોકોત્તર વ્યક્તિ છે. જગતને બાહ્ય પદાર્થો દેખાય છે પણ તે બધાનો દેખનાર મહાપદાર્થ દેખાતો નથી. એવા જગતને ગુરુદેવ પડકાર કરે છે કે "અહો જીવો! જે બધાના ઉપર તરતો ને તરતો રહે છે એવો આ પ્રત્યક્ષ અનુભવગમ્ય પ્રધાન પદાર્થ—જેની આગળ બીજું બધું શૂન્ય જેવું છે તે જ તમને કેમ દેખાતો નથી? આત્મા જ એક પરમ અલૌકિક સર્વોત્કૃષ્ટ મહિમાવંત પદાર્થ છે, જેના વિના જગતમાં સર્વત્ર અંધકાર છે.... આ બધું અમે આગમાધારે કહીએ છીએ એમ નહિ પણ પ્રત્યક્ષ અનુભવથી કહીએ છીએ. એમ છતાં તે અનુભવ આગમથી સર્વથા અવિરુદ્ધ છે." વસ્તુવિજ્ઞાન સમજાવવાની ગુરુદેવની શૈલી પણ અનોખી છે. 'સત્નો કદિ નાશ ન થાય, શૂન્યમાંથી સત્ કદી ઉત્પન્ન ન થાય, કારણ-કાર્ય ભિન્ન ભિન્ન પદાર્થોમાં ન હોય' ઈત્યાદિ પરમ વૈજ્ઞાનિક સત્યોને ગુરુદેવ અત્યંત સ્પષ્ટ અને સુંદર રીતે સમજાવે છે, તેના ઉપર પોતાના અનુભવની વજ્ર-મહોર મારે છે અને આગમની તથા પૂર્વાચાર્યોની સાખ આપે છે. એ રીતે પૂજ્ય ગુરુદેવે શુદ્ધાત્મ-અનુભવથી, આગમથી અને અબાધ્ય યુક્તિથી જગતમાં એક યુગ પ્રવર્તાવ્યો છે; અને તે પણ એક સામાજિક કે રાજકીય યુગ નહિ પણ ભવભ્રમણને છેદનારો, પરમ કલ્યાણકારી લોકોત્તર યુગ પ્રવર્તાવ્યો છે. સોનગઢની અંદર શ્રી હીરાભાઈના નાના શા મકાનમાં દશવીશ ધર્મપ્રેમી જીવોથી માંડીને, ક્રમે કરીને સ્વાધ્યાય મંદિરમાં સેંકડો જીવો ઉપર અને પ્રવચનમંડપમાં હજારો જીવો ઉપર ગુરુદેવના કલ્યાણકારી ઉપદેશનું મોજું પથરાયું અને આજે તો 'આત્મધર્મ' દ્વારા, કુંદકુંદકહાન-ગ્રંથમાળા તરફથી પ્રકાશિત અનેકાનેક ગ્રંથો દ્વારા તેમ જ તીર્થયાત્રાદિ નિમિત્તે થતા ગુરુદેવના ભારતવ્યાપી વિહારો

દરમ્યાન ગુરુદેવના મુખેથી વરસતા ભવનાશક અધ્યાત્મ–ઉપદેશ દ્વારા સમસ્ત ભારતવર્ષને–આખા મુમુક્ષુજગતને એ ઉપદેશસાગરના કલ્લોલો પાવન કરે છે. આસપાસના સંયોગો જોતાં એમ લાગે છે કે જે કોઈ જીવ આ કાળે મોક્ષમાર્ગ સમજશે તે જીવ પ્રાયઃ ગુરુદેવની જ સીધી કે આડકતરી અસરથી સમજશે. જગતમાં આવા લોકોત્તર યુગના સ્રષ્ટા ગુરુદેવના ચરણકમળમાં આજે તેમની જન્મ જયંતીના પ્રસંગે આપણા કોટિ કોટિ વંદન હો.

આપણે જેઓ તેમના નિરંતર સત્સંગમાં રહીએ છીએ અથવા અવારનવાર તેમના સત્સંગનો લાભ લેતા રહીએ છીએ તેમના પર તો ગુરુદેવનો અકથ્ય ઉપકાર છે. આપણા આખા જીવનને તેઓશ્રીએ ઘડયું છે. આપણામાં જે કાંઈ શુભેચ્છા હોય, જે કાંઈ વૈરાગ્ય હોય, જે કાંઈ જ્ઞાનમૂર્તિ ભગવાનનો આદર હોય, તે બધુંય ઘણે અંશે ગુરુદેવને આભારીછે. આપણા શુભ ભાવોના, વૈરાગ્યજીવનના, મંથનજીવનના, શ્રદ્ધાજીનના–બધાયના, ગુરુદેવજ સ્વામી અને નિર્માતા છે. હંમેશાં પ્રવચનો દ્વારા અને તેમના જીવનની છાપ દ્વારા તેઓ આપણું જીવન ઘડી રહ્યા છે. જ્યાં આપણને આત્માની શંકા થાય ત્યાં 'અરે ભાઈ! એ શંકાનો કરનાર તું છો કોણ એ તો જો!' એમ કહીને આપણું શ્રદ્ધાજીવન ગુરુદેવ ટકાવે છે. 'શરીરને હું હલાવું છું' એમ થઈ જાય ત્યાં 'અરે ભાઈ!' નેત્ર જેવું જ્ઞાન પર પદાર્થને હલાવી શકે છે એવો ભ્રમ તને કયાંથી પેઠો?' એમ કહીને ફરી શ્રદ્ધામાં સ્થાપિત કરે છે. આ રીતે પરમ પૂજ્ય ગુરુદેવ આપણા સમગ્ર જીવનના ઘડવૈયા છે.

આવા પરમોપકારી ગુરુદેવને આજે આ માંગલિક પ્રસંગે આપણે કઈ વિધિથી પૂજીએ! જે ગુરુદેવ નિરંતર જ્ઞાનપ્રકાશ ફેલાવી રહ્યા છે તેમની મણિરત્નના દીવાથી આરતી ઉતારીએ તો પણ એ ઉપકારભાનુ આગળ એ દીવાઓ અત્યંત ઝાંખા લાગે છે; જે ગુરુદેવ હંમેશાં આપણને આત્મિક સુધારસમાં તરબોળ કરી રહ્યા છે તેમનો ક્ષીરસાગરના નીરથી અભિષેક કરીએ તો પણ એ અભિષેક એ ઉપકારસાગર આગળ એક બિંદુમાત્ર જેટલો પણ લાગતો નથી; અને જે ગુરુદેવ મુક્તિફળદાયક મોક્ષમાર્ગ દર્શાવી રહ્યા છે તેમનું કલ્પવૃક્ષનાં ફળથી પૂજન કરીએ તો પણ એ ઉપકારમેરૂ આગળ તુચ્છ લાગે છે. આ રીતે દૈવી સામગ્રીથી પૂજન કરતાં પણ ભાવના તૃપ્ત થાય એમ નથી. પરમોપકારી ગુરુદેવ પ્રત્યેની ભક્તિભાવના ત્યારે તૃપ્ત થશે કે જ્યારે આત્મિક સામગ્રીથી ગુરુદેવનું પૂજન કરીએ—જ્યારે આત્માના અસંખ્ય પ્રદેશે કેવળજ્ઞાનના દીવડા પ્રગટાવી ગુરુદેવની આરતી ઉતારીએ, આત્માના પ્રદેશે પ્રદેશે સુખસિંધુ ઉછાળી ગુરુદેવનો અભિષેક કરીએ, આત્માના સર્વ પ્રદેશોને સર્વથા મુક્ત કરીનેએ મુક્તિફળથી ગુરુદેવનું પૂજન કરીએ. આવું પૂજન કરવાનું સામર્થ્ય આપણને પ્રાપ્ત થાય ત્યાં સુધી પરમકૃપાળુ ગુરુદેવ આપણું કાંડું ન છોડે અને સદા સર્વદાએમના પડખે જ રાખે એવી કૃપાસિંધુ ગુરુદેવ પાસે આપણી નમ્ર અને દીન યાચના છે.

☆

Pratap Vilas,
Lathi (Kalapinagar)

# ભા વાં જ લિ

કૈવલ્યની ક્ષિતિજના પ્રવાસી સમ્યક્દષ્ટા શ્રી કાનજી સ્વામીના હીરક મહોત્સવ પ્રસંગે ભાવાંજલિ આપતાં હું આનંદું છું. સ્વામીજી અયોગી–ગુણઠાણાના મહા મારગડાના પંથી છે, અને તેમના જ્ઞાનયુક્ત વ્યાખ્યાનો સાંભળવાનો મને લાભ મળ્યો છે. 'अहिंसा परमो धर्म' એ મનનબળાનો ધર્મ નથી પણ મન–પ્રબળાનો ધર્મ છે....વીરોનો ધર્મ છે. જૈનધર્મનો ઈતિહાસ કહે છે કે ચોવીસ તીર્થંકર ક્ષત્રિયસંતાનો હતાં, જૈન ધર્મ એ ક્ષાત્રધર્મ છે. ત્યાગ માટેનો ત્યાગ, તે ત્યાગ નથી, પણ સમદૃષ્ટિ માટેનો ત્યાગ એ ખરો પરિત્યાગ છે. સ્વામીજી તેમની ૭૪મી જન્મજયંતી પ્રસંગે લાઠી પધાર્યા હતા, ત્યારે તેમના જ્ઞાન, વિજ્ઞાન અને પ્રજ્ઞાનયુક્ત પ્રવચનોમાંથી ગૂઢ મર્મ સમજાતો હતો કે....મનોધામા (આકુળતા) એ સંસાર છે, અને આત્મપ્રભુતા એ સંસારથી પર છે.

પૂ. સ્વામીજીની આધ્યાત્મિક રસિકતાની અસ્મિતાના સોપાન જરૂર અમર રહેશે. એ આત્માર્થી મહાપુરુષ દીર્ઘાયુ રહી જ્ઞાનના અવિરત પ્રવાહ વહાવે અને સિદ્ધશીલાના પ્રજ્ઞાન મારગડે મુમુક્ષુને દોરે એ પ્રાર્થના.

—પ્રહ્લાદસિંહજી
ઠાકોર સાહેબ, લાઠી

તા. ૨૮–૧–૬૪

પૂ. ગુરુદેવના ૭૫મા જન્મોત્સવના હીરક જયંતીના મહાન ઉત્સવ નિમિત્તે પ્રગટ થનાર અભિનંદન ગ્રંથમાં ગુરુદેવના જીવનનું અને ભવી જીવોને તારવા તેઓશ્રીએ આપેલા કિંમતી ઉપદેશનું દિગ્દર્શન થશે તે જાણી મને ઘણો આનંદ થયો છે. હું પણ હૃદયમાં ઊછળતી ભક્તિરસભરી ઊર્મિથી શ્રદ્ધાંજલિ તરીકે ભજન મોકલું છું.—

—શા. તલકચંદ અમરચંદ (લાઠી)

## ઘ....ણી.....ખ....મા.....

ઘણી ખમ્મા સદ્ગુરુ મારા કહાનને રે...
એના વારણે હું વારી વારી જાઉં છું...રે...ઘણી ખમ્મા...

ગુરુની વાણી છૂટે ને લીન થાઉં છું...રે...
એની ધૂનમાં એકાગ્ર થાઉં છું...રે... ઘણી ખમ્મા...

ગુરુના ચરણોમાં આનંદ બહુ થાય છે...રે...
સદ્ગુરુના દર્શન થયે પાપ જાય છે...રે... ઘણી ખમ્મા...

ગુરુના જ્ઞાનની ગંગા ચાલી જાય છે...રે...
જેના ભાગ્ય હશે તે પીને ન્યાલ થાય છે...રે...ઘણી ખમ્મા...

જિનવાણીના અર્થો અલૌકિક થાય છે...રે...
તેના શબ્દે શબ્દે મોક્ષ દેખાય છે...રે... ઘણી ખમ્મા...

સેવક તિલક અહો તારા ભાગ્ય છે...રે...
ગુરુ કાન મળ્યા ને બેડો પાર છે...રે... ઘણી ખમ્મા...

—૦—

## આનંદોલ્લાસનો દિન

આપણા પરમ કૃપાળુ પરમ ઉપકારી પૂજ્ય ગુરુદેવના મંગલ જન્મથી પાવન થયેલી વૈશાખ સુદ બીજ મુમુક્ષુ જગતનો અતિ આનંદ-ઉલ્લાસનો પર્વદિન છે, આમ તો જગતમાં જન્મ દિવસ તો ઘણાના ઉજવાય છે; પણ જે જન્મમાં અનાદિ જન્મસંતતિનો મૂલત: ઉચ્છેદ કરનાર કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શન પરિણતિનો જન્મ થયો તે જન્મ જ ખરેખર પાવન છે અને તે જ વાસ્તવિકપણે 'જન્મજયંતી' રૂપે ઉજવવાને પાત્ર છે.

મોક્ષનો માર્ગ અંતરમાંથી પ્રગટે છે, બહારથી નહીં; તું એકલો જ તારી ભૂલથી સંસારમાં ભટકે છે, અને એકલો જ ભૂલ ભાંગીને ભગવતી મુક્તદશાને પામે છે—એ રીતે આત્મકલ્યાણનો માર્ગ, કે જે આ કાળમાં લુપ્તપ્રાય: થઈ ગયો હતો તેને કોઈ પૂર્વ સંસ્કારના યોગે તેમ જ વર્તમાન આત્મ-આરાધનાના સતત પુરુષાર્થથી

સ્વયં અનુભવીને હજારો ભવ્ય જીવોને પરમ અનુગ્રહપૂર્વક આત્મપ્રાપ્તિના માર્ગે ચઢાવનાર, અને એ રીતે ભીષણ ભવાટવીમાંથી ભલી રીતે પાર ઉતારનાર કુશળ 'પથ-પ્રદર્શક' તથા ભવકલેશથી થાકેલાને પરમ શીતળતા આપનાર કલ્પતરુ એવા હે પરમ કૃપાળુ ગુરુદેવ! આપના અચિંત્ય તેમ જ અકથ્ય અનંત મહાન ઉપકારોને બહુમાન સહિત હૃદયમાં સ્થાપીને, 'હીરક-જયંતી'ના આ મહાન મહોત્સવ પ્રસંગે આપનાં પાવન ચરણોમાં અતિ દીનભાવે અત્યંત ભક્તિપૂર્વક અભિનંદના કરી આપને અભિનંદું છુ અને આપનું સ્વાનુભવમય ઉજજવળ આધ્યાત્મિક જીવન અમારા જીવનમાર્ગનો મંગળ દીપસ્તંભ બની અમને શીઘ્ર મુક્તિપુરી પહોંચાડો...એજ અંતરથી પ્રાર્થના કરું છું.

—બ્ર. ચંદુલાલ જૈન. સોનગઢ

The palace,
Vallabhipur,
Kathiawad.
11-2-'63

પૂ. શ્રી. કાનજીસ્વામી હીરકજયંતીમહોત્સવ ઉજવાય છે તે ઘણી જ આનંદની વાત છે અને તે પ્રસંગે મારો સંદેશો મોકલી આપું છું.

ઐતિહાસિક વલ્લભીપુરની પાડોશમાં આવેલ ઉમરાળા નગરીમાં જન્મીને ઉમરાળા જેવા નાના ગામને ભારતપ્રસિદ્ધ બનાવનાર પૂ. શ્રી કાનજીસ્વામીજી મહારાજની હીરક જયંતીના સોનેરી અવસરે વલભીપુર પોતાની શ્રદ્ધાંજલી પાઠવે છે. પૂ. મહારાજશ્રીએ અનેકવાર વલભીપુર પધારી પોતાની આધ્યાત્મિક ચર્ચાનો લાભ આપેલ છે અને તેમના ઉમદા સદ્‌ગુણોથી અમોને પ્રભાવિત કરેલ છે. મહારાજશ્રી પોતે દીર્ઘાયુષ ભોગવે અને ધર્મકાર્ય-પરાયણતાનો લોકોને વધારે અને વધારે લાભ આપી સૌને આધ્યાત્મિક શાંતિનો રાહ બતાવે એ જ અભ્યર્થના.

લી. શુભેચ્છક
—ગંભીરસિંહ
(ઠાકોર સાહેબ, વલ્લભીપુર)

રાજમહેલ,
જસદણ (કાઠીઆવાડ)
તા. ૩-૨-૧૯૬૪

પૂ. શ્રી કાનજીસ્વામી મહારાજ વીંછીયા અને જસદણમાં અનેકવાર પધાર્યા છે. તેમના ઉપદેશથી મંદિરો બંધાય છે. વીંછીયામાં મંદિરનો મહોત્સવ થયો ત્યારે મેં ભાગ લીધેલો તેમ જ ઈન્દોરના હુકમીચંદ્ર શેઠ પણ તે વખતે વીંછીયા આવ્યા હતા. વીંછીયા તે અમારા કુટુંબનું ખાસ પ્રિય ગામ તો છે જ પણ તે મહારાજશ્રીની પણ ખાસ પ્રિય ભૂમિ છે. તેમના હીરક ઉત્સવમાં હું ભકિતથી અભિનંદન પાઠવું છું.

—આલા ખાચર
(જસદણ દરબાર)

★

## આફ્રિકાના અભિનંદન

પરમ પૂજ્ય સદ્‌ગુરુદેવને કોટી કોટી વંદન હો અને તેમના ૭૫મા જન્મ જયંતી મંગલદિને ભાવના ભાવીએ છીએ કે તેઓ ચિરાયુ હો અને જગતના સર્વ જીવોનું કલ્યાણ કરો.

પૂજ્ય ગુરુદેવને પૂર્વના સંસ્કારના કારણે નાની વયમાં જ વૈરાગ્યભાવના હતી. તેથી જૈનધર્મને પામવા માટે ઘણો તીવ્ર પુરુષાર્થ કરી અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરીને તેવા પુરુષાર્થથી સત્‌ધર્મનું રહસ્ય પામીને, અનુભવીને, સત્‌સ્વરૂપનું વર્ણન કરીને જગતના જીવોને સત્‌ને માર્ગે વાળ્યા છે. અને સરળ ભાષામાં પૂજ્ય ગુરુદેવની વાણીના લાખો પુસ્તકો છપાયા. તેનો લાભ આખા દેશમાં અને દૂરના દેશોમાં આફ્રિકા જેવા ખંડમાં, નાઈરોબી, મોમ્બાસા, મોશી વગેરે સ્થળોએ મુમુક્ષુ જીવો લઈ રહ્યા છે.

સત્‌ધર્મને સમજાવનારા જીવો મળવા બહુ દુર્લભ છે. એવા આ કાળે પૂજ્ય ગુરુદેવે સત્‌ધર્મની બંસરી બજાવીને પરંપરા તીર્થંકરોએ બતાવેલા માર્ગનો પ્રકાશ કર્યો છે અને અનેક ભવ્યોના સંસારના ઝેર ઉતાર્યા છે. આવું અપૂર્વ કાર્ય તો આવા સંત પુરુષથી જ થઈ શકે અને ભાગ્યશાળી જીવો લાભ લઈને પોતાનું કલ્યાણ કરી રહ્યા છે.

અનાદિ કાળથી જૈનધર્મના વાસ્તવિક સ્વરૂપનું ભાન ભૂલેલા જીવોને ગુરુદેવે જગાડયા છે અને સત્‌ના જિજ્ઞાસુ બનાવ્યા છે. ગુરુદેવે સાચા સુખનો ઉપાય બતાવ્યો છે તે ઉપકારનો કોઈ રીતે બદલો વાળી શકાય તેમ નથી. અહા! પૂજ્ય ગુરુદેવના જેમને દર્શન થયા છે, જેમને તેમના પ્રત્યે પૂજ્યબુદ્ધિ જાગી છે, જેમણે તેમની વાણી સાંભળી છે. તેમના સમાગમમાં રહી તેમનું અંતર જેણે જાણ્યું છે, તેમના પ્રત્યે જેને શ્રદ્ધા થઈ છે, તે આસન્નભવ્ય જીવોનું અવશ્ય કલ્યાણ થાય—તેવો આ યોગ છે. અને ખરેખર ભાગ્યશાળી જીવો આવા સત્‌પુરુષને ઓળખીને પોતાના આત્માનું કલ્યાણ કરીને જન્મ-મરણના ફેરા ટાળશે. એવી ભાવનાપૂર્વક અત્યંત ભકિતથી તેઓશ્રીના ચરણોમાં નમસ્કાર કરીને, હીરક જયંતીના મંગળ પ્રસંગે આફ્રિકાના મુમુક્ષુઓ વતી હાર્દિક શ્રદ્ધાંજલિ અને અભિનંદન પાઠવીએ છીએ.

આફ્રિકાના મુમુક્ષુઓ વતી
—શા. ભગવાનજી કચરાભાઈ (મોમ્બાસા)

# સંસ્મરણો અને શ્રદ્ધાંજલિ

[વૃજલાલ જે. શાહ B. E. વાંકાનેર]

પરમ પૂજ્ય સદ્‌ગુરુદેવશ્રી કાનજીસ્વામીનો પ્રથમ પરિચય કરવાનું -દર્શન કરવાનું—સદ્‌ભાગ્ય મને આજથી લગભગ ૪૮ વર્ષ પહેલાં પ્રાપ્ત થયું હતું. સંવત ૧૯૭૨ની સાલમાં પૂ. ગુરુદેવ વઢવાણ શહેરમાં પધારેલા અને સુંદર વોરાના ઉપાશ્રયમાં ઊતર્યા હતા. તે વખતે તેઓશ્રીના (સ્થાનકવાસી સંપ્રદાયના) દીક્ષાગુરુ શ્રી હીરાજી મહારાજ હયાત હતા. અને પૂ. ગુરુજીદેવને હજી તાજી જ દીક્ષા હતી તેથી તેઓ વ્યાખ્યાન વાંચતા નહિ પણ ઉપાશ્રયના એક એકાંત ભાગમાં બેસી સ્વાધ્યાય કરતા.

તે વખતે મારી વય ફક્ત બાર વર્ષની હતી. અને દરિયાપરી ઉપાશ્રયની જૈનશાળામાં હું અભ્યાસ કરતો. તે વખતે અમારી સરખે સરખા વિદ્યાર્થીઓની એક ટોળી-મંડળી હતી. અમો બધા સ્થાનકવાસી સંપ્રદાયના શ્રી ગુલાબચંદજી નામના સાધુના ચુસ્ત અનુયાયીઓ અને ભકતો હતા. શ્રી.ગુલાબચંદજીને અમો ભગવાન શ્રી મહાવીરની આજ્ઞા પ્રમાણે ચારિત્ર પાળનાર સાચા સાધુ માનતા. સાચા સાધુને ઉપાશ્રયમાં ઉતરાય નહિ. પાટ પાટલા ખપે નહિ, ત્રણ પાતરાં અને ત્રણ કપડાંથી વિશેષ રખાય નહિ. આનાથી વિરુદ્ધ આચરણ કરનાર બધા કુસાધુ અને પાસથ્થા છે એમ અમો શ્રી ગુલાબચંદજીના ઉપદેશથી માનતા થયા હતા. આ શ્રી ગુલાબચંદજીએ અમને સાધુની પરીક્ષા કરવા માટે અમુક પ્રશ્નો શીખવાડેલા, એ પ્રશ્નો અમો કોઈ નવા આવેલા સાધુને પૂછતા અને જો અમારો માની લીધેલો જવાબ મળે તો અમે તે સાધુને કાંઈક ઠીક માનતા, નહિતર તેને કુસાધુ કે પાસથ્થા કહેતા.

અમોએ સાંભળ્યું કે શ્રી હીરાજી મહારાજના કોઈ એક નવા શિષ્ય શાસ્ત્રના બહુ જ અભ્યાસી છે, જેથી અમો તેઓશ્રીની પરીક્ષા કરવા અને શ્રી ગુલાબચંદજીએ શીખવાડેલા પ્રશ્નો પૂછવા તેમની પાસે એક વખત રાતે લગભગ આઠેક વાગે ગયા અને શ્રી ગુલાબચંદજીએ શીખવાડેલ એક પ્રશ્ન અમોએ તેઓશ્રીને પૂછયો. જવાબ અમારી ધારણાથી વિરુદ્ધ આવ્યો એટલે અમોએ કહ્યું કે "નહિ, મહારાજ આપની વાત બરાબર નથી." એટલું સાંભળતાની સાથે જ તેઓશ્રી દઢતાપૂર્વક બોલી ઊઠયા કે "તમો આ શું બોલો છો? તમને ખ્યાલ છે કે અનંત તીર્થંકરોની અનંત જ્ઞાનીઓની વાણીની તમો વિરાધના કરી રહ્યા છો." આ શબ્દો એટલા જોરપૂર્વક અને એટલા ભારપૂર્વક નીકળ્યા કે અમે તો ડઘાઈ જ ગયા અને વધુ ચર્ચા કરવાની અમારી હિંમત જ ચાલી નહિ. સાધારણ સાધુને તો અમે ચર્ચામાં મુંઝવી દેતા. અમને ઘણાખરાને એટલી નાની ઉંમરમાં પણ શ્વેતાંબર સંપ્રદાયનું આખું દશ વૈકાલિક સૂત્ર અને ઉત્તરાધ્યયન સૂત્રનાં કેટલાંક અધ્યયનો મુખપાઠે હતા. છકાયના બોલ, નવ તત્ત્વો, ગત્યાગતિ, કર્મ, પ્રકૃતિ, દંડક આદિ થોકડા કંઠાગ્રે હતા. એટલે કોઈપણ સાધુ સાથે ચર્ચા કરતાં અમે દબાતા નહિ, પણ પૂ. ગુરુદેવના મુખથી ઉપરનું એક જ વાક્ય એવી રીતે અને એવા વીર્યપૂર્વક નીકળ્યું કે એક શબ્દ પણ સામે ઉચ્ચારવાની અમારી હિંમત જ ન રહી. વિશેષ પરીક્ષકશકિત તો તે વખતે અમારામાં હતી નહિ પણ એ ટૂંક પરિચયથી પણ એ વખતે એટલું તો જરૂર લાગ્યું કે, "આ કોઈ અજબ વ્યકિત છે." અને એ વાતને આજે ૪૮ વર્ષનાં વહાણાં વાઈ ગયાં છતાં હજુ જાણે ગઈ કાલે જ બની હોય તેમ સ્મૃતિપટ પર તરવરે છે.

તે પછી પૂ. ગુરુદેવનો વિશેષ પરિચય કરવાનો અને તેઓશ્રી જે વાતો કહેતા તેને હૃદયગત કરવાનો સુયોગ તો સંવત ૧૯૮૨માં સાંપડયો. તે વખતે તેઓશ્રીનું વઢવાણ શહેરમાં ચાતુર્માસ હતું અને હું બી. ઈ.ની

પરીક્ષા પસાર કરી, નોકરીની શોધમાં વઢવાણ રોકાયો હતો એટલે લગભગ આખા ચાતુર્માસ દરમ્યાન પ્રવચનોનો લાભ લઈ શકયો તેમ જ ઘણીવાર બપોરે પણ તત્ત્વચર્ચા થતી તે વખતે પણ જતો. એ અરસામાં બપોરે પ્રવચન કરવાનો રિવાજ ન હતો.

તે વખતે પૂ. ગુરુદેવ હજુ સ્થાનકવાસી સંપ્રદાયમાં હતા. સંપ્રદાયમાં પણ તેમની ખૂબ જ ખ્યાતિ હતી અને વ્યાખ્યાનમાં હજારો માણસો આવતા. સુંદર વોરાના ઉપાશ્રયમાં માણસો સમાતાં નહિ તેથી બારવાની પોળ બહાર ઠાકરશીભાઈના ડેલામાં વ્યાખ્યાનો થતાં. ચાતુર્માસ દરમ્યાન જ્ઞાતાસૂત્રનું પહેલું અધ્યયન જે શ્રી મેઘકુમારનું છે તેનાથી શરૂઆત કરેલી પણ ચાલુ અધિકાર શરૂ કરતાં દરરોજ લગભગ અડધો કલાક તો સમકિત ઉપર જ પ્રવચન થતું. સમકિત શું છે? તેનું સ્વરૂપ કેવું છે? તે તથા તેની દુર્લભતા, મોક્ષમાર્ગમાં તેનું મહત્વ વગેરે વિષયો ઉપર જુદા જુદા દૃષ્ટિકોણથી ખૂબ જ આકર્ષક અને લોકભોગ્ય રીતે સમજાવતા. સંપ્રદાયમાં રહેવા છતાં તેઓ સનાતન સત્યોને ગોપવ્યા વિના બહુ જ સરસ રીતે શ્રોતાજનો પાસે મુકતા અને બુદ્ધિશાળી વર્ગ મંત્રમુગ્ધ થઈને સાંભળતો. તે વખતે લખેલી નોંધપોથીમાં મેં તા. ૨૦-૭-૨૬ના રોજ લખ્યું છે કે "સમકિત ઉપર કમાલ કરે છે." તે પછી તા. ૨૨-૭-૨૬ના રોજ ફરી લખ્યું છે કે "રોજ પહેલાં થોડી સમાલોચના લગભગ અડધો કલાક સમકિત ઉપર જ કહે છે. સમકિત ઉપર અજબ ભાર દે છે, અને દેવો જ જોઈએ એમ હવે લાગે છે."

સમ્યગ્દર્શન વિષેના પૂ. ગુરુદેવના તે વખતના વિચારો અને હાલના વિચારોમાં કેટલું સામ્ય છે તે દર્શાવવા તે વખતે તેઓશ્રીનાં પ્રવચનોની મેં કરેલી નોંધમાંથી થોડાં અવતરણો આપું તો અસ્થાને નહિ ગણાય.

સમકિત એ કોઈ જુદી જ વસ્તુ છે. તે આવશે એટલે માણસની ભાષા ફરી જશે, વર્તન ફરી જશે, તેનું બધું જ ફરશે.

સમકિત વિનાની ક્રિયાઓ એકડા વિનાનાં મીંડાં છે.

સમકિતી જીવ પોતાનો નિર્ણય પોતે જ કરી શકે છે. સમકિતીને પોતાનો મોક્ષ કયાર થશે તે કોઈને પૂછવા જવું પડતું નથી. સમકિત થયું એટલે મોક્ષ જ છે.

સમકિતનું સ્વરૂપ ઘણું જ સૂક્ષ્મ છે, હજારો લાખોમાં કોઈક જ જીવ સમકિતી હોય છે.

હીરાની કિંમત હજારો રૂપિયા હોય છે, તેના પાસા પડતાં ખરેલી રજની કિંમત પણ સેંકડો રૂપિયા હોય છે; તેમ સમકિત–હીરાની કિંમત તો અમૂલ્ય છે, તે મળ્યો તો તો કલ્યાણ થઈ જશે પણ તે ન મળ્યું તો પણ "સમકિત એ કાંઈક જુદી જ વસ્તુ છે"—એમ તેનું માહાત્મ્ય સમજાઈ તે મેળવવાની તાલાવેલીની રજ પણ ઘણો લાભ આપે છે.

જાણપણું તે જ્ઞાન નથી. સમકિત સહિત જાણપણું તે જ જ્ઞાન છે. અગિયાર અંગ કંઠાગ્રે હોય પણ સમકિત ન હોય તો તે અજ્ઞાન છે.

આવાં તો અનેક અવતરણો આપી શકાય તેમ છે પણ સ્થળસંકોચને કારણે વધુ આપ્યાં નથી, પણ આટલાથી સ્પષ્ટ થાય છે કે વર્ષોથી પૂજ્ય ગુરુદેવનો પ્રિય અને મુખ્ય વિષય સમ્યગ્દર્શન છે અને સંપ્રદાયમાં હતા ત્યારથી જ તેનું સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરતા આવ્યા છે. પહેલાં સાચી સમજણ કરવાની ખાસ જરૂર છે તેમ તેઓ ભાર દઈને પહેલેથી જ કહેતા અને સંપ્રદાયમાં હતા ત્યારે વ્યાખ્યાન શરૂ કરતાં પહેલાં એક ગાથા બોલતા '**संबुज्झहाजंतवो**' હે જીવો! તમે સમ્યક પ્રકારે બુઝો! એટલે કે સમજો...સમજો. આમ મૂળથી જ સાચી સમજણ કરવાનો ઉપદેશ દેતા આવ્યા છે.

સંપ્રદાયમાં પૂ. ગુરુદેવના અનેક ભકતો અને પ્રશંસકો હતા, તેઓશ્રીથી સંપ્રદાય ગૌરવ અનુભવતો અને પોતાના સંપ્રદાયમાં આવો હીરો પાકયો છે તે ખ્યાલે સપ્રદાયના ઘણા આગ્રહી લોકો પોતાને અને સંપ્રદાયને ભાગ્યશાળી માનતા. તેઓશ્રીએ જયારે સંપ્રદાયનો ત્યાગ કરી સોનગઢનો એકાંતવાસ સ્વીકાર્યો ત્યારે સંપ્રદાયના એક આગ્રહી મિત્રે દર્દભર્યા શબ્દોમાં મને કહ્યું: "વજુભાઈ, આપણાં કમભાગ્ય છે કે આપણામાં કોઈ હીરો પાકતો નથી અને પાકે છે તો રહેતો નથી." મેં કહ્યું: "ભાઈ, તો આપણે વિચારવું જોઈએ કે આપણામાં કયાંક ખોટું હશે." આ સંવાદ મેં અક્ષરશ: ઉતાર્યો છે. આ ઉપરથી સંપ્રદાયના પૂ. ગુરુદેવના સ્થાનનો થોડોક ખ્યાલ આવી શકશે.

પૂ. ગુરુદેવના આશ્રયમાં લગભગ અડધી સદી વીતી ગઈ. તે દરમ્યાન પૂર્વના કોઈ મહાન પુણ્યોદયે અને પૂજ્ય ગુરુદેવની અપારકૃપા અને કરુણાના કારણે અનેક ઉલ્લેખનીય પ્રસંગો બન્યા છે, પણ તેમાંના ઘણાંખરા અંગત હોવાથી તે આ સ્મરણાંજલિનો વિષય બની શકે તેમ નથી. છતા આ સ્મરણાંજલિ પૂર્ણ કરતા પહેલાં મારા જીવનનો એક મહામૂલો પ્રસંગ કે જેનું સ્મરણ પણ ખૂબ આનંદદાયી છે તે નોંધ્યા વિના રહી શકાતું નથી.

સં. ૧૯૯૪માં સ્વાધ્યાય મંદિરના ઉદ્‌ઘાટનનો તે પ્રસંગ હતો. સવારનું પ્રવચન ચાલતું હતું. તેમાં એક વાકય એવું ગૂઢ આવ્યું કે તેનો રહસ્યસ્ફોટ કરવામાં આવે તો ઘણું ઘણું જાણવાનું મળે તેમ મને લાગ્યું. ઘેર આવી શ્રી હિંમતભાઈ સાથે આ સંબંધી વાત થઈ અને તેમણે પણ મારી વાતને સમર્થન આપ્યું અને બપોરે બાર વાગ્યે ખરે તડકે (તે વખતે વૈશાખ માસ ચાલતો હતો) અમે બંને ભાઈઓ સ્વાધ્યાય મંદિરમાં ગયા. પૂ. ગુરુદેવશ્રી તે વખતે મુખ્ય હોલમા પાટ પર બિરાજેલ હતા. અમોએ જઈને વંદના કરી સવારના ગૂઢવાકય સંબંધી તેઓશ્રીને પૂછયું. પૂછતાં જ તેઓશ્રીએ ઉપેક્ષાપૂર્વક કહ્યું કે, "કોઈની અંગત વાતમાં કેમ પડો છો?" પ્રથમ તો અમો જરા ગભરાઈ ગયા પણ ગુરુદેવના ભાવ જોતાં અમોએ અમારી વિનંતિ ચાલુ રાખી. અહા! એ પ્રસંગે ગુરુદેવે કૃપાનો ધોધ વહાવીને જે વાત કરી તે આ જિંદગીમાં કદી પણ ભૂલી શકાશે નહિ. આ મનુષ્યભવની તે મહામોંઘી મુડી છે. તે વખતે આત્માના અસંખ્ય પ્રદેશે જે આહ્‌લાદ અનુભવ્યો તેનું વારંવાર સ્મરણ રહ્યા કરે છે અને તે સ્મરણ વખતે પૂ. ગુરુદેવના ચરણોમાં પરોક્ષપણે પણ ઝૂકી જાય છે. આ રીતે ગુરુદેવના આ હીરકજયંતિ પ્રસંગે સંસ્મરણપૂર્વક હાર્દિક શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું.

☆

જેઓશ્રીના સત્સમાગમથી જ આપણે સાચા વીતરાગમાર્ગના મુમુક્ષુ બન્યા છીએ, જેઓશ્રીનો આપણા ઉપર અનંત ઉપકાર છે, જેઓશ્રીએ યથાર્થપણે આપણને સૌને સંસારરૂપી મગરમચ્છના મુખમાંથી પડતા બચાવી વાસ્તવિક મોક્ષમાર્ગ બતાવ્યો છે અને જેઓશ્રીની એકમાત્ર પ્રેરણાને પામીને ઠેર ઠેર દિગંબર જૈન ધર્મના પ્રતીકરૂપ દિગંબર જિનમંદિરોની સ્થાપના થઈ છે એવા કૃપાળુ ગુરુદેવશ્રીના ચરણકમળમાં હીરકજયંતિના મહોત્સવ પ્રસંગે અત્યંત ઉત્સાહપૂર્વક ભકિતપૂર્વક વંદના કરીએ છીએ અને તેઓશ્રી આપણી વચ્ચે સદાયને માટે 'જયવંત વર્તો' એવી અંતઃકરણથી ભાવના ભાવીએ છીએ.

**—લિ. દહેગામ મુમુક્ષુ મંડળ**

☆

હે પરમઉપકારી, જ્ઞાનાંજનશલાકાવડે અજ્ઞાનતિમિરઅંધજનોનાં ચક્ષુને ખોલનાર, સન્માર્ગદર્શી, વીતરાગમાર્ગોપદેષ્ટા, અવિચલિત ચેતનાવિલાસી, સત્પુરુષ શ્રી કાનજીસ્વામી! આપના બાહ્ય-અંતર પ્રતાપે અને પ્રભાવે અમ પામરોનો ઉદ્ધાર થયો છે અને જિનશાસનની દિનપ્રતિદિન પ્રભાવના થઈ રહી છે. આજના સુમંગળમય પ્રભાત આપશ્રી પ્રતિ શ્રદ્ધાંજલિપુષ્પ સમર્પણ કરીને, આપ શત શત જીવો અને આપનો પ્રભાવના ઉદય જયવંત વર્તો એવી ભાવના ભાવીએ છીએ.

**—શ્રી. દિગંબર જૈન મુમુક્ષુ મંડળ-રખીયાલ સ્ટેશન**

શ્રીમદ્ રાજચંદ્રના હૃદયમાં શુદ્ધ આત્માની આરાધનાપૂર્વક સતત એક જ વેદના અને કરુણામય ઝંખના રહ્યા કરતી હતી કે શ્રી વીતરાગ-જિનેશ્વરદેવનો મૂળભૂત રહસ્યાત્મક પરમાર્થ પ્રાપ્ત કર્યા સિવાય કોઈપણ રીતે જગતના જીવો પારમાર્થિક શાશ્વત સુખ પામી શકે તેમ નથી. તેઓશ્રીના જીવનકાળમાં પણ જીવોને એકલી પરમાર્થની જ જિજ્ઞાસા ઉદ્‌ભવે અને જીવો પરમાર્થનું મહાત્મ્ય સેવી તેની જ ઝંખના લેતા થાય તેવો વિચક્ષણતાભર્યો ઉપદેશ તેઓ કરી ગયા છે. પરમાર્થ જેમાં પ્રાયે લોપ પામેલ હતો એવા તે વિષમ કાળમાં, સત્ય, પ્રયોજનભૂત, કેવળ હિતકારી, મૂળ તાત્ત્વિક પરમાર્થ પામવા માટે સત્શાસ્ત્રોના રહસ્યને વ્યકત કર તેવા સત્પુરુષને ગોતો- તેવી પત્રે પત્રે તેઓએ ભલામણ કરી છે અને જણાવ્યું છે કે "જીવંત સત્પુરુષ તે જ આ જીવના કલ્યાણનો માર્ગ દર્શાવનાર કલ્યાણકારી પુરુષ છે."

હવે અત્યારે મંગળમય સાક્ષાત જીવંતમૂર્તિ સત્પુરુષ શ્રી કાનજીસ્વામી પોતાની અપૂર્વ પ્રભાવિક વાણીથી જગતને તે જ વાસ્તવિક પરમાર્થ સંબોધી રહ્યા છે. એ રીતે જાણે પૂર્વના વૃદ્ધ આચાર્યોનું પેટ ખોલતાં સાથોસાથ શ્રીમદ્‌ના અંતરની પરમાર્થ સંબંધી ભાવના પણ તેઓ પૂરી કરી રહ્યા છે.

પરમકૃપાળુ સત્પુરુષ શ્રીમદ્ રાજચંદ્રજી લખે છે કે, "માત્ર દ્રષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહિ." "નિમિત્તાધીન ફરી ફરી વૃત્તિ ચલિત થઈ જાય છે, તે ન થવા ગંભીર ઉપયોગ રાખ." ગુરુદેવ પણ એ જણવે છે કે જીવને આટલો જ પ્રથમ પુરુષાર્થ ફેરવવા યોગ્ય છે કે માત્ર દ્રષ્ટિ ફેરવ, નિમિત્તાધીનદ્રષ્ટિ છોડ, ને સ્વભાવદ્રષ્ટિ કર. પરલક્ષીને બદલે સ્વલક્ષી થા. ટૂંકમાં પર્યાયદ્રષ્ટિને બદલે દ્રવ્યદ્રષ્ટિ કર.

"આમ દ્રષ્ટિ અંતરમાં ફેરવ, પરમાર્થની રુચિ કર" એવા જવલંત મૂળભૂત માર્ગની ઘોષણા કરનાર અને મુમુક્ષુના હૃદયનાં તારને હલાવી કલ્યાણમાર્ગે દોરનાર મંગળમૂર્તિ સદ્‌ગુરુદેવ શ્રી કાનજીસ્વામીને અમારા કોટી કોટી વંદન હો!

**—શ્રી. દિ. જૈન મુમુક્ષુ મંડળ (અમરેલી)**

✡

આ કાળે આ ક્ષેત્રે આપની ૭૫મી જન્મજયંતિ મહોત્સવ યોગ્ય રીતે ઊજવવા અમારા જેવા દેશ-વિદેશના હજારો મુમુક્ષુઓ તેમ જ અન્ય ભવ્યાત્માઓ ભાગ્યશાળી થયા છે, તેથી અમોને અત્યંત પ્રમોદ સાથે રોમાંચ ખડા થાય છે. આપ જેવા ગુરુપ્રતાપે અમારા પુણ્યો જાગૃત અને જોરદાર છે તેની આ પ્રસંગથી વાસ્તવિક પ્રતીતિ થાય છે. આપ જેવા મહાત્માનો હીરકમહોત્સવ ઊજવવો તે મુમુક્ષુજીવનનો એક અનેરો મહત્વપૂર્ણ પ્રસંગ ગણાય.

અમારા ઉપર આપના વ્યકિતત્વનો અને જીવનપ્રતિભાનો ઘણો જ પ્રભાવ છે. આપે જ અમોને જ્ઞાનચક્ષુ આપેલ છે. જૈનકૂળમાં જન્મેલ હોવા છતાં પણ મિથ્યાત્વરૂપી અંધકારમાં રખડતા અમોને આપે સન્માર્ગ બતાવીને ઉગાર્યા. શુભભાવનાને ધર્મનું કારણ માની અને કેવળ શારીરિક ક્રિયાને મોક્ષમાર્ગ માની, અમે કેવળ મિથ્યાત્વને પોષી પ્રતિક્ષણે સંસારને વધારી રહ્યા હતા. આ ભયંકર અજ્ઞાનમાંથી આપે બચાવ્યા અને અનેક મુમુક્ષુઓના જીવનને સન્માર્ગ તરફ વાળ્યા. આપશ્રીના આવા મહાન ઉપકારના સ્મરણપૂર્વક આપને અભિનંદીએ છીએ.

**—વકીલ કેશવલાલ ડી. શાહ. (ધ્રાંગધ્રા)**

[ એક બાળકને ઉમંગ થયો કે હીરક જયંતીમાં હું પણ ગુરુદેવને કંઈક શ્રદ્ધાંજલિ આપું, એટલે તેણે મહેનત કરીને ક્યાંકથી એક કાવ્ય શોધી કાઢ્યું, તે શ્રદ્ધાંજલિ નિમિત્તે અહીં આપ્યું છે...]

મધુર વાણી છૂટે છે, આત્મદેવ જાગે છે,<br>
અનંત ગુણના પિંડ અમે, અનંત ગુણના પિંડ તમે —મધુર૦<br>
મારામાં છે અનંત ગુણ, તારામાં છે અનંત ગુણ —મધુર૦<br>
જીવ બધાને જાણે છે, છતાં બધાથી જુદો છે ...મધુર૦<br>
ગુરુદેવ સમજાવે છે, સમજતાં સુખ થાય છે ...મધુર૦<br>
હીરક જયંતી શોભે છે, મુંબઈમાં ઉજવાય છે. ...મધુર૦

પરમ પૂજ્ય ગુરુદેવની ૭૫મી જન્મ જયંતી રત્નમહોત્સવના પાવન પ્રસંગે, તેમના ઉપકારોનાં મધુરાં ગાનથી સમૃદ્ધ અભિનંદન—ગ્રંથ પૂ. ગુરુદેવના પુનિત કરકમળમાં અર્પણ થવાનો છે એવો શુભસંદેશ સાંભળી કયો મુમુક્ષુ આનંદિત ન થાય? સમાચાર સાંભળીને પૂ. ગુરુદેવના ઉપકાર તળે, આત્માર્થ સાધવાના માર્ગને પામેલા અનેક મુમુક્ષુઓ આ ભવ્ય પ્રસંગે પૂજ્ય ગુરુદેવના અદ્‌ભુત મહિમા તેમજ ઉપકાર વ્યકત કરવા અભિનંદન-પુષ્પો તથા શ્રદ્ધાસુમનોની અંજલિઓ લેખસ્વરૂપે મોકલી રહ્યા છે. હું પણ મારી અલ્પ મતિ અનુસાર આ મહાન સંત પ્રત્યે શ્રદ્ધા અને ભકિતના બળથી તેમના પાવન ચરણકમળમાં શ્રદ્ધાપુષ્પો અર્પણ કરીને મને ધન્યભાગ્ય માનું છું. જગતના અજ્ઞાની જીવો અનેક પ્રસંગે અને અનેક પ્રકારે પરસ્પર અભિનંદન દે છે. પણ ખરેખર તો જેનું જીવન-કાર્ય અભિનંદનીય થયું હોય તે જ જીવ વાસ્તવિકપણે અભિનંદનને પાત્ર છે. ખરેખર, આપે જ (**अभि+नंद**) સ્વભાવ સન્મુખ થઈને અંતરમાંથી શાશ્વત આનંદનિધાન પ્રગટ કર્યું છે અને અમારા જેવા હજારો ભવ્ય જીવોને સ્વરૂપ સન્મુખ થવાનો તથા આનંદનિધાન પ્રાપ્ત કરવાનો સનાતન સાચો માર્ગ પરમ અનુગ્રહ કરીને બતાવી રહ્યા છો તેથી ખરેખર આપ જ સાચા અભિનંદનને યોગ્ય છો.

(૧) આપે બાળવયમાં જ ભૌતિક લાલસાથી વિરમી આત્માર્થ સાધવા તરફ વૃત્તિ વાળી.<br>
(૨) આત્માર્થ સાધવા માટે તીક્ષ્ણ જ્ઞાનોપયોગ પૂર્વક તત્ત્વાભ્યાસ સુદ્રઢ કર્યો.<br>
(૩) સ્વાનુભવમૂલક આત્મસાક્ષાત્કાર એટલે કે સમ્યગ્દર્શન-જ્ઞાન-મહાન રત્નની પ્રાપ્તિ કરી.<br>
(૪) આત્મપ્રસિદ્ધિ - સ્વાનુભૂતિની અમૃતધારાભીની દિવ્યવાણી વડે અમારા જેવા અનેક હજારો મુમુક્ષુ જીવોને સ્વાનુભૂતિનો મહાન અચિંત્ય મહિમા બતાવી આત્મઆરાધનાના માર્ગે ચડાવ્યા.

આ સર્વ પ્રકારથી આપ અભિનંદનીય છો.

—એ પ્રમાણે હે પરમ આધાર, પરમ કલ્યાણકારી, પરમવંદ્ય ગુરુદેવ! અમ પામર ઉપર આપનો જે મહાન ઉપકાર છે તેનું વર્ણન અશકય છે. તે ઉપકારોને હૃદયમાં સ્થાપી, આપ પ્રત્યેની શ્રદ્ધા અને ભકિતના બળ વડે અમે આત્મસાધનામાં આગળ વધીએ અને આપની કલ્પતરુસમ શીતળ છાયા સદૈવ સ્વરૂપશીતળતા આપ્યા કરે એવી ભાવના સહિત આ હીરક જયંતીના મંગળ પ્રસંગે આપના પાવન ચરણોમાં શ્રદ્ધાસુમન અર્પીને, હૃદયની અંતર ઊર્મિઓથી આપને અભિનંદું છું.

—**શાહ મલુકચંદ છોટાલાલ (અમદાવાદ)**

# શ્ર દ્ધાં જ લિ

હે ગુરુદેવ! આપનો અમારા ઉપર અનહદ ઉપકાર છે. આપશ્રીએ અમને નૂતન જીવન આપ્યું છે. આપશ્રીનો ભેટો થયો તે અમારું અહોભાગ્ય સમજીએ છીએ. આપશ્રીની આ ૭૫મી હીરક જયંતીના આનંદ પ્રસંગે શ્રદ્ધાંજલિરૂપે શું ધરીએ? જ્ઞાનીની દશાનો મહિમા સૂચવતા જે સુવર્ણસિદ્ધાંતો આપની વાણી દ્વારા મળેલા છે તેમાંથી જ ૭૫ પુષ્પોની માળા શ્રદ્ધાંજલિરૂપે રજુ કરું છું.

—અમરચંદ વાલજી ડગલી વીંછીયાવાળા (ભાવનગર)

(૧) લોક બધા વિરુદ્ધ પડે તો પણ નિજશ્રદ્ધામાં અડગ રહેનાર સાચા જ્ઞાનીઓ છે.
(૨) આત્માની રક્ષા કરનારા હોય તો સાચા જ્ઞાનીઓ છે.
(૩) રાગાદિને જીતનારા જ્ઞાનીઓ છે.
(૪) ઉપશમ ભાવમાં ઝૂલનારા જ્ઞાનીઓ છે.
(૫) ઉદયભાવને તોડનારા જ્ઞાનીઓ છે.
(૬) જ્ઞાયક ભાવને પ્રગટ કરનારા સાચા જ્ઞાનીઓ છે.
(૭) મોક્ષના પંથે ઊપડતા પગલે ચાલનારા જ્ઞાનીઓ છે.
(૮) દેવ-ગુરુની આજ્ઞામાં રહેનારા જ્ઞાનીઓ છે.
(૯) શાસનની શોભા વધારનારા જ્ઞાનીઓ છે.
(૧૦) આત્માની અનંત કળામાં પ્રવીણ સાચા જ્ઞાનીઓ છે.
(૧૧) સત્‌ધર્મના સાધક સાચા જ્ઞાનીઓ છે.
(૧૨) સ્વસમયને જાણનાર સાચા જ્ઞાનીઓ છે.
(૧૩) પાપ અને પુણ્યથી પાર પરિણતિને પામનારા જ્ઞાનીઓ છે.
(૧૪) જડ ચેતનની ભિન્નતાનું ભેદજ્ઞાન કરનારા જ્ઞાનીઓ છે.
(૧૫) સ્વમાં સ્વપણું અને પરમાં પરપણું માનનારા સાચા જ્ઞાનીઓ છે.
(૧૬) કષાયાદિ પરભાવોથી આત્માને બચાવે તે જ જ્ઞાની છે.
(૧૭) જો તને તારું જ્ઞાન કરતાં આવડે તો તું સુખી જ છો.
(૧૮) જે પ્રભુને ઓળખશે તે પોતે જ પ્રભુ બની જશે.
(૧૯) જે પરના દોષ જુએ છે તેને પોતાના ગુણ જોવાનો અવકાશ જ ક્યાં છે?
(૨૦) પોતાને ન જાણવું તે અજ્ઞાન.
(૨૧) સર્વજ્ઞને ન જાણે તો તેની આરાધના કેવી રીતે કરે?
(૨૨) આત્માને સંકલેશ ભાવોથી છોડાવી વીતરાગભાવમાં લઈ જાય—તે જૈનમાર્ગ છે.
(૨૩) પુણ્ય અને સંયોગથી પાર આત્મલક્ષ કરાવે—તે જૈનમાર્ગ છે.

(૨૪) શુભ-અશુભ ભાવના બંધનથી આત્માને છોડાવે—તે જૈનમાર્ગ છે.

(૨૫) પરથી સુખી-દુઃખી માનવા ન દે—તે જૈનમાર્ગ છે.

(૨૬) અનુકૂળતામાં અટકે નહિ ને પ્રતિકૂળતાથી ડરે નહિ—એવો જૈનમાર્ગ છે.

(૨૭) પોતાના આત્માનો વિશ્વાસ ને તેમાં સ્થિરતા—તે જૈનમાર્ગ છે.

(૨૮) સ્વનો આશ્રય તે મોક્ષ. પરનો આશ્રય તે દુઃખ.

(૨૯) પરના આશ્રયે થતા મોહ-રાગ-દ્વેષ તે સ્વની આરાધના વડે હણાય છે.

(૩૦) મુક્તિનું દ્વાર સમ્યગ્દર્શન છે.

(૩૧) જૈનશાસનનું ફળ વીતરાગતા, કેવળજ્ઞાન અને મોક્ષ.

(૩૨) મોક્ષમાર્ગ વીતરાગભાવરૂપ છે, રાગ તે મોક્ષમાર્ગ નથી.

(૩૩) સાચી સમજણ અને વીતરાગભાવ ત્યાં સર્વ સમાધાન.

(૩૪) સાચો અંતર અનુભવ ત્યાં પરમ તૃપ્તિ.

(૩૫) મોક્ષ પોતાની આરાધના વડે પોતાના દ્રવ્યમાંથી જ ખીલી નીકળે છે, માટે તેને અપનાવો.

(૩૬) જેમ જેમ સ્વલક્ષનું બળ જામતું જાય, તેમ તેમ ભગવાન આત્મા હસ્તગત થતો જાય છે.

(૩૭) જો સ્વમાં જ સુખ છે તો સુખના સાધનની સ્થિતિ પણ સ્વમાં જ છે, અન્ય દ્રવ્યમાં નથી.

(૩૮) આત્મા જ ધર્મક્રિયાનુ સાધન છે, તેથી ધર્મીને બીજી કોઈ ક્રિયાની ઝંખના રહેતી નથી.

(૩૯) અંતરમાંથી જ ધર્મ પ્રગટે છે, માટે અંતરમાં જ તેને ખોજ.

(૪૦) આત્માના સ્વક્ષેત્રમાં જ વસવાથી પરમાનંદ મળે છે, એમ સંત કહે છે.

(૪૧) સ્વભાવની સમજણ વડે સમાધાન અને સમાધાન થતાં શાંતિ.

(૪૨) આત્મા જ્ઞાનમાત્ર છે-એમ જે નથી માનતો તે તેનો અનુભવ કરી શકશે નહિ.

(૪૩) સ્વભાવમાં વિભાવ નથી; વિભાવમાં સ્વભાવ નથી.

(૪૪) આત્મા પરદ્રવ્યને ફેરવી શકતો નથી, છતાં તેનુ મમત્વ એ મહાન અપરાધ છે.

(૪૫) જ્યાં સમતા છે ત્યાં મમતા નથી; જ્યાં મમતા છે ત્યાં સમતા નથી.

(૪૬) સુખની ખાણ આત્મા અને દુઃખની ખાણ આત્માનું અજ્ઞાન.

(૪૭) પરને સાધન માને તેની વ્યગ્રતાનો અંત આવતો નથી, કારણ કે તેની વૃત્તિ પરને મેળવવા—ટકાવવા—વધારવામાં જ ભમે છે; પરચીજ કાંઈ આત્માને આધીન નથી.

(૪૮) હે જીવ! તુ પરમાં કાંઈ કરી શકતો નથી, છતાં ત્યાં વળગ્યો રહીશ તો તારી શક્તિનો નિરર્થક વ્યય થશે ને જિંદગી ચાલી જશે. માટે સમજ ને તે બુદ્ધિ છોડ.

(૪૯) તારો સ્વભાવ ઉત્કૃષ્ટ છે, તે સ્વભાવની રાધના વડે આ સાધ્યરૂપ સિદ્ધપદની પર્યાયો અનંતકાળ સુધી પ્રગટયા જ કરશે.

(૫૦) ચૈતન્યજાતને જોવા બનતું કરી લેજે. અહા! ચૈતન્યના અભ્યાસમાં પણ મજા પડે છે—શાંતિ થાય છે, તો તેના સાક્ષાત્ અનુભવમાં તો આનંદની રેલમછેલ થશે. એને એકલો તું જ વેદીશ.

(૫૧) અહો! પરમ ચૈતન્યના દર્શનમાં અનંતા સિદ્ધોના ને સંતોનાં દર્શન સમાયેલા છે.

(૫૨) ત્રણે કાળે પુણ્યભાવથી પણ ભિન્ન એવા નિજસ્વરૂપને આરાધે છે તે ધર્માત્મા મોક્ષાર્થી છે.

(૫૩) અહા! ચૈતન્ય ઉત્કૃષ્ટ પારિણામિક તત્ત્વ, તેને કંઈ પણ પરલક્ષથી લાભ માનવો તે કેટલી શરમ! કેવો વિક્ષેપ! કેવું અજ્ઞાન!

(૫૪) મુમુક્ષુ એટલે માત્ર મુક્તભાવનો અર્થી; એને બંધભાવ ગોઠે નહિ.

(૫૫) મુક્તભાવમાં બંધનભાવનો, અને બંધનભાવમાં મુક્તભાવનો અત્યંત અભાવ હોય છે.
(૫૬) પ્રાણીમાત્ર કલ્યાણનો માર્ગ પામો-એવી ભાવના જ્ઞાનીને હોય છે.
(૫૭) જગવાસી અજ્ઞજીવો પરિગ્રહથી સુખ માને છે, પણ નિષ્પરિગ્રહી મુનિ સ્વાનુભવનું ખરું સુખ અનુભવે છે.
(૫૮) મોહરહિત જીવનો કર્મોદય તે નિર્જરા ખાતે જ છે.
(૫૯) જ્યાં વિવેકનેત્ર નથી ત્યાં જીવ વિષયકષાયમાં ફસાઈ દુઃખી થાય છે.
(૬૦) નિજવસ્તુનું સતત આરાધન કરવાથી અવશ્ય તેની પ્રાપ્તિ થાય છે.
(૬૧) જગતવાસી જીવો સુખને અર્થે બાહ્યસામગ્રી ઈચ્છે છે એ મોહનું પ્રબળ માહાત્મ્ય છે.
(૬૨) મોહીજીવો જે જે પદાર્થને દેખે છે તેના પ્રત્યે તેમના પરિણામ પ્રીતિ, અપ્રીતિપણાને પ્રાપ્ત થાય છે.
(૬૩) જીવને મોહના વશથી ગુણ પ્રત્યે દ્વેષ, અને દ્વેષ વિષે અનુરાગ થાય છે.
(૬૪) રાગ દ્વેષ ક્ષીણ કરવા જે ઈચ્છે છે તેણે પ્રબળ જ્ઞાનરૂપી અમૃતનું સેવન કરવું.
(૬૫) કેવળ શાસ્ત્રઅભ્યાસ કે તપ આત્માને કાર્યકારી નથી, પરંતુ કાર્યકારી ઉપશમભાવ છે,—કે જે સમ્યગ્દર્શનવડે પમાય છે.
(૬૬) વિષયો એ વિષથી પણ ભયંકર છે છતાં મૂર્ખ જીવ એના જ ફંદમાં ફસાયો છે.
(૬૭) ધાર્મિક મનુષ્યનો ધર્મ પ્રત્યેક કાર્યમાં આત્મહિત સાધવાનો છે.
(૬૮) મનુષ્યજીવનની એક પળ પણ ધર્મ વગર વ્યતીત ન થવી જોઈએ.
(૬૯) વીતરાગતા એ જૈનધર્મની પ્રસાદી છે, એ શાસ્ત્રનો સાર છે, એ સંતોનો ઉપદેશ છે.
(૭૦) મુક્તિની કુંચી ભગવંત સંતોએ આપી છે કે તું તારા સ્વરૂપની રુચિ કર ને તેમાં રહે.
(૭૧) નિરપેક્ષ સહજ પરમાત્મતત્ત્વમાં નિષ્ણાત થવું—ગુરુનો આ આદેશ આપણા જીવનમાં પરિણમો.
(૭૨) સ્વસન્મુખ થવું તે સંતોના ઉપદેશની પ્રસાદી છે, એને જે ઝીલશે તેનો બેડો પાર થઈ જશે.
(૭૩) બાહ્ય સંયોગ ગમે તેવા બનો પણ હરેક પ્રસંગે પરિણામમાં આત્મપ્રેમ ટકાવી રાખવો એ આત્માર્થીનું કર્તવ્ય છે.
(૭૪) દરેક જીવને બહારનો સંયોગ સરખો હોતો નથી, માટે બીજાની જેવા અનુકૂળ સંયોગો મેળવવાની આશામાં રોકાવું નહીં.
(૭૫) ગુરુકૃપાથી ગૂંથેલી આ પંચોતેર પુષ્પોની માળા દ્વારા, ગુરુદેવના ૭૫મા હીરકજયંતી ઉત્સવ પ્રસંગે બહુમાનપૂર્વક શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું

☆ ☆ ☆

## બરમા(રંગુન)ના મુમુક્ષુઓ અભિનંદન આપે છે

બરમા જેવા દૂરદેશમાં પણ જ્યારે અમે પૂ. શ્રી કાનજીસ્વામીનો અધ્યાત્મસંદેશ સાંભળીએ છીએ ત્યારે અમારો વહાલો ભારતદેશ અમારી નજર સમક્ષ ખડો થાય છે, અને અમે પરદેશમાં નહિ પણ જાણે ભારતમાં જ હોઈએ—એવો હર્ષ અનુભવાય છે. અધ્યાત્મપ્રધાન ભારતદેશના મહાન રત્ન પૂ. શ્રી કાનજીસ્વામીના હીરકજયંતી મહોત્સવમાં અમે હાર્દિક શ્રદ્ધાંજલિપૂર્વક સાથ પૂરાવીએ છીએ.

—મુમુક્ષુ મંડળ. રંગુન (બરમા)

# મુમુક્ષુઓના શિરતાજ

( લે. કનૈયાલાલ પન્નાલાલ જૈન, દાહોદ )

ઉમરાળા...... એ નામથી આજે ભાગ્યે જ કોઈ મુમુક્ષુ અપરિચિત હશે. સં. ૧૯૪૬ના વૈ. સુ. ૨ નો એ ધન્ય દિવસ... શેઠ શ્રી મોતીચંદભાઈને ઘેર મોતી પાક્યા, ઉજમબાની કૂંખે કહાનકુમાર અવતર્યા અને સનાતન સત્ય દિગંબર જૈનમાર્ગ પ્રકાશના દીવડો પ્રગટયો. પૂર્વસંસ્કારો સાથે એક મહાન વિભૂતિનો પશ્ચિમ ભારતમાં જન્મ થયો. ભવ્યોનાં ભાગ્ય ખૂલ્યાં. જગતના જીવોને સાચું માર્ગદર્શન મેળવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. મુમુક્ષુઓને સાચા શિરતાજ મળ્યા.

પૂજ્ય છે એ ભૂમિ જ્યાં ગુરુદેવ બિરાજે છે. સૌરાષ્ટ્રનું એ નાનકડું સોનગઢ આજે ભારતપ્રસિધ્ધ તીર્થ-સમાન બની ગયું છે. અનેક ભવ્ય જીવો ભાવના ભાવે છે કે, ક્યારે ત્યાં જઈએ! અને ગુરુદેવશ્રીના ચરણસ્પર્શ કરી ક્યારે એમની અમૃતમય વાણીનો લાભ લઈએ! આમ મુમુક્ષુ ભક્તોનો મોટો પ્રવાહ ધર્માર્થે ત્યાં વળ્યો છે.

આજે જ્યારે ગુરુદેવશ્રીનો ૭૫મો જન્મ દિવસ ઊજવાય છે ત્યારે જિજ્ઞાસુઓનું અંત:કરણ આનંદથી નાચી રહ્યું છે, અને પ્રાર્થના કરી રહ્યું છે કે, ગુરુદેવ દીર્ઘાયુ હો.

હમણાં હમણાં પૂજ્ય ગુરુદેવશ્રી ત્રણ વખત દાહોદ પધાર્યા... તેમણે નિશ્ચય-વ્યવહારનું રહસ્ય સમયસારની ૧૧મી ગાથાના ભાવાર્થમાંથી સમજાવ્યું: "પ્રાણીઓને ભેદરૂપ વ્યવહારનો પક્ષ તો અનાદિકાળથી જ છે... અને એનો ઉપદેશ પણ બહુધા સર્વ પ્રાણીઓ પરસ્પર કરે છે... વળી જિનવાણીમાં વ્યવહારનો ઉપદેશ શુધ્ધનયનો હસ્તાવલંબ (સહાયક) જાણી બહુ કર્યો છે... પણ એનું ફળ સંસાર જ છે. શુધ્ધનયનો પક્ષ તો કદી આવ્યો નથી અને એનો ઉપદેશ પણ વિરલ છે, ક્યાંક ક્યાંક છે. તેથી ઉપકારી શ્રી ગુરુએ શુધ્ધનયના ગ્રહણનું ફળ મોક્ષ જાણીને એનો ઉપદેશ પ્રધાનતાથી દીધો છે, કે શુદ્ધનય ભૂતાર્થ છે, સત્યાર્થ છે, એનો આશ્રય કરવાથી સમ્યગ્દ્રષ્ટિ થઈ શકાય છે, એને જાણ્યા વિના જ્યાં સુધી જીવ વ્યવહારમાં મગ્ન છે ત્યાં સુધી આત્માના જ્ઞાનશ્રદ્ધાન-રૂપ નિશ્ચય સમ્યક્ત્વ થઈ શકતું નથી." (સમયસાર પા.-૨૬)

પૂજ્ય ગુરુદેવશ્રી કહે છે કે, જે ભાવથી આસ્રવ અને બંધ થાય તે જ ભાવથી મોક્ષ કેવી રીતે થાય? ન જ થાય... અદ્‌ભુત અને અપૂર્વ એવી આ વાત છે. જગત માને છે કે, ભેદથી, વ્યવહારથી, રાગથી (શુભરાગથી) આસ્રવથી ધર્મ થાય, પરંતુ જ્ઞાનીઓ, આચાર્યો, સંતો અને સર્વજ્ઞો તો કહે છે ક, તે તો સંસારનું જ કારણ છે, એ જ વાત સમજાવીને ગુરુદેવ મહાન ઉપકાર કરી રહ્યા છે.

આપના સદુપદેશના પ્રભાવે અનેક જિજ્ઞાસુ જીવોને આત્મતત્ત્વ ઉપર અપૂર્વ રુચિ ઉત્પન્ન થઈ છે. આપશ્રી વર્તમાનમાં સત્યમાર્ગના પ્રકાશનાર છો, અને આપ જ અમારા માર્ગદર્શક ગુરુ છો. તેથી આપનું અમે જેટલું બહુમાન કરીએ તો પણ તેમાં અતિશયોક્તિ નથી. આપશ્રીના જીવનની એક એક પળ ઘણી જ કિંમતી છે. આપનાં વચન અણમોલ છે. આપ દીર્ઘાયુ થાઓ એવી ભાવનાપૂર્વક આ હીરકજયંતિ પ્રસંગે શ્રદ્ધાંજલિ સાથે કોટી કોટી અભિનંદન!

# શત શત જીવો સદ્ગુરુ કહાન

( કિતના બદલ ગયા ઈન્સાન )

શત શત જીવો સદ્ગુરુ કહાન
ભરઆલમની ભવ્યવિભૂતિ અજબ ચમકતી શાન,
શત શત જીવો સદ્ગુરુ કહાન. (ટેક)
ઉજમબાનો લાડીલો તું, મોતીચંદનો માનીતો તું, (૨)
ઊમરાળા નગરીમાં તુંહી, પ્રગટયો કુંવર - કહાન—
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૧.
બચપણથી તું ભગત કહેવાયો, બ્રહ્મચર્યના રંગે રંગાયો; (૨)
પાલેજ છોડયું, પરિવાર છોડયો, છોડયો સંપ્રદાય—
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૨.
સુવર્ણપુરીનો સંત બન્યો તું, શિવપુરીનો પથિક બન્યો તું; (૨)
મુક્તિપુરીના ઉદ્ઘાટનના મંત્રો દે દિનરાત—
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૩.
સાર - સમયની બંસરી બજાવી, સ્વતંત્રતાનો ઢંઢેરો પિટાવી, (૨)
નિશ્ચય - વ્યવહારની "માસ્ટર-કી" થી ખોલ્યા અનુયોગ ચાર
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૪.
ભારત ભોમમાં વિદેહ આવ્યું, સુવર્ણપુરીમાં સમોસરણ આવ્યું, (૨)
ગગનવિહારી માનસ્તંભ તો, મુકાવે માનીનાં માન...
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૫.
અધ્યાત્મની તારી વાર્તા ન્યારી, ભવ્યજનોને લાગી પ્યારી; (૨)
દાસ પ્રભુનો ઉદાસ જગતથી, સુખીયો સમ્યક્જ્ઞાન.
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૬.
સમ્મેદ શિખરની મંગલયાત્રા, બાહુબલીજીની "ડબલ" યાત્રા, (૨)
સીમંધર - વીર ને કુંદ - અમૃતનો, વારસ તું છે કહાન.
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૭.
યુગ યુગ જીવો કહાન હમારા, અધ્યાત્મવિદ્યાના છો દાતારા, (૨)
અભિનંદન - અભિવંદન તુજને, યુગપુરુષ પ્રધાન...
શત શત જીવો સદ્ગુરુ કહાન...ભરઆલમની૦ ૮.
ભરઆલમની ભવ્યવિભૂતિ અજબ ચમકતી શાન,
શત શત જીવો સદ્ગુરુ કહાન.
તારાં શાં કરીએ સન્માન,
તારા હીરક - ઉત્સવ ઉજવાય.

—બાબુલાલ ચુનીલાલ મહેતા. ફતેપુર

આવા કાળમાં ગુરુદેવ જેવા મહાપુરુષનો લાભ મળવો ઘણો મુશ્કેલ છે, ઘણા જીવોનું હિત થવાના કોઈ મહાન સુયોગે તેમની વાણીનો સત્ય પ્રવાહ બહાર આવે છે. તે દરેક મુમુક્ષુજીવે ખાસ અભ્યાસ કરીને, સંપ્રદાયોના વાડામાં બંધાઈ નહીં રહેતાં વિશાળ દૃષ્ટિ અપનાવીને વીતરાગનો મૂળ માર્ગ સમજવા માટે ખાસ પ્રયત્ન કરવો જરૂરી છે, અને જેને આ કાળે આવું સત્ય સમજાય તેના અહોભાગ્ય છે. કૃપાળુ ગુરુદેવનો જય હો કે જે આત્માએ ૨૧ વર્ષ પર્યંત સ્થાનકવાસી સંપ્રદાયનું સાધુપણું ઉત્તમ રીતે પાળીને અંતે સત્યમાર્ગની ઘોષણા સાથે એકરાર કર્યો કે 'હું મુનિ નથી.' મુનિદશા કોઈ અલૌકિક છે... આવા કાળમાં આવી રીતે સત્ય પ્રરૂપણા કરી બતાવનાર વ્યક્તિઓ કેટલી હશે? ગુરુદેવે જૈનમાર્ગ પ્રકાશિત કરીને, મુનિદશાનું ને સમ્યક્ત્વનું જે સ્વરૂપ બતાવ્યું છે તે સમજવાથી મુનિદશાનો પરમ મહિમા જાગે છે, સમ્યક્ત્વની ખરી કિંમત સમજાય છે ને ભવનો નાશ કરવાની જ્ઞાનકળા પ્રાપ્ત થાય છે. આવા દુઃષમકાળમાં જૈન સિદ્ધાંતના રહસ્યના પારગામી કૃપાળુ સદ્ગુરુ કાનજી સ્વામી મુમુક્ષુઓને મળ્યા તે ભાગ્યોદય જાણી એમની વાણીનું સેવન કરીને "ભવનો નાશ કરવાની કળા" દરેક જિજ્ઞાસુઓ પામે એવી અંતરલાગણીથી વિરમું છું. જય હો કૃપાળુ સદ્ગુરુ કાનજી સ્વામીનો.

—શાહ વલ્લભદાસ ગુલાબચંદ (ભાવનગર)

અહો! અધ્યાત્મમૂર્તિ, પંચમકાળના કલ્પવૃક્ષ, અમૃતસાગર, પ્રબલ પુરુષાર્થપ્રેરક ગુરુદેવ! આપશ્રીનાં વચનામૃતો અનેક જીવોને સન્માર્ગમાં પરમ ઉપકારી થયા છે તે માટે હું આપશ્રીને અભિનંદન પાઠવી પુનઃ પુનઃ નમસ્કાર કરું છું. અપ્રતિબદ્ધસ્વરૂપમાં પ્રતિબદ્ધ થયેલા એવા લોકોત્તર જ્ઞાનીઓ જ અભિનંદનને યોગ્ય છે.

—ચેતનવિજય

## પચાસ વર્ષ પહેલાં.......

પરમ કૃપાળુ સદ્ગુરુદેવશ્રીના પ્રથમ દર્શનનો લાભ ૧૯૭૦ની સાલમાં એટલે આજથી પચાસવર્ષ પહેલાં શ્રી ઉમરાળા મુકામે તેઓશ્રીએ સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષા અંગીકાર કરેલી ત્યારે થયેલો, તે વખતે તેઓશ્રીનું દેદીપ્યમાન સ્વરૂપ, ભરયુવાન વય, વૈરાગ્યવંત અને બાલબ્રહ્મચારી પુરુષ હોઈ અનેરી કાંતિનો ભાસ થતો હતો. તેમના સંપ્રદાયના સાધુઓમાં સૌથી નાના હોઈ અનેરા શોભતા હતા. ત્યારથી આ સેવકને તેઓશ્રી પ્રત્યે અંતરથી બહુમાન જાગેલું. સંપ્રદાયમાં મુનિપણે રહ્યા તે દરમિયાન અનેક વખત તેઓશ્રીના સંપર્કમાં આવવાનો લાભ મળેલ. શરૂઆતથી જ તેઓશ્રી એકાંતપણે રહીને આત્મઅવલોકન માટે તત્પરતા ધરાવતા હતા. આ સિવાય તેઓશ્રીના અનેક સુસ્મરણોનો અમૂલ્ય લાભ મળેલો છે.

સ્થાનકવાસી સંપ્રદાયમાંથી શ્રી દિગંબર સનાતન ધર્મ અંગીકાર કર્યો તે પહેલા પણ તેઓશ્રી પરમ સત્યની શોધમાં જ હતા અને અંતરમાં 'કાંઈક બીજું છે, કાંઈક બીજું છે' તેની નિરંતર ઝંખના કરતા હતા. તેઓશ્રીને મહાન ગ્રંથ શ્રી સમયસારજી શાસ્ત્રનો ભેટો થયો ત્યારે પરમ આનંદથી તેનું અવલોકન કર્યું. અને જગતસમક્ષ "અશરીરી આત્મા"નો મહિમા પ્રદર્શિત કરીને સત્યમાર્ગનો દિવ્યસંદેશ પ્રકાશિત કર્યો. બહુ જ થોડા વર્ષોમાં પરમ કૃપાળુ સદ્ગુરુદેવશ્રીનો સત્ય સંદેશ સૌરાષ્ટ્ર, ગુજરાત, તેમજ ભારતભરમાં અને ભારતની બહાર નૈરોબી, રંગૂન વગેરે દેશાવરોમાં પણ પહોંચી ગયો. આજે લાખો મુમુક્ષુ ભાઈ--બેનો સત્ય સમજવાની જિજ્ઞાસા કરી રહ્યા

છે. સત્યની પરમ જ્યોત પ્રગટાવનાર શ્રી સદ્ગુરુદેવનો પ્રતાપ મહાન છે. તેમના યશોગાન અને અદ્ભુત સદ્-ગુણોનું વિવરણ કરવાની આ સેવકમાં શકિત નથી. હીરક જ્યંતિ પ્રસંગે હાર્દિક ભાવના કે, તેઓ સર્વદા જયવંત વર્તો અને જુગજુગ જીવો.

—ગુલાબચંદ માણેકચંદ ઝોબાલિયા-મુંબઇ

☆

મહાનવિભૂતિ શ્રી કાનજીસ્વામી!......લગભગ અઢારેક વર્ષ પહેલાં મેં તેમના માટે ઘણું--ઘણું સાંભળેલું, અને તેથી એક વખત હું સોનગઢ ગયો હતો, ત્યારે તેઓશ્રીના પ્રવચનમાં "સમજાય છે કાંઈ" એમ શ્રોતાવર્ગને સમજાવવાની તેમની ઢબે મારા ઉપર પ્રભાવ પાડયો, એટલું જ નહિ, એ વાતાવરણ જીવંત અને શાંત હતુ. શ્રોતાઓની જિજ્ઞાસાવૃત્તિ પણ હું સારી રીતે જોઈ શકયો. એ આકર્ષણ અને પ્રભાવ તેઓશ્રી ફરીથી જ્યારે જ્યારે દામનગર પધાર્યા ત્યારે મારા ઉપર અસરકારક કામ કરી ગયા છે. બાકી તો શું કહેવું! -આવી વિભૂતિઓ દ્વારા જ પરબ્રહ્મસ્વરૂપ લક્ષગત થાય છે.

—દલપતરામ મહાશંકરઃ દામનગર

☆

## ધર્મક્રાન્તિકર આધ્યાત્મિક વિભૂતિ શ્રી કાનજીસ્વામી

[ શ્રી દિ. જૈન સંઘ : ફત્તેપુર (ગુજરાત) ]

ભારતની અધ્યાત્મવિભૂતિ, ધર્મક્રાન્તિકર, પરમ પ્રભાવી પૂજ્ય શ્રી કાનજીસ્વામીને આજના ૭૫મા વર્ષના મંગલદિને શત શત વંદન, શત શત અભિનંદન!

આ દુઃષમકાળે ભવ્ય જીવોના મહાભાગ્યે ખારા સમુદ્રમાં મીઠી વીરડીની જેમ આ ક્ષેત્રે ભારતભોમમાં મહાન પ્રતાપી પૂ. શ્રી. કાનજીસ્વામીનો જન્મ થયો. તેમણે વીતરાગ જિનેન્દ્રકથિત ધર્મના સત્ય માર્ગને સ્વીકાર્યો એટલું જ નહિ પરંતુ એ પ્રભાવશાળી સંતે તો ભવઅટવીમાં ફસાયેલા મૂંઝાતા--રીબાતા--આથડતા-તરફડિયા મારતા જિજ્ઞા-સમાન જીવોને સ્વરૂપબોધક વીતરાગી તાત્પર્યથી ભરેલા સમયસારાદિ શ્રુતશાસ્ત્રોનું દોહન કરી આધ્યાત્મિક અમૃતનું પાન કરાવ્યું; મૃતક કલેવરમાં મૂર્છિત થયેલાઓને ભેદજ્ઞાન-બંસરીના અધ્યાત્મનાદે સચેત કર્યા, જગાડયા.

એમના પરમ પ્રતાપે નાનકડું સોનગઢ જિજ્ઞાસુઓનું મહાન તીર્થધામ બન્યું. ત્યાંનું વિશાળ જિનમંદિર, મનોજ્ઞમૂર્તિ સીમંધરનાથ, સમવસરણ, ઉન્નત માનસ્તંભ, સ્વાધ્યાય મંદિર, અને સુશોભિત ધાર્મિક વૈરાગ્યોત્પાદક પુરાણ-પુરુષોનાં જીવનચરિત્રોનાં ચિત્રોથી શોભતો કુંદકુંદ-પ્રવચન મંડપ કે જે પ્રથમાનુયોગની પ્રસિદ્ધિ કરાવે છે, બહેનોનો બ્રહ્મચર્યાશ્રમ અને ગુરુદેવના શ્રીમુખે નિત્ય વહેતી શ્રુતગંગાનો અધ્યાત્મપ્રવાહ... ચાતકવત જિજ્ઞાસાપૂર્વક તેને ઝીલનારા જિજ્ઞાસુ શ્રાવક--શ્રાવિકાઓની મોટી સભા, શ્રાવિકાશિરોમણિ ધર્મમાતા પૂ. બેનશ્રી-બેન ચંપાબેન-શાન્તાબેનના જીવનમાંથી વહેતો વૈરાગ્ય રસભરેલી ભકિતનો ધોધ, દિનરાત ચાલતી અધ્યાત્મચર્ચા, એ બધાયથી સુવર્ણ-પુરીનું વાતાવરણ ધાર્મિક સુવાસથી સુગંધિત બની રહ્યું છે, અને આવા સત્સંગના વાતાવરણમાં ગુરુદેવની છાયામાં વસતાં જિજ્ઞાસુનું જીવન ધન્ય ધન્ય બની જાય છે. આ બધાં દ્રશ્યો ખરેખર ભરતે પંચમકાળના દુઃખને ભૂલાવીને ઘડીભર તો ચોથા કાળનું સ્મરણ કરાવે છે, અને ધર્મ પ્રાપ્ત કરવા માટે કટિબધ્ધ થવા ભવ્યોને આમંત્રિત કરે છે, સાગમટે નોતરાં આપે છે.

પંડિતપ્રવર શ્રી ટોડરમલ્લજી રહસ્યપૂર્ણ ચિઠ્ઠીમાં લખે છે કે, "...આ વર્તમાનકાળમાં અધ્યાત્મરસના રસિક જીવો બહુ જ થોડા છે. ધન્ય છે તેમને જે સ્વાનુભવની વાર્તા પણ કરે છે." "તથા સારૂં તો એ છે કે, ચૈતન્ય-સ્વરૂપની પ્રાપ્તિના ઉદ્યમમાં - અનુભવમાં રહેવું-વર્તવું. વર્તમાનકાળમાં અધ્યાત્મતત્ત્વ તો આત્મા છે." જગતમાં રાગદ્વેષની ને વિષય-કષાયની કથા તો સર્વત્ર સુલભ છે, પરંતુ પરથી વિભકત અને સ્વથી એકત્વ એવા ચૈતન્ય-તત્ત્વની વાત અતિ દુર્લભ છે. એવી અતિ અતિ દુર્લભ આધ્યાત્મિક ચૈતન્યસ્વરૂપની વાર્તા આજે ગુરુપ્રતાપે આપણ-ને સુલભ બની છે. આબાલ ગોપાલ સમજી શકે તેવી રીતે અધ્યાત્મતત્ત્વને સમજાવનાર અને સતનો ડંકો બજાવનાર ગુરુદેવ આજે ભારતના અજોડ સંત છે, એ તો અધ્યાત્મ--જગતના હીરલા છે, જેને કોઈ વીરલા જ પરખે છે.

પરમાગમ શ્રી સમયસાર, પ્રવચનસાર, પંચાસ્તિકાય, નિયમસાર, અષ્ટપાહુડ, દ્રવ્યસંગ્રહ, પદ્મનંદીપંચવિંશતિકા, મહાપુરાણ, ગોમ્મટસાર, ષટ્ખંડાગમ, ધવલા તથા શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક આદિ ચાર અનુયોગમય જિનાગમોના નિશ્ચય-વ્યવહારના વ્યાખ્યાનોના ગૂઢ રહસ્ય -મર્મને જાણી, આગમસાક્ષી અને આત્મસાક્ષીએ અનુભવી, આબાલ-ગોપાલ સાક્ષર કે નિરક્ષર સર્વ જીવો સહેલાઈથી સમજી શકે તેવી સાદી, સરળ ભાષામાં અનેકાન્તશૈલિથી સમજાવીને જૈનજગતના જિજ્ઞાસુઓ ઉપર ગુરુદેવે મોટો ઉપકાર કર્યો છે, અને જૈનશાસનમાં મહાન જાગૃતિ લાવીને મોટી પ્રભાવના કરી છે, તેમના પ્રતાપે આધ્યાત્મિક ક્રાંતિનો એક જુવાળ આવ્યો છે ને હજારો લોકો ધર્મજિજ્ઞાસુ બન્યા છે; ઊંઘતો સમાજ નવચેતનાથી જાગ્યો છે.

"ધર્મનું મૂળ સર્વજ્ઞ છે" એ કાર્તિકેયસ્વામીનું કથન એમની રગેરગમાં વ્યાપેલું છે. નિશ્ચયે યથાર્થ શરણરૂપ જ્ઞાયક સ્વભાવી ભગવાન આત્મા છે, વ્યવહારે બોધિબીજના દાતા, મોક્ષમાર્ગના પ્રણેતા શ્રી જિનેન્દ્રભગવંતો અને પંચપરમેષ્ઠી શરણરૂપ છે; તેમના પ્રત્યે મહારાજશ્રીને અત્યંત ભકિતભાવ-બહુમાન-પૂજ્યભાવ અંતરંગમાં ઊછળે છે. તેમણે નિશ્ચય--વ્યવહારની અતિ સ્પષ્ટતા કરી, નિશ્ચયની પ્રધાનતા સાથેના સાચા વ્યવહારનું, અને તેના સાચા નિમિત્તોનું સ્પષ્ટજ્ઞાન કરાવ્યું છે. જેનો અંતરમાં નિશ્ચય સાચો તેને તેના પદની ભૂમિકાયોગ્ય ઉચિત વ્યવહાર હોય જ તેનું યથાર્થ પ્રતિપાદન કર્યું છે. આજે તેમના પ્રતાપે સૌરાષ્ટ્રમાં અન્ય સંપ્રદાયના હજારો જીવો શુધ્ધ દિગં-બર- કુંદકુંદામ્નાયી બન્યા છે, અનેક જિનમંદિરો સ્થપાયા છે, અનેકવાર મંગલ તીર્થધામની યાત્રાઓ થઈ છે, અનેકવાર વીતરાગી જિનબિંબોની પંચકલ્યાણક--વેદીપ્રતિષ્ઠાઓ થઈ છે. દિગમ્બર જૈનસિદ્ધાંતપ્રતિપાદક લાખો પુસ્તકો, તેમજ માસિક-સાપ્તાહિક-દૈનિક પ્રગટ થયા છે. હજારો જીવો પ્રીતિપૂર્વક નિયમિત જિનેન્દ્રપૂજા-ભકિત-વંદના-દર્શન-સ્તુતિ કરે છે, સ્વાધ્યાય કરે છે. અનેક પ્રકારે ધર્મની વૃધ્ધિ થતી જાય છે. ખરેખર! એમનો 'નિશ્ચય-ધર્મ પણ બડો અને વ્યવહારધર્મ પણ બડો અપૂર્વ છે." તેઓ વીતરાગી વિજ્ઞાનના પરમ આરાધક અને ઉપદેશક છે.

तीन भुवनमें सार वीतराग विज्ञानता – छह ढाला
दंसणमूलो धम्मो। चरित्तं खलु धम्मो – कुंदकुंदस्वामी
"तीनलोक तिनूंकालमांही नहीं दर्शनसों सुखकारी ।
सकल धर्मका मूल यही है इस बिना करणी दुःखकारी ।।

પૂ. કાનજીસ્વામી વારંવાર કહે છે કે— માનવજીવનનું મહા કર્તવ્ય સમ્યગ્દર્શન છે, એના વગર બધું થોથાં છે. ત્રણ કાળ ત્રણ લોકમાં સમ્યકત્વ તે મહા ઉપકારી કલ્યાણકારી વસ્તુ છે, અને મિથ્યાત્વ તે મહા બુરૂં કરનાર છે. જગતના પદાર્થો સ્વતંત્ર છે, કોઈ કોઈનો કર્તા હર્તા નથી. પદાર્થો સ્વતઃ પરિણમનશીલ છે, વ્યવસ્થિત છે, ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યયુકત સત્સ્વભાવી છે. પુણ્ય-પાપ તે સારભૂત નથી, ત્રિભુવનમાં એક વીતરાગવિજ્ઞાન જ (સમ્યગ્દર્શન -જ્ઞાન- ચારિત્ર જ) સારભૂત છે- એમ નિર્ભિકપણે ઘોષણા કરી હજારો જીવોને સત્ધર્મમાં વાળ્યા છે. સમ્યગ્દૃષ્ટિની પ્રશંસામાં પં. બનારસીદાસજીએ ખરૂં જ કહ્યું છે કે—

स्वारथके सांचे परमारथके सांचे चित्त,
सांचे सांचे बैन कहैं सांचे जैनमती है ।
काहूके विरोधी नांही, परजाय बुद्धि नांही,
आतमगवेषी, न गृहस्थ है न यति है ।।

रिद्धि सिद्धि वृद्धि दीसे घटमें प्रगट सदा,
अंतरकी लक्ष्मीसौं अजाची लक्षपती है ।
दास भगवंतके उदास रहैं जगतसौं,
सुखिया सदैव ऐसे जीव समकिती हैं ।।

અને, કવિ ભાગચંદજી પણ કહે છે કે—

सदन निवासी तदपि उदासी, तातैं आस्रव छटाछटी,
संयम धर न सके पै संयम-धारनकी उर चटापटी ।।

આપનું જીવન જોતાં એ બધું વર્ણન તાદશ થાય છે. જગતથી ઉદાસ અને જિન ભગવતોના દાસપણે આપનું ઉત્તમ આત્માર્થી જીવન અન્ય જીવોને પણ આત્મહિતની પ્રેરણા આપતું શોભી રહ્યું છે, ને મુનિમાર્ગ પ્રત્યે તો આપને અપાર પ્રીતિ ને પરમ ભકિત છે.

ભારતના જૈન ઈતિહાસમાં આપનું નામ સદાય સુવર્ણાક્ષરે અંકિત રહેશે. એક વિદ્વાનના શબ્દોમાં કહીએ તો- 'કાનજી સ્વામીનો દિ. જૈનસમાજ ઉપર એટલો ઉપકાર છે કે, તેમને માથાનો મુગટ માની માથે લઈને ફરે તોયે ઓછું છે! આપનો અસીમ ઉપકાર જીવનમાં ભૂલ્યો ભૂલાય તેમ નથી. દર્શનસારમાં દેવસેનઆચાર્યે જેમ કહ્યું છે કે, અહો! કુંદકુંદાચાર્ય જો વિદેહક્ષેત્રે જઈ સીમંધરપરમાત્માનાં સાક્ષાત દર્શન કરીને ન આવ્યા હોત તો અમે મુનિજનો સાચા મોક્ષમાર્ગને કેવી રીતે જાણત??

તેમ આ કાળે અમે પણ કહીએ છીએ કે, અહો! આત્માર્થી શ્રી કાનજીસ્વામી જેવા અધ્યાત્મસંતપુરુષ આ કાળે આ ક્ષેત્રે જો અમને ન મળ્યા હોત તો સીમંધર-વીર-કુંદ-અમૃતનાં હૃદય તથા વીતરાગજિનધર્મનાં રહસ્ય અમને કયાંથી મળત? મહા ઉપકાર આ સંતનો છે.-શું લખું! જાગો! જાગો! જાગો! જાગવાનો અવસર આવ્યો છે. ફરી ફરી આવો સંતસમાગમનો દુર્લભ દાવ મળે તેમ નથી. માટે દુઃખમુકિતની પ્રબળ ભાવના અંતરમાં જગાડી પરીક્ષાપ્રધાની બની, વાંધા-વચકાની કે વાયદા--વિલંબની વાત છોડી, સત્પુરુષને ભેટી, જિનધર્મના મર્મી બનવા પરમાર્થના પ્રેમી બનો. સંતસમાગમે ભેદજ્ઞાનની જડીબુટ્ટી સૂંઘી અનાદિના વિષ દૂર કરી જ્ઞાનસુધારસ પીઓ.

૭૫ મા વર્ષના હીરક જયંતિ મહોત્સવના મંગલદિને હાર્દિક અભિનંદન સાથે પૂ. કાનજીસ્વામી મહારાજ યુગ યુગ જીવો તેવી શ્રદ્ધાંજલિપૂર્વક અભિવંદન કરું છું. તેમના દ્વારા વીતરાગધર્મનું અધ્યાત્મ તત્ત્વજ્ઞાન દશે દિશાએ પ્રકાશો અને અનેક ભવ્ય જીવોનું કલ્યાણ કરી જિનેન્દ્રશાસન જયવંત વર્તો.

☆

# શ્ર.....દ્ધાં.....જ.....લિ

ગોંડલના કોષકાર મહારાજા શ્રી ભગવતસિંહજીના ખાસ આદેશથી 'ભગવદ્ગોમંડલ' નામક ગુજરાતી ભાષાના બૃહદ્ શબ્દકોષના સર્વાંગી વિકાસ માટ શ્રી કાનજીસ્વામીનો સંપર્ક સાધવાની અમોને તક મળેલ અને તેના પ્રતાપે અમોને સને ૧૯૨૮ થી આજ દિવસ સુધી તેઓશ્રીનો પ્રત્યક્ષ પરોક્ષ જે અનુભવ થયો છે તેની આ શુભ પ્રસંગે 'સાગરબિંદુ' ન્યાયે શ્રદ્ધાપૂર્વક અંજલિ અર્પતાં આત્મસંતોષ થાય છે.

પૂર્વના કોઈ પ્રબળ સંસ્કારે તેઓએ આત્મવિકાસ સ્વત: કેવી રીતે સાધ્યો તેનો ઈતિહાસ એમનાં આધ્યાત્મિક-દૃષ્ટિનાં આત્મલક્ષી અંતેવાસીઓએ 'શાસનપ્રભાવ'માં આલેખ્યો છે. આત્મસાક્ષાત્કારની વડી ચાવી એમણે પોતાની સ્થિરબુધ્ધિ અને અપૂર્વ આત્મબળના પૂર્વસંસ્કાર દ્વારા સ્વયં પ્રાપ્ત કરી, પોતાની કુશાગ્ર બુદ્ધિ વડે એકાગ્રતાથી અંતર્મુખ થઈ તેઓ જે અગમ્ય પરમ સત્રૂપ આત્મતત્ત્વ માટે તડપતા હતા તેના અખૂટ ભંડારરૂપ ભગવાન કુંદકુંદાચાર્યદેવનું 'સમયસાર' નામનું પરમ આગમ પ્રાપ્ત થયું. એ પરમ આગમનો જેમ જેમ સ્વાધ્યાય થતો ગયો તેમ તેમ અંતરતમ હૃદયપાતાળમાંથી આધ્યાત્મિક જ્ઞાનના ધોધ છૂટવા લાગ્યા!

આત્મનિષ્ઠ કાનજીસ્વામીની વિશિષ્ટતારૂપ એમના અંતરમાંથી ધસમસતી જે મોક્ષદાયી ગંગા એમના પ્રાણવંતા પ્રવચનોમાં નિરંતર વહે છે તેનું મૂળ એ જ કુંદકુંદાચાર્યજી દેવનો ગ્રંથાધિરાજ 'સમયસાર!' આ ગ્રંથાધિરાજનું માહાત્મ્યમ્ય રોજ ગવાય છે કે:

> "કુંદકુંદ રચ્યું શાસ્ત્ર, સાથિયા અમૃત પૂર્યા;
> ગ્રંથાધિરાજ! તારામાં, ભાવો બ્રહ્માંડના ભર્યા."
>
> "સાથી સાધકનો, તું ભાનુ જગનો, સંદેશ મહાવીરનો;
> વિસામો ભવકલાંતના હૃદયનો, તું પંથ મુકિત તણો."
>
> "તું રુચતાં જગતની રુચિ આળસે સૌ,
> તું રીઝતાં સકલજ્ઞાયક દેવ રીઝે."
>
> "બનાવું પત્ર કુંદનનાં રત્નોનાં અક્ષરો લખી,
> તથાપિ કુંદસૂત્રોનાં અંકાયે મૂલ્ય ના કદી."

અમારા ભગવદ્ગોમંડલ--શબ્દકોષમાં જૈન સાધુઓનો ફાળો મોટો છે ને તેમાંયે કાનજીસ્વામીની તેમા અનોખી વ્યાખ્યાઓ ને વિદ્વત્તાની પ્રસાદી છે. કાનજી સ્વામીની મૌલિકતા છે એમનાં સદાય તાજાં પ્રવચનોમાં; કેમ કે એ તો ક્ષણે ક્ષણે કોઈ નવીનતા જ નિર્માણ કરે છે. એમનાં બધાંય પ્રવચનોનો ઝોક છે આત્મસાક્ષાત્કાર ઉપર મુખ્યત્વે! તેઓ એમ કહે છે કે, જપ-તપ-દાન-દયા, પુણ્ય આદિ તો શુભ વિકલ્પો છે; તેનાથી કદી પણ આત્મ-સાક્ષાત્કાર થવાનો નથી. આત્મસિધ્ધિ અર્થે યાને આત્મવિકાસ માટે અંતર્મુખ થઈને મુમુક્ષુએ એકાગ્રતા વડે [illegible] કરવું રહ્યું. એમનાં મૌલિક પ્રવચનોના ધોધમાંથી આત્માના સાક્ષાત્કારની જે કાંઈ સામગ્રી શ્રોતાઓને સાંપડે છે તે અણમૂલી છે. તેમની આ હીરકજયંતિ પ્રસંગે આપણે તેમને અધ્યાત્માંજલિ અર્પીએ...

—ચંદુલાલ બહેચરલાલ પટેલ (ગોંડલ)

# ગુરુદેવનો ઉપદેશ

[ શશીકાન્ત મનસુખલાલ : ભાવનગર ]

પૂજ્ય ગુરુદેવશ્રીની વ્યાખ્યાન–શૈલી અસાધારણ, અધ્યાત્મપ્રધાન અને અંતરપરિણતિને અનુરૂપ છે. અધ્યાત્મના સૂક્ષ્મ ન્યાયોને તેઓ શ્રી પોતાની અનુભવપ્રધાન શૈલીથી એવા તો સરળ અને સુગમ રીતે વ્યકત કરે છે કે અલ્પ શાસ્ત્રાભ્યાસવાળા જીવો નિજહિતનો બોધ સુગમતાથી પામી શકે છે.

સમ્યગ્દર્શન કે જે સ્વરૂપના અપૂર્વ મહિમાપૂર્વક સ્વાનુભવથી ઉત્પન્ન થાય છે, તેનું અનેક પડખાંથી વ્યાખ્યાન સાંભળતાં, મુમુક્ષુહૃદય ઝણઝણી ઊઠે છે, ને એવા સમ્યકત્વ પ્રત્યે પરમ બહુમાન જાગે છે. ગુરુદેવના પ્રવચનમાં કોઈપણ શાસ્ત્ર વંચાતું હોય! કે તેનો કોઈપણ અધિકાર ચાલતો હોય, પરંતુ નિજ ચૈતન્યપદની પ્રધાનતા તેમાં સતતપણે રહેતી હોય છે. "આ આત્મા પોતે પરિપૂર્ણ જ્ઞાન અને આનંદ સ્વભાવથી ભરેલો છે" એમ કહીને સ્વાનુભવપૂર્વક ભગવાન આત્માનો નિર્દેશ કરીને દૃષ્ટિને તે તરફ લઈ જાય છે. તે સાંભળતાં એમ થાય છે કે, અહા! અદ્‌ભુત વીતરાગમાર્ગને અદ્‌ભુત શૈલીથી પૂ. ગુરુદેવશ્રી સમજાવે છે. પૂ. ગુરુદેવશ્રીની ભવતાપશામક વાણીમાંથી હંમેશા જીવને સ્વસન્મુખતાની પ્રેરણા મળે છે. નિજ પરમ આત્મદેવને ધ્યેયરૂપ બનાવી ધ્યાવવાથી પરમાત્મા થવાય છે. પરંતુ આત્મજ્ઞ સત્પુરુષની ઉપાસના વિના, એટલે કે તેઓશ્રીના બોધને યથાર્થપણે ગ્રહણ કર્યા વિના તે ધ્યાન પ્રાપ્ત થતું નથી, એમ સ્પષ્ટ ખ્યાલમાં આવે છે.

શ્રી સમયસારના પરિશિષ્ટમાં આચાર્ય ભગવાન શ્રી અમૃતચંદ્રદેવે સ્વાનુભવમાં ઉલ્લસતી ૪૭ આ શકતિઓનું જે અદ્‌ભુત વર્ણન કર્યું છે, તેના ઉપર પૂ. ગુરુદેવશ્રીએ વિસ્તારથી જે વ્યાખ્યાનો કર્યા છે, તેની શૈલી એવી તો વિશિષ્ટ છે કે તે સાંભળતા કે વાંચતાં જાણે સ્વભાવસમીપ પરિણતિ ખેંચાઈ આવતી હોય તેમ લાગે છે.

આત્માના સહજસુખનો સ્વાદ -સ્વસંવેદન જ જીવની વિષયસુખની તૃષ્ણાના રોગને મટાડે છે. ૪૭ શકિતઓની જેમ પ્રવચનસારના પરિશિષ્ટમાંના ૪૭ નયો ઉપરના વ્યાખ્યાનો પણ ખૂબ અદ્‌ભુત થયા છે. સમ્યકજ્ઞાનીને નિશ્ચયની પ્રધાનતાપૂર્વક બીજા નયોનું જ્ઞાન પણ કેવા સમ્યક્ પ્રકારે વર્તે છે, તેનો ચિતાર તે પ્રવચનોમાં દેખાય છે. ગુરુદેવ કહે છે કે, જ્ઞાનાનંદસ્વભાવનો મહિમા એવી અપૂર્વ ચોટપૂર્વક જીવને આવવો ઘટે કે, જેથી વીર્યનો વેગ સહજપણે પરિણામની ગતિને સ્વસન્મુખ કરે.

રાગ તે ચેતનદ્રવ્યનું પરિણામ છે. તેમ હોવા છતાં, "સ્વભાવે હું એક સમયમાં પરિપૂર્ણ ચિદાનંદ છું" એવી અપૂર્વ અંતરદૃષ્ટિનું જોર થતાં, ધર્માત્માને રાગનો અભાવ કહ્યો છે; આમ ધર્માત્માને રાગ કેવી રીતે પરના પડખે જાય છે તેનો તાદૃશ ચિતાર આપતાં ગુરુદેવ કહે છે કે, ખરેખર તો આ વાત શુદ્ધ ચૈતન્ય ઉપર જેની દૃષ્ટિ છે તેને જ સમજાય તેવી છે.

પરિપૂર્ણ સામર્થ્યવાન ચૈતન્યવસ્તુ લક્ષમાં લેવાની છે. વિકલ્પકાળે પણ, વિકલ્પ તરફનું જોર છોડી, અધિકપણે સ્વભાવના મહિમાનું જોર વધારવું તે જિજ્ઞાસુનો પુરુષાર્થ છે. અહો ! વિકલ્પમાત્રથી જુદા પડીને અકષાયી ચૈતન્યવેદનમાં જે પરાયણ છે એવા ધર્માત્માને ધન્ય છે, અને એનો માર્ગ બતાવનાર આ ગુરુદેવને પણ ધન્ય છે, ધન્ય છે.

અહો ! તેમનો જ્ઞાનવૈભવ ! અનેક પ્રયોજનભૂત વિષયોને ઘણી જ સ્પષ્ટતાથી શાંતરસની પ્રધાનતા પૂર્વક તેઓશ્રીએ કહ્યા છે, જે સાંભળતાં મુમુક્ષુજીવોને આત્મભાવના જાગે છે અને એમ થાય છે કે અહો!

નિરંતર તેઓશ્રીની ઉપશમરસઝરતી વાણીને સાંભળ્યા જ કરીએ! ખરેખર પૂ. ગુરુદેવશ્રીએ આ વિષમ-કાળમાં સ્વભાવના અમૃત વહેવડાવીને ભારતવર્ષના મુમુક્ષુ જીવો પર અપાર ઉપકાર કર્યો છે.

તેમણે વહાવેલી આ અધ્યાત્મસરિતામાં જે ભવ્યજીવો સ્નાન કરશે તેઓ અવશ્ય શ્રેયને પામશે, એમાં શંકા નથી. આવા મંગળકારી મહાપુરુષનું જેટલું બહુમાન થાય તેટલું ઓછું છે. હીરકજયંતિ પ્રસંગે તેમને અત્યંત ભક્તિભાવે અભિનંદન હો! અભિવંદન હો!!

* * *

## પૂજ્ય શ્રી કાનજીસ્વામીની અમૃતવાણી

[ લે. નાથાલાલ ચકુભાઈ શાહ દાહોદ ]

દિગંબર જૈન સમાજમાં શાસ્ત્રના પઠનપાઠનની પધ્ધતિ પુરાતન સમયથી જ સુપ્રસિદ્ધ ને સુપ્રચલિત છે. લોકોને ધર્મ પ્રત્યે બહુ આદર, ભક્તિ ને રૂચિ પણ છે, અને એ જ કારણ છે કે એની ઉપર આજ પણ લખલૂંટ દ્રવ્ય ખર્ચાય છે. કેવળી ભગવાનથી ગુરુપરંપરાગત ઉતરી આવેલી રહસ્યપૂર્ણ સત્ય જિનવાણીનું આકર્ષણ આજે ૨૫૦૦ વર્ષ પછી પણ એટલું જ અનોખું અને પ્રભાવશીલ છે.

આજના જમાનામાં ગુરુગમે આવા સત્શાસ્ત્રોનો સ્વાધ્યાય, પઠનપાઠન ને ચર્ચા એ જ વિશ્વાસનીય સત્સંગ કહી શકાય. જે કોઈને પોતાના શુદ્ધ જીવને પામવો છે, અથવા સાક્ષાત્ ધર્મ ને ધર્મફળ પામવાં છે, અથવા આ અસાર સંસારના દ્વંદફંદથી છૂટીને દુઃખમાંથી મુકત થવું છે, તેને માટે આવો સર્વોચ્ચ સત્સંગ કરવો અત્યંત અનિવાર્ય છે. ધર્મ પામવામાં અનેક બાહ્ય સાધનો નિમિત્તો હોય છે, તેમાં પ્રમુખ સાચા દેવ, સાચાં શાસ્ત્ર ને સાચા ગુરુ એ ત્રણ છે. તેના સ્વરૂપને સાચા જ્ઞાનીઓના સત્સમાગમે સમજીને જે કોઈ આસન્નભવ્ય અંતરઆત્માપણે પરિણમશે, તેનું અવશ્ય કલ્યાણ થશે જ.

મારે વિદ્યાર્થી અવસ્થામાં અનેક શાસ્ત્રસભાઓમાં જવાનું બનેલું. જૈનશાસ્ત્રોનું રહસ્ય તો મોટા સ્વયંભૂ-રમણ સમુદ્રની જેમ બહુ વિશાળ છે, ને તેમાં અનેક દુર્ગમ વિષયોનું વિશદરૂપમાં ભિન્નભિન્ન કથનશૈલિથી નિરૂપણ કરેલું છે. એ દ્રષ્ટિએ જોતાં, માત્ર વિશેષ જ્ઞાનના ઉઘાડવાળાની જ એમાં ચાંચ ડૂબી શકે. બીજા સર્વ સાધારણનો તો એમાં ગજ જ ના વાગે! વળી ત્યાં શાસ્ત્રસભાઓની લાંબી લાંબી ચર્ચાઓમાંથી ઉઠતા નાના પ્રશ્નોરૂપી તરંગોનો તો કોઈ પાર જ નહિ. એ સંજોગોમાં સ્વાધ્યાયનું પ્રગટ ફળ મને ના દેખાતું. મને તો એ માત્ર પંડિતોની ચર્ચાગોષ્ઠિ જેવું લાગતું, અને તેનાથી પારમાર્થિક કલ્યાણ થવા લાયક કોઈ શાંતિ કે સંતોષ મળતાં નહિ. મતલબ કે નિશ્ચય તત્ત્વની પ્રાપ્તિ થતી નહિ. એટલે હવે કેવી રીતે સ્વાધ્યાય થાય તો આત્મલાભ પમાય એ પ્રશ્ન મને મૂંઝવણ કરવા લાગ્યો. આવા અસમંજસના મંથનકાળમાં હજારો--લાખો સાધર્મીજનોની જેમ મને પણ પરમ પૂજ્ય શ્રી કાનજીસ્વામીની અમૃતવાણીનો સમાગમ મળી ગયો. ત્યાં પહેલે જ ધડાકે સાંભળ્યું કે, "જ્ઞાનશકિતનો વૈભવ આત્મામાં જ છે. તે કાંઈ ગુરુ પાસેથી કે પુસ્તકમાંથી આવતું નથી. તારું જ્ઞાન, તારી સમજ, સાચો પુરુષાર્થ તે પોતાની યોગ્યતાથી ને પોતામાંથી જ પ્રગટી શકે; બીજા પાસેથી કાંઈ જ લેવાનું નથી. સ્વ અને પર બે જુદા છે તે કદાપિ એક થતા નથી ને એકમેકનું કંઈપણ કરતા નથી. દરેક દ્રવ્ય પોતપોતાની યોગ્યતામાં જ રહે છે, પોતપોતાની સીમા કદીપણ ઉલ્લંઘતા જ નથી."

આમાંથી એ જાણવા મળ્યું કે જ્ઞાનનું સ્થાન આત્મામાં જ છે. સાક્ષાત્ કેવળી ભગવાનની દિવ્યધ્વનિની વાગ્ધારાએ પણ જેની યોગ્યતા નથી તેવા શ્રોતાઓને સમ્યક્‌જ્ઞાન પરિણમતું નથી, તો પછી નિમિત્તની અધિકતા કયાં રહી? નિમિત્ત અકિંચિત્કર છે. કોઈપણ કાર્ય નિમિત્તથી થાય નહિ એવો નિશ્ચયનયનો વિષય છે; ને કોઈ કાર્ય યોગ્ય નિમિત્તો પામતાં થાય છે એવું કથન કરવાનો વ્યવહારનયનો વિષય છે. ઉપલકદ્રષ્ટિએ જોતા એમાં પરસ્પર વિરોધ જણાય છે પણ તેમા વિરોધ નથી. આવાં ગૂઢ રહસ્યો ગુરુગમે સમજી લેવા જોઈએ. આ અમૃત શ્રી કાનજીસ્વામીની વાણીમાંથી પ્રગટયાં છે. તેની અનેક ઉત્તમમાં ઉત્તમ વિદ્વદ્‌જનોએ મુકતકંઠે તારીફ કરલી છે. આ રીતે પૂજ્ય ગુરુદેવની સમજાવટની વિશિષ્ટ શૈલિનો મને પ્રસંગ બન્યો, અને મને નવું જ માર્ગદર્શન મળ્યું એનો હું મારા જીવનનો એક અભૂતપૂર્વ ને કલ્યાણકારી પ્રસંગ લેખું છું.

જેની દ્રષ્ટિ ધ્રુવ ઉપાદાનરૂપ આત્મા ઉપર ઠરે ને તેનું લક્ષ કરે તેને સહજ યોગ્ય અનુકુળ નિમિત્તો પણ હાજર જ હોય ને તેને જ શાસ્ત્રોનો સાર સમજાશે. સોનગઢના સંતની આ સમજાવવાની વિશિષ્ટ રીત છે, તેને સમજો કે પામો, એ એક મોટી પ્રસાદી છે, અથવા એ એમના અંતરનો આશીર્વાદ છે.

સ્વામીજીની સ્વપર કલ્યાણકારક જે પ્રવૃત્તિ છે અને જે સ્વાધ્યાયશીલતા છે, તેનો જોટો આજદિન સુધી મેં હિંદુસ્તાનમાં કયાંએ જોયો નથી. શું કલ્પનાતીત યોગ બની ગયો છે કે, આપણા સદ્‌ભાગ્યે સ્વાધ્યાયપ્રેમીઓ માટે સોનગઢ જેવું એક અનોખું મહાન તીર્થ પ્રગટયું છે. સુયોગ્ય ભવ્યજીવોના ભાગ્યે ઉત્તમ નિમિત્તો સ્વયમેવ હાજર થાય છે, તેનો આ તાદૃશ નક્કર દાખલો છે. નિમિત્તો મેળવવા કે ખોળવા જવું પડતું નથી. તેનો આ સચોટ પુરાવો છે. એ રીતે ખરો સ્વાધ્યાય કેવી રીતે થાય તે પ્રશ્ન મારે માટે ઉકલી ગયો.

સ્વાધ્યાયની અનોખી રીત પછી ગુરુદેવથી એ જાણવા મળ્યું કે, જિનવાણી શ્રવણ કરીને માત્ર આત્માનું જ કલ્યાણ કરવાનું છે. આવા પ્રકારનાં વાકયો જિનવાણીમાં ઘણે ઠેકાણે છે, પણ ગુરુ વિના એનો મર્મ કોણ આપે? સમ્યક્‌જ્ઞાનનું જેના અંતરમાં અજવાળું હોય તે જ આપે! બીજા તો સ્વર્ગાદિ પુણ્યફળને ધર્મનુ ફળ કહે ને પછી "પરંપરાગત ધર્મ થશે--મોક્ષ થશે" એમ કહીને પુણ્યમાં જ રોકી દે. ગુરુદેવ કહે છે કે, "તમે બરાબર જાણો કે, આત્મા શું કરી શકે ને શું ન કરી શકે? આત્મા પરદ્રવ્યોને કરતો નથી, તેમજ ભોગવતો નથી." આમાં તો એમ આવ્યું કે ધર્મીજને પરનું કશું કરવાનું રહેતું નથી. દાખલા તરીકે શરીર, કુટુંબ, ઘર, દુકાન, સમાજ, મંદિર, પાઠશાળા, દવાખાના, પાંજરાપોળ વગેરેમાં કયાંય આત્માનું કર્તવ્ય નથી.

આ બધું એને જ માફક છે કે, જેને પોતાના આત્મામાં સમકિતની નિર્મળ પર્યાય પ્રગટાવવી છે. બીજું બધુંએ સુલભ છે પણ સમ્યકરત્નત્રય દુર્લભ છે, તેની જ અહીં વાત છે ને ગુરુગમે જિનવાણી સમજતાં એ અવશ્યમેવ ફળે છે. તો હવે એ વિચારણીય થયું કે આપણે કોને પુરુષાર્થ કહીશું? ને આજસુધી એ ધર્મના કારણરૂપ પુરુષાર્થ કેમ ન થયો? અને ગુરુદેવે એવી તે કઈ પ્રસાદી આપી કે જેથી અનેક સુભવ્ય-આસન્નભવ્ય-નિકટભવ્ય જીવોના ઘટનાં પટ ખુલી ગયાં? એવી કઈ માસ્ટર ચાવી છે કે, જેનાથી મોક્ષના ફાટક ખુલી ગયા? ગુરુદેવ કહે છે કે સ્વાધ્યાયનું સાક્ષાત્ ફળ શુધ્ધાત્માની પ્રાપ્તિ છે. તેને સમજાવવાને ગુરુદેવની વાણીમાંથી વિશાળ સાહિત્યભંડાર સર્જાયો છે, ને સોનગઢ તો જ્ઞાનદાનનું મોટું ધામ બની ગયું છે. નિર્વિકલ્પ શુધ્ધસ્વરૂપ આત્માને પામવા માત્ર સ્વાધ્યાયના વિકલ્પો જ પર્યાપ્ત નથી, પણ તે વિકલ્પોથી પાર જઈ, પોતાના સ્વરૂપમાં ઠરી જવું—તેમાં લય થઈ જવું એ જ નિશ્ચય સ્વાધ્યાય છે. ને એવું નિશ્ચય અંતરંગ તપ કેમ થાય તે ગુરુના સમાગમે જ સમજાય તેવું છે. જે કોઈ "શબ્દબ્રહ્મ" ઉપરથી "આત્મબ્રહ્મ" ઉપર જશે, તેવા અંતરાત્મા જીવને જ સ્વાધ્યાય ફળ્યો, એમ ગુરુદેવ કહે છે. એમ કહીને ગુરુદેવ શાસ્ત્રની મહિમા ઓછી પણ નથી કહેતા ને ગુરુદેવ કોઈને સ્વાધ્યાયવિમુખ

પણ નથી કરતા, પણ સુયોગ્ય શ્રોતાઓને આત્મા તરફ અંગૂલિનિર્દેશ કરે છે કે, શાસ્ત્રીય શબ્દરચના તો જડ-અચેતન-પૌદ્‌ગલિક છે ને જ્ઞાન તો આત્મામાં જ છે—એમ જાણો ને આત્મસન્મુખ થાઓ.

આ વાત જે સરળ શૈલિમાં સુંદર રીતે સ્વામીજી સમજાવે છે તેનું વર્ણન તો નજરે જોનાર પરિચિતને જ ખ્યાલમાં આવી શકે. તમામ શાસ્ત્રોના સાર ગ્રહણ કરવાની એમની રીત જ વિશિષ્ઠ છે. આ યુગપુરુષે વર્તમાનમાં શિથિલ પડેલા એવા મોક્ષમાર્ગને પુનર્જીવન આપ્યું છે એમ કહેવામાં જરા પણ શંકાને સ્થાન નથી. ગુરુદેવ ભાર દઈને અત્યંત સ્પષ્ટતાથી કહે છે કે, "દિગંબર જૈનધર્મ તે એક જ અસલી શુધ્ધ જૈનધર્મ-વીતરાગધર્મ-આત્મધર્મ છે કે જેનાથી મોક્ષમાર્ગ પ્રાપ્ત થઈ શકે. તેના આશ્રય વગર ધર્મ થાય નહિ." જ્યારે તેમણે પોતાના જૂના સ્થાનકવાસી સંપ્રદાયનો છેડો તોડી નાખ્યો ત્યારે કેટલો જબ્બર ઊહાપોહ થયેલો તેની સર્વસાધારણ જનતાને ખબર ન પડી શકે. અહા, આ તો આપણા ઘરે કલ્પવૃક્ષ ફળ્યાં જાણી તેના મર્મને પામી જવા જેવું છે, ને આ સત્પુરુષના પરિચયથી આત્મકલ્યાણ સાધી લેવા જેવું છે. તેમાંથી વિમુખ રહેવું, વિલંબ કરવો કે પ્રમોદ કરવો તે મોટી ભૂલ ગણાશે.

ગુરુદેવ નિઃશંક ને નીડરપણે કહે છે કે, ધર્મ સ્વથી થાય, પરથી નહિ.—આવી ન્યાયની ચોખ્ખી વાત ગુરુદેવના ચરણે જ પ્રાપ્ત થઈ શકે. એ કાંઈ કપોલકલ્પિત સ્વકલ્પનાની ચીજ નથી. કેવળી દેવની વાણીના અમૃતનો નમૂનો ચાખવો હોય તો એમનો સમાગમ સાધો. વર્તમાનમાં ઘણે ઠકાણે શાસ્ત્રનો આશય સમજવામાં ઉપચારને જ સત્યાર્થ લેખવાની મોટી ભૂલ હતી. ગુરુદેવે આ ભૂલરૂપી શલ્ય કાઢીને અનેક જીવોનું અપ્રતિમ કલ્યાણ કર્યું છે. પુણ્ય તે ધર્મ નથી ને પુણ્યકર્મ તે કંઈ મોક્ષનો પુરુષાર્થ નથી. તેનાથી જુદો મોક્ષનો પુરુષાર્થ શું છે તે વાત પ્રવચનમા ગુરુદેવ સમજાવે છે. આ બાબત અનેક યુકિત-પ્રયુકિતઓ વડે ગુરુદેવે જ્ઞાનપિપાસુ અધ્યાત્મ જીવોને જે સમજ આપી છે તે આપણું અહોભાગ્ય છે. આ મંગલટાણે બીજુ બધું છોડીને માત્ર આ અમૃત પીવાનો જ આગ્રહ રાખવો, એ જ ઈષ્ટમાર્ગ છે, ને તે જ શ્રેયસ્કર છે.

આપણા જેવા પામર અજ્ઞાની જીવોની અનાદિની પર્યાયબુદ્ધિ છોડાવવા અર્થે, ગુરુદેવ આપણને પરમપારિણામિક ભાવનો એટલે કે પોતાના ધ્રુવ ઉપાદાનસ્વરૂપ શુધ્ધ આત્માનો આશ્રય કરવાનું કહે છે. બાકીના જીવના અસાધારણ એવા અન્ય ચાર ભાવોનો આશ્રય છોડવાની વાત એમાં ગર્ભિતપણે આવી ગઈ. પૂ. ગુરુદેવ જ્યારે કુંદકુંદ આચાર્યભગવાનના ગ્રંથોમાંથી નિશ્ચય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર શું છે, નિશ્ચય-સાચું ચારિત્ર એ શું છે? એ બતાવે છે, ત્યારે જાણે તત્ત્વજ્ઞાનના ભંડાર ઊઘડી જાય છે. લાભ લેવાની ખરી રીત એ છે કે, પોતે જિજ્ઞાસુપણે તેનો મહિમા ને કદર કરીને, ઉત્સાહને સમર્પણતાપૂર્વક આ પ્રવચનોમાં પૂરો ઝૂકાવ કરે ને તેમાં ચીંધેલા ધ્યેય પાછળ પોતાની તમામ શકિતઓને કેન્દ્રિત કરે, તો નિશ્ચયથી આ અધ્યાત્મપ્રવચનોના નિમિત્તે આત્મામાંથી અમૃત-ઝરણા ફુટશે ને તેના પાનથી નિયમથી અમર થઈ જશે. આ અમર થવાની ગેરંટી છે. ગુરુદેવ કહે છે કે જિનશાસન તે કેવળી ભગવાનની પેઢી છે ને તેની આ હુંડી છે. આ હુંડી પાછી ન ફરે. તેમાં સર્વજ્ઞદેવની ગેરંટી-ની છાપ છે. મોંઘા મૂલની હુંડી તમારા હાથમાં જ છે, પણ તે કેમ વટાવવી? તે શીખવાને માટે સૌ મુમુક્ષુ જીવોને ગુરુદેવનો સંપર્ક સાધવા સાગમટું નોતરું છે. આપણાં અજ્ઞાન અંધારાં મટાડવા જ્ઞાની પાસે જવામાં શું વાંધો હોઈ શકે? ત્યાં જ્ઞાનની પરબ માંડી છે તો નિર્મળ અમૃતજલ તમે અવશ્ય પીઓ. એના પાનથી ભવોભવનાં અનંત દુઃખ મટી જઈ પરમશાંતિ પ્રગટશે.

આજસુધી અનેક લોકો—વિદ્વાનો પણ—કહેતા કે અધ્યાત્મવિષય તો શુષ્ક ને નીરસ હોય છે પણ એનાથી બહુ વિપરીત આજે ગુરુપ્રસાદે આપણે સ્પષ્ટ જોઈ શકયા કે, અધ્યાત્મવિષયોમાં કેટલો રસ, કેટલી સરળતા ને કેટલો ભર્યો હિતનો માર્ગ નિર્દિષ્ટ કરેલો છે? આજે તો એ માર્ગ તરફ જીવોનાં જૂથ ઊભરાય છે.

"મોંઘો મારગ જ્યાં મુકિત તણો, ત્યાં જીવોનાં જૂથ ઊભરાય રે...વીર તારું શાસન ઝૂલે રે..."

સત્પથપ્રદર્શક ગુરુદેવ પ્રત્યે આવી તો અનેક ભકિતની લહેરીઓ ઊઠે છે. ભવ્ય જીવો ભકિત ભાવ-નાથી ડોલી ઊઠે છે. તરસ્યાં ચાતક પક્ષીઓ જેમ વરસાદથી સંતુષ્ટ થાય છે, તેમ સૌ કોઈ સજ્જન જ્ઞાનપિપાસુને અહીં પરમ સંતોષ-સુખ ઊપજે છે. આ જ કારણથી અનેક ભવ્ય જીવો કુળ-સંપ્રદાયનો મોહ છોડીને, આ મોક્ષના એક કારણસ્વરૂપ સન્માર્ગમાં આવ્યા, તન-મન-ધન એ માર્ગની પ્રભાવનામાં લગાવ્યાં, ઘણાંએ બ્રહ્મચર્ય અંગીકાર કર્યું, ને વેપાર રોજગાર છોડી કાયમના સોનગઢના સુંદર વાતાવરણમાં ગુરુદેવના શરણે રહી સ્વાધ્યાયના રસિયા થયા.

આવા ધીટ પંચમકાળમાં આવો સુખદ્ સત્સમાગમ સાંપડવો તે ખરેખર જ ભવ્ય જીવોના સાતિશય પુણ્યનો ઉદય છે. આવા યુગપુરુષના જમાનામાં આવો પ્રત્યક્ષ લાભ પામતાં એમને એવો હર્ષ-અનુભવ થાય છે કે જાણે હાલમાં જ ચોથો કાળ વર્તી રહ્યો છે. આવા ધર્મનેતાને અમે કૃતજ્ઞતાથી નમીએ છીએ ને એમનું અંતઃકરણથી બહુમાન કરીએ છીએ.

ગુરુદેવના પ્રતાપે આજે જૈનશાસનના આકાશમાં પ્રકાશનો એક ચમકારો થયો છે. ગુરુદેવ વારંવાર કહે છે કે '**એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કંઈ ન કરે.**" ગુરુદેવે દરેક દ્રવ્યની સ્વતંત્રતા બતાવીને જિનશાસનની જે વિજયપતાકા લહેરાવી છે, તે વિજયપતાકા શાશ્વત ફરકતી જ રહેશે ને તેને માટે આજે જૈન જગત અતિ ગૌરવ અનુભવે છે. આવા યુગપુરુષ શતાયુ હો કે જેમની ઉપદેશધારાએ લાખો જીવોનું ભલું થયું. એમના જ્ઞાનપ્રકાશનાં અજવાળાં ભવ્ય જીવોના પંથને યુગયુગ અજવાળે, એવી આ હીરક જયંતી પ્રસંગે સૌ મુમુક્ષુ જીવોની **જીવંત ભાવના** છે ને જિનેશ્વરપ્રતિ પ્રાર્થના છે.

દહેગામ પ્રતિષ્ઠા મહોત્સવ વખતે પૂજ્ય સંતપુરુષ કાનજીસ્વામીના સંસર્ગનો સુઅવસર પ્રાપ્ત થયો. તેમની આધ્યાત્મિક વાણી સાંભળવાનો અમૂલ્ય લહાવો મળ્યો. જગતના જીવો સુખ અર્થે પ્રયત્ન કરે છે પરંતુ તેમની સુખ માટેની કલ્પના અને તે મેળવવાના પ્રયત્નો ઊંધા છે, તે બાબત તેમની વાણીમાંથી સ્પષ્ટ સમજાઈ. તેમના મુખ ઉપરનું તેજ અને પ્રતિભા જ તેમની વાણીની સત્યતા પુરવાર કરતા હતા. શરીર અને આત્મા સંબંધીનો ભેદ, સ્વર્ગ અને મોક્ષ સંબંધીનો ભેદ અનેક દૃષ્ટાંતો દ્વારા સ્પષ્ટ કર્યા. આ તેમની શૈલીની આગવી વિશિષ્ટતા છે. દાખલા દલીલો દ્વારા સમજાવવાની તેમની રીત કોઈ અનોખી હતી. પૂજ્ય સ્વામીજીએ અધ્યાત્મના ઉપદેશને તેમના જીવનમાં પણ ઉતાર્યા છે તે પણ તેમની વાણીના ઊંડાણ દ્વારા સ્પષ્ટ સમજાતું હતું. આવા સતપુરુષોનો સમાગમ ખરેખર કલ્યાણકારી નીવડે જ. તેમના ચરણોમાં મારા શત કોટી વંદન.

**—શંકરલાલ શાહ**

પ્રમુખ - દહેગામ તાલુકા પંચાયત

મનુષ્યજીવનમાં સુતેલી આધ્યાત્મિક ભાવનાને મમતાભરી રીતે પંપાળી જાગૃત કરતી, કુશળતાપૂર્વક યોજેલાં દૃષ્ટાંતો રૂપી પ્રેરણાનું પાન પાતી, ફરી ફરી વાત્સલ્યવંત સંબોધન દ્વારા તમામ શ્રોતાજનોને જાગૃત

રાખતી પૂજ્ય સ્વામીશ્રીની ઉદ્‌બોધના, તત્વપિપાસુ જીવોને 'અંતરાત્મા'નું સમ્યક્‌ દર્શન કરાવી આપવા સમર્થ છે તેમા કાંઈ જ સંદેહ નથી.

આવા પરમ ઓજસવાળા મહાત્માને શ્રદ્ધાંજલિ અર્પતાં તમામ વાણી અધૂરી લાગે ત્યાં કયા શબ્દો લખવા? માત્ર એટલું જ કહીશ કે અધ્યાત્મપ્રધાન આ ભારત દેશની આધ્યાત્મિક સાધના અને નિષ્ઠા આવી દિવ્ય વિભૂતિઓના હાથે જ સુરક્ષાયેલી છે અને રહેશે તે આપણા સૌનું પરમ સૌભાગ્ય!

**—બાબુભાઇ રામભાઈ પટેલ**
સિવિલ જજ (જુ. ડી.) અને ન્યુ. ફ. કા. મેજિસ્ટ્રેટ
સાવલી (વડોદરા)

☆

આધ્યાત્મિક સંત પૂજ્ય શ્રી. કાનજીસ્વામી જેવા મહાન સંતો વિરલ જ જોવા મળે છે. ઝરાનું પાણી જેમ જમીનમાંથી ઊછળનું બહાર નીકળે છે તેવી રીતે તેઓશ્રીનો બોધ હૃદયના ઊંડાણમાંથી પ્રગટ થાય છે. જે મુમુક્ષુ શ્રોતાઓને ખૂબ પ્રભાવિત કર છે. પૂજ્ય શ્રી. કાનજી સ્વામીએ તેમનું જીવન ધન્ય બનાવ્યું છે એટલું જ નહિ પણ અનેક જીવોને અમૂલ્ય બોધ આપી સન્માર્ગે વાળ્યા છે. આવા સંતોના દર્શન દુર્લભ હોય છે. તેમના દર્શનમાત્રથી મુમુક્ષુજીવોને આત્મહિતની અનેરી પ્રેરણા મળે છે.

**—વકીલ પુરુષોત્તમદાસ ઝવેરભાઈ અમીન**
દહેગામ

☆

સં. ૨૦૧૯માં દહેગામના દિગંબર જૈન મંદિરના પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે પૂજ્ય આધ્યાત્મિક સંત કાનજીસ્વામીનો પરિચય થયો અને તેમની આધ્યાત્મિક વાણીનો લાભ પણ મળ્યો. પૂજ્ય કાનજી સ્વામીની વાણી સાંભળતાં તેમના આધ્યાત્મિક ઊંડા જ્ઞાનની મારા મન ઉપર ઘેરી છાપ પડી. આત્મા અને શરીરના ભેદની અપૂર્વ વાતો સાંભળવા મળી. આવા આધ્યાત્મિક સંતપુરુષ એ ભારતનું ગૌરવ છે, તેમને મારા શતકોટી વંદન.

**—બળવંતરાય બી. દેસાઈ**
બી. એ. એલ. એલ. બી. સિવિલ જજ દહેગામ

☆

સંવત ૧૯૯૨ના ભાદરવામાં જ્યારે સોનગઢમાં ટેકરી ઉપર એક મકાનમાં શ્રી સદ્‌ગુરુદેવના પ્રથમ દર્શન થયા ત્યાર એ વિભૂતિના દર્શનથી સંતપ્ત હૃદય શાંત થયું. બસ ત્યારથી તે અત્યાર સુધીમાં તેમનો દિવ્ય સંદેશ અવારનવાર સાંભળવા મળ્યો છે. "ભાઈ ધર્મ કયાં છે? આત્માને ઓળખ, બીજે કયાંય ધર્મ નથી. બાહ્યક્રિયામાં રચ્યાપચ્યા રહેવામાં ધર્મ નથી થતો પણ સાચો ધર્મ આત્માની ઓળખાણમાં રહેલો છે."

તેમનો આ અધ્યાત્મસંદેશ હરકપળે હૃદયમાં ગુંજ્યા કરે છે, ને જગતના હરેક પ્રસંગમાં ચિત્તને શાંતિ આપે છે. ગુરુદેવ આપણા જીવનમાં પ્રકાશ પાથરો એવી પ્રાર્થનાપૂર્વક હીરકજયંતીના ભાવભીના અભિનંદન.

**—વસંતલાલ વૃજલાલ ગાંધી. મુંબઈ**

સૌરાષ્ટ્ર (સુરાષ્ટ્ર) એ તો દેવભૂમિ છે જેણે અનેક સંત-મહાત્મા અને મહાન વિભૂતિઓને જન્મ આપીને દેશના ચરણે ધરલ છે. એવા એક આધ્યાત્મિક સંત પૂ. કાનજીસ્વામીનો જન્મ ૭૪ વર્ષ પહેલાની વૈશાખ સુદ બીજના રોજ થયો, તે દિવસે ધરા ધન્ય થઈ, જ્ઞાનપિપાસુ જીવોના માર્ગદર્શક સત્પુરુષ જ્ઞાનનો ધોધ વહેવડાવવાને પ્રગટ થયા.

જન્મસ્થાન ઉમરાળા નાનું એવું ગામ. આ મહાન પુરુષ નાનપણથી જ આત્માની શોધમાં હતા. પૂર્વ ભવનું ભાથું સાથે બાંધીને જ આવેલ જેથી હીરાનો ચળકાટ અછાનો ન રહ્યો. સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષા ગ્રહણ કરી કડક નિયમ અને ચારિત્ર્ય પાળ્યું. તેમાં શાંતિ મળી નહીં; તેમના હૃદયનો ભણકાર કોઈ જુદી દિશામાં હતો. તેઓ કહેતા કે જીવો! આત્માનું વાસ્તવિક સ્વરૂપ તમે ઓળખો. જડ-ચેતનની અત્યંત ભિન્નતા સમજીને તે સંબંધમાં ચાલતી ભૂલો દૂર કરો.

દિગમ્બર જૈન ધર્મ શાશ્વત ધર્મ છે, તેના શાસ્ત્રોના સતત વાંચનથી તેમનું હૃદય નાચી ઊઠ્યું, ને દિગમ્બરસંતો પ્રત્યે તેમને ઘણું બહુમાન જાગ્યું. ઊંડાણમાં સો ટચનું સોનું હતું, થોડોક રોપ જોઈતો હતો. તે સમયસાર વગેરેના અધ્યયનથી સહેજે આવી મળ્યો. પછી તો ગુરુદેવની વાણીનો ધોધ ગંગાની માફક વહેવા માંડ્યો. સત્‌ના નાદ ગુંજી ઊઠ્યા અને દેશભરમાં હજારો પિપાસુઓ તે વાણી ઝીલવા લાગ્યા. સમ્મેદશિખરજી, બાહુબલી, પોન્નૂર વગેરે અનેક સ્થળે તેમની સસંઘ યાત્રા યોજાઈ અને ઠેર ઠેર દિગમ્બર જિનમંદિરોની સ્થાપના પણ થઈ.

એક તરફ બ્રહ્મચર્યનું તેજ ને બીજી તરફ જ્ઞાનનું તેજ. જાણે એક બીજાની હરીફાઈ કરતા હોય-એમ ઝળકી ઉઠ્યા. આ મહાન સંતનું જીવન સર્વ પ્રકાર ખીલી ઊઠ્યું. આવા સંતના દર્શન થવા દુર્લભ, તેની વાણી સાંભળવા મળવી દુર્લભ, તેના સમકાલીન થવાનું સૌભાગ્ય પણ દુર્લભ, તે બધું મહાભાગ્યે આપણને સુલભ બન્યું છે. ગુરુદેવ કરુણાભાવે પોકારી પોકારીને કહે છે કે હે જીવ! તું અનેક ભવ રખડીને આ મોંઘેરો મનુષ્યભવ પામ્યો છે, સત્સમાગમે આત્મસાધના કરવાનું આ ટાણું મળ્યું છે. - આવા પૂજ્ય ગુરુદેવનો હીરકજયંતી ઉત્સવ ઊજવાય છે ત્યારે અમે આ સુખદ પ્રસંગે અમારી શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ.

—શાંતિલાલ ફુલચંદ શાહ "દિગંત"
સુરેન્દ્રનગર.

☆

યુગ યુગ જીવો કહાનગુરુજી, ભાવના ભાવે મુમુક્ષુ સમાજ,
જ્ઞાનપ્રચારક શાસનરત્ન, કહાનગુરુ વીરવારસદાર;
જયજયકાર થયો ભારતમાં, જાગી ઊઠ્યો સ્વભાવવાદ,
ભૌતિક યુગમાં અધ્યાત્મજ્ઞાનનો, ગુંજી ઊઠ્યો મંગલનાદ.

મારા પાડોશી (વાડીભાઈ)નો એકના એક યુવાન પુત્ર સુમન સને ૧૯૪૨માં કલોલમાં ફાટી નીકળેલ કોલેરાનો અકાળે ભોગ બન્યો અને તેના મૃત્યુનો આઘાત એના આત્મજનોને, નિકટના પાડોશીઓ અને સ્નેહીજનોને અતિકારમો બન્યો હતો. વિચાર કરી અમુક સમય જવા દઈ શ્રી વાડીભાઈએ સોનગઢમાં મકાન ભાડે લીધું અને કુટુંબ સાથે અમુક મહિના પૂ. શ્રી કાનજીસ્વામીના સત્સંગમાં રહ્યા. ત્યાર પછી અમુક વખત વર્ષમાં અચૂક ત્યાં રહેતા. પુત્રવિયોગના કારમા આઘાત વખત સ્વામીજીના વ્યાખ્યાનોએ જે શાતા અને સાંત્વન આપ્યું તે કદાચ કોઈ અન્ય રીતે તેમને પ્રાપ્ત ન થઈ શકત. એ અરસામાં પાલીતાણારાજ્યની નોકરીમાં હું હતો

અને સોનગઢ નજીક હોઈ સદ્‌ગત વાડીભાઈને મળવા કદી કદી જતો, ત્યારે સ્વામીજીના પરિચય અને વ્યાખ્યાનોનો પણ લાભ મળતો. આત્માના સત્યસ્વરૂપની ઓળખાણ ઉપર સ્વામીજી સંપૂર્ણ ભાર મૂકે છે.

એ સોનગઢની ભૂમિમાં મારા પાડોશીના કુટુંબે દર વર્ષે અમુક મહિના રહી પોતાનો અંગત જખમ રૂઝવ્યો છે અને જીવનમાં શાતા અન સાંત્વન ઘણે અંશે મેળવ્યા છે તે હકીકત છે અને હું તેનો સાક્ષી છું. એ મુજબ બીજા કુટુંબોએ પણ કેવું કેવું મેળવ્યું હશે તેનો ખ્યાલ જ કરવો રહ્યો. જડજીવનથી પર પરમ આનંદકારી શાશ્વત આત્મજીવન છે તે વિચાર જ આપણને સૌને સુખમય લાગે છે. સ્વામીજી સવાર, બપોર અને સાંજ એ વિચાર જિજ્ઞાસુસમાજના મગજમાં ઠસાવતા રહ્યા છે અને આપણે વાંછીએ કે ઘણાં વર્ષો સુધી તેમ કરતા રહે. આ પ્રસંગે તેમને વંદના પાઠવી વિરમું છું. જય પ્રભુ.

—અંબાલાલ નાથાલાલ મિસ્ત્રી

બી.એ. એલ.એલ. બી. રીટાયર્ડ જજ (કલોલ)

☆

અધ્યાત્મદ્રષ્ટા શ્રી કાનજીસ્વામીના તલસ્પર્શી પ્રવચનો સાંભળવાનો લાભ મને એકવાર મળ્યો છે. જડ અને ચેતનની ભિન્નતા, આત્માનું અવિનાશીપણું, પુનર્જન્મની વાસ્તવિકતા વગેરે વિષયો ઉપર તેઓ જે લાક્ષણિક રીતે સમજાવે છે તેથી કોઈપણ સામાન્ય બુદ્ધિના માણસને પણ તેની અસર થયા વગર રહેતી નથી. ભૌતિકવાદની અત્યારની પરિસ્થિતિમાં પૂ. શ્રી કાનજીસ્વામીના આધ્યાત્મિક ઉપદેશનો લાભ મળવો એ એક અમૂલ્ય અવસર છે. જ્યારે જ્યારે હું સ્વાધ્યાય કરતો હોઉં છું, ત્યારે શ્રી કાનજીસ્વામીના આત્મલક્ષી ઉપદેશનું સ્મરણ મને તાજું થાય છે. પૂ. સ્વામીજીને આ હીરક જયંતી પ્રસંગે મારી શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું.

—મગનલાલ ભ. જોશી (જામનગર)

☆

પૂજ્ય ગુરુદેવ શ્રી કાનજીસ્વામીના હીરક જયંતિ મહોત્સવના પ્રસંગે શ્રદ્ધાંજલિ લખતાં અતિઆનંદ થાય છે. "જૈનધર્મ એટલે વસ્તુસ્વરૂપ" તે ઘણી જ સાદી શૈલીમાં એમણે આપણી સમક્ષ મુકેલ છે. સૌરાષ્ટ્રમાં જ નહિ પરંતુ સારા ભારતમાં જૈનધર્મના તાત્વિકજ્ઞાનના પ્રચાર માટે એક અનેરા સાહિત્યનું સર્જન એમની વાણીથી થઈ રહ્યું છે. એમના દરેક વ્યાખ્યાનનો ઝોક આત્માની શ્રદ્ધા, આત્માની ઓળખાણ અને આત્માના શુદ્ધ સ્વભાવમાં સ્થિરતા (એટલે કે સમ્યગ્દર્શન - જ્ઞાન - ચારિત્ર્ય) પર જ છે. સ્વ-પરનું ભેદવિજ્ઞાન કરવું, પરની કર્તવ્યબુદ્ધિ છોડાવવી અને મિથ્યાત્વ જેવા તીવ્ર પાપનો નાશ કરાવવો એ એમની વાણીનો પ્રધાન સૂર છે.

આજના અશાંત યુગમાં મનુષ્ય શાંતિ તથા સુખ માટે વલખાં મારી રહેલ છે. ધન, સ્ત્રી વગેરે પરચીજનાં સુખની શોધ માટે રખડે છે, અને ઝાંઝવાના જળની પાછળ દોટ ચાલુ જ છે. ગુરુદેવ કહે છે કે ભાઈ! તારું સુખ તારા પોતામાં જ છે. પોતાના આત્મામાં જ સુખ ભર્યું છે. માટે પર પાછળની દોટ છોડી સ્વને શોધ. આત્મસંશોધન એ જ સુખનો માર્ગ છે. પૂજ્ય ગુરુદેવનો આ મહામંત્ર એમના હીરક મહોત્સવદિને આપણે જીવનમાં ઉતારીએ, અને આ મનુષ્યપર્યાયનો બાકી રહેલ કાળ આ મહાન સમ્યગ્દ્રષ્ટિ આત્માના સાનિધ્યમાં બેસી એમનો શતાબ્દિ ઉત્સવ પણ હોંશપૂર્વક ઊજવીએ.

—ડૉ. કાંતિલાલ એલ. મહેતા

એમ. બી. બી. એસ. (જામનગર)

## રાણપુર–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

ગુરુદેવનો જન્મ આ કાળે અનેક મુમુક્ષુઓના ઉદ્ધારનું કારણ બન્યો છે. હજારો મુમુક્ષુ જીવો ઉપર એમનો અનહદ ઉપકાર વર્તે છે, એની સ્તવના કાંઈ શબ્દોવડે પૂરી થઈ શકે તેમ નથી. અનંત અનંત કાળથી અત્યંત દુઃખી જીવનમાં આપની પરમ કૃપાથી સત્ય સુખનો માર્ગ જિજ્ઞાસુઓને પ્રાપ્ત થયો છે. વીતરાગ જૈનદર્શનનું શું હાર્દ છે. તે સમજાવી આપે અમારા જીવનમાં અલૌકિક ઉપકાર કરેલ છે. જીવનનું મુખ્ય પ્રયોજનભૂત કર્તવ્ય જે સમ્યગ્દર્શન તેનું અનેકવિધ સ્પષ્ટીકરણ કરીને તેની પ્રાપ્તિનો માર્ગ આપે દેખાડ્યો છે. આપ અમારું કાંડું ઝાલીને અમારા આત્મહિતનું કાર્ય પૂરું કરાવો એવી અમારી નમ્ર વિનંતિ છે. આજના આપના આ હીરકજયંતી–મહોત્સવના મંગળ દિવસે અમે અનહદ આનંદસહિત આપના ચરણકમળમાં અત્યંત ભક્તિવડે શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ.

દિગંબર જૈન મુમુક્ષુ મંડળ, રાણપુર.

---

હે ગુરુદેવ! જન્મમરણના ફેરા જેનાથી ટળી જાય એવો સર્વજ્ઞદેવે પ્રરૂપેલ સદ્ધર્મ સમજાવીને આપે અમને જીવન–સંજીવની આપી છે......આપના આ મહાન ઉપકારને યાદ કરી, આપશ્રીની હીરકજયંતીના સોનેરી અવસરે ભક્તિથી થનગનતા હૃદયે અભિનંદન આપું છું.

—શેઠ મનસુખલાલ જીવણલાલ (અમદાવાદ)

☆ ☆ ☆

## ગોંડલ–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

પરમ પૂજ્ય આત્માર્થી સત્પુરુષ શ્રી કાનજીસ્વામીનું વ્યક્તિત્વ અનોખું છે. તેઓ ઘૂઘવતા અફાટ મહાર્ણવમાં ઊભેલી દીવાદાંડીસમાન સ્થિર માર્ગદર્શક છે અનંત કોલાહલમય અશાંત જગતમાં શાંતિનું ધામ દેખાડનાર તેઓ અદ્વિતીય શીતળ કલ્પવૃક્ષસમાન છે. પૂજ્યશ્રીનું અંતર–પરિણમન અને વિશિષ્ટ અંતઃસ્પર્શી અનુભૂતિ અપૂર્વ છે. તેમનો વાણીયોગ અને પ્રભાવનાઉદય અનેક જીવોનો તારણહાર છે.

બહિર્મુખબુદ્ધિવડે તેમની અંતરઅનુભૂતિના હાર્દમાં પહોંચી શકાતું નથી. તેમના જીવન અને કવનની અપૂર્વતા નિહાળવા તેઓશ્રીનો નિકટ સમાગમ જરૂરનો છે. આ કળિકાળમાં આવા અલૌકિક પુરુષનો સુયોગ જોઈને રોમાંચ થાય છે, મુમુક્ષુઓનાં મહા પુણ્ય હજુ તપે છે.

—શ્રી દિ. જૈન મુમુક્ષુ મંડળ, ગોંડલ.

## ચોટીલા–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે....

અમોને સત્ય માર્ગ બતાવી અમારા જીવનપંથ ઉજ્વળ કરનાર એ ગુરુદેવ! આપને શત શત કોટી વંદન. આપની શીતળ છાયામાં આપની અધ્યાત્મરસઝરતી વાણી સાંભળતાં, સંસારના આતાપ શાન્ત થાય છે; વિસ્મૃત ચૈતન્યપદ યાદ કરાવી મોક્ષમાર્ગના અંકુરો પ્રગટાવે છે. આપના ઉપકારનો પ્રતિઉપકાર વાળવા અસમર્થ એવા અમ મુમુક્ષુઓના આપને પરમ ભક્તિથી વંદન. પરમ પાવન ચૈતન્યના દિવ્યસંદેશા આપી પરમાત્માના પંથે ચડાવનાર સદ્ગુરુદેવનો જય હો – વિજય હો.

**શ્રી દિ. જૈન મુમુક્ષુ મંડળ–ચોટીલા**

રાજસ્થાનમાં સાયલા ગામમાં શ્રી દિ. જૈન મુમુક્ષુમંડળ સ્થપાયેલ છે, ત્યા ૧૦–૧૫ ઘરો ગુરુદેવના ઉપદેશથી પ્રભાવિત થયેલ છે, અને એક સ્વાધ્યાયમંદિર બંધાયેલ છે; તે તીર્થંકરો તથા મુનિઓના અનેક ચિત્રોથી સુશોભિત છે. ત્યાં રોજ સ્વાધ્યાય-ભક્તિ ચાલે છે ત્યાંના સર્વે મુમુક્ષુઓ ઘણા પ્રેમ અને ઉત્સાહપૂર્વક ગુરુદેવને અભિનંદન પાઠવે છે.

( भंडारी भूरमल हीमाजी ના પત્રથી )

## જોરાવરનગર–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદન પાઠવે છે

આપે કુંદકુંદ આચાર્યભગવાન રચિત સમયસાર આદિ ગ્રંથોનાં ગૂઢ રહસ્યનો યથાતથ્ય ભાવ સ્પષ્ટ કરી, તીર્થંકર ભગવંતોની દિવ્યધ્વનિનું રહસ્ય સમજાવી સાચા મોક્ષમાર્ગ તરફ અમોને પ્રેર્યા છે તે અમારું–મુમુક્ષુઓનું મહાન સદ્ભાગ્ય છે. આપ જેવા સંતપુરુષનો સુયોગ અને આપની વાણી ઝીલનાર ઉત્તમ મુમુક્ષુઓનો સંયોગ–એમ બન્ને પ્રકારે સુમેળ ચોથા કાળની યાદ આપે છે.

આપની ૭૫મી જન્મજયંતી ( મુંબઈ શહેરમાં ઊજવાતા હીરક મહોત્સવ ) પ્રસંગે અમે અત્યંત ઉલ્લાસ અનુભવીએ છીએ અને આપ જુગ જુગ જીવો એવી ભાવના ભાવીએ છીએ. સમસ્ત ભારતમાં આ કાળે આવો સત્યધર્મનો મહાન ઉદ્યોત આપના પુણ્યપ્રભાવે બની રહ્યો છે. આપ જેવા પ્રભાવશાળી સંતની ચરણછાયા પ્રાપ્ત થાય તે અમારા જેવા મુમુક્ષુઓને ગૌરવ લેવા જેવું છે. અમારા શિરે આપની મધુરી ચરણછાયા કાયમ રહો.... એ જ ભાવના.

—દિગમ્બર જૈન મુમુક્ષુ મંડળ–જોરાવરનગર

## જામનગર–મુમુક્ષુમંડળ ગુરુદેવને અભિનંદે છે

પરમ પૂજ્ય આધ્યાત્મિકસંત શ્રી કાનજીસ્વામીએ સમ્યગ્દર્શનરૂપ મોક્ષદ્વાર ખોલીને મુમુક્ષુજીવો ઉપર મહાન ઉપકાર કર્યો છે. અનેકવાર જામનગર પધારી જામનગરના જિજ્ઞાસુઓને જાગૃત કર્યા છે. જ્ઞાનચેતનાલક્ષણ આત્માને સમસ્ત પરદ્રવ્યોથી ને પરભાવોથી અત્યંત જુદો ઓળખાવ્યો છે. સૌરાષ્ટ્રની છોટી કાશી ગણાતા આ જામનગર જેવા શહેરમાં દિગંબર જૈનધર્મના વૃક્ષ તેમના દ્વારા જ વવાયાં છે ને તેમના પ્રતાપે ભવ્ય દિગંબર જિનમંદિર તથા પંચકલ્યાણક મહોત્સવ થયેલ છે. આ કાળે ગુરુદેવના મહાન ઉપકારનો કોઈ બદલો વળે તેમ નથી. ગુરુદેવની અધ્યાત્મવાણીનો વધુ ને વધુ લાભ અહર્નિશ આપણે લઈએ ને તેમના પ્રતાપે આત્મહિત સધીએ–એવી ભાવનાપૂર્વક, આ હીરકજયંતીના મંગલ પ્રસંગે જામનગર–મુમુક્ષુમંડળ ગુરુદેવના ચરણોમાં અભિનંદન અર્પે છે.

—શ્રી જામનગર દિગંબર જૈનસંઘ.

# આધ્યાત્મિક ક્રાંતિકાર

[ મુકુન્દરાય મણિલાલ ખારા; મંત્રી, મુમુક્ષુમંડળ : મુંબઈ ]

અત્યારે ક્રાન્તિનો યુગ છે: જ્યાં જુઓ ત્યાં બસ, ક્રાંતિ ક્રાંતિ ને ક્રાંતિ ! વર્ષોનાં વર્ષોથી અનેકવિધ ક્રાંતિઓ કરવા છતાં જગતને હજી સુખની ઝાંખી પણ કાં ન દેખાય? ઉલટું દુઃખ વધતું હોય એમ કાં લાગે?–તો જિજ્ઞાસુએ વિચારવું રહ્યું કે આ રાજકીય–ક્રાંતિ કે ઔદ્યોગિકક્રાંતિ કે શૈક્ષણિકક્રાંતિ,–એ બધી ક્રાંતિ સિવાયની બીજી એક ક્રાંતિ–કે જે ક્રાંતિ જ ખરેખર સુખનું કારણ છે–એવી આધ્યાત્મિક ક્રાંતિ જ જગતના જીવોને સુખી કરી શકે. એટલે એવા આધ્યાત્મિક- ક્રાંતિકારી કોઈ સંતને શોધવા જોઈએ.

એવા આધ્યાત્મિક ક્રાંતિકારી સંત મળવા આમ તો બહુ દુર્લભ હોય છે. સેંકડો વર્ષે માંડ માંડ કોઈક સંત દેખાય છે, પરંતુ અત્યારે આપણા સૌના સદ્‌ભાગ્યે એવા ક્રાંતિકારી સંતને શોધવા દૂર જવું પડે તેમ નથી, અત્યારે ભારતમાં આપણી વચ્ચે જ એવા ક્રાંતિકારી સંતો બિરાજે છે.–એ સંત છે પૂ. ગુરુદેવ શ્રી કાનજીસ્વામી !

અહા, તીર્થંકરોના ને સંતોના આધ્યાત્મિકસ્વાધીનતાના સંદેશા ઝીલીને, અને કુમાર્ગની બેડીનાં બંધન તોડીને જીવનમાં તેમણે જે આધ્યાત્મિક ક્રાંતિ કરી છે તે અજોડ છે.... એટલું જ નહિ, ભારતના જીવોને પણ એ જ માર્ગે આવવાની હાકલ કરીને અધ્યાત્મની જે મહાનક્રાંતિ તેમણે સર્જી છે તે જૈનશાસનના સુવર્ણપટ ઉપર હીરાના અક્ષરોથી આલેખાઈ ગઈ છે. એ ક્રાંતિકારની વીરહાક સાંભળીને ભારતનાં ખૂણેખૂણેથી જાગેલા હજારો જીવોએ પરાધીનદૃષ્ટિના બંધનની બેડી તોડી નાંખી છે, સ્વાધીનદૃષ્ટિના પુરુષાર્થ પાસે 'વેઠના વારા' જેવી ઓશીયાળીવૃત્તિના ગઢ તૂટી પડ્યા છે.... ને અધ્યાત્મની એક મહાન ક્રાંતિના વિજયનો ધર્મધ્વજ જૈનશાસનના ઉંચા આકાશમાં આનંદથી લહેરાઈ રહ્યો છે.

એ અધ્યાત્મક્રાંતિના વિજયના મહાન પ્રતીકરૂપે, એ ક્રાંતિના સર્જક ગુરુકહાનનો હીરકમહોત્સવ ભારતના ભક્તો મુંબઈમાં ઊજવી રહ્યા છે, તે આ યુગનો એક અનેરો ઐતિહાસિક પ્રસંગ છે. આ અધ્યાત્મક્રાંતિકાર ગુરુદેવ આપણા જીવનમાં પણ આધ્યાત્મિક આંદોલનો જગાડીને આત્મામાં ધર્મક્રાંતિદ્વારા પરમ શાંતિ પમાડે–એવી પ્રાર્થનાપૂર્વક તેઓશ્રીને ભક્તિથી અભિનંદીએ.... અભિવંદીએ.

જગતના ધર્મરાજાએ જાહેર કરેલો

# સ્વતંત્રતાનો ઢંઢેરો

[ ચીમનલાલ ઠાકરશી મોદી; મંત્રી, મુમુક્ષુ મંડળ : મુંબઈ ]

જેમ સારા રાજા તરફથી પ્રજાના સુખ માટે અનેક પ્રકારના ઢંઢેરા બહાર પડે છે; સારી પ્રજા પોતાના સુખની, પોતાની સ્વાધીનતાની વાત સાંભળીને પ્રસન્ન થાય છે ને એ ઢંઢેરો પ્રગટ કરનાર રાજવી પ્રત્યે પણ તેને બહુ માન જાગે છે. પ્રજાની સ્વધીનતાના કે સુખનો વિરોધ કરનાર સજાને પાત્ર થાય છે. તેમ જગતના ધર્મરાજા ભગવાન સર્વજ્ઞ દેવે જગતના પ્રાણીઓના સ્વાધીન–સુખને માટે સ્વતંત્રતાનો દિવ્ય ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો છે કે, હે જીવો! તમારી સર્વ સત્તા, સર્વ સંપત્તિ, સર્વ ગુણો તમારામાં સ્વાધીન છે, તેમાં બીજા કોઈનો અધિકાર કે હસ્તક્ષેપ નથી; સ્વાધીનપણે તમે તમારા સુખને ભોગવો. અહા, આવો સ્વતંત્રતાનો ઢંઢેરો સાંભળીને કોને ખુશી ન થાય? ને એ ધર્મરાજા પ્રત્યે કોને બહુમાન ન જાગે !! જે આવી સ્વાધીનતાના ઢંઢેરાનો વિરોધ કરે છે તે સમસ્ત પ્રાણીઓના સ્વાધીન સુખનો વિરોધ કરે છે, તેથી તે મહાન સજાને (એટલે કે ઘોર સંસારરૂપી જેલને) પાત્ર છે; મુમુક્ષુ સજ્જનોને તો આવી સ્વાધીનતાનો ઢંઢેરો સંભળાવનાર પ્રત્યે પરમ આદર–બહુમાન જાગે છે.

આ ભરતક્ષેત્રમાં અઢીહજાર વર્ષ પહેલાં ભગવાન મહાવીરે, અને હાલમાં વિદેહક્ષેત્રમાં ભગવાન સીમંધર વગેરે તીર્થંકર ભગવંતોએ, આવી સ્વતંત્રતાનો જે ઢંઢેરો દિવ્યધ્વનિના નાદે જગતમાં પ્રસિદ્ધ કર્યો, કુંદકુંદાદિ મહાન સંતોએ જે ઢંઢેરો ઝીલીને પસરાવ્યો, એ જ સ્વાધીનતાના ઢંઢેરાનો પાવન સન્દેશ આજે આપણને સંભળાવી રહ્યા છે ગુરુકહાન ! અહા, કેવી સ્વતંત્રતા ! સુખનો કેવો સુંદર માર્ગ ! હે ભાઈ! એ સ્વતંત્રતાના સન્દેશવાહક ગુરુ કહે છે કે તારો આત્મા, તારા ગુણો, તારું પરિણમન–એ બધુંય તારામાં સ્વતંત્ર છે; તું તારાથી જ પરિપૂર્ણ છો; જગતની ગમે તેવી અનુકૂળતા કે પ્રતિકૂળતા વચ્ચે પણ પોતાના ભાવમાં અડોલપણે ટકી શકે એવું સામર્થ્ય તારામાં છે. કબુલ કર એકવાર તારી સ્વાધીનતાને ! જો તારા અંતરમાં ! ત્યાં કેવું સુખ ભર્યું છે ! બસ, આવા આત્માને ઓળખીને તેનો સ્વાશ્રય કરવાનું ભગવાન ધર્મરાજા તીર્થંકરોનું ફરમાન છે. ધર્મરાજાના આ ફરમાનને જેઓ નહિ સ્વીકારે ને પોતાના અપરાધ બીજા ઉપર ઢોળશે, બીજો મને સુખી દુઃખી કરે એમ માનશે તેઓ ભગવાનના ધર્મરાજ્યમાં ગુનેગાર ગણાશે. અરે જીવ ! શું તું બાહ્ય પદાર્થોના સંયોગ ઉપર આધાર રાખીને તેમાંથી સુખ

લેવા માંગે છે?–કદી નહિ મળે તને સુખ! શું પરાધીનતામાં સુખ હોય? સુખ તે સ્વાધીનતામાં હોય. માટે આ સ્વતંત્રતાની હાકલ સાંભળીને જાગ....સ્વાધીન પુરુષાર્થના રણકારમાં કોઈ અનેરો આહ્‌લાદ તને અનુભવાશે.

અહા, તીર્થંકર ભગવંતોના આવા આત્મીકસ્વાધીનતા દર્શાવનારા દિવ્ય ઢંઢેરા જેઓ આપણને અહર્નિશ સંભળાવી રહ્યા છે ને પ્રજાવત્ આપણું પાલન કરીને આપણને સુખ માર્ગે દોરી રહ્યા છે–એવા આ કહાનગુરુદેવ પ્રત્યે કયા શબ્દોથી બહુમાન વ્યક્ત કરીએ ને કયા પ્રકારે તેમનો હીરકમહોત્સવ ઊજવીએ? આપણા એ ધર્મરાજાના રાજમાં આપણે પૂર્ણ સુખ પામીએ........એ જ ભાવના.

## गुरुनां नाम गाजे छे

(गजल)

आत्म उद्धार करनारा गुरुनो जन्म आजे छे
अमारा कर्णपट उपर गुरुनां नाम गाजे छे...टेक

मोतीचंदभाईना कूलमां उजमबा मातनी कुक्षे
लीधो अवतार श्री गुरुओ थया श्री जिनना नंदन...आत्म...१

चोवीस वर्षनी उमरे जगतना मोहने छोडी
लीधा वैराग्य श्री गुरुओ माया संसारनी तोडी...आत्म...२

कीधा उपकार भव्यो पर सुणावी वाणी श्री जिननी
सुणीने अनुसरे जेओ थशे ते प्राणी पण ज्ञानी...आत्म...३

जयंती उजवे भक्तो न भूले एमनां कार्यो
जयंती हीरले शोभे हीरा छे हिंदनो ओ तो...आत्म...४

प्रभु श्री वीरनुं शासन विजयवंतु रहो विश्वे
सद्‌गुरु कानजी स्वामी सदा जयवंत हो विश्वे...आत्म...५

—कस्तुरबेन (उज्जैन)

કહાનગુરુ–કરકમળથી મહા મંગળ વિધિ થાય છે...

જિનેન્દ્રદેવના પરમભક્ત કહાનગુરુદેવે ભાવભીના ચિત્તે
આવા એક-બે કે પાંચ-પચીસ નહિ પરંતુ અઢીસો-અઢીસો
જિનેન્દ્ર ભગવંતો ઉપર પ્રતિષ્ઠા-મંત્રના અંકન્યાસવિધિ કરી છે.

શ્રી દિગંબર જિનમંદિર, ઝવેરી બજાર, મુંબઈ

શ્રી સીમંધર ભગવાન

શ્રી દિ. જિનમંદિર : સુરેન્દ્રનગર

શ્રી શાંતિનાથ ભગવાન

## ગુરુદેવના પ્રતાપે પરદેશમાં પણ પ્રભુદર્શનની પ્રાપ્તિ

શ્રી મહાવીર ભગવાન : નાઈરોબી (આફ્રિકા)

શ્રી મહાવીર ભગવાન : મોશી (આફ્રિકા)

શ્રી મદ્રાસ દિ. જિનમંદિરમાં કહાનગુરુ દર્શન કરી રહ્યા છે

શ્રી દિ. જિન ચૈત્યાલય; જમશેદપુર

શ્રી દિ. જિનમંદિર : રાંચી

શ્રી દિ. જિનમંદિર : રખિયાલ (ગુજરાત)

શ્રી નેમિનાથ ભગવાન (રખિયાલ)

શ્રી દિ. જિનમંદિર : ફત્તેપુર

શ્રી દિ. જિનમંદિર : વીંછીયા

શ્રી ચંદ્રપ્રભ ભગવાન

શ્રી દિ. જિનમંદિર : ગોંડલ

શ્રી શાંતિનાથ ભગવાન

શ્રી દિ. જિનમંદિર : પોરબંદર

શ્રી પાર્શ્વનાથ ભગવાન

શ્રી શાંતિનાથ ભગવાન : મોટા આંકડિયા

શ્રી દિ. જિનમંદિર અને નેમનાથ ભગવાન : વડીઆ

શ્રી દિ. જિનમંદિર : સાવરકુંડલા

શ્રી શાંતિનાથ ભગવાન

શ્રી દિ. જિનમંદિર : વાંકાનેર

શ્રી વર્દ્ધમાન સ્વામી

શ્રી દિ. જિનમંદિર : બોટાદ

શ્રી શ્રેયાંસનાથ ભગવાન

શ્રી ચંદ્રપ્રભ ભગવાન (ચોટીલા)

શ્રી દિ. જિનમંદિર : જામનગર

શ્રી દિ. જિનમંદિર : બેંગલોર

શ્રી મહાવીર ભગવાન : જામનગર

શ્રી મહાવીર ભગવાન : બેંગલોર

શ્રી દિ. જિનમંદિર : રાણપુર

શ્રી મહાવીર ભગવાન

શ્રી દિ. જિનમંદિર અને ભકતો (છાણી)

શ્રી દિ. જિનમંદિર : લાઠી

શ્રી દિ. જિનમંદિર : જોરાવરનગર

શ્રી સીમંધર ભગવાન

શ્રી આદિનાથ ભગવાન

શ્રી. દિ. જિનમંદિર : જેતપુર

શ્રી શ્રેયાંસનાથ ભગવાન

શ્રી દિ. જિનમંદિર : તલોદ

તલોદ—જિનમંદિર નીચેની વેદી

તલોદ—જિનમંદિરમાં ઉપરના ભાગમાં

શ્રી પાર્શ્વનાથ દિ. જિનમંદિર (વડોદરા)

શ્રી પાર્શ્વનાથ ભગવાન (વડોદરા)

શ્રી દિ. જિનમંદિર : દાહોદ

શ્રી જિનેન્દ્ર ભગવંતો : દાહોદ

આત્મા તો જ્ઞાનસ્વરૂપ એક જ છે; એનું પૂર્ણરૂપ સાધ્યભાવ છે અને અપૂર્ણરૂપ સાધકભાવ છે; સ્વરૂપની પ્રાપ્તિના ઇચ્છકપુરુષે બે પ્રકારે એકને જ નિત્ય સેવવો.

બીજથી ...... પૂનમ

સાધકથી ...... સાધ્ય

卐

## દિગંબર–સંતો પ્રત્યે હૃદય ઢળી જાય છે–

'સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા' વૈરાગ્યનો ઉત્તમ ગ્રંથ છે. દ્રવ્યને, વસ્તુને યથાવત લક્ષમાં રાખી વૈરાગ્યનું એમાં નિરૂપણ કર્યું છે. દ્રવ્યનું સ્વરૂપ બતાવનાર ચાર શ્લોક અદ્‌ભુત છે. એને માટે આ ગ્રંથની રાહ જોતા હતા. ગઈ સાલ જેઠ માસમાં મદ્રાસ ભણી જવું થયું હતું. કાર્તિકસ્વામી એ ભૂમિમાં બહુ વિચર્યા છે. એ તરફના નગ્ન, ભવ્ય, ઊંચા, અડોલ વૃત્તિથી ઊભેલા પહાડ નીરખી સ્વામી કાર્તિકેયાદિની અડોલ વૈરાગ્યમય દિગંબરવૃત્તિ યાદ આવતી હતી.

નમસ્કાર તે સ્વામી કાર્તિકેયાદિને.
(શ્રીમદ્‌રાજચંદ્ર.)

એકવાર આત્માના અતીન્દ્રિય આનંદસંબંધી પ્રવચન વખતે અધ્યાત્મના પરમ ઉત્સાહથી મુનિવરો પ્રત્યે પ્રમોદ આવતાં ગદગદ હૃદયે ગુરુદેવે કહ્યું કે: અહા! આવા અધ્યાત્મનું શ્રવણ કરાવનારા સંત મળવા અનંતકાળે બહુ દુર્લભ છે. આવા અધ્યાત્મશ્રવણમાં જીવને ઘણો વિનય ને ઘણી પાત્રતા જોઈએ. અહાહા! ભાવલિંગી સંત–મુનિ મળે ને આવી અધ્યાત્મની વાત સંભળાવતા હોય તો એના ચરણ પાસે બેસીને...અરે! એના પગનાં તળીયાં ચાટીને આ વાત સાંભળીએ,

# સૌરાષ્ટ્રના બે સન્ત

[ એક આત્માર્થી : મોરબી ]

વિક્રમ સં. ૧૯૫૭ની વાત છે. એ વખતે એક સાથે બે મહાન આત્માઓ સૌરાષ્ટ્રની ધરાને શોભાવતા હતા. એકની વય ૩૩ વર્ષની હતી, ને બીજાની વય ૧૧ વર્ષની ! એક મહાત્માએ આ ભવની આત્મસાધના લગભગ પૂરી કરી હતી, બીજા બાલ–મહાત્માની સાધના હવે શરૂ થવાની હતી, એક સૌરાષ્ટ્રના ઉત્તર કાંઠાના સમુદ્રને શોભાવતા હતા, તો બીજા સૌરાષ્ટ્રના પૂર્વકાંઠાના સમુદ્રની નજીક ઊછરતા હતા. બંનેએ નાનકડા ગામડાને પોતાના જન્મથી મહાન પ્રસિદ્ધ બનાવ્યા હતા.....બંને પૂર્વભવના સંસ્કારી હતા, બંને કુંદકુંદાચાર્યપ્રભુના પરમ ઉપાસક હતા. ભારતના ગાંધીજી જેવા રાષ્ટ્રીય નેતાએ બંનેનો ઉપદેશ સાંભળ્યો હતો.

સૌરાષ્ટ્રની પાવનધરામ. આવા બે મહાત્માનો સુયોગ સં. ૧૯૪૬ થી ૧૯૫૭ સુધીના ૧૧ વર્ષ રહ્યો.

ઓળખ્યા તમે એ બંનેને ?

**એક હતા શ્રીમદ્ રાજચંદ્રજી... ... ...ને બીજા છે શ્રી કાનજીસ્વામી.**

અધ્યાત્મના રણકારવડે મુમુક્ષુઓને જગાડીને ભારતભરમાં સૌરાષ્ટ્રનો ધર્મધ્વજ ફરકાનારા એ બંને સંતોને આપણે નતમસ્તકે શ્રદ્ધાંજલિ અર્પીએ.

☆

[ પૂ. શ્રી કાનજીસ્વામીની વાણી તો આપણે સાક્ષાત સાંભળીએ છીએ; શ્રીમદ્ રાજચંદ્રજીની આત્માર્થપ્રેરક વાણીનો પણ થોડોક નમુનો ચાખીએ. ]

— ☆ — ☆ — ☆ —

"અનંત અવ્યાબાધ સુખનો એક અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું તે જ છે...... જ્ઞાનીનાં વાક્યના શ્રવણથી ઉલ્લસિત થતો એવો જીવ, ચેતન જડને ભિન્ન-સ્વરૂપ યથાર્થપણે પ્રતીત કરે છે, અનુભવે છે. અનુક્રમે સ્વરૂપસ્થ થાય છે. યથાસ્થિત અનુભવ થવાથી સ્વરૂપસ્થ થવા યોગ્ય છે......દર્શનમોહ વ્યતીત થવાથી જ્ઞાનીના માર્ગમાં પરમ ભક્તિ સમુત્પન્ન થાય છે, તત્ત્વપ્રતીતિ સમ્યક્-પણે ઉત્પન્ન થાય છે. તત્ત્વપ્રતીતિવડે શુદ્ધ ચૈતન્યપ્રત્યે વૃત્તિનો પ્રવાહ વળે છે."

—શ્રીમદ્ રાજચંદ્ર

જુઓ સામે પાને ⟶

# શ્રીમદ્ રાજચંદ્રજીની વાણી

* જીવ એક અખંડ સંપૂર્ણ દ્રવ્ય હોવાથી તેનું જ્ઞાનસામર્થ્ય સંપૂર્ણ છે. સંપૂર્ણ વીતરાગ થાય તે સંપૂર્ણ સર્વજ્ઞ થાય.
* ગમે તેવા તુચ્છ વિષયમાં પ્રવેશ છતાં ઉજ્જવળ આત્માઓનો સ્વતઃ વેગ વૈરાગ્યમાં ઝંપલાવવું એ છે.
* માત્ર ૧૭ વર્ષ જેવડી નાની વયમાં કેવી સરસ ભાવના લખે છે !—

ના મારાં તન રૂપ કાંતિ યુવતી, ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહીઓ સ્વજન કે, ના ગોત્ર કે જ્ઞાત ના;
ના મારાં ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્વના,
રે ! રે ! જીવ વિચાર એમ જ સદા, અન્યત્વદા ભાવના.

* દર્પણ હાથમાં લેતાં જેમ મુખાકૃતિનું ભાન થાય છે તેમ સિદ્ધ કે જિનેશ્વરસ્વરૂપનાં ચિંતવનરૂપ દર્પણથી આત્મસ્વરૂપનું ભાન થાય છે.
* હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરિહરું ?
એના વિચાર વિવેકપૂર્વક શાંતભાવે જો કર્યા,
તો સર્વ આત્મિકજ્ઞાનનાં સિદ્ધાંતતત્ત્વો અનુભવ્યાં.
* મુમુક્ષુ સત્સંગ હોય તો નિરંતર ઉલ્લાસિત પરિણામમાં રહી આત્મસાધન અલ્પકાળમાં કરી શકે છે, એ વાર્તા યથાર્થ છે.
* પુનર્જન્મ છે, જરૂર છે, એ માટે હું અનુભવથી હા કહેવામાં અચળ છું.
* 'જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું', 'તે આત્મસ્વરૂપથી મહત્ એવું કંઈ નથી'.
* સુખકી સહેલી હૈ અકેલી ઉદાસીનતા....આધ્યાત્મની જનની તે ઉદાસીનતા.
* ક્ષણભંગુર દુનિયામાં સત્પુરુષનો સમાગમ એ જ અમૂલ્ય અને અનુપમ લાભ છે.
* હે સર્વોત્કૃષ્ટ સુખના હેતુભૂત સમ્યક્દર્શન ! તેને અત્યંત ભક્તિથી નમસ્કાર હો.
* હે કુંદકુંદાદિ આચાર્યો તમારાં વચનો પણ સ્વરૂપાનુસંધાનને વિષે આ પામરને પરમ ઉપકારભૂત થયાં છે. તે માટે હું તમને અતિશય ભક્તિથી નમસ્કાર કરું છું.
* સુખધામ અનંત સુસંત ચહી, દિનરાત રહે તદ્ધ્યાનમહીં;
પરશાંતિ અનંત સુધામય જે પ્રણમું પદ તે વર તે જય તે.

શ્રી સીમંધર સ્વામી પાસેથી મળેલા દિવ્ય જ્ઞાનવડે શ્રી પદ્મનંદીનાથે બોધ ન આપ્યો હોત તો મુનિજનો સાચા માર્ગને કેમ જાણત ?

સૌરાષ્ટ્રના અધ્યાત્મસંત પૂજ્ય શ્રી કાનજીસ્વામીના હીરકજયંતી મહોત્સવના સુવર્ણદિને અમારી શ્રદ્ધાંજલિ તેઓશ્રીનાં ચરણે ધરતાં આનંદ અનુભવીએ છીએ.

પૂજ્યપાદ સ્વામીના આશીર્વાદ મેળવવા અમો તો માત્ર તેમના નમ્ર સેવકો જ છીએ, એટલે તેમને શ્રદ્ધાંજલિ અર્પણ કરવા અમો તો અણુમાત્ર છીએ. રાષ્ટ્રમાં પોતાના જ્ઞાનપ્રભાવથી અનેક જીવોને તેમણે પાવન કર્યા છે; અમને પણ થોડે ઘણે અંશે તેમના સત્સમાગમનો સુયોગ સાંપડયો છે. તેથી તેઓશ્રી પ્રત્યેની અમારી ભક્તિ તેઓશ્રીના હીરક જયંતી મહોત્સવના મંગળ પ્રસંગે સહૃદય રજુ કર્યા સિવાય રહી શકતા નથી. પૂજ્યપાદ શ્રી કાનજીસ્વામીએ તેમની વર્ષોની જ્ઞાનસાધના અને શાસ્ત્રોના તલસ્પર્શી અભ્યાસનો લાભ ભારતના જુદા જુદા ક્ષેત્રોમાં પીરસ્યો છે; અને આ સંતના સમાગમ અને વાણીથી અનેકાનેક જીવો પાવન થઈ રહ્યા છે. પોરબંદરના પણ અહોભાગ્ય છે. એકાદ શુભદિને પોરબંદરના ભક્તોએ પોરબંદરમાં એક જૈનમંદિર બાંધ્યું અને તેના ઉત્સવનિમિત્તે પૂજ્યપાદ શ્રી કાનજીસ્વામીની પોરબંદરમાં પધરામણી થઈ. જેના દર્શનથી જ પવિત્ર ભાવના જાગૃત થાય અને કષાય તથા અભિમાનનો વિનાશ થાય એવા શ્રી કાનજી સ્વામીના દર્શનનો લાભ સંવત ૨૦૧૦માં પોરબંદરની પ્રજાને મળ્યો.

પોરબંદરમાં બે અઠવાડિયા મુકામ કરી ટાઉનહોલના કમ્પાઉન્ડમાં વિશાળ શમિયાણામાં તેમની અપૂર્વ વાણીનો લાભ અહીંના ધર્મપ્રેમી પ્રજાજનોને આપ્યો.

જડ અને ચેતન શું છે ? તેમના વચ્ચે ભેદ શો છે ? અને શુદ્ધ ચેતનને ઓળખવા, તથા ભૌતિક જડતત્ત્વોનો મોહ છોડવા તેમણે પોતાની લાક્ષણિક શૈલીથી દાખલા, દલીલ અને શાસ્ત્રોના આધાર સાથે સાત્ત્વિક વાણીપ્રવાહથી પોરબંદરની મુમુક્ષુ પ્રજાને અનન્ય ઉપદેશ આપી આકર્ષેલ તેના મધુર સ્મરણો હજુ પણ સૌને તાજા જ છે. અને પછી તો આ મહાત્મા પુરુષે પોરબંદરની પ્રજા ઉપર વિશેષ કૃપા કરી અને સંવત ૨૦૧૪, ૨૦૧૭ તથા ૨૦૨૦માં ફરી એક એક અઠવાડિયા સુધી સૌને અપૂર્વ જ્ઞાનની લહાણી કરી; તેમની આ અપૂર્વ કૃપા બદલ અમો તેના ઋણી છીએ.

તેઓશ્રીના હીરક જયંતી મહોત્સવના આ શુભ પ્રસંગે અમારાં શિર તેમનાં ચરણોમાં ઝૂકે છે અને તેમના પ્રત્યેની અમારી ભક્તિના આકર્ષણથી તેમને શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ,

**ડૉ. બી. ડી. ઝાલા**

પ્રમુખ : પોરબંદર શહેર સુધરાઈ અને બીજા આગેવાન નાગરિકો.

☆

હે પરમ ઉપકારી શ્રી સદ્‌ગુરુદેવ! આ પંચમકાળમાં આપશ્રીનો ભેટો ન થયો હોત તો અમોને સત્ય, કલ્યાણમાર્ગ કોણ બતાવત? આપે અનહદ કરુણા કરી અમ પામરને પરમ વીતરાગમાર્ગ બતાવ્યો તે માટે આપનો કયા શબ્દોમાં ઉપકાર માનીએ તે શબ્દો અમારી પાસે નથી, આપની અમીદૃષ્ટિ અમારા ઉપર કાયમ રહે અને ભવોભવમાં આપનું શરણુ હોજો એ જ પ્રાર્થના.

—ઉત્તમચંદ જસરાજ (વડીયા)

પૂજ્ય ગુરુદેવે અધ્યાત્મવિદ્યા દ્વારા ભારતના ભવ્ય જીવોને કલ્યાણનો માર્ગ બતાવ્યો છે. આત્માનું સત્ય સ્વરૂપ શું છે અને તે કઈ રીતે સાધી શકાય તેની યથાર્થ વિધિ જગતના ભવ્ય જીવોને સરળ રીતે આબેહૂબ સમજાવી છે, જે તેઓશ્રીનો જગતના ભવ્ય જીવો પ્રત્યેનો મહાન ઉપકાર છે. અત્યારના કાળમાં આત્મધર્મનું સત્ય સ્વરૂપ બતાવનાર આવા અધ્યાત્મ સંત બહુ વિરલા છે. તેઓશ્રીની અગાધ અને અપાર જ્ઞાનશક્તિને વર્ણવવા આ પામર પ્રાણી અસમર્થ છે.

આત્મધર્મની વિશેષ પ્રભાવના ભારતવ્યાપી તીર્થક્ષેત્રોની યાત્રાદ્વારા થતાં સત્ ધર્મનું સ્વરૂપ મુમુક્ષુ જીવોના લક્ષમાં આવ્યું, અને જેઓ મિથ્યા માર્ગે ગમન કરતા હતા તેઓ અટકી ગયા અને સત્પંથે પ્રવાસ શરૂ કર્યો. આ વીતરાગમાર્ગને પ્રકાશમાં લાવનાર પૂજ્ય ગુરુદેવને કોટી કોટી વંદન હો.

આ ભારતભૂમિને પણ ધન્ય હો કે જ્યાં આવા પરમ જ્ઞાની સત્પુરુષો જન્મ ધારણ કરી જ્ઞાનબંસરી બજાવી ભવ્ય જીવોને જગાડે છે. જેવી રીતે બંસરીના નાદે સર્પ ડોલે છે તેવી રીતે ગુરુદેવની જ્ઞાનરૂપી બંસરીના સૂર સાંભળતાં ભવ્ય જીવોના હૃદય અધ્યાત્મ ભાવનાથી ડોલી ઊઠે છે.

શ્રી પરમકૃપાળુ સદ્‌ગુરુદેવની આ હીરક જયંતી પ્રસંગે તેઓશ્રી દીર્ઘાયુ પ્રાપ્ત કરી ચિરંજીવી રહો અને જગતના જીવોને અંધકારમય અજ્ઞાન અવસ્થાથી મુક્ત કરી વીતરાગી પંથનો પ્રકાશ પ્રગટાવો...એ જ અભ્યર્થના.

—લાભુભાઈ મહેતા
પ્રમુખ, વડોદરા મુમુક્ષુ મંડળ: વડોદરા.

ગુરુદેવ! અમારા ઉપર આપશ્રીનો અનંત ઉપકાર છે. અમારા જેવા અનેક જીવોને મોક્ષમાર્ગે દોરી જનાર આપ ઘણું જીવો તેવી ભાવના છે. અને આપશ્રીનો આત્મા નિર્વિકલ્પ મોક્ષમાર્ગ સાધતા સાધતા ઘાતિયા કર્મોનો નાશ કરીને અનંત ચતુષ્ટય પામીને, અમને પણ એ માર્ગે આપની સાથે જ લઈ જાઓ—એવી અભિલાષાપૂર્વક કોડકોડ વંદન!

**—બેનાણી કાન્તિલાલ વ્રજલાલ** (ગોંડલ)

☆

હે ગુરુવર! મેં આપકા ગુણ કઈ રીતે કહી શકું, જે અંતરના ભાવ છે તેટલા વાણીદ્વારા આવી શકે નહીં. આપની આ હીરક જયંતીના મહોત્સવ પ્રસંગે આપના ઉપકારોને યાદ કરીને આપના ચરણોમાં શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું—

**—વનમાળી પોપટલાલ** (તપસીજી) સોનગઢ

☆

પરમ પૂજ્ય શ્રી સદ્‌ગુરુદેવ શ્રી કાનજી સ્વામી એક અજોડ પ્રભાવશાળી સંત પુરુષ છે, જેમનું પ્રવચન અમૃતરસથી ભરેલ હોઈ અતિ આનંદકારી અને પરમ મંગલ સ્વરૂપ છે. તત્ત્વજ્ઞાન વીતરાગીરસથી તરબોળ એ વાણી સદાય સાંભળ્યા જ કરીએ એવા ભાવ રહે છે. તેના મહિમા અપાર છે ને તેમના ઉપકાર અનંત છે; તેઓ ખરેખર અભિનંદનીય છે.

**—અમૃતલાલ નરભેરામ કામદાર**
કુંકાવાવ

★

હે ગુરુદેવ! આપે પૂર્ણ પરીક્ષાપ્રધાની બનીને આપનાં જ્ઞાન અને અનુભવના ઉપયોગને જિનેશ્વરભગવાનની વાણીના ખજાનચી બનીને તે વાણીના ભંડારમાંથી અદ્ભુત સૂક્ષ્મ ન્યાયો કાઢી તેનું સ્થૂળ રૂપ આપી મુમુક્ષુઓને આત્મભાન કરાવ્યું છે.

નિમિત્ત અને ઉપાદાનનું સ્વરૂપ, નિશ્ચય અને વ્યવહારનું સ્વરૂપ તથા કર્તા-કર્મનું સ્વરૂપ તેના વિષે ઘણી જ સ્પષ્ટતા કરી સૂક્ષ્મ ન્યાયો આપી સરળતાથી સમજાવ્યું છે. છ દ્રવ્યની સ્વતંત્રતા, છ કારકનું સ્વરૂપ, છ સામાન્ય ગુણની વ્યવસ્થા તથા ચાર અભાવ વગેરે ઘણા વિષયો વિસ્તારથી વિવેચન કરી સમજાવ્યું છે. સમજવાનો રુચિવાન જીવ બરાબર સમજી શકે અને તેના સંશય, વિમોહ અને વિભ્રમ દૂર થઈ જાય તેમ છે. સર્વજ્ઞતા અને ક્રમબદ્ધપર્યાયની વાતને તો ઘણા ઊંડાણમાંથી લોકોને વિચારતા કરી મૂક્યા છે. આવા તો આપે ઘણા ન્યાયો જિનેશ્વરભગવાનની વાણીના ખજાનામાંથી કાઢીને જગત સમક્ષ રાખ્યા છે. તેનું વર્ણન કરતાં પાર આવે તેવું નથી. આપનાં ચરણોમાં વિનયભાવથી નમસ્કાર કરી આ હીરકજયંતીના ઉપલક્ષમાં શ્રદ્ધાંજલિ સમર્પિત કરું છું અને એવી ભાવના ભાવું છું કે આપ શતાયુ રહી અધ્યાત્મવાદની અખંડ જ્યોતિ જલતી રાખો અને અમે બધા તે જ્યોતિના પ્રકાશમાં પોતાના સ્વરૂપને સમજી પૂર્ણતાને પ્રાપ્ત કરીએ.

—શાહ વીરચંદ કાનજી મોટાણી (કલકત્તા)

☆

આપશ્રીના ગુણોથી પ્રેરાઈને અમારા હૃદયમાં આપશ્રી પ્રત્યે ભક્તિના તરંગો ઉછળી રહ્યા છે. આપશ્રીની ૭૫મી જન્મજયંતીના હીરકજયંતી મહોત્સવ ટાણે અમે દેવાધિદેવ વીતરાગ પ્રભુનું સ્મરણ કરીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ કે આપ જેવા

ગુણનિધાન જ્ઞાની આત્માઓનું સ્વાસ્થ્ય કંચનવત્ રહો – જેથી ભવ્ય જીવોને સત્‌માર્ગમાં પ્રયાણ કરવાનું આપશ્રીનાં પ્રવચનોદ્વારા અવલંબન મળે. સત્‌ધર્મ સદા જયવંત રહો! એ જ મનોરથ સાથે વિરમીએ છીએ.

**—શ્રી દિ. જૈન ભાઈઓ સમસ્ત**
(બાલીસણા : ગુજરાત)

☆

અનાદિ કાળથી ગહન એવા સંસારસાગરમાં ગોથાં ખાતા જીવે અનંત ભવ કર્યા અને અનંત દુઃખ ભોગવ્યાં. હવે કોઈ પુણ્ય ઉદયે સત્ પુરુષના ભેટા થયા: હે ગુરુદેવ! આપે અનાદિના સુષુપ્ત દશામાં સૂતેલા જીવોમાં જ્ઞાન-પ્રાણ પૂરીને જડવત્‌ને ચેતનવંત બનાવ્યા. અનાદિ ચિત્‌ચક્ષુ ડબિયેલાને જેણે જ્ઞાન અંજન સળીવડે ખોલી નિજ પરમાત્મ સ્વભાવના નિધાન બતાવ્યા, પામરને પ્રભુતા બતાવી, મૃતક્ કલેવરને જ પોતાનું માનનારને પરમ અમૃત–રસનાં સરોવર બતાવ્યાં, માર્ગભૂલ્યાને મોક્ષપંથે વાળ્યા. સ્વભાવ–વિભાવના ને સ્વ–પરના ભેદજ્ઞાન કરાવ્યાં, શુદ્ધ આત્મસ્વભાવનું સામર્થ્ય, વિભાવની વિપરીતતા અને પરદ્રવ્યની પૃથક્‌તા સમજાવી હેય-જ્ઞેય-ઉપાદેયરૂપ વિવેક કરાવ્યો. સઘળો વ્યવહાર તે ગૌણ બતાવી મુખ્ય તે નિશ્ચય બતાવી શુદ્ધાત્મસ્વરૂપનાં દાન દીધાં. વધારે શું કહું! જગતમાં જે ઉત્તમ વસ્તુ છે તે આપે અમને આપી.

આવા આવા અનંત ઉપકારના કરનાર હે પૂજ્ય ગુરુદેવ! હું આપનાં પવિત્ર ચરણે શું ધરું! આપ તો શુદ્ધાત્મા છો, આપે મને શુદ્ધાત્મા આપ્યો. હું તન-મન-ધન સર્વસ્વ અર્પણ કરું તો પણ શુદ્ધાત્મા પાસે કાંઈ વિસાતમાં નથી, બીજું શું આપું? અંતે એ જ કે આજે આપના ૭૫મા પવિત્ર જન્મોત્સવ પ્રસંગે હું આપનાં પવિત્ર ચરણમાં અત્યંત દીન ભાવે નત મસ્તકે ભાવ-ભક્તિની પુષ્પાંજલિ અર્પણ કરું છું.

**—દેવશી નાનજી** (રાજકોટ)

—○—

## અધ્યાત્મનો વડલો

આ વિશ્વના ઉચ્ચતમ પુરુષો જેને વિભૂતિ તરીકે વંદે છે એવા વિશ્વવંદ્ય પરમ આત્માની વિશાળ ગુણ અને પુણ્યની રિદ્ધિ-સિદ્ધિ સાધક દશામાં ક્રમેક્રમે પ્રગટ થતી આવે છે, અને વધીને પૂર્ણ થતાં તે આત્મા પરમાત્મા તરીકે પ્રસિદ્ધ થાય છે. એવી રિદ્ધિ અને સિદ્ધિના સાધક ધર્મપિતા શ્રી કાનજીસ્વામીને ચિદ્‌આનંદઘન એવા નિજ પરમાત્માની નિરંતર પરમ પ્રેમે ભક્તિ અને સ્તુતિ કરતા આજે જ્યારે હું આપણી વચ્ચે નિહાળું છું ત્યારે મારું મસ્તક એ પરમાત્મપદના સાધક પુરુષનાં ચરણકમળમાં વિચાર, વિવેક અને વિનયપૂર્વક નમી પડે છે. અને અલૌકિક-ઉત્કૃષ્ટ પદની સાધક દશામાં શોભી રહેલા એ અદ્‌ભુત પુરુષના અંતરવૈભવને નિહાળતાં મારું અંતર સાનંદાશ્ચર્યથી નાચી ઊઠે છે.

આ સંસારનાં કાર્યો કરતાં સાવ નવીન કાર્ય કરવાના હેતુથી જ જાણે અહીં અવતર્યા હોય તેમ નાનપણથી જ એ નવીન કાર્ય કરવાના મનોરથને બાલસહજ સરળતાપૂર્વક વ્યક્ત કરતા હતા અને એ નવીન કાર્ય પાર પાડવાની પૂર્વ તૈયારીરૂપે આ સંસારની એક પણ ઉપાધિમાં નહિ પડવા ખાતર ૨૪ વર્ષની યુવાન વયે આજીવન બ્રહ્મચર્યનું વ્રત ધારણ કરી એ નવીન કાર્યની સાધના વડે જીવનને અતિશયપણે શોભાવ્યું છે એ તેઓશ્રીની એક અસાધારણ વિશેષતા છે.

વસ્તુસ્વભાવને વિશદતાથી અને વાસ્તવિકપણે પોતે ખરેખર જે રીતે જાણી અને અનુભવી રહ્યા છે તે રીતે, અને તે પણ અંતરના અનહદ આનંદ અને ઉલ્લાસથી કોઈપણ પ્રકારના કંટાળા વગર વાણીદ્વારા વ્યક્ત કરે છે ત્યારે એમની વાક્‌પ્રતિભાદ્વારા આત્માની પ્રભુતા સાંભળીને શ્રોતાજનો ડોલી ઊઠે છે. જગત અને જગતના સર્વ પદાર્થોનું યથાર્થ જ્ઞાન કરવાનો અને તેમાંયે જ્ઞાનસ્વભાવી આત્મતત્ત્વને યથાર્થપણે ઓળખી તન્મય થવાના પ્રયત્નમાં તેમની પરિણતિ સતત કાર્ય કરી રહી છે, અને ભારપૂર્વક એવો જ ઉપદેશ આપી રહ્યા છે. યથાર્થ સત્યને ઓળખાવતા સત્‌શાસ્ત્રોનો અભ્યાસ અને તેનાં રહસ્યોનું ઊંડું ચિંતન છેલ્લાં પચાસ વર્ષથી તેઓશ્રી નિરંતર કરી રહ્યા છે અને હજી પણ એ સતત ચાલુ છે. અધ્યાત્મશાસ્ત્ર એ એમના જીવનનું સાથીદાર છે,

તેઓશ્રીના અસાધારણ પ્રભાવથી પાંગરેલો અધ્યાત્મનો વડલો દેશ-વિદેશના હજારો સંતપ્ત મુમુક્ષુ જીવોને શીતળ છાયા આપે છે. આવા ઉત્તમ પુરુષનું આ કાળે અહીં અવતરવું એ આપણા જેવા જીવોનું મહદ્ ભાગ્ય જ પ્રસિદ્ધ કરે છે. આવા મહાપુરુષની છત્રછાયા આપણને પ્રાપ્ત થઈ એનો પૂરો લાભ લઈ, તેઓશ્રીની છાયામાં સદાય નિવાસ કરીને આત્મહિતનો પરમ પુરુષાર્થ કરીએ.

હે ચિદંબર પુરુષ! આપ જે કાર્ય કરવા કટિબદ્ધ થયા છો એ પવિત્ર કાર્ય પૂર્ણપણે પાર પડો, ચૈતન્યસાધનાથી ઝળહળતું આપનું જીવન અમનેય ચૈતન્યપદની પ્રાપ્તિ કરાવો-એવી આ પંચોતેરમા વર્ષના સુપ્રભાતે આપનાં બાળકોની સવિનય પ્રાર્થના છે.

—જસુ રવાણી (મોટા આંકડિયા)

☆

જૈનધર્મમાં અનંતા તીર્થંકરો, સંત મુનિવરો અને ધર્માત્માઓ થઈ ગયા છે, કે જેમનું વર્ણન સાંભળતાં આશ્ચર્ય થયા વિના રહેતું નથી. એમના જીવનકાર્યની ઝાંખી કરતાં આપણને આત્મસાધનાની પ્રેરણા મળે છે. આવા વિષમ કાળમાંય આપણને એવા એક મહાન ધર્માત્મા મળ્યા ને તેમની હીરક જયંતી ઊજવવાનો અવસર મળ્યો તે એક સોનેરી પ્રસંગ છે.

આવા મહાન પરમોપકારી ગુરુના ઉપદેશનો ઉપકાર વ્યક્ત કરવાનો સુઅવસર સાંપડતાં કોને હર્ષ ન થાય? જીવનનો આ પવિત્ર પ્રસંગ મુમુક્ષુઓ કેમ ભૂલી શકે? આવા મંગળ દિનના આનંદની શી વાત! વાહ! ધન્ય ધન્ય એમનો અવતાર....! ભવ્ય જીવોના મહા ભાગ્યે આવા વીતરાગી ઉપદેશનાં અમીઝરણાં વહેવડાવનાર અધ્યાત્મ સંત પૂજ્યશ્રી કાનજી સ્વામીના ૭૫ મા જન્મોત્સવ-પ્રસંગે તેઓ દીર્ઘાયુ થાય એવી અભ્યર્થના સાથ કોટિ અભિવંદન અને અગણિત વંદન! અહા! ધન્ય તે ઘડી....ને ધન્ય તે જીવન -કે જ્યારે આવા અપાર મહિમાવંત તીર્થસ્વરૂપ પૂજ્ય ગુરુદેવ જેવા સંતની છાયામાં રહીને આત્મહિત સાધીએ.

—મોહનલાલ વી. ભાયાણી S. T. C.
(ચિત્તલ : સૌરાષ્ટ્ર)

☆

પરમ પૂજ્ય મંગળસ્વરૂપ કહાનગુરુદેવના જન્મે અનેક અંધોને નેત્ર આપ્યાં છે, જેનો બદલો કોઈ રીતે વળી શકે તેમ નથી. આ હીરક જન્મ જયંતી વખતે તેઓશ્રીનાં ચરણકમળમાં મારા અંતઃકરણપૂર્વક ભક્તિથી કોટિ કોટિ વંદન!

—વાડીલાલ આર. શાહ
(વઢવાણ શહેર)

આજે સમસ્ત વિશ્વ જ્યારે ભૌતિકવાદ તરફ પ્રયાણ કરી રહ્યું છે ત્યારે સૌરાષ્ટ્રના એક ગામ–સોનગઢમાંથી આધ્યાત્મિકવાદનો ઉજ્જવળ ઝંડો ફરકતો કરનાર પરમ વીર આત્મદર્શી પૂજ્ય કાનજીસ્વામીજીને અંજલિ અર્પવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય છે તે મારા જીવનનો ધન્ય પ્રસંગ છે.

સંત સમાગમની એક પળ પણ દુર્લભ છે, જ્યારે તેઓશ્રીએ તો લાખો મુમુક્ષુઓને સમ્યક્દર્શનનો સીધો અને સરળ રસ્તો બતાવ્યો છે, અને હજી બતાવશે. તેમની પ્રતિભા અનુપમ છે. તેઓશ્રી આપણા સૌના આત્માઓને અંધકારમાંથી શાશ્વત તેજ તરફ લઈ જાય–એ જ અભ્યર્થના!

**—વકીલ પુરુષોત્તમ ગોપાલદાસ**

બી. એ. એલ. એલ. બી., કલોલ

☆

હે ગુરુદેવ! આપશ્રીએ ભરતક્ષેત્રમાં પધારી જૈનદર્શનનું યથાર્થ રહસ્ય ખુલ્લું કર્યું છે. જ્યારે જિનશાસનનું તત્ત્વજ્ઞાન છિન્નભિન્ન જેવી સ્થિતિમાં હતું તે વખતે આપે નિશ્ચય-વ્યવહારનું સ્વરૂપ સમજાવી સત્ય જ્ઞાન આપ્યું છે, એ ભારતનાં કોઈ મહાન સદ્ભાગ્ય છે. જ્યાં જ્યાં નજર કરીએ ત્યાં પરદ્રવ્યની કર્તાબુદ્ધિ અને રાગદ્વેષયુક્ત પ્રવૃત્તિઓ ચાલી રહેલી દેખાતી, ને વીતરાગભાવયુક્ત અકર્તાપણાનો ઉપદેશ ક્યાંય સાંભળવા મળતો ન હતો, એવા સમયે આપશ્રીનો વીતરાગી ઉપદેશ કર્તૃત્વબુદ્ધિનો નાશ કરાવી, નિમિત્તાધીન દૃષ્ટિ છોડાવી, અંતરમાં ચૈતન્યસ્વભાવ તરફ દૃષ્ટિ કરાવી રહ્યો છે. આપશ્રીએ મોક્ષનો સંઘ કાઢ્યો છે, ને અમે સૌ તેનાં યાત્રિકો છીએ. આપની પાસેથી પરમ સત્ય સાંભળી અનેક જીવો આત્મ-કલ્યાણ કરી રહ્યા છે. એ રીતે આપે આ સંસારના અતિ દુઃખદ ત્રાસમાંથી ભવ્ય જીવોને ઉગારી લીધા છે. નેમિનાથ ભગવાનના આ સૌરાષ્ટ્રને આજે આપ શોભાવી રહ્યા છો.

જિનેન્દ્રદેવ ૧૦૦૮ શ્રી સીમંધર ભગવાનને પ્રાર્થના કરીએ છીએ કે આપ યુગયુગ જીવો અને જિનશાસન–પ્રભાવનાની પતાકા અણુનમ ફરકતી રહો.

**—શેઠ ચમનલાલ તુલસીદાસ**

(વઢવાણશહેર)

☆

પરમ પૂજ્ય ગુરુદેવની જન્મજયંતીના મંગળ હીરક જયંતી ઉત્સવ પ્રસંગે અમારા હૃદયના ભક્તિભાવો વ્યક્ત કરતાં અમને ઘણો જ ઉલ્લાસ થાય છે. શ્રી મહાવીર અને કુંદકુંદાચાર્યના સંદેશા સમજાવી અમને કલ્યાણના માર્ગે દોરનાર એ પરમ પૂજ્ય ગુરુદેવને કોટિ કોટિ વંદન કરી ચિરાયુની ભાવના હૃદયથી નિરંતર ભાવીએ છીએ.

આત્મસાધના અર્થે નીડરતાપૂર્વક સંપ્રદાય પરિવર્તન કરી, રત્નત્રયધર્મનો સમ્યક્‌ માર્ગ દેખાડી વીતરાગી ભાવોનું પોષણ કરનાર એ ઉમરાળા ગામના નંદને અને સુવર્ણપુરીના સંતને અત્યંત ભક્તિથી નમસ્કાર કરીએ છીએ.

એ પરમ પૂજ્ય ગુરુદેવનાં વચનામૃતોના ધોધ જ્યાં વહે છે એવા સોનગઢના પવિત્ર ક્ષેત્રનું જરાપણ વિસ્મરણ અમારાથી થઈ શકતું નથી. આ કાળમાં જૈનધર્મનું વાસ્તવિક સ્વરૂપ જગત પાસે મુકનાર પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્રજી અને પરમ કૃપાળુ શ્રી કાનજીસ્વામી અમારી દૃષ્ટિમાં આવવાથી અત્યંત નમ્ર ભાવે ફરી ફરી વંદન કરી વિરમીએ છીએ.

—**મુમુક્ષુ મંડળ** (પાલનપુર)

☆

સત્‌ના પ્રરૂપક હે ગુરુદેવ! આજના મંગળ દિને (વૈશાખ સુદ બીજે) આપને સહર્ષ ભાવભર્યા નમસ્કાર! વર્તમાન સમયમાં આપ સત્‌ વસ્તુસ્વરૂપને ગ્રહણ કરનાર અને ભવ્ય જીવોને પ્રેરણા આપનાર ઉત્કૃષ્ટ આત્મા જ્ઞાન-આનંદની વિભૂતિ પ્રત્યક્ષ છો. જિનેશ્વરની ઉપકારી વાણી છે તેવા જ ધ્યેયને અનુસરનારી આપની વાણી ભવ્યોના હિતની કર્તા છે, તેમાં શંકાને સ્થાન નથી. જે મુમુક્ષુઓ આવી અધ્યાત્મવાણી ઝીલી રહ્યાં છે તેઓ પોતાનું હિત ટૂંક સમયમાં કરશે. અત્યારની સ્થિતિને જોતાં હાલમાં જે મુમુક્ષુઓ આપની વાણી સાંભળી શ્રદ્ધાથી આપને અનુસરવા લાગ્યાં તે મુમુક્ષુઓ ભાગ્યશાળી છે. આવી અપૂર્વ વાણીનો લાભ સાક્ષાત્‌ જ્ઞાની પુરુષ જ વરસાવી શકે. હે ગુરુદેવ! આપશ્રીનો જય હો, વિજય હો! આપ શતાયુષી થાઓ! પવિત્રાત્માઓનો જે પરમ નિઃસ્વાર્થી નિરાળો માર્ગ તેને આપ અનુસરી રહ્યા છો ને ભવ્યોને તે માર્ગ દેખાડી આપ અનંત ઉપકારી બન્યા છો. હે ભવ્યોના તારણહાર! અમૂલ્ય રત્નચિંતામણિ! આજે આપની રત્નજયંતીના મહાન પ્રસંગે મારી આ અત્યંત ભાવભરી નાનકડી પુષ્પાંજલિ સ્વીકારશો.

—**સૌ. છગનલાલ શાહ (મુંબઈ)**

✶

અમારો પુણ્યોદય પ્રગટ થયો કે નાનપણથી જ કહાનગુરુ જેવા સતગુરુ મળ્યા, કે જેમણે સત્‌ ધર્મ ફેલાવ્યો. તેમની હીરક જયંતી જૈન ઇતિહાસમાં અમર રહેશે. તેમના દર્શનથી જ અમારો આત્મા આપોઆપ બોલી ઊઠે છે કે —

"તુમ્હીં વિશ્વ વંદ્ય વિભૂતિ, તુમ્હી જગકે તાત,
સતધર્મ ફરકાવનાર જગાધાર હો જગવિખ્યાત,
તુમ્હારે ગુણકો મૈં બાલક કૈસે વરણું નહીં હૈવાલ,
ઓ વિશ્વવંદ્ય વિભૂતિ, તુમકો બાર-બાર પ્રણામ!"

—**વાસંતી હિંમતલાલ મહેતા (મોરબી)**

મંગળમય પરમપૂજ્ય શ્રી કાનજીસ્વામી વિષે તેમની ૭૫ મી જન્મમંગળ વધાઈ-દિન નિમિત્તે ભક્તિભાવે ઉદ્‌ગાર પ્રદર્શિત કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થવું એ પણ અણમૂલો પ્રસંગ છે. કયો ભાવિક ભક્તજન એ પ્રસંગ જતો કરે ? લૌકિક ખ્યાતિવાન પુરૂષો કરતાંય ગંભીર લોકોત્તર દૃષ્ટિવાનનું જીવન અતિ અલૌકિક મહિમાયુક્ત હોય છે. એટલે આમાં અમ જેવા સામાન્ય બુદ્ધિવાનનું શું ગજું ? કોઈપણ ઉપમા આપવા જતાં એ ઉપમાય અધૂરી રહ્યા કરે છે.

જેનું ભૂતકાળનું જીવન પણ ભવાંતરની ગંભીર મહિમાવાન સંધિયુક્ત છે, અને ભાવિ જીવન પણ આગામી ભવાંતરયુક્ત શુદ્ધિની વૃદ્ધિ સહિત પૂર્ણ ઉજ્જવળતાની પરાકાષ્ઠારૂપ કેવલ જ્ઞાનાનંદમયની સિદ્ધિરૂપે પરિણમવાનો નિર્ણિત થઈ ચૂકેલ છે તેનો વર્તમાનમાં માત્ર દૈહિક નામસંબોધને મહિમા કેમ ગાઈ શકાય ?

આ કાળે અતિ ઉજ્જવળ પરિણામી ધર્માત્માઓ દ્વારા પણ જે વંદનીક છે તેની મહિમા કેવી અચિંત્ય હશે ? આ ભગવતી આત્માઓ પણ જેની મહિમાને અપાર ગણે છે તે પરમ પૂજ્ય શ્રી કાનજીસ્વામીની મહિમા કરનાર હું તે પામર કોણ ?

જિનેન્દ્રોના લઘુનંદન કહાનગુરુના હીરક જન્મોત્સવની મંગળ વધાઈરૂપ સ્મૃતિદિન ચિરંજીવો !

—**શાંતિલાલ ગી. શાહ** (સોનગઢ)

☆

ભારત એક અધ્યાત્મપ્રધાન દેશ છે. આ ભારતદેશની રમણીય ભૂમિ ઉપર મોટા મોટા તીર્થંકરાદિ મહાનુભાવો જન્મતા હતા અને ધર્મશાસન પ્રવર્તાવતા હતા. એ મહાત્માઓના મહાન પ્રતાપથી મુમુક્ષુ આત્માઓ પોતાના કલ્યાણ માટે કટિબદ્ધ હતા. ભાવલિંગી મુનિઓ અને સમ્યગ્દૃષ્ટિ સંતોનાં ટોળાં આ દેશને શોભાવતા હતા અને તેમનાં દર્શન સુલભ હતાં. પછી જો કે ધીમે ધીમે તેની દુર્લભતા થતી ગઈ તો પણ આવા સંતોનાં પાવન ચરણોથી આપણો ભાગ્યવાન ભારતદેશ હજી પણ વણસ્પર્શ્યો રહ્યો નથી. આધ્યાત્મિક સંતના અવતારથી સૌરાષ્ટ્રની ભૂમિ હજી પણ શોભી રહી છે. એ સંત છે આપણા જૈન-સમાજની મહાન વિભૂતિ પૂ. શ્રી કાનજી સ્વામી. તેમણે પોતાનું આખું જીવન આત્મ-સાધનામાં અર્પણ કર્યું છે, અને પોતાના ઉપદેશ દ્વારા મુમુક્ષુઓને મોક્ષના દરવાજા દેખાડયા છે.

માર્ગ ભૂલેલા જીવોને મોક્ષમાર્ગનો પ્રચંડ પ્રકાશ જે ગુરુદેવે આપ્યો તેમના પ્રતિ ઉપકાર વ્યક્ત કરવાનો તથા તેમનું હૃદયથી અભિનંદન કરવાનો સુઅસવર પ્રાપ્ત થતાં કયા મુમુક્ષુનું હૃદય વિભોર નહિ થાય ? વીતરાગી સંતોની પરંપરાનું પાલન કરવાવાળા આ સંતને આજે ભારતભરના મુમુક્ષુઓ ભક્તિથી અભિનંદે છે.

—**આશિષ એ. ગાંધી** (સોનગઢ)

જ્ઞાની ચૈતન્યના અનુભવની સમ્યક્ક્રિયાવડે મતિ-શ્રુતજ્ઞાનને પ્રમાણ બનાવી આત્માના ચારિત્રગુણમાં સ્થિરતા સ્વપુરુષાર્થે પ્રગટ કરી મોક્ષતત્ત્વની સમીપ જાય છે. જ્ઞાનીની આ મંગળ ક્રિયાની મંગળ વધામણી છે. એવા જ્ઞાની અભિનંદનીય છે.

—**હીરાલાલ ઓ. ડગલી** (ધ્રાંગધ્રા)

☆

મુંબઈમાં પૂજ્ય મહારાજશ્રીની હીરક જયંતી ઊજવવાની છે તે બદલ ખુશાલી. પૂ. મહારાજશ્રીએ પાંચમા આરામાં આત્માર્થી જીવો ઉપર અનહદ ઉપકાર કર્યો છે ને દિગંબર જૈનધર્મનું ગૌરવ તથા પ્રભાવના કરી છે. પૂજ્ય મહારાજશ્રી દીર્ઘાયુષ્ય રહે, દિન-પ્રતિદિન વિશ્વમાં વીતરાગમાર્ગનો ફેલાવો થાય ને ભવ્ય જીવો પોતાના આત્માની ઓળખાણ કરી સાચા માર્ગે ચડે એવી શ્રી જિનેન્દ્રદેવ પ્રત્યે પ્રાર્થના છે.

—**કેશવલાલ ત્રિભુવનદાસ** (વડોદરા)

☆

સમકિતી ગૃહસ્થ પ્રત્યે પણ ધર્મીને કે ધર્મના જિજ્ઞાસુને વાત્સલ્યને બહુમાન આવે છે. સત્પંથે ચડેલા જીવોને સંત ધર્માત્મા પ્રત્યે, દેવ-ગુરુ-ધર્મની પ્રભાવના માટે, જ્ઞાનની પ્રભાવના માટે ઘણો ઘણો ઉત્સાહ આવે છે. જેમ કારીગર જેમ જેમ મકાન બાંધે છે તેમ તેમ તે ઊંચે ચડતો જાય છે, તેમ ધર્મીજીવ ધર્માત્માઓનું ઉત્કૃષ્ટ બહુમાન કરતાં કરતાં પોતે ધર્મમાં આગળ વધતો જાય છે ધર્માત્માને ભક્તથી દીધેલો એક કોળિયો હજારગણો થઈને ફળે છે—એટલે શું? કે તેમાં ધર્માત્મા પ્રત્યે ભક્તિનો પોતાનો જે ભાવ છે તેનાથી એવા ઊંચા પુણ્ય બંધાય છે કે તેના ફળમાં સ્વર્ગાદિનો વૈભવ મળશે. પરંતુ તે વૈભવનું બહુમાન નથી, બહુમાન તો ધર્મનું ને ધર્મને સાધનારા ધર્માત્માનું જ છે. ધર્માત્મા તો અલ્પકાળે મોક્ષ જશે ને તેને ઓળખીને બહુમાન કરનાર પણ તેમની સાથે સાથે અલ્પકાળે મોક્ષ પામશે.

# યાદ આવે છે-ગુરુદેવની બીજ

(સુવર્ણ સંસ્મરણ)

૧૯૯૧ની સાલ, વૈશાખ માસ, શુક્લ પક્ષ, સુદ બીજ. સ્ટાર ઓફ ઇંડિયાનો બંગલો, સ્થળ પ્રવેશદ્વારનાં પગથિયાં-તેનું એક સ્મરણ છે.

તે વખતે પરમ કૃપાળુ પૂજ્ય ગુરુદેવ શ્રી કાનજીસ્વામીના પરિવર્તન પછી રાત્રિ-ચર્ચામાં ઘણી જ નાની સંખ્યામાં મુમુક્ષુ ભાઈઓ હતા, ને ગુરુદેવ બીજના ચંદ્રમાનો દાખલો આપી ત્રણ વાત સમજાવતા હતા :

૧. બીજનો ચંદ્ર જે પ્રગટયું તે બતાવે છે.

૨. બીજનો ચંદ્ર કેટલું બાકી છે તે પણ બતાવે છે.

૩. બીજનો ચંદ્ર પૂરા ચંદ્રને પણ દેખાડે છે.

—તેમ જ્ઞાની સાધકના અંતરમાં સમ્યગ્દર્શનરૂપી શુદ્ધ બીજનો ચંદ્ર ઊગ્યો છે, તે પણ ત્રણ વાત બતાવે છે :—

૧. સમ્યગ્દર્શન પ્રગટ થયેલું છે તે;

૨. કેટલું જ્ઞાન ઊઘડવાનું બાકી છે તે;

૩. આખો આત્મા ખ્યાલમાં આવી જાય છે.

બીજ ઊગી તે વધીને પૂર્ણ થયે છૂટકો, તેમ જ્ઞાનીના અંતરમાં જ્ઞાનબીજ ઊગી તે વધીને પૂર્ણ કેવળજ્ઞાન થયે છૂટકો. લગભગ ૩૦ વર્ષ પહેલાં અમે નાની ઉંમરના બાળકોને પૂ. ગુરુદેવે અમારા જીવનમાં ઉપર મુજબનો સિદ્ધાંત જડબેસલાક બેસાડી દીધો છે. આજે પણ તેનું સ્મરણ થાય છે. આવા પરમ કૃપાળુ પૂ. ગુરુદેવશ્રીને આ હીરક જયંતી પ્રસંગે અત્યંત અત્યંત ભક્તિપૂર્વક અભિનંદન !

—વ્રજલાલ નાગરદાસ મોદી
(સોનગઢ)

# પથપ્રદર્શક ગુરુદેવ

કુ. શારદાબહેન શાંતિલાલ (જુનિયર B. A.) જામનગર.

પૂજ્ય ગુરુદેવ આજે અધ્યાત્મ તત્ત્વવેત્તાઓમાં સારાયે ભારતમાં અજોડ વ્યક્તિ તરીકે બિરાજે છે. અધ્યાત્મ વિષય તેઓ ઘણાં વર્ષ થયા એકદમ સ્પષ્ટ અને રસદાયક શૈલીથી રજૂ કરે છે, તેમના પ્રવચનમાં રોજ નવીનતા લાગે છે. તેઓનું વ્યાખ્યાન સાંભળવું ને તે વસ્તુ પ્રત્યે રુચિ થવી તે સંસાર તરફની પ્રીતિનો સ્વભાવ તરફ વળાંક છે. અનાદિકાળથી ભ્રમમાં પડેલા જીવોને માટે તેઓ સત્પથપ્રદર્શક છે, જિનમાર્ગપ્રકાશક જિનેશ્વરના લઘુનંદન છે.

તેમના પ્રતાપે આજે સોનગઢ મુમુક્ષુઓને માટે એક મહાન આશ્રયધામ બની ગયું છે. સોનગઢનું વાતાવરણ આધ્યાત્મિક જાગૃતિથી ભરેલું છે. જેમ સરોવર સમીપ જતાં શીતળ હવા આવે છે તેમ સોનગઢના આધ્યાત્મિક વાતાવરણમાં પ્રવેશતાં જિજ્ઞાસુને શીતળતા પ્રાપ્ત થાય છે, ને સાંસારિક કલેશ શમી જાય છે. સોનગઢ તે આધ્યાત્મિક વિદ્યાની વિદ્યાપીઠ સમાન છે. અનેક મુમુક્ષુઓ શુદ્ધ આત્મપ્રાપ્તિના ધ્યેયપૂર્વક ગુરુદેવના સાન્નિધ્યમાં રહે છે. ત્યાંના સંતોનું જીવન સાક્ષાત્ પુરુષાર્થની પ્રેરણા આપે છે.

વિક્રમના વીસ-એકવીસમા સૈકામાં ભારતમાં વીતરાગ-વિજ્ઞાન ફેલાવનાર મુખ્ય ઉપદેશક તરીકે તેમનું નામ જિનશાસનના ઇતિહાસમાં અમર રહેશે. તત્ત્વજ્ઞાનનું આવું મહાન આંદોલન છેલ્લાં ઘણાં વર્ષોથી જોવા મળ્યું નથી. શ્રીમદ્ રાજચંદ્રના સમયમાં એવી સ્થિતિ હતી કે-"જૈનધર્મ અવાવરુ કૂવા જેવો થઈ ગયો છે."-આજે ગુરુદેવ એ કૂવામાંથી આધ્યાત્મિક અમૃત સીંચી સીંચીને ભારતના ખૂણે ખૂણે હજારો જિજ્ઞાસુઓને તેનું પાન કરાવી રહ્યા છે.

સર્વજ્ઞ ભગવાન જે કહી ગયા, તે જ માર્ગ નિઃશંકપણે સ્પષ્ટ કહેનાર પૂજ્ય ગુરુદેવ આજે સારાયે ભારતની શોભા છે. તેઓ કહે છે કે ત્રણ કાળ ત્રણ લોકમાં સ્વદ્રવ્યની ઓળખાણ વિના કોઈપણ જીવ ભવકટિ કરી શકે નહિ. બંધનને છેદવાનો મુખ્ય ઉપાય છે-સમ્યગ્દર્શન. અનાદિના મિથ્યાત્વનો નાશ કરીને સાચી સમજપૂર્વક સ્વરૂપમાં સ્થિરતા કરવી એ જ મોક્ષનો માર્ગ છે.

સૌરાષ્ટ્રમાં આવા માર્ગને સજીવન કરીને પૂજ્ય ગુરુદેવે દિગંબર જૈનધર્મની મોટી પ્રભાવના કરી છે. આજે તેમના નિમિત્તે સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર જિનમંદિરો, સ્વાધ્યાયમંદિરો, અને હજારો મુમુક્ષુઓ જોવા મળે છે. તેમનાં પ્રવચનોએ જૈનસાહિત્યના અધ્યાત્મભંડારમાં ઉમેરો કર્યો છે. આવા પુણ્યવંત-પવિત્ર મહાપુરુષનો યોગ કોઈ મહાભાગ્યે જ આપણને આવા કાળે મળ્યો છે. તેમના દર્શનમાત્રથી જ મુમુક્ષુહૃદયમાં આધ્યાત્મિક આંદોલન ઉત્પન્ન થાય છે. આપણે સહુ ઇચ્છીએ કે તેઓ સદાને માટે આપણા 'પથપ્રદર્શક' રહે અને આત્મોન્નતિમાં ઉત્સાહ અપાવી સ્વરૂપની પ્રાપ્તિ કરાવે.

—૦—

# એક ફૂલ ખીલ્યું છે

પૂજ્ય શ્રી કાનજીસ્વામીના ૭૫ મા જન્મોત્સવ વખતે તેમના જ્ઞાન, પ્રતિભા અને ભારતની આધ્યાત્મિક પરંપરામાં તેમણે મુમુક્ષુ જીવો પર કરેલ અનુગ્રહની સમીક્ષા એ આપણું કર્તવ્ય બની રહે છે.

માનવવંશ-વૃક્ષ ઉપર કયારેક કયારેક સંતરૂપી ફૂલ અંકુરિત થાય છે–જે ખીલતા જ જ્ઞાનની મધુરી સૌરભદ્વારા જગતને આકર્ષી લે છે. ઊંઘતા જીવોને જગાડવા આવા ભવ્ય મહાત્માઓ, જે પરમ આનંદ પાસે આપણી નજરે દેખાતા બનાવો તુચ્છ ભાસે છે તેવા પરમ આનંદના માર્ગે જીવાત્માઓને દોરી રહ્યા હોય છે. આજના જગતનું સદ્‌ભાગ્ય છે કે એવું એક ફૂલ સૌરાષ્ટ્રમાં પાકયું છે ને પોતાની જ્ઞાનસૌરભ ભારતભરમાં પ્રસરાવીને ભવ્ય ભ્રમરોને આકર્ષી રહ્યું છે: એ છે–પૂજ્ય શ્રી કાનજીસ્વામી!

પૂજ્યશ્રીના ઉપદેશો એટલા સચોટ અને ન્યાયબદ્ધ છે કે મુમુક્ષુહૃદયમાં ઊતરી જાય છે. સમ્યક્‌જ્ઞાન વિના મુક્તિ નથી, વિવેક વિના સમ્યક્‌જ્ઞાન નથી–આવો શાસનદેવે પ્રવર્તાવેલો શુદ્ધ ધર્મ આ યુગના માનવને પૂજ્યશ્રી વર્ષોથી ઉપદેશી રહ્યા છે અને આજ હજારો જીવાત્માઓ આ પ્રેરણા પામીને પોતાનું જીવન ઉજાળી રહ્યા છે. થોડાં વર્ષો પહેલાં ગોંડળમાં દિવસો સુધી પૂજ્યશ્રીના પ્રવચનો અમે સાંભળેલ હતાં અને શ્રોતાઓ મંત્રમુગ્ધ બની જતાં હતાં. જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રની ત્રિરેખાથી ઉજ્જવળ શાસન–એ સાર્વભૌમ ધર્મ છે. માનવને એ પરમોચ્ચ કોટિએ પહોંચવાનાં પગથિયાં આવા મહાત્મા પુરુષો બતાવ્યે જાય છે. માનવ આ ભવમાં જ પરમ પુરુષાર્થમાં પગ માંડે તો ઉચ્ચ દશાએ પહોંચવામાં હરકત ન આવે; પરંતુ સંસારના કેટલા અંતરાયોથી ચેતવાનું છે તે સદ્‌ગુરુના સદુપદેશ, તેમાં શ્રદ્ધા અને તેમની બતાવેલ દૃષ્ટિએ વિચારવાથી જ શકય બને છે.

જગતના ચોકમાં વીરવાણીના ઘંટ વગાડીને આપણને પામર જીવોને "પામરતા છોડો", "પ્રમાદને પરહરો", "સ્વરૂપને ઓળખો" ના પડછંદ આદેશ આપનાર, મુક્તિના દ્વાર દેખાડનાર સુભટ સંત શ્રી કહાનગુરુનાં ચરણોમાં આપણ કોટિશ: પ્રણિપાત!

— દુર્લભજી દયાશંકર શુકલ
એમ. એ. એલ. એલ. બી. એડવોકેટ, (ગોંડળ)

☆

# પંચમકાળમાં રત્નત્રયનો માર્ગ

ઘણા જીવોએ ભ્રમણાથી આ 'પંચમકાળ' એ જ દુઃખનું કારણ છે એમ માન્યું છે. પણ પંચમકાળ તો અચેતન, જડ છે. તેનાથી સુખદુઃખ માનવું–એ શું સત્ય છે? ના, અચેતન કાળ જીવને સુખદુઃખનું કારણ કેમ હોઈ શકે? પણ જીવ અનાદિથી દૃષ્ટિદોષના કારણે પરથી સુખદુઃખની માન્યતામાં અંધ છે. જીવે ક્ષણમાત્ર સમ્યક્ સુખનો વિચાર પણ કર્યો નથી. સુખનો સાચો પુરુષાર્થ કરતો નથી અને પંચમકાળને નામે અટવાય છે, પણ તેથી સમ્યક્ સુખની પ્રાપ્તિ કેમ થાય?

પંડિતવર્ય દોલતરામજીએ છહ ઢાળાની પહેલી જ ઢાળની પહેલી જ ગાથામાં કહ્યું છે કે:

> जे त्रिभुवनमें जीव अनंत सुख चाहे दुःखतें भयवंत ।
> तातें दुःख हारी सुख काज कहे शीख गुरु करुणाधार ॥

ત્રણે લોકના અનંતા જીવો સુખને ચાહે છે ને દુઃખથી ભયભીત છે; પણ તે સુખની પ્રાપ્તિ માટે અને દુઃખથી છૂટવા માટે શ્રીગુરુઓએ કરુણાપૂર્વક જે માર્ગ ઉપદેશ્યો છે તે સમજવો જોઈએ.

પરમાં જ સુખદુઃખની માન્યતા છે, અને તેથી પંચમકાળથી દુઃખની ભ્રમણા સેવે છે, પણ જો તે પરદૃષ્ટિનું પરિવર્તન કરી, જીવ શુદ્ધ નિજ આત્મસ્વભાવ કે જેનું નિશ્ચય અંગ "રત્નત્રય" એટલે કે સમ્યક્દર્શન, જ્ઞાન અને ચારિત્ર છે, તેને સમ્યક્શ્રદ્ધાસહિત અનુભવે તો પરથી માનેલાં સુખદુઃખ એ તો માત્ર કલ્પના જ છે એમ અવશ્ય સમજાશે અને સત્યસુખનો પુરુષાર્થ જાગશે.

આવું સત્ય સમજાવીને આધ્યાત્મિક માર્ગનો ઉદ્ધાર કરનાર અધ્યાત્મયુગચૂડામણિ પૂ. ગુરુદેવ કાનજીસ્વામી દિવ્યવાણીના ઉપદેશ દ્વારા જે પ્રકાશ સર્વત્ર પ્રકાશે છે, તેનો અધિકથી અધિકલાભ પ્રાપ્ત કરી, પર મારા સુખદુઃખનું કારણ છે એવા મિથ્યાવિકલ્પનો અભાવ કરી, નિજ આત્મકલ્યાણના પંથે સમ્યક્ પુરુષાર્થ કરવો–તે સૌ મુમુક્ષુઓનું કર્તવ્ય છે.

આ પંચમકાળમાં આવી રત્નત્રય ભૂમિકાનો માર્ગ પૂ. સદ્‌ગુરુદેવની સ્પષ્ટ, નિર્મળ, નિર્ભય અને દિ. જૈન આગમયુક્ત વાણીદ્વારા નિશ્ચયધર્મના પ્રતિપાદનના જ કારણે આજે આપણને પ્રાપ્ત થયો છે, અને આ માર્ગની આરાધના કરનાર જીવો રત્નત્રયમયી નિત્ય પરમ સુખને પામશે એ નિતાંત સત્ય છે. આવા પરમ ઉપકારી ગુરુદેવને હીરક જયંતી પ્રસંગે ભક્તિ ભાવનાયુક્ત અભિનંદન સહિત શ્રદ્ધાંજલિ!

—મૂલચંદ કસ્તૂરચંદ તલાટી (મુંબઈ)

# ચાર રત્ન

શ્રી કુંદકુંદપ્રભુનાં ચાર રત્નોમાંથી પહેલા રત્નનો ગુજરાતી અનુવાદ વિક્રમ સંવત ૧૯૯૭માં પ્રસિદ્ધ થયો; બીજું રત્ન સં. ૨૦૦૪માં, ત્રીજું રત્ન સં. ૨૦૦૭માં અને ચોથું સં. ૨૦૧૪માં પ્રસિદ્ધ થયું. આ ચારે રત્નોના અનુવાદની પૂર્ણતાના પ્રસંગે તેના અનુવાદક ભાઈશ્રી હિંમતલાલ જે. શાહ પ્રસન્નતાપૂર્વક શ્રુતભક્તિની ઊર્મિસહિત ગુરુદેવને છેલ્લું રત્ન અર્પણ કરી રહ્યા છે તે વખતનું દૃશ્ય.

"આ અનુવાદ કરવાનું મહાભાગ્ય મને પ્રાપ્ત થયું તે મને અતિ હર્ષનું કારણ છે. પરમ પૂજ્ય સદ્ગુરુદેવના આશ્રય તળે આ ગહન શાસ્ત્રનો અનુવાદ થયો છે. અનુવાદ કરવાની સમસ્ત શકિત મને પૂજ્યપાદ સદ્ગુરુદેવ પાસેથી જ મળી છે. મારી મારફત અનુવાદ થયો તેથી 'આ અનુવાદ મેં કર્યો' એમ વ્યવહારથી ભલે કહેવાય, પરંતુ મને મારી અલ્પતાનું પૂરું ભાન હોવાથી અને અનુવાદની સર્વ શકિતનું મૂળ શ્રી સદ્ગુરુદેવ જ હોવાથી હું તો બરાબર સમજું છું કે સદ્ગુરુદેવની અમૃતવાણીનો ધોધ જ તેમના દ્વારા મળેલો અણમોલ ઉપદેશ જ—યથાકાળે આ અનુવાદરૂપે પરિણમ્યો છે. જેમની કૃપાથી તે નિર્વિઘ્ને પાર પડેલ છે તે પરમોપકારી સદ્ગુરુદેવના ચરણારવિંદમાં અતિ ભકિતભાવે વંદન કરું છું."

—હિંમતલાલ જે. શાહ
(ઉપોદ્ઘાતમાંથી)

[ જૈન શાસનના ચાર થાંભલા સમાન શ્રી કુંદકુંદ પ્રભુના રત્નચતુષ્ટય—જે સમયસાર–નિયમસાર–પ્રવચનસાર–પંચાસ્તિકાય તેમાં ચૈતન્યના અગાધ–ગંભીર રહસ્યો ભર્યાં છે જે ગુરુદેવ પ્રવચન દ્વારા ખોલીને દેખાડે છે. એ ચારેય રત્નોના ગુજરાતી અનુવાદક છે વિદ્વાન વડીલબંધુ શ્રી હિંમતલાલ જે. શાહ. તેમણે એ રત્નચતુષ્ટયના વિષયોનું જે સંક્ષિપ્ત દિગ્દર્શન તે તે શાસ્ત્રોના ઉપોદ્‌ઘાતમાં કરાવ્યું છે તેમાં ગંભીર વિચારપૂર્વક આખા શાસ્ત્રનું દોહન ભરી દીધું છે; તે જિજ્ઞાસુઓને ઉપયોગી હોવાથી અહીં તેનું અવતરણ કરવામાં આવ્યું છે. ]

## (૧) સમયસાર

સમયસારમાં નવ તત્ત્વોનું શુદ્ધનયની દૃષ્ટિથી કથન છે. શ્રી સમયસાર અલૌકિક શાસ્ત્ર છે. આચાર્ય ભગવાને આ જગતના જીવો પર પરમ કરુણા કરીને આ શાસ્ત્ર રચ્યું છે. તેમાં મોક્ષમાર્ગનું યથાર્થ સ્વરૂપ જેમ છે તેમ કહેવામાં આવ્યું છે. અનંત કાળથી પરિભ્રમણ કરતા જીવોને જે કાંઈ સમજવું બાકી રહી ગયું છે તે આ પરમાગમમાં સમજાવ્યું છે. પરમ કૃપાળુ આચાર્ય ભગવાન આ શાસ્ત્ર શરૂ કરતાં પોતે જ કહે છે:— 'કામભોગબંધની કથા બધાએ સાંભળી છે, પરિચય કર્યો છે, અનુભવી છે પણ પરથી જુદા એકત્વની પ્રાપ્તિ જ કેવળ દુર્લભ છે. તે એકત્વની–પરથી ભિન્ન આત્માની–વાત હું આ

શાસ્ત્રમાં સમસ્ત નિજ વિભવથી (આગમ,યુક્તિ, પરંપરા અને અનુભવથી) કહીશ.' આ પ્રતિજ્ઞા પ્રમાણે આચાર્યદેવ આ શાસ્ત્રમાં આત્માનું એકત્વ—પરદ્રવ્યથી અને પરભાવોથી ભિન્નતા—સમજાવે છે. તેઓશ્રી કહે છે કે 'જે આત્માને અબદ્ધસ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ અને અસંયુક્ત દેખે છે તે સમગ્ર જિનશાસનને દેખે છે.' વળી તેઓ કહે છે કે 'આવું નહિ દેખનાર અજ્ઞાનીના સર્વ ભાવો અજ્ઞાનમય છે.' આ રીતે, જ્યાં સુધી જીવને પોતાની શુદ્ધતાનો અનુભવ થતો નથી ત્યાં સુધી તે મોક્ષમાર્ગી નથી; પછી ભલે તે વ્રત, સમિતિ, ગુપ્તિ આદિ વ્યવહાર ચારિત્ર પાળતો હોય અને સર્વ આગમો પણ ભણી ચૂક્યો હોય. જેને શુદ્ધ આત્માનો અનુભવ વર્તે છે તે જ સમ્યગ્દૃષ્ટિ છે. રાગાદિના ઉદયમાં સમકિતી જીવ કદી એકાકારરૂપ પરિણમતો નથી પરંતુ એમ અનુભવે છે કે 'આ, પુદ્ગલકર્મરૂપ રાગના વિપાકરૂપ ઉદય છે; એ મારો ભાવ નથી. હું તો એક જ્ઞાયકભાવ છું.' અહીં પ્રશ્ન થશે કે રાગાદિભાવો થતા હોવા છતાં આત્મા શુદ્ધ કેમ હોઈ શકે? ઉત્તરમાં સ્ફટિકમણિનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. જેમ સ્ફટિકમણિ લાલ કપડાના સંયોગે લાલ દેખાય છે–થાય છે તો પણ સ્ફટિકમણિના સ્વભાવની દૃષ્ટિથી જોતાં સ્ફટિકમણિએ નિર્મળપણું છોડ્યું નથી, તેમ આત્મા રાગાદિ કર્મોદયના સંયોગે રાગી દેખાય છે–થાય છે તોપણ શુદ્ધનયની દૃષ્ટિથી તેણે શુદ્ધતા છોડી નથી. પર્યાયદૃષ્ટિએ અશુદ્ધતા વર્તતા છતાં દ્રવ્યદૃષ્ટિએ શુદ્ધતાનો અનુભવ થઈ શકે છે. તે અનુભવ ચોથે ગુણસ્થાને થાય છે. આ પરથી વાચકને સમજાશે કે સમ્યગ્દર્શન કેટલું દુષ્કર છે. સમ્યગ્દૃષ્ટિનું પરિણમન જ ફરી ગયું હોય છે. તે ગમે તે કાર્ય કરતાં શુદ્ધ આત્માને અનુભવે છે. જેમ લોલુપી માણસ મીઠાના અને શાકના સ્વાદને જુદા પાડી શકતો નથી તેમ અજ્ઞાની જ્ઞાનને અને રાગને જુદાં પાડી શકતો નથી; જેમ અલુબ્ધ માણસ શાકથી મીઠાનો જુદો સ્વાદ લઈ શકે છે તેમ સમ્યગ્દૃષ્ટિ રાગથી જ્ઞાનને જુદું અનુભવે છે. હવે એ પ્રશ્ન થાય છે કે આવું સમ્યગ્દર્શન કઈ રીતે પ્રાપ્ત કરી શકાય અર્થાત્ રાગ ને આત્માની ભિન્નતા કઈ રીતે અનુભવાંશે સમજાય? આચાર્ય ભગવાન ઉત્તર આપે છે કે, પ્રજ્ઞારૂપી છીણીથી છેદતાં તે બન્ને જુદા પડી જાય છે, અર્થાત જ્ઞાનથી જ—વસ્તુના યથાર્થ સ્વરૂપની ઓળખાણથી જ–અનાદિકાળથી રાગદ્વેષ સાથે એકાકારરૂપ પરિણમતો આત્મા ભિન્નપણે પરિણમવા લાગે છે; આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. માટે દરેક જીવે વસ્તુના યથાર્થ સ્વરૂપની ઓળખાણ કરવાનો પ્રયત્ન સદા કર્તવ્ય છે.

યથાર્થ આત્મસ્વરૂપની ઓળખાણ કરાવવી તે આ શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ છે. તે ઉદ્દેશને પહોંચી વળવા આ શાસ્ત્રમાં આચાર્યભગવાને અનેક વિષયોનું નિરૂપણ કર્યું છે. જીવ અને પુદ્ગલને નિમિત્ત–નૈમિત્તિકપણું હોવા છતાં બન્નેનું તદ્દન સ્વતંત્ર પરિણમન, જ્ઞાનીને રાગદ્વેષનું અકર્તા–અભોક્તાપણું, અજ્ઞાનીને રાગદ્વેષનું કર્તા–ભોક્તાપણું, સાંખ્યદર્શનની એકાંતિકતા, ગુણસ્થાન–આરોહણમાં ભાવનું અને દ્રવ્યનું નિમિત્ત–નૈમિત્તિકપણું,

વિકારરૂપે પરિણમવામાં અજ્ઞાનીનો પોતાનો જ દોષ, મિથ્યાત્વાદિનું જડપણું તેમજ ચેતનપણું, પુણ્ય અને પાપ-બન્નેનું બંધસ્વરૂપપણું, મોક્ષમાર્ગમાં ચરણાનુયોગનું સ્થાન-ઇત્યાદિ અનેક વિષયો આ શાસ્ત્રમાં પ્રરૂપ્યા છે. એ બધાનો હેતુ ભવ્ય જીવોને યથાર્થ મોક્ષમાર્ગ બતાવવાનો છે. આ શાસ્ત્રની મહત્તા જોઈને ઉલ્લાસ આવી જતાં શ્રી જયસેન આચાર્યવર કહે છે કે 'જયવંત વર્તો તે પદ્મનંદી આચાર્ય અર્થાત્ કુંદકુંદ આચાર્ય કે જેમણે મહાતત્ત્વથી ભરેલો પ્રાભૃતરૂપી પર્વત બુદ્ધિરૂપી શિર પર ઉપાડીને ભવ્ય જીવોને સમર્પિત કર્યો છે.' ખરેખર આ કાળે આ શાસ્ત્ર મુમુક્ષુ ભવ્યજીવોનો પરમ આધાર છે. આવા દુઃષમ કાળમાં પણ આવું અદ્ભુત અનન્ય-શરણભૂત શાસ્ત્ર-તીર્થંકરદેવના મુખમાંથી નીકળેલું અમૃત-વિદ્યમાન છે તે આપણું મહા સદ્ભાગ્ય છે. નિશ્ચય-વ્યવહારની સંધિપૂર્વક યથાર્થ મોક્ષમાર્ગની આવી સંકલનાબદ્ધ પ્રરૂપણા બીજા કોઈ પણ ગ્રંથમાં નથી. પરમ પૂજ્ય સદ્ગુરુદેવના શબ્દોમાં કહું તો-'આ સમયસાર શાસ્ત્ર આગમોનું પણ આગમ છે; લાખો શાસ્ત્રનો નિચોડ એમાં રહેલો છે; જૈન શાસનનો એ સ્થંભ છે; સાધકની એ કામધેનુ છે, કલ્પવૃક્ષ છે. ચૌદ પૂર્વનું રહસ્ય એમાં સમાયેલું છે. એની દરેક ગાથા છઠ્ઠા-સાતમા ગુણસ્થાને ઝૂલતા મહામુનિના આત્મ-અનુભવમાંથી નીકળેલી છે. આ શાસ્ત્રના કર્તા ભગવાન કુંદકુંદાચાર્યદેવ મહાવિદેહ ક્ષેત્રમાં સર્વજ્ઞ વીતરાગ શ્રી સીમંધરભગવાનના સમવસરણમાં ગયા હતા અને ત્યાં તેઓ આઠ દિવસ રહ્યા હતા એ વાત યથાતથ્ય છે, અક્ષરશઃ સત્ય છે, પ્રમાણસિદ્ધ છે, તેમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી. તે પરમ ઉપકારી આચાર્યભગવાને રચેલા આ સમયસારમાં તીર્થંકરદેવના નિરક્ષર ૐકારધ્વનિમાંથી નીકળેલો જ ઉપદેશ છે.'

આ શાસ્ત્રમાં ભગવાન કુંદકુંદાચાર્યની પ્રાકૃત ગાથાઓ પર આત્મખ્યાતિ નામની સંસ્કૃત ટીકા લખનાર (લગભગ વિક્રમ સંવતના ૧૦મા સૈકામાં થઈ ગયેલા) શ્રીમાન અમૃતચંદ્રાચાર્યદેવ છે. જેમ આ શાસ્ત્રના મૂળ કર્તા અલૌકિક પુરુષ છે તેમ તેના ટીકાકાર પણ મહાસમર્થ આચાર્ય છે. આત્મખ્યાતિ જેવી ટીકા હજી સુધી બીજા કોઈ જૈન ગ્રંથની લખાયેલી નથી. તેમણે પંચાસ્તિકાય તથા પ્રવચનસારની પણ ટીકા લખી છે અને તત્ત્વાર્થસાર, પુરુષાર્થસિદ્ધ્યુપાય આદિ સ્વતંત્ર ગ્રંથો પણ લખ્યા છે. તેમની એક આ આત્મખ્યાતિ ટીકા વાંચનારને જ તેમની અધ્યાત્મરસિકતા, આત્માનુભવ, પ્રખર વિદ્વત્તા, વસ્તુસ્વરૂપને ન્યાયથી સિદ્ધ કરવાની તેમની અસાધારણ શક્તિ અને ઉત્તમ કાવ્યશક્તિનો પૂરો ખ્યાલ આવી જશે. અતિ સંક્ષેપમાં ગંભીર રહસ્યોને ગોઠવી દેવાની તેમની અજબ શક્તિ વિદ્વાનોને આશ્ચર્યચકિત કરે છે. તેમની આ દૈવી ટીકા શ્રુતકેવળીનાં વચનો જેવી છે. જેમ મૂળ શાસ્ત્રકર્તાએ આ શાસ્ત્ર સમસ્ત નિજ વૈભવથી રચ્યું છે તેમ ટીકાકારે પણ અત્યંત હોંશપૂર્વક સર્વ નિજ વૈભવથી આ ટીકા રચી છે એમ આ ટીકા વાંચનારને સહેજે લાગ્યા વિના રહેતું નથી. શાસનમાન્ય ભગવાન કુંદકુંદાચાર્યદેવે આ કળિકાળમાં જગદ્ગુરુ તીર્થ-

કરદેવ જેવું કામ કર્યું છે અને શ્રી અમૃતચંદ્રાચાર્યદેવે, જાણે કે તેઓ કુંદકુંદભગવાનના હૃદયમાં પેસી ગયા હોય તે રીતે તેમના ગંભીર આશયોને યથાર્થપણે વ્યક્ત કરીને, તેમના ગણધર જેવું કામ કર્યું છે. આ ટીકામાં આવતાં કાવ્યો (-કળશો) અધ્યાત્મરસથી અને આત્માનુભવની મસ્તીથી ભરપૂર છે. શ્રી પદ્મપ્રભદેવ જેવા સમર્થ મુનિવરો પર તે કળશોએ ઊંડી છાપ પાડી છે અને આજે પણ તે તત્ત્વજ્ઞાનથી ને અધ્યાત્મરસથી ભરેલા મધુર કળશો, અધ્યાત્મરસિકોના હૃદયના તારને ઝણઝણાવી મૂકે છે. અધ્યાત્મકવિ તરીકે શ્રી અમૃતચંદ્રાચાર્યદેવનું સ્થાન જૈન સાહિત્યમાં અદ્વિતીય છે.

## (૨) પ્રવચનસાર

પ્રવચનસારમાં તેના નામ અનુસાર જિનપ્રવચનનો સાર સંઘર્યો છે. જેમ સમયસારમાં મુખ્યત્વે દર્શનપ્રધાન નિરૂપણ છે, તેમ પ્રવચનસારમાં મુખ્યત્વે જ્ઞાનપ્રધાન નિરૂપણ છે. શ્રી પ્રવચનસારના પ્રારંભમાં જ શાસ્ત્રકર્તાએ વીતરાગ ચારિત્ર માટેની પોતાની ઝંખના વ્યકત કરી છે. વારંવાર અંતરમાં ડુબકી મારતા આચાર્ય ભગવાન નિરંતર અંદર જ સમાઈ રહેવાને ઝંખે છે પણ જ્યાંસુધી એ દશાને પહોંચાતું નથી ત્યાં સુધી અંતર-અનુભવથી છૂટી વારંવાર બહાર પણ અવાઈ જાય છે. એ દશામાં જે અમૂલ્ય વચનમૌક્તિકોની માળા ગુંથાઈ તે આ પ્રવચનસાર પરમાગમ છે. આખા પરમાગમમાં વીતરાગ ચારિત્રની ઝંખનાનો મુખ્ય ધ્વનિ ગુંજી રહ્યો છે.

એવા આ પરમ પવિત્ર શાસ્ત્રને વિષે ત્રણ શ્રુતસ્કંધ છે. પ્રથમ શ્રુતસ્કંધનું નામ જ્ઞાનતત્ત્વ–પ્રજ્ઞાપન છે. અનાદિ કાળથી પરસન્મુખ જીવોને 'હું જ્ઞાનસ્વભાવ છું અને મારું સુખ મારામાં જ છે'–એવી શ્રદ્ધા કદી થઈ નથી અને તેથી તેની ઓશિયાળી પરસન્મુખ વૃત્તિ કદી ટળતી નથી. એવા દીન–દુઃખી જીવો પર આચાર્યભગવાને પરમ કરુણા કરી આ અધિકારમાં જીવનો જ્ઞાનાનંદસ્વભાવ વિસ્તારથી સમજાવ્યો છે તેમ જ કેવળીના જ્ઞાન અને કેવળીના સુખ માટેની ધોધમાર ઉત્કૃષ્ટ ભાવના વહાવી છે. 'ક્ષાયિક જ્ઞાન જ ઉપાદેય છે, ક્ષાયોપશમિક જ્ઞાનવાળા તો કર્મભારને જ ભોગવે છે. પ્રત્યક્ષ જ્ઞાન જ એકાંતિક સુખ છે, પરોક્ષ જ્ઞાન તો અત્યંત આકુળ છે, કેવળીનું અતીંદ્રિય સુખ તે જ સુખ છે, ઇંદ્રિયજનિત સુખ તો દુઃખ જ છે, સિદ્ધ ભગવાન સ્વયમેવ જ્ઞાન, સુખ ને દેવ છે, ઘાતિકર્મરહિત ભગવાનનું સુખ સાંભળીને પણ જેમને તેની શ્રદ્ધા થતી નથી તેઓ અભવ્ય (દૂરભવ્ય) છે' એમ અનેક અનેક પ્રકારે આચાર્યભગવાને કેવળજ્ઞાન અને અતીંદ્રિય પરિપૂર્ણ સુખ માટે પોકાર કર્યો છે. કેવળીનાં જ્ઞાન અને આનંદ માટે આચાર્યભગવાને એવી ભાવભીની ધૂન મચાવી છે કે તે વાંચીને સહેજે એમ લાગી જાય છે કે વિદેહવાસી સીમંધરભગવાન પાસેથી અને કેવળીભગવંતોનાં ટોળાં પાસેથી ભરતક્ષેત્રમાં આવીને તુરત જ કદાચ આચાર્યભગવાને આ અધિકાર રચી પોતાની હૃદયોર્મિઓ વ્યક્ત કરી હોય. આ

રીતે જ્ઞાન અને સુખનું અનુપમ નિરૂપણ કરી આ અધિકારમાં આચાર્ય ભગવાને મુમુક્ષુઓને અતીંદ્રિય જ્ઞાન અને સુખની રુચિ તથા શ્રદ્ધા કરાવી છે અને છેલ્લી ગાથાઓમાં મોહરાગદ્વેષને નિર્મૂળ કરવાનો જિનોક્ત યથાર્થ ઉપાય સંક્ષેપમાં દર્શાવ્યો છે.

બીજા શ્રુતસ્કંધનું નામ જ્ઞેયતત્ત્વ-પ્રજ્ઞાપન છે. અનાદિ કાળથી પરિભ્રમણ કરતો જીવ બધું કરી ચૂક્યો છે પણ સ્વ-પરનું ભેદવિજ્ઞાન તેણે કદી કર્યું નથી. 'બંધમાર્ગમાં તેમજ મોક્ષમાર્ગમાં જીવ એકલો જ કર્તા, કર્મ, કરણ અને કર્મફળ બને છે, પર સાથે તેને કદીએ કાંઈ જ સંબંધ નથી' એવી સાનુભવ શ્રદ્ધા તેને કદી થઈ નથી. તેથી હજારો મિથ્યા ઉપાયો કરવા છતાં તે દુઃખમુક્ત થતો નથી. આ શ્રુતસ્કંધમાં આચાર્ય ભગવાને દુઃખનું મૂળ છેદવાનું સાધન-ભેદવિજ્ઞાન-સમજાવ્યું છે. 'જગતનું પ્રત્યેક સત્ અર્થાત્ પ્રત્યેક દ્રવ્ય ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય સિવાય કે ગુણપર્યાય- સમૂહ સિવાય બીજું કાંઈ જ નથી. સત્ કહો, દ્રવ્ય કહો, ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય કહો, ગુણપર્યાયપિંડ કહો-એ બધું એક જ છે.' આ, ત્રિકાળજ્ઞ જિન ભગવંતોએ સાક્ષાત્ દેખેલા વસ્તુસ્વરૂપનો મૂળભૂત-પાયાનો-સિદ્ધાંત છે. વીતરાગવિજ્ઞાનનો આ મૂળભૂત સિદ્ધાંત શરૂઆતની ઘણી ગાથાઓમાં અત્યંત અત્યંત સુંદર રીતે કોઈ લોકોત્તરવૈજ્ઞાનિકની ઢબથી સમજાવવામાં આવ્યો છે. ત્યાં દ્રવ્યસામાન્યનું સ્વરૂપ જે અલૌકિક શૈલીથી સિદ્ધ કર્યું છે તેનો ખ્યાલ વાચકને એ ભાગ જાતે જ વાંચ્યા વિના આવવો અશક્ય છે. ખરેખર, પ્રવચનસારમાં વર્ણવેલું આ દ્રવ્યસામાન્યનિરૂપણ અત્યંત અબાધ્ય અને પરમ પ્રતીતિકર છે. એ રીતે દ્રવ્યસામાન્યના જ્ઞાનરૂપી સુદ્રઢ ભૂમિકા રચીને, દ્રવ્યવિશેષનું અસાધારણ વર્ણન, પ્રાણાદિથી જીવનું ભિન્નપણું, જીવ દેહાદિકનો કર્તા-કારયિતા-અનુમંતા નથી એ હકીકત, જીવને પુદ્ગલપિંડનું અકર્તાપણું, નિશ્ચયબંધનું સ્વરૂપ, શુદ્ધાત્માની ઉપલબ્ધિનું ફળ, એકાગ્રસંચેતનલક્ષણ ધ્યાન વગેરે અનેક વિષયો અતિ સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યા છે. એ બધામાં સ્વ-પરનું ભેદવિજ્ઞાન જ નીતરી રહ્યું છે. આખા અધિકારમાં વીતરાગપ્રણીત દ્રવ્યાનુયોગનું સત્ત્વ ઠાંસી ઠાંસીને ભર્યું છે, જિનશાસનના મૌલિક સિદ્ધાંતોને અબાધ્ય યુક્તિથી સિદ્ધ કર્યા છે. આ અધિકાર જિનશાસનના સ્થંભ સમાન છે. એનો ઊંડાણથી અભ્યાસ કરનાર મધ્યસ્થ સુપાત્ર જીવને 'જૈનદર્શન જ વસ્તુદર્શન છે' એમ લાગ્યા વિના રહેતું નથી. વિષયનું પ્રતિપાદન એટલું પ્રૌઢ, અગાધ ઊંડપવાળું, મર્મસ્પર્શી અને ચમત્કૃતિમય છે કે તે મુમુક્ષુના ઉપયોગને તીક્ષ્ણ બનાવી શ્રુતરત્નાકરના ગંભીર ઊંડાણમાં લઈ જાય છે, કોઈ ઉચ્ચ કોટિના મુમુક્ષુને નિજ સ્વભાવરત્નની પ્રાપ્તિ કરાવે છે અને કોઈ સામાન્ય મુમુક્ષુ ત્યાંસુધી ન પહોંચી શકે તો તેના હૃદયમાં પણ 'શ્રુતરત્નાકર અદ્ભુત અને અપાર છે' એવો મહિમા તો જરૂર ઘર કરી જાય છે. ગ્રંથકાર **શ્રી** કુંદકુંદાચાર્યદેવ અને ટીકાકાર **શ્રી** અમૃતચંદ્રાચાર્યદેવના હૃદયમાંથી વહેલી શ્રુતગંગાએ તીર્થંકરના અને શ્રુતકેવળીઓના વિરહને ભુલાવ્યા છે.

ત્રીજા શ્રુતસ્કંધનું નામ ચરણાનુયોગસૂચક ચૂલિકા છે. શુભોપયોગી મુનિને અંતરંગ

દશાને અનુરૂપ કેવા પ્રકારનો શુભોપયોગ વર્તે છે અને સાથે સાથે સહજપણે બહારની કેવી ક્રિયાઓ સ્વયં વર્તતી હોય છે તે આમાં જિનેંદ્રકથન અનુસાર સમજાવવામાં આવ્યું છે. દીક્ષા ગ્રહણ કરવાની જિનોક્ત વિધિ, અંતરંગ સહજ દશાને અનુરૂપ બહિરંગ યથાજાતરૂપપણું, ૨૮ મૂળગુણ, અંતરંગ-બહિરંગ છેદ, ઉપધિનિષેધ, ઉત્સર્ગ-અપવાદ, યુક્તાહારવિહાર, એકાગ્રતારૂપ મોક્ષમાર્ગ, મુનિનું અન્ય મુનિઓ પ્રત્યેનું વર્તન વગેરે અનેક વિષયો આમાં યુક્તિ સહિત સમજાવવામાં આવ્યા છે. ગ્રંથકાર અને ટીકાકાર આચાર્યયુગલે ચરણાનુયોગ જેવા વિષયનું પણ, આત્મદ્રવ્યને મુખ્ય રાખીને, શુદ્ધદ્રવ્યાવલંબી અંતરંગ દશા સાથે તે તે ક્રિયાઓનો અથવા શુભ ભાવોનો સંબંધ દર્શાવતાં દર્શાવતાં, નિશ્ચય-વ્યવહારની સંધિપૂર્વક એવી ચમત્કૃતિથી વર્ણન કર્યું છે કે આચરણપ્રજ્ઞાપન જેવા અધિકારમાં પણ જાણે કે કોઈ શાંતરસઝરતું અધ્યાત્મગીત ગવાઈ રહ્યું હોય એમ જ લાગ્યા કરે છે. આત્મદ્રવ્યને મુખ્ય રાખીને આવું મધુર, સયુક્તિક, આવું પ્રમાણભૂત, સાદ્યંત શાંતરસનિર્ઝરતું ચરણાનુયોગનું પ્રતિપાદન અન્ય કોઈ શાસ્ત્રને વિષે નથી. હૃદયમાં ભરેલા અનુભવામૃતમાં રગદોળાઈને નીકળતી બન્ને આચાર્યદેવોની વાણીમાં કોઈ એવો ચમત્કાર છે કે જે જે વિષયને તે સ્પર્શે તે તે વિષયને પરમ રસમય, શીતળ સુધાસ્યંદી બનાવી દે છે.

આમ ત્રણશ્રુતસ્કંધોમાં વિભાજિત આ પરમ પવિત્ર પરમાગમ મુમુક્ષુઓને યથાર્થ વસ્તુસ્વરૂપ સમજવામાં મહા નિમિત્તભૂત છે. જિનશાસનના અનેક મુખ્ય મુખ્ય સિદ્ધાંતોનાં બીજ આ શાસ્ત્રમાં રહેલાં છે. આ શાસ્ત્રમાં પ્રત્યેક પદાર્થના સ્વાતંત્ર્યનો ઢંઢેરો છે, દિવ્યધ્વનિ દ્વારા નીકળેલા અનેક પ્રયોજનભૂત સિદ્ધાંતોનું દોહન છે.

## (૩) પં ચા સ્તિ કા ય

શ્રી પંચાસ્તિકાયસંગ્રહમાં કાળ સહિત પાંચ અસ્તિકાયોનું (અર્થાત્ છ દ્રવ્યોનું) અને નવ પદાર્થપૂર્વક મોક્ષમાર્ગનું નિરૂપણ છે. આ પંચાસ્તિકાયસંગ્રહ પરમાગમ શરૂ કરતાં શાસ્ત્રકર્તાએ તેને 'સર્વજ્ઞ મહામુનિના મુખથી કહેવાયેલા પદાર્થોનું પ્રતિપાદક, ચતુર્ગતિનાશક અને નિર્વાણનું કારણ' કહ્યું છે. તેમાં કહેલા વસ્તુ-તત્ત્વનો સાર આ પ્રમાણે છે:—

વિશ્વ એટલે અનાદિ-અનંત સ્વયંસિદ્ધ સત્ એવી અનંતાનંત વસ્તુઓનો સમુદાય. તેમાંની પ્રત્યેક વસ્તુ અનુત્પન્ન અને અવિનાશી છે. પ્રત્યેક વસ્તુમાં અનંત શક્તિઓ અથવા ગુણો છે, જે ત્રિકાળિક નત્ય છે. પ્રત્યેક વસ્તુ પ્રતિક્ષણ પોતામાં પોતાનું કાર્ય કરતી હોવા છતાં અર્થાત્ નવીન દશાઓ—અવસ્થાઓ—પર્યાયો ધરતી હોવા છતાં તે પર્યાયો એવી મર્યાદામાં રહીને થાય છે કે વસ્તુ પોતાની જાતને છોડતી નથી અર્થાત્ તેની શક્તિઓમાંથી એક પણ ઘટતી-વધતી નથી. વસ્તુઓની (-દ્રવ્યોની) ભિન્નભિન્ન શક્તિઓની અપેક્ષાએ તેમની (-દ્રવ્યોની) છ જાતિઓ છે: જીવદ્રવ્ય, પુદ્ગલદ્રવ્ય, ધર્મદ્રવ્ય, અધર્મદ્રવ્ય, આકાશદ્રવ્ય અને કાળદ્રવ્ય. જેનામાં સદા જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વગેરે

અનંત ગુણો (-શક્તિઓ) હોય છે તે જીવદ્રવ્ય છે; જેનામાં સદા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરે અનંત ગુણો હોય છે તે પુદ્‌ગલદ્રવ્ય છે; બાકીનાં ચાર દ્રવ્યોના વિશિષ્ટ ગુણો અનુક્રમે ગતિહેતુત્વ, સ્થિતિહેતુત્વ, અવગાહહેતુત્વ અને વર્તનાહેતુત્વ છે. આ છ દ્રવ્યોમાંથી પહેલાં પાંચ દ્રવ્યો સત્ હોવાથી તેમ જ શક્તિ અથવા વ્યક્તિ અપેક્ષાએ મોટાં ક્ષેત્રવાળાં હોવાથી 'અસ્તિકાય' છે; કાળદ્રવ્ય 'અસ્તિ' છે પણ 'કાય' નથી.

જિનેંદ્રના જ્ઞાનદર્પણમાં ઝળકતાં આ સર્વ દ્રવ્યો—અનંત જીવદ્રવ્યો, અનંતાનંત પુદ્‌ગલદ્રવ્યો, એક ધર્મદ્રવ્ય, એક અધર્મદ્રવ્ય, એક આકાશદ્રવ્ય અને અસંખ્ય કાળદ્રવ્યો—સ્વયં પરિપૂર્ણ છે અને અન્ય દ્રવ્યોથી તદ્દન સ્વતંત્ર છે; તેઓ એકબીજા સાથે પરમાર્થે કદી મળતાં નથી, ભિન્ન જ રહે છે. દેવ, મનુષ્ય, તિર્યંચ, નારક, એકેંદ્રિય, દ્વીંદ્રિય વગેરે જીવોમાં જીવ-પુદ્‌ગલ જાણે કે મળી ગયાં હોય એમ લાગે છે. પણ ખરેખર એમ નથી; તેઓ તદ્દન પૃથક્ છે. સર્વ જીવો અનંત જ્ઞાનસુખના નિધિ હોવા છતાં, પર દ્વારા તેમને કાંઈ સુખદુઃખ નહિ થતું હોવા છતાં, સંસારી અજ્ઞાની જીવ અનાદિ કાળથી સ્વતઃ અજ્ઞાનપર્યાયે પરિણમી પોતાના જ્ઞાનાનંદસ્વભાવને, પરિપૂર્ણતાને, સ્વાતંત્ર્યને અને અસ્તિત્વને પણ ભૂલી રહ્યો છે તથા પર પદાર્થોને સુખદુઃખનાં કારણ માની તેમના પ્રત્યે રાગદ્વેષ કર્યા કરે છે; જીવના આવા ભાવોના નિમિત્તે પુદ્‌ગલો સ્વતઃ જ્ઞાનાવરણાદિ-કર્મપર્યાયે પરિણમી જીવની સાથે સંયોગમાં આવે છે અને તેથી અનાદિ કાળથી જીવને પૌદ્‌ગલિક દેહનો સંયોગ થયા કરે છે. પરંતુ જીવ અને દેહના સંયોગમાં પણ જીવ અને પુદ્‌ગલ તદ્દન પૃથક્ છે અને તેમનાં કાર્યો પણ એકબીજાથી તદ્દન ભિન્ન ને નિરપેક્ષ છે એમ જિનેંદ્રોએ જોયું છે, સમ્યગ્જ્ઞાનીઓએ જાણ્યું છે અને અનુમાનગમ્ય પણ છે. જીવ કેવળ ભ્રાંતિને લીધે જ દેહની દશાથી અને ઇષ્ટાનિષ્ટ પર પદાર્થોથી પોતાને સુખી દુઃખી માને છે. વાસ્તવમાં પોતાના સુખગુણની વિકારી પર્યાયે પરિણમી તે અનાદિ કાળથી દુઃખી થઈ રહ્યો છે.

જીવ દ્રવ્ય-ગુણે સદા શુદ્ધ હોવા છતાં, તે પર્યાય-અપેક્ષાએ શુભાશુભભાવરૂપે, દેશ-શુદ્ધિરૂપે, શુદ્ધિની વૃદ્ધિરૂપે અને પૂર્ણશુદ્ધિરૂપે પરિણમે છે તથા તે ભાવોના નિમિત્તે શુભાશુભ પુદ્‌ગલકર્મોનું આસ્રવણ અને બંધન તથા તેમનું અટકવું, ખરવું અને સર્વથા છૂટવું થાય છે. આ ભાવો સમજાવવા માટે જિનેંદ્રભગવંતોએ નવ પદાર્થો ઉપદેશ્યા છે. આ નવ પદાર્થો સમ્યક્‌પણે સમજવાથી, જીવને શું હિતરૂપ છે, શું અહિતરૂપ છે, શાશ્વત પરમ હિત પ્રગટ કરવા જીવે શું કરવું જોઈએ, પર પદાર્થો સાથે પોતાને શો સંબંધ છે—ઇત્યાદિ વાતો યથાર્થપણે સમજાય છે અને પોતાનું સુખ પોતામાં જ જાણી, પોતાનાં સર્વ પર્યાયોમાં પણ જ્ઞાનાનંદસ્વભાવી નિજ જીવદ્રવ્યસામાન્ય સદા એકરૂપ જાણી, તે અનાદિ-અપ્રાપ્ત એવા કલ્યાણબીજ સમ્યગ્દર્શનને તથા સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરે છે. તે પ્રાપ્ત થતાં જીવ

પોતાને દ્રવ્ય-અપેક્ષાએ કૃતકૃત્ય જાણે છે અને તે કૃતકૃત્ય દ્રવ્યનો પરિપૂર્ણ આશ્રય કરવાથી જ શાશ્વત સુખની પ્રાપ્તિ—મોક્ષ—થાય છે એમ સમજે છે.

સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં જીવને શુદ્ધાત્મદ્રવ્યનું જે અલ્પ આલંબન થયું હોય છે તે વધતાં અનુક્રમે દેશવિરત શ્રાવકપણું અને મુનિપણું પ્રાપ્ત થાય છે. શ્રાવકને તથા મુનિને શુદ્ધાત્મદ્રવ્યના મધ્યમ આલંબનરૂપ આંશિક શુદ્ધિ હોય છે તે કર્મના અટકવાનું ને ખરવાનું નિમિત્ત થાય છે અને જે અશુદ્ધિરૂપ અંશ હોય છે તે શ્રાવકને દેશવ્રતાદિરૂપે તથા મુનિને મહાવ્રતાદિરૂપે દેખાવ દે છે, જે કર્મબંધનું નિમિત્ત થાય છે. ક્રમે ક્રમે તે જીવ જ્ઞાનાનંદસ્વભાવી શુદ્ધાત્મદ્રવ્યને અતિ ઉગ્રપણે અવલંબી, સર્વ વિકલ્પોથી છૂટી, સર્વ રાગદ્વેષ રહિત થઈ, કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી, આયુષ્ય પૂર્ણ થતાં દેહાદિસંયોગથી વિમુક્ત થઈ, સદાકાળ પરિપૂર્ણ જ્ઞાનદર્શનરૂપ અને અતીંદ્રિય અનંત અવ્યાબાધ આનંદરૂપ રહે છે.

—આ, ભગવાન કુંદકુંદાચાર્યદેવે પંચાસ્તિકાયસંગ્રહ શાસ્ત્રમાં પરમ કરુણાબુદ્ધિથી પ્રસિદ્ધ કરેલા વસ્તુતત્ત્વનો સંક્ષિપ્ત સાર છે. તેમાં જે રીત વર્ણવી તે સિવાય બીજી કોઈ રીતે જીવ અનાદિ કાળના ભયંકર દુઃખથી છૂટી શકતો નથી. જ્યાં સુધી વસ્તુસ્વરૂપ જીવના ખ્યાલમાં આવતું નથી ત્યાં સુધી બીજા લાખ પ્રયત્ને પણ તેને મોક્ષનો ઉપાય હાથ લાગતો નથી. તેથી જ આ શાસ્ત્રને વિષે પ્રથમ પંચાસ્તિકાય અને નવ પદાર્થનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે કે જેથી જીવ વસ્તુસ્વરૂપને સમજી મોક્ષમાર્ગના મૂળભૂત સમ્યગ્દર્શનને પ્રાપ્ત થાય.

અસ્તિકાયો અને પદાર્થોના નિરૂપણ પછી આ શાસ્ત્રમાં મોક્ષમાર્ગસૂચક ચૂલિકા છે. આ અંતિમ અધિકાર, શાસ્ત્રરૂપી મંદિર ઉપર રત્નકળશ સમાન શોભે છે. અધ્યાત્મરસિક આત્માર્થી જીવોનો આ અતિ પ્રિય અધિકાર છે. તેમને આ અધિકારનો રસાસ્વાદ લેતાં જાણે કે તૃપ્તિ જ થતી નથી. તેમાં મુખ્યત્વે વીતરાગ ચારિત્રનું–સ્વસમયનું–શુદ્ધ મુનિદશાનું –પારમાર્થિક મોક્ષમાર્ગનું ભાવવાહી મધુર પ્રતિપાદન છે, તેમ જ મુનિને સરાગ ચારિત્રની દશામાં આંશિક શુદ્ધિની સાથે સાથે કેવા શુભ ભાવોનો સુમેળ અવશ્ય હોય જ છે તેનો પણ સ્પષ્ટ નિર્દેશ છે. જેમના હૃદયમાં વીતરાગતાની ભાવના ઘોળાયા કરે છે એવા શાસ્ત્રકાર અને ટીકાકાર મુનીંદ્રોએ આ અધિકારમાં જાણે કે શાંત વીતરાગ રસની સરિતા વહાવી છે. ધીરગંભીર ગતિએ વહેતી આ શાંત રસની અધ્યાત્મગંગામાં નહાતાં તત્ત્વજિજ્ઞાસુ ભાવુક જીવો શીતળીભૂત થાય છે અને તેમનું હૃદય શાંત-શાંત થઈ મુનિઓની આત્માનુભવમૂલક સહજશુદ્ધ ઉદાસીન દશા પ્રત્યે બહુમાનપૂર્વક નમી પડે છે. આ અધિકાર પર મનન કરતાં સુપાત્ર મુમુક્ષુ જીવોને સમજાય છે કે 'શુદ્ધાત્મદ્રવ્યના આશ્રયે સહજ દશાનો અંશ પ્રગટ કર્યા વિના મોક્ષના ઉપાયનો અંશ પણ પ્રાપ્ત થતો નથી.'

## (૪) નિયમસાર

શ્રી નિયમસાર ભરતક્ષેત્રનાં ઉત્તમોત્તમ શાસ્ત્રોમાંનું એક હોવા છતાં પ્રાભૃતત્રયની સરખામણીમાં તેની પ્રસિદ્ધિ ઘણી ઓછી છે. બ્રહ્મચારી શીતલપ્રસાદજી વિ. સં. ૧૯૭૨માં હિંદી નિયમસારની ભૂમિકામાં ખરું જ લખે છે કે, — આજ સુધી શ્રી કુંદકુંદાચાર્યનાં પંચાસ્તિકાય, પ્રવચનસાર અને સમયસાર એ ત્રણ રત્નો જ બહુ પ્રસિદ્ધ છે. ખેદની વાત છે કે તેમના જેવું બલકે કંઈ અંશોમાં તેમનાથી પણ અધિક જે નિયમસાર-રત્ન છે, તેની પ્રસિદ્ધિ એટલી બધી ઓછી છે કે કોઈ કોઈ તો તેનું નામ પણ જાણતા નથી.' આ નિયમસાર પરમાગમ મુખ્યત્વે મોક્ષમાર્ગના નિરુપચાર નિરૂપણનો અનુપમ ગ્રંથ છે. 'નિયમ' એટલે જે અવશ્ય કરવા યોગ્ય હોય તે અર્થાત્ રત્નત્રય. 'નિયમસાર' એટલે જ નિયમનો સાર અર્થાત્ શુદ્ધ રત્નત્રય. આ શુદ્ધ રત્નત્રયની પ્રાપ્તિ પરમાત્મતત્ત્વનો આશ્રય કરવાથી જ થાય છે. નિગોદથી માંડીને સિદ્ધિ સુધીની સર્વ અવસ્થાઓમાં—અશુભ, શુભ કે શુદ્ધ વિશેષોમાં—રહેલું જે નિત્ય-નિરંજન ટંકોત્કીર્ણ શાશ્વત એકરૂપ શુદ્ધદ્રવ્યસામાન્ય તે પરમાત્મતત્ત્વ છે. તે જ શુદ્ધ અંતઃતત્ત્વ, કારણપરમાત્મા, પરમ પારિણામિક ભાવ વગેરે નામોથી કહેવાય છે. આ પરમાત્મતત્ત્વની ઉપલબ્ધિ અનાદિ કાળથી અનંત અનંત દુઃખને અનુભવતા જીવે એક ક્ષણમાત્ર પણ કરી નથી અને તેથી સુખ માટેનાં તેનાં સર્વ ઝાવાં (દ્રવ્યલિંગી મુનિનાં વ્યવહાર-રત્નત્રય સુદ્ધાં) સર્વથા વ્યર્થ ગયાં છે. માટે આ પરમાગમનો એકમાત્ર ઉદ્દેશ જીવોને પરમાત્મતત્ત્વની ઉપલબ્ધિ અથવા * આશ્રય કરાવવાનો છે. શાસ્ત્રકાર આચાર્યભગવાને અને ટીકાકાર મુનિવરે આ પરમાગમના પાને પાને જે અનુભવસિદ્ધ પરમ સત્ય પોકાર્યું છે તેનો સાર આ પ્રમાણે છે: હે જગતના જીવો! તમારા સુખનો એકમાત્ર ઉપાય પરમાત્મતત્ત્વનો આશ્રય છે. સમ્યગ્દર્શનથી માંડીને સિદ્ધિ સુધીની સર્વ ભૂમિકાઓ તેમાં સમાય છે. પરમાત્મતત્ત્વનો જઘન્ય આશ્રય તે સમ્યગ્દર્શન છે; તે આશ્રય મધ્યમ કોટિની ઉગ્રતા ધારણ કરતાં જીવને દેશચારિત્ર, સકલચારિત્ર વગેરે દશાઓ પ્રગટ થાય છે અને પૂર્ણ આશ્રય થતાં કેવળજ્ઞાન અને સિદ્ધત્વ પામી જીવ સર્વથા કૃતાર્થ થાય છે. આ રીતે પરમાત્મતત્ત્વનો આશ્રય જ સમ્યગ્દર્શન છે, તે જ સમ્યગ્જ્ઞાન છે, તે જ સમ્યક્ ચારિત્ર છે, તે જ સત્યાર્થ પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, આલોચના, પ્રાયશ્ચિત્ત, સામાયિક, ભક્તિ, આવશ્યક, સમિતિ, ગુપ્તિ, સંયમ, તપ, સંવર, નિર્જરા, ધર્મ-શુક્લધ્યાન વગેરે બધુંય છે. એવો એક પણ મોક્ષના કારણરૂપ ભાવ નથી જે પરમાત્મતત્ત્વના આશ્રયથી અન્ય હોય. પરમાત્મતત્ત્વના આશ્રયથી અન્ય એવા ભાવોને—વ્યવહારપ્રતિક્રમણ, વ્યવહારપ્રત્યાખ્યાન

* 'હું ધ્રુવ શુદ્ધ આત્મદ્રવ્યસામાન્ય છું' એવી સાનુભવ શ્રદ્ધાપરિણતિથી માંડીને પરિપૂર્ણ લીનતા સુધીની કોઈ પણ પરિણતિને પરમાત્મતત્ત્વનો આશ્રય, પરમાત્મતત્ત્વનું આલંબન, પરમાત્મતત્ત્વ પ્રત્યે ઝોક, પરમાત્મતત્ત્વ પ્રત્યે વલણ, પરમાત્મતત્ત્વ પ્રત્યે સંમુખતા, પરમાત્મતત્ત્વની ઉપલબ્ધિ, પરમાત્મતત્ત્વની ભાવના, પરમાત્મતત્ત્વનું ધ્યાન વગેરે શબ્દોથી કહેવાય છે.

વગેરે શુભ વિકલ્પરૂપ ભાવોને-મોક્ષમાર્ગ કહેવામાં આવે છે તે તો કેવળ ઉપચારથી કહેવામાં આવે છે. પરમાત્મતત્ત્વના મધ્યમ કોટિના અપરિપક્વ આશ્રય વખતે તે અપરિપક્વતાને લીધે સાથે સાથે જે અશુદ્ધિરૂપ અંશ વિદ્યમાન હોય છે તે અશુદ્ધિરૂપ અંશ જ વ્યવહાર-પ્રતિક્રમણાદિ અનેક અનેક શુભ વિકલ્પાત્મક ભાવોરૂપે દેખાવ દે છે. તે અશુદ્ધિ-અંશ ખરેખર મોક્ષમાર્ગ કેમ હોઈ શકે? તે તો ખરેખર મોક્ષમાર્ગથી વિરુદ્ધ ભાવ જ છે, બંધ ભાવ જ છે—એમ તમે સમજો. વળી, દ્રવ્યલિંગી મુનિને જે પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન વગેરે શુભ ભાવો હોય છે તે ભાવો તો દરેક જીવ અનંત વાર કરી ચૂક્યો છે પરંતુ તે ભાવો તેને કેવળ પરિભ્રમણનું જ કારણ થયા છે, કારણ કે પરમાત્મતત્ત્વના આશ્રય વિના આત્માનું સ્વભાવપરિણમન અંશે પણ નહિ થતું હોવાથી તેને મોક્ષમાર્ગની પ્રાપ્તિ અંશમાત્ર પણ હોતી નથી. સર્વ જિનેંદ્રોના દિવ્ય ધ્વનિનો સંક્ષેપ અને અમારા સ્વસંવેદનનો સાર એ છે કે ભયંકર સંસારરોગનું એકમાત્ર ઔષધ પરમાત્મતત્ત્વનો આશ્રય જ છે. જ્યાં સુધી જીવની દૃષ્ટિ ધ્રુવ—અચળ પરમાત્મતત્ત્વ ઉપર ન પડતાં ક્ષણિક ભાવો ઉપર રહે છે ત્યાં સુધી અનંત ઉપાયે પણ તેના કૃતક ઔપાધિક ઉછાળા—શુભાશુભ વિકલ્પો—શમતા નથી, પરંતુ જ્યાં તે દૃષ્ટિને પરમાત્મતત્ત્વરૂપ ધ્રુવ આલંબન હાથ લાગે છે ત્યાં તે જ ક્ષણે તે જીવ (દૃષ્ટિ-અપેક્ષાએ) કૃતકૃત્યતા અનુભવે છે, (દૃષ્ટિ—અપેક્ષાએ) વિધિ—નિષેધ વિલય પામે છે, અપૂર્વ સમરસભાવનું વેદન થાય છે, નિજ સ્વભાવભાવરૂપ પરિણમનનો પ્રારંભ થાય છે અને કૃતક ઔપાધિક ઉછાળા ક્રમેક્રમે વિરામ પામતા જાય છે. આ નિરંજન નિજ પરમાત્મતત્ત્વના આશ્રયરૂપ માર્ગે જ સર્વ મુમુક્ષુઓ ભૂત કાળે પંચમ ગતિને પામ્યા છે, વર્તમાન કાળે પામે છે અને ભાવી કાળે પામશે. આ પરમાત્મતત્ત્વ સર્વ તત્ત્વોમાં એક સાર છે, ત્રિકાળ—નિરાવરણ, નિત્યાનંદ—એકસ્વરૂપ છે, સ્વભાવ—અનંત—ચતુષ્ટયથી સનાથ છે, સુખ-સાગરનું પૂર છે, ક્લેશોદધિનો કિનારો છે, ચારિત્રનું મૂળ છે, મુક્તિનું કારણ છે. સર્વ ભૂમિકાના સાધકોને તે જ એક ઉપાદેય છે. હે ભવ્ય જીવો! આ પરમાત્મતત્ત્વનો આશ્રય કરી તમે શુદ્ધ રત્નત્રય પ્રગટ કરો. એટલું ન કરી શકો તો સમ્યગ્દર્શન તો અવશ્ય કરો જ. એ દશા પણ અભૂતપૂર્વ અને અલૌકિક છે.

આમ આ પરમ પવિત્ર શાસ્ત્રને વિષે મુખ્યત્વે પરમાત્મતત્ત્વ અને તેના આશ્રયથી પ્રગટતા પર્યાયોનું વર્ણન હોવા છતાં, સાથે સાથે દ્રવ્યગુણપર્યાય, છ દ્રવ્યો, પાંચ ભાવો, વ્યવહાર—નિશ્ચયનયો, વ્યવહારચારિત્ર, સમ્યગ્દર્શનપ્રાપ્તિમાં પ્રથમ તો અન્ય સમ્યગ્દૃષ્ટિ જીવની દેશના જ નિમિત્ત હોય (—મિથ્યાદૃષ્ટિ જીવની દેશના નહિ) એવો અબાધિત નિયમ, પંચ પરમેષ્ઠીનું સ્વરૂપ, કેવળજ્ઞાન—કેવળદર્શન, કેવળીનું ઇચ્છારહિતપણું વગેરે અનેક વિષયોનું સંક્ષિપ્ત નિરૂપણ પણ કરવામાં આવ્યું છે. આ રીતે ઉપરોક્ત પ્રયોજનભૂત વિષયોને પ્રકાશતું આ શાસ્ત્ર વસ્તુસ્વરૂપનો યથાર્થ નિર્ણય કરી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરવા ઇચ્છનાર જીવને મહા ઉપકારી છે. અંતઃતત્ત્વરૂપ અમૃતસાગર પર મીટ માંડી જ્ઞાના-

નંદના તરંગો ઉછાળતા મહા મસ્ત મુનિવરોના અંતરવેદનમાંથી નીકળેલા ભાવોથી ભરેલું આ પરમાગમ નંદનવન સમાન આહ્લાદકારી છે. મુનિવરોના હૃદયકમળમાં વિરાજમાન અંતઃતત્ત્વરૂપ અમૃતસાગર પરથી અને શુદ્ધપર્યાયોરૂપ અમૃતઝરણાં પરથી વહેતો શ્રુતરૂપ શીતળ સમીર જાણે કે અમૃતશીકરોથી મુમુક્ષુઓનાં ચિત્તને પરમ શીતળીભૂત કરે છે. આવું શાંતરસમય પરમ આધ્યાત્મિક શાસ્ત્ર આજે પણ વિદ્યમાન છે અને પરમ પૂજ્ય ગુરુદેવ દ્વારા તેનાં આધ્યાત્મિક ઊંડાણ પ્રગટ થતાં જાય છે તે આપણું મહા સદ્ભાગ્ય છે. પરમ પૂજ્ય ગુરુદેવને શ્રી નિયમસાર ઉપર અપાર ભક્તિ છે. તેઓશ્રી કહે છે: 'પરમ પારિણામિક ભાવને પ્રકાશનાર શ્રી નિયમસાર પરમાગમ અને તેની ટીકાની રચના છઠ્ઠા-સાતમા ગુણસ્થાને ઝૂલતા મહા સમર્થ મુનિવરો વડે દ્રવ્ય સાથે પર્યાયની એકતા સાધતાં સાધતાં થઈ ગઈ છે. જેવાં શાસ્ત્ર અને ટીકા રચાયાં છે તેવું જ સ્વસંવેદન પોતે કરી રહ્યા હતા. પરમ પારિણામિક ભાવના અંતર-અનુભવને જ તેમણે શાસ્ત્રમાં ઉતાર્યો છે;-એકેક અક્ષર શાશ્વત, ટંકોત્કીર્ણ, પરમ સત્ય. નિરપેક્ષ કારણશુદ્ધપર્યાય, સ્વરૂપપ્રત્યક્ષ સહજજ્ઞાન વગેરે વિષયોનું નિરૂપણ કરીને તો મુનિવરોએ અધ્યાત્મની અનુભવગમ્ય અત્યંત અત્યંત સૂક્ષ્મ અને ગહન વાતને આ શાસ્ત્રમાં ખુલ્લી કરી છે. સર્વોત્કૃષ્ટ પરમાગમ શ્રી સમયસારમાં પણ તે વિષયોનું આવું ખુલ્લી રીતે નિરૂપણ નથી. અહો! જેમ કોઈ પરાક્રમી કહેવાતો પુરુષ જંગલમાંથી સિંહણનું દૂધ દોહી આવે તેમ આત્મપરાક્રમી મહા મુનિવરોએ જંગલમાં બેઠાં બેઠાં અંતરનાં અમૃત દોહ્યાં છે. સર્વસંગપરિત્યાગી નિર્ગ્રંથોએ જંગલમાં રહ્યાં રહ્યાં સિદ્ધભગવંતો સાથે વાતો કરી છે અને અનંત સિદ્ધભગવંતો કઈ રીતે સિદ્ધિ પામ્યા તેનો ઇતિહાસ આમાં મૂકી દીધો છે.'

આ શાસ્ત્રમાં ભગવાન કુંદકુંદાચાર્યદેવની પ્રાકૃત ગાથાઓ પર તાત્પર્યવૃત્તિ નામની સંસ્કૃત ટીકા લખનાર મુનિવર શ્રી પદ્મપ્રભમલધારિદેવ છે. તેઓ શ્રી વીરનંદિ સિદ્ધાંતચક્રવર્તીના શિષ્ય છે અને વિક્રમની ૧૩ મી શતાબ્દીમાં થઈ ગયા છે એમ, શિલાલેખ વગેરે સાધનો દ્વારા, સંશોધકોનું અનુમાન છે. 'પરમાગમરૂપી મકરંદ જેમના મુખમાંથી ઝરે છે' અને 'પાંચ ઇંદ્રિયોના ફેલાવ રહિત દેહમાત્ર પરિગ્રહ જેમને હતો' એવા નિર્ગ્રંથ મુનિવર શ્રી પદ્મપ્રભદેવે ભગવાન શ્રી કુંદકુંદાચાર્યદેવના હૃદયમાં રહેલા પરમ ગહન આધ્યાત્મિક ભાવોને પોતાના અંતરવેદન સાથે મેળવીને આ ટીકામાં સ્પષ્ટ રીતે ખુલ્લા કર્યા છે. આ ટીકામાં આવતાં કળશરૂપ કાવ્યો અતિશય મધુર છે અને અધ્યાત્મમસ્તીથી તથા ભક્તિરસથી ભરપૂર છે, અધ્યાત્મકવિ તરીકે શ્રી પદ્મપ્રભમલધારિદેવનું સ્થાન જૈન સાહિત્યમાં અતિ ઉચ્ચ છે. ટીકાકાર મુનિરાજે ગદ્ય તેમ જ પદ્યરૂપે પરમ પારિણામિક ભાવને તો ખૂબ ખૂબ ગાયો છે. આખી ટીકા જાણે કે પરમ પારિણામિક ભાવનું અને તદાશ્રિત મુનિદશાનું એક મહાકાવ્ય હોય તેમ મુમુક્ષુ હૃદયોને મુદિત કરે છે. પરમ પારિણામિક ભાવ, સહજ સુખમય મુનિદશા અને સિદ્ધ જીવોની પરમાનંદપરિણતિ પ્રત્યે ભક્તિથી મુનિવરનું ચિત્ત જાણે કે ઊભરાઈ

જાય છે અને તે ઊભરાને વ્યક્ત કરવા તેમને શબ્દો અતિશય ઓછા પડતા હોવાથી તેમના મુખમાંથી પ્રસંગોચિત અનેક ઉપમા–અલંકારો વહ્યા છે. બીજી અનેક ઉપમાઓની માફક, મુક્તિ દીક્ષા વગેરેને વારંવાર સ્ત્રીની ઉપમા પણ લેશમાત્ર સંકોચ વિના બેધડકપણે આપવામાં આવી છે તે આત્મમસ્ત મહા મુનિવરનું બ્રહ્મચર્યનું અતિશય જોર સૂચવે છે. સંસાર દાવાનળ સમાન છે અને સિદ્ધદશા તથા મુનિદશા પરમ સહજાનંદમય છે—એવા ભાવનું એકધારું વાતાવરણ આખી ટીકામાં બ્રહ્મનિષ્ઠ મુનિવરે અલૌકિક રીતે સર્જ્યું છે અને સ્પષ્ટપણે દર્શાવ્યું છે કે મુનિઓની વ્રત, નિયમ, તપ, બ્રહ્મચર્ય, ત્યાગ, પરિષહજય ઇત્યાદિરૂપ કોઈ પણ પરિણતિ હઠપૂર્વક, ખેદયુક્ત, કષ્ટજનક કે નરકાદિના ભયમૂલક હોતી નથી પણ અંતરંગ આત્મિક વેદનથી થતી પરમ પરિતૃપ્તિને લીધે સહજાનંદમય હોય છે–કે જે સહજાનંદ પાસે સંસારીઓનાં કનકકામિનીજનિત કલ્પિત સુખો કેવળ ઉપહાસપાત્ર અને ઘોર દુઃખમય ભાસે છે. ખરેખર મૂર્તિમંત મુનિપરિણતિ સમી આ ટીકા મોક્ષમાર્ગે વિહરતા મુનિવરોની સહજાનંદમય પરિણતિનો તાદૃશ ચિતાર આપે છે. આ કાળે આવી યથાર્થ આનંદનિર્ભર મોક્ષમાર્ગની પ્રકાશક ટીકા મુમુક્ષુઓને સમર્પિત કરીને ટીકાકાર મુનિવરે મહા ઉપકાર કર્યો છે.

ભગવાન કુંદકુંદાચાર્યનાં રચેલાં અનેક શાસ્ત્રો છે, જેમાંથી થોડાંક હાલમાં વિદ્યમાન છે. ત્રિલોકનાથ સર્વજ્ઞદેવના મુખમાંથી વહેલી શ્રુતામૃતની સરિતામાંથી ભરી લીધેલાં તે અમૃતભાજનો હાલમાં પણ અનેક આત્માર્થીઓને આત્મજીવન અર્પે છે. તેમનાં સમયસાર, પ્રવચનસાર, નિયમસાર અને પંચાસ્તિકાયસંગ્રહ નામનાં ઉત્તમોત્તમ પરમાગમોમાં હજારો શાસ્ત્રોનો સાર આવી જાય છે. ભગવાન કુંદકુંદાચાર્ય પછી લખાયેલા ઘણા ગ્રંથોનાં બીજડાં આ પરમાગમમાં રહેલાં છે એમ સૂક્ષ્મ દૃષ્ટિથી અભ્યાસ કરતાં જણાય છે.

આ પવિત્ર શાસ્ત્રોના કર્તા શ્રીમદ્ ભગવત્કુંદકુંદાચાર્યદેવ પ્રત્યે પૂજ્ય ગુરુદેવ ( શ્રી કાનજીસ્વામી )ને પારાવાર ભક્તિ છે. તેઓશ્રી અનેક વાર કહે છે કે–' શ્રી સમયસાર, નિયમસાર, પ્રવચનસાર, પંચાસ્તિકાયસંગ્રહ આદિ શાસ્ત્રોની ગાથાએ ગાથાએ દિવ્ય ધ્વનિનો સંદેશ છે. એ ગાથાઓમાં એટલી અપાર ઊંડપ છે કે તે ઊંડપ માપવા જતાં પોતાની જ શક્તિ મપાઈ જાય છે. એ સાગરગંભીર શાસ્ત્રોના રચનાર પરમ કૃપાળુ આચાર્ય ભગવાનનું કોઈ પરમ અલૌકિક સામર્થ્ય છે. પરમ અદ્‌ભુત સાતિશય અંતર્બાહ્ય યોગો વિના એ શાસ્ત્રો રચાવાં શકય નથી. એ શાસ્ત્રોની વાણી તરતા પુરુષની વાણી છે એમ સ્પષ્ટ જાણીએ છીએ. એની દરેક ગાથા છઠ્ઠા–સાતમા ગુણસ્થાને ઝૂલતા મહામુનિના આત્મ-અનુભવમાંથી નીકળેલી છે. એ શાસ્ત્રોના કર્તા ભગવાન કુંદકુંદાચાર્યદેવ મહાવિદેહક્ષેત્રમાં સર્વજ્ઞ વીતરાગ શ્રી સીમંધરભગવાનના સમવસરણમાં ગયા હતા અને ત્યાં આઠ દિવસ રહ્યા હતા એ વાત યથાતથ્ય છે, અક્ષરશઃ સત્ય છે, પ્રમાણસિદ્ધ છે. તે પરમ ઉપકારી આચાર્યભગવાને રચેલાં સમયસારાદિ શાસ્ત્રોમાં તીર્થંકરદેવના ૐકારધ્વનિમાંથી જ નીકળેલો ઉપદેશ છે. ' ☆

# જ્ઞાનીનું પ્રત્યેક વાક્ય આગમમય છે

[ ખીમચંદ જે. શેઠ...સોનગઢ ]

જ્ઞાનીના પ્રત્યેક વાક્યમાં, પ્રત્યેક શબ્દમાં અનંતાં આગમો સમાયેલાં છે–એ કેટલું તથ્ય છે તેના નમૂનારૂપે આપણે પાંચ શબ્દો વિચારીએઃ–

(૧) સંયોગ, (૨) સંયોગી ભાવ, (૩) સ્વભાવ, (૪) સ્વભાવનું સાધન અને (૫) સિદ્ધત્વ.

(क) ઉપરના પાંચ શબ્દોમાં નવ તત્ત્વ સમાઈ જાય છે. તે કેવી રીતે?

(૧) **સંયોગ**–આ આત્મા સિવાયનાં સમસ્ત દ્રવ્યોનો સંયોગ પર હોવાના કારણે તે અજીવ તત્ત્વ છે.

(૨) **સંયોગી ભાવ**–સંયોગના લક્ષે ઉત્પન્ન થતા સંયોગી ભાવ–વિકારી ભાવ–મોહ-રાગદ્વેષાદિભાવ તે પુણ્ય, પાપ, આસ્રવ, બંધ તત્ત્વ છે.

(૩) **સ્વભાવ**–ત્રિકાળી જ્ઞાનસ્વભાવ અને જીવને અભેદ ગણતાં સ્વભાવ તે જીવતત્ત્વ છે.

(૪) **સ્વભાવનું સાધન**–શુદ્ધપરિણતિ–શુદ્ધોપયોગ છે તે સંવર અને નિર્જરા તત્ત્વ છે.

(૫) **સિદ્ધત્વ** તે મોક્ષતત્ત્વ છે.

(ख) તે બોલનાં પાંચ ભાવ સમાઈ જાય છે.

(૧) સંયોગ–આત્માથી પર હોવાથી તેમાં આ જીવનો કોઈ પણ ભાવ આવતો નથી.

(૨) સંયોગી ભાવ–વિકારી ભાવ તે ઔદયિક ભાવ છે.

(૩) સ્વભાવ–પરમ પારિણામિક ભાવ છે.

(૪) સ્વભાવનું સાધન–સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર છે. તેમાં ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક ભાવ આવી જાય છે.

(૫) સિદ્ધત્વ–તે ક્ષાયિક ભાવરૂપ છે.

(ग) તે દરેકનું અસ્તિત્વ કેટલો કાળ રહે છે તે વિચારીએ તો–

(૧) સંયોગરૂપ પર પદાર્થનું અસ્તિત્વ જગતમાં ત્રણે કાળે હોય છે તે અપેક્ષાએ તેનો કાળ અનાદિઅનંત છે.

(૨) સંયોગી ભાવ–વિકારી ભાવ સમયે સમયે નવા નવા થતા હોવા છતાં પ્રવાહરૂપે અનાદિથી ચાલ્યા આવે છે અને ધર્મની પ્રાપ્તિ થતાં તેનો અંત આવી જાય છે તે અપેક્ષાએ તેનો કાળ અનાદિ–સાંત છે.

(૩) સ્વભાવ ત્રિકાળી હોવાથી અનાદિ–અનંત છે.

(૪) સ્વભાવનું સાધન નવું પ્રગટે છે તેથી સાદિ અને પૂર્ણ શુદ્ધ પર્યાયરૂપ સાધ્ય પ્રગટતાં અપૂર્ણ શુદ્ધ પર્યાયરૂપ સાધનનો અભાવ થઈ જાય છે એ અપેક્ષાએ તેનો કાળ સાદિ–સાંત છે.

(૫) સિદ્ધત્વ નવું પ્રગટે છે માટે સાદિ અને તેનો કદી અભાવ થવાનો નથી માટે અનંત-એમ ગણતાં તેનો કાળ સાદિ-અનંત છે.

(ઘ) હવે હેય, જ્ઞેય, ઉપાદેયનો વિચાર કરીએ તો—

(૧) સંયોગ આ આત્માથી પર-ભિન્ન હોવાથી જ્ઞેય છે.

(૨) સંયોગી ભાવ વિકાર હોવાથી ધર્મ પ્રગટ કરવા માટે તે હેય છે.

(૩) સ્વભાવ ત્રિકાળી હોવાથી ધર્મ પ્રગટ કરવા માટે પરમ ઉપાદેય છે.

(૪) અને (૫) સ્વભાવનું સાધન અને સિદ્ધત્વ-અપૂર્ણ અને પૂર્ણ શુદ્ધ પર્યાય હોવાથી પર્યાય અપેક્ષાએ ઉપાદેય છે. પરંતુ ધર્મ માટે આશ્રય કરવા યોગ્ય નહિ હોવાથી તે અપેક્ષાએ તે પણ ઉપાદેય નથી.

(ङ) સુખદાયક-દુઃખદાયકનો વિચાર કરીએ તો—

(૧) સંયોગ નથી સુખદાયક કે નથી દુઃખદાયક.

(૨) સંયોગી ભાવ અને તેની સાથેની એકત્વબુદ્ધિ દુઃખદાયક છે.

(૩) સ્વભાવ ત્રિકાળ પરમ સુખદાયક છે.

(૪) સ્વભાવનું સાધન એકદેશ સુખદાયક છે, અને

(૫) સિદ્ધત્વ સુખદાયક છે.

(च) સંયોગો પર હોવાથી તેની પૃથક્તા વિચારી, તેનાથી લાભ-હાનિ માનવાની બુદ્ધિ છોડી દેવી; સંયોગી ભાવ વિભાવ હોવાથી તેની વિપરીતતા વિચારી સ્વભાવના લક્ષે તેનો અભાવ કરવો અને સદાય સ્વભાવનું સામર્થ્ય વિચારી શુદ્ધતારૂપ ધર્મ પ્રગટ કરવા માટે નિરંતર પ્રયત્નશીલ રહેવું-એ દરેક મુમુક્ષુનું સર્વ પ્રથમ કર્તવ્ય છે.

ઉપરોક્ત બધી બાબતનું વર્ણન કરવાનું પ્રયોજન શું ? તો તેનું સમાધાન એ છે કે દરેક જીવ ધર્મ કરવા-સુખી થવા, શાંતિ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તો આ પાંચ બોલો સમજવાથી તેનું પ્રયોજન કેવી રીતે સિદ્ધ થાય છે તે વિચારીએ.

(૧) સંયોગ તો આત્માથી પર હોવાના કારણે તેના લક્ષે વિકાર થાય, પણ ધર્મ ન જ થાય.

(૨) સંયોગી ભાવ તો વિકાર છે, વળી તે ઔદયિક ભાવ છે માટે તેના લક્ષે પણ અવિકારી ધર્મની પ્રાપ્તિ ન જ થાય.

(૩) સ્વભાવ ત્રિકાળ જ્ઞાયકસ્વરૂપ છે, પરમ પારિણામિકભાવસ્વરૂપ છે, તેનું લક્ષ-રુચિ-પ્રતીતિ-આશ્રય કરતાં ધર્મ પ્રગટે છે, ટકે છે, વૃદ્ધિ પામે છે અને પૂર્ણ થાય છે.

(૪) સ્વભાવનું સાધન એ અપૂર્ણ શુદ્ધ પર્યાય છે અને (૫) સિદ્ધત્વ એ પૂર્ણ શુદ્ધ પર્યાય છે. એ બંને ક્ષણવર્તી છે, અસ્થાયી છે, અધ્રુવ છે માટે તેના લક્ષે પણ ધર્મ થતો નથી, ઊલટું તેનું લક્ષ કરવા જતાં રાગી જીવને રાગની ઉત્પત્તિ થાય છે.

સંયોગ કે જે જગતમાં અનાદિ અનંત છે તેનું લક્ષ કરતાં
સંયોગી ભાવની ઉત્પત્તિ થાય છે અને પરિણામે સંસાર ફળે છે.
સ્વભાવ કે જે અનાદિ અનંત છે તેનું લક્ષ કરતાં
સ્વભાવના સાધનરૂપ સંવર–નિર્જરા પ્રગટે છે અને પરિણામે
સિદ્ધત્વની પ્રાપ્તિ થાય છે.

આ બધાનો સારાંશ એ છે કે ધર્મ કરવો હોય તેણે સંયોગ, સંયોગી ભાવ, સ્વભાવનું સાધન અને સિદ્ધત્વ ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લેવી જોઈએ, ઔદયિકાદિ ચારે ભાવો ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લેવી જોઈએ, માત્ર પરમ પારિણામિકભાવરૂપ ત્રિકાળી ભૂતાર્થ જ્ઞાયકસ્વભાવનો જ આશ્રય કરવો જોઈએ કેમ કે તેના આશ્રયે જ ધર્મની ઉત્પત્તિ, સ્થિતિ, વૃદ્ધિ અને પૂર્ણતા થાય છે.

આવો યથાર્થ ઉપદેશ આપનારા સાધક સંતો ત્રિકાળ જયવંત વર્તો!

# ગુરુ બિન કોણ સુણાવે....

તુમ બિન કોણ સુણાવે ગુરુજી તુમ બિન કોણ સુણાવે ?
આતમરસના રસિયા જીવને આનંદ સૂણતાં આવે....
—ગુરુજી તુમ બિન કોણ સુણાવે ?

સમયસાર જિનરાજની વાણી, દિલ ખોલી બતલાવે,
શબ્દે શબ્દે અમીરસ ભરિયા, કોણ કહો પીવડાવે....
—ગુરુજી તુમ બિન કોણ સુણાવે ?

આત્માના આનંદની વાતો, ભાવ સહિત સમજાવે,
અવસર આવ્યો, અમીરસ પીજો, ફેર જનમ નહિ આવે....
—ગુરુજી તુમ બિન કોણ સુણાવે ?

કાળ અનાદિથી નહિ જાણ્યું, તે સદ્ગુરુ આજ જણાવે,
પાત્ર થઈને ગ્રહણ કરે તો, અવિચળ સુખને પાવે....
—ગુરુજી તુમ બિન કોણ સુણાવે ?

અજ્ઞાને ઊંઘેલા જીવને, ગુરુજી પ્રેમે જગાડે,
બહુ ઊંઘ્યો તું ગાફેલ પ્રાણી, અવસર ચાલ્યો જાયે....
—ગુરુજી તુમ બિન કોણ સુણાવે ?

ગુરુજીના પદનું મહાતમ મોટું, સેવક "તિલક" ગાવે,
ગુરુચરણોમાં રહેતાં મુજને, આનંદ દિલ બહુ આવે....
—ગુરુજી તુમ બિન કોણ સુણાવે ?

— શાહ તલકચંદ અમરચંદ, લાઠી

# ૩૮ વર્ષ પહેલાં........

(વ્રજલાલ જે. શાહ B. E., વાંકાનેર)

અહીં આડત્રીસ વર્ષ પહેલાંના પૂ. ગુરુદેવના વ્યાખ્યાનોની થોડીક પ્રસાદી પીરસાય છે... એટલે કે પૂ. ગુરુદેવની વય જ્યારે માત્ર ૩૭ વર્ષની હતી તે વખતનાં પ્રવચનોની આ પ્રસાદી છે. એ પ્રસાદી પીરસનાર ભાઈશ્રી વ્રજલાલ જે. શાહ–તેઓ પં. શ્રી હિંમતભાઈના તથા પૂ. બહેનશ્રી ચંપાબહેનના વડીલ બન્ધુ. પૂ. ગુરુદેવના સં. ૧૯૮૨માં વઢવાણ શહેરમાં ચાતુર્માસ વખતે જે પ્રવચનો થયેલાં તેની નોંધમાંથી આ અવતરણો આપ્યાં છે. ગુરુદેવના પ્રવચનમાંથી કેટલાક લેખો તૈયાર કરીને ભાઈશ્રી વજુભાઈ તથા હિંમતભાઈ તે વખતે પણ જૈનપત્રોમાં આપતા. આડત્રીસ વર્ષ પહેલાં પણ પૂ. ગુરુદેવની વાણીનો રણકાર કેવો આત્મસ્પર્શી હતો! –તે આપણને આ લેખમાં જોવા મળશે.

* * *

પ્રભુનો ખરો શ્રાવક કોઈપણ દેવની સહાય ઇચ્છતો નથી. સાક્ષાત્ સાચો કોઈ દેવ કે ઇન્દ્ર આવીને હજારો રૂપ બનાવીને ચાળા કરે તો પણ સમકિતી શ્રાવક કહે કે "તે તારી શક્તિ છે તો તું કરી શકે છે પણ જો મારા અશુભનો ઉદય નહિ હોય તો તું મારું એક રુંવાડું પણ ફરકાવી શકે તેમ નથી અને જો મારા શુભનો ઉદય નહિ હોય તો તું મારું શુભ ત્રણ કાળમાં કરી શકીશ નહિ." પ્રભુ મહાવીરના શ્રાવકો આવા દૃઢ શ્રદ્ધાવાન હોય છે.

*

બહારના દેખાવ કે લિંગ પરથી સાધુ ઓળખી શકાતા નથી.

માણસ હોના મુશ્કિલ હૈ, સાધુ કહાંસે હોય;<br>
સાધુ હુવા તો સિદ્ધ હુવા, કહેણી રહી ન કોઈ.

સાધુ એટલે તો પાંચમા પ્રભુ, સાધુ એટલે તો તે કે જેનાં પગનાં તળિયાં ઇન્દ્રો ચાટે. સાધુ એટલે ભગવાન.

*

સમકિતનું સ્વરૂપ ઘણું જ સૂક્ષ્મ છે. હજારો લાખોમાં કોઈક જ સમકિતી હોય છે. દુનિયામાં બે જ વસ્તુ છે, કાં તો સમકિત અને કાં તો મિથ્યાત્વ; ત્રીજી વચલા વાંધાની કોઈ વસ્તુ નથી. અથવા ચાર આના સમકિત અને બાર આના મિથ્યાત્વ કે આઠ આના સમકિત અને આઠ આના મિથ્યાત્વ–એવું છે જ નહિ. જો સમકિત નથી તો મિથ્યાત્વ ઊભું જ છે.

*

ઘણાં એમ કહે છે કે તીર્થંકરો પણ કુળદેવીઓને નમે છે. કહેનારને તીર્થંકરોના સ્વરૂપનું ભાન નથી. જે વાત પોતાને કરવી હોય છે તે ઠેઠ તીર્થંકરને નામે ચડાવી દે છે, એટલે પછી પોતાને તેમ કરવામાં વાંધો નહિ. જે મહાપુરુષનાં જન્મ સમયે ચૌદ રાજલોકનાં પુદ્ગલો ક્ષણભર પરિવર્તન પામે,–અજવાળાં થાય–જેનાં જન્મ પ્રસંગે ઇન્દ્રોનાં આસનો ચળાયમાન થાય, શક્રેન્દ્ર જેવા પણ જેની માતાને "ધન્ય રત્નકૂખધારિણિ" કહીને નમસ્કાર કરે અને જન્મોત્સવ ઊજવે તે લોકોત્તર પુરુષ, ઇન્દ્રના સેવકના પણ સેવકના સેવિકા એવી દેવીને તે નમે? તીર્થંકરોનું સ્વરૂપ સમજવું જીવને કઠણ પડે તેવું છે.

*
* *

આત્માને ખરું સ્વરૂપ સમજાવનાર નથી મળ્યા એવું નથી, પણ સાચું સમજવાની ખરી ધગશ જ આત્માને જાગી નથી. ખરી ઇચ્છા–પિપાસા–તાલાવેલી જ પ્રગટી નથી, અણજાણેલું સ્વરૂપ જાણવાનો સંવેગ–પુરુષાર્થ જ કર્યો નથી. ખરી ધગશ–પિપાસા જાગી હોય અને સમજાવનાર સદ્ગુરુ ન મળે તેવું બને જ નહિ. ન હોય ત્યાંથી સાનુકૂળ સંયોગો પ્રાપ્ત થાય અને જાગેલી પિપાસા તૃપ્ત કરવાનો યોગ જરૂર બની આવે, અગર ન મળી આવે તો આત્મામાંથી જ તડ પડીને સ્વરૂપ સમજાઈ જાય, આત્મામાંથી જ નાદ ઊઠે–ઝણઝણાટી થાય અને ન થયેલો એવો અપૂર્વ અનુભવ પ્રગટે, પણ એવો પુરુષાર્થ ઉપાડવો જોઈએ.

*
* *

કેટલાક કહેવાતા સાધુઓ કહે છે કે તમારે અમારું શું કામ છે? તમે તમારું સંભાળોને! આમ કહેનારાને ભગવાન મિથ્યાત્વી કહે છે. ભાઈ, તારું કામ અમારે કેમ ન હોય? તારી પાસેથી તો અમારે ધર્મ સાંભળવો છે, તારી પાસેથી અમારે અણમેળવેલું મેળવવું છે; એટલે તારું તો અમારે પહેલું કામ છે. તારામાં તરવાની શક્તિ છે કે નહિ તે તો અમારે પહેલાં જ જાણવું છે. જો તું જ તરી શકે તેવો નહિ હો, તો અમને કેમ તારી શકવાનો છે? તને ખબર તો હશે કે —

બગડ્યું પાન બગાડે ચોળી,
બગડ્યો સાધ બગાડે ટોળી.

*
* *

તારે જ્ઞાન કરવું નથી અને પારકે જ્ઞાને જ્ઞાની થવું છે. સમકિત કે મોક્ષ કોઈ ખોળામાં નાખી જાય તો લેવા છે, પણ ભાઈ અમારો કર્યો કાંઈ તારો મોક્ષ થવાનો નથી–તારો કર્યો જ તારો મોક્ષ થવાનો છે. મોક્ષ પામવા તારે જ જ્ઞાની થવું પડશે, તારે માટે કોઈ જ્ઞાની થાય તે તને પરવડશે નહિ–ચાલશે નહિ. વીતરાગમાર્ગમાં એવી પોલ ચાલશે નહિ જ.

*
* *

ઘણાં લોકો તીર્થંકરોના અતિશયથી અંજાઈ તેને તેમના ગુણ માને છે. અશોકવૃક્ષ, પુષ્પવૃષ્ટિ વગેરે તે ગુણમાં ખતવે છે, પણ તેને ખબર નથી કે વૃક્ષ, ફૂલ વગેરે તો જડ છે અને જડ કાંઈ આત્માના ગુણો હોઈ શકે ? આવું માનનારા તીર્થંકરોની પુણ્યપ્રકૃતિથી અંજાઈ જાય છે અને તેને ગુણો માની બેસે છે, કારણ કે પુણ્યની રુચિ પડી છે. આત્માના ગુણની ઓળખાણ પણ થવી મુશ્કેલ હોય છે.

*
* *

જ્ઞાન કરવાની આળસવાળા ઘણા કહે છે કે "આપણને વધુ ખબર ન પડે, આપણે તો મહાવીર સાચા અને તેમનો મારગ સાચો એટલું જાણીએ"—આમ મોઘમ રીતે મહાવીરને સાચા કહેનારના ઘરે કાંઈ સમકિત આવી જતું નથી. મહાવીરને સાચા કહે અને તેમના વચનના ભાવને સમજે નહિ તેણે મહાવીરને માન્યા જ નથી.

*
* *

અન્યમતીને કાંઈ શીંગડાં નથી હોતાં. જૈનમાં બેઠા બેઠા શ્રાવક, શ્રાવિકાઓ, કે પાટ પર બેઠેલાઓમાંથી પણ ઘણાખરા તો અન્યમતીમાં ખપે તેવા હોય છે. ભગવાન મહાવીરે પ્રરૂપેલાં સત્યોને યથાતથ્ય માને તે જૈનમતી અને ન માને તે અન્યમતી.

*
* *

શાસ્ત્રની શૈલી કોઈ જુદા જ પ્રકારની છે. તેના ન્યાયો બહુ ગૂઢ છે. સર્વજ્ઞના કહેવાના આશયો સમજવા કઠણ પડે તેવા હોય છે. ખાલી શબ્દો કે વાક્યોને વળગી રહેવામાં અર્થનો અનર્થ કરી બેસાય તેવું છે. પ્રભુએ આ કયા આશયથી કહ્યું છે અને આમ કહીને શું સમજાવવા માગે છે તે જાણવું કઠણ છે, ગુરુગમ વિના તે સમજાય તેવું નથી. સર્વજ્ઞની વાણીની ઊંડાઈ સદ્‌ગુરુના મુખમાં છે. સદ્‌ગુરુ વિના તે ઊંડાઈનો પાર પામી શકાય તેવું નથી.

*
* *

અત્યારે દુનિયા ચમત્કારને નમસ્કાર કરે છે. જો કોઈ જીવન કે મરણની વાત કહેનારો નીકળે તો હજારો શિર ત્યાં ઝૂકી પડે છે, પણ આવી વાતો તો મિથ્યાત્વી પણ કહી શકે છે; મિથ્યાત્વી બાવા પણ પોતાની કે પરના મરણની વાત કરી શકે છે, જ્યારે કોઈ જ્ઞાની–સમ્યગ્દૃષ્ટિ હોય તે ભવિષ્યની વાત ન પણ જાણતો હોય.—આમાં આશ્ચર્ય પામવા જેવું નથી. કોઈ મિથ્યાત્વી અભવી હોય અને વિભંગજ્ઞાને કરી અનેક દ્વીપ સમુદ્રો દેખે જ્યારે અંતર્મુહૂર્તમાં કેવળ લેવાવાળા ભાવલિંગી સાધુ એ જાતનો ક્ષયોપશમ ન થયો હોય તો એક પણ દ્વીપ–સમુદ્રને ન દેખે. ઘણીવાર મિથ્યાત્વીને કેટલીક સિદ્ધિઓ પણ પ્રાપ્ત હોય છે જ્યારે સમકિતીને એવી સિદ્ધિઓ ન પણ હોય; તેથી કરીને મિથ્યાત્વી કાંઈ ઊંચો થઈ જતો નથી. અત્યારે કાળ ઘણો જ બારીક છે, પરીક્ષકોની બહુ ખામી છે, બલકે સાચા પરીક્ષકો ક્યાંક જોવા મળે છે.

*
* *

સિદ્ધનું સુખ ક્યાંય બહારથી નથી આવતું પણ આત્માનો સુખ નામનો ગુણ જે શક્તિરૂપે હતો તે જ પ્રગટ થાય છે. જેમ ચણાને અગ્નિમાં ભૂંજવાથી તેનો સ્વાદ અંદરથી પ્રગટે છે, તે સ્વાદ કાંઈ અગ્નિથી કે બહારમાંથી આવતો નથી પણ અંદરમાં ભર્યો પડ્યો હતો તે જ પ્રગટ્યો છે; તેમ આત્મા પણ જ્યારે આત્મવિચાર, આત્મભાવના અને આત્મધ્યાનરૂપ અગ્નિમાં તપ્તાયમાન થાય છે ત્યારે તેને અંદરમાંથી જ પોતાનો આત્મગુણ પ્રગટ થાય છે. જે ઘણાકાળથી–અનાદિકાળથી શક્તિરૂપે હતો તે જ પ્રગટ થાય છે અને ચણાનો જેમ ફરી ઊગવાનો સ્વભાવ નાશ પામે છે તેમ આત્માનો પણ ફરી જન્મ લેવાનો ભાવ ટળી જાય છે.

*
* *

જેમ કોઈનો વારસો મેળવવો હોય તો તેના ખોળે બેસવું પડે, તેનો પુત્ર થવું પડે–કાંઈ બાપ થઈને વારસો લેવાય નહિ, તેમ શાસ્ત્રોમાં કહેલાં રહસ્ય પામવા માટે–યથાર્થ સમજવા માટે શાસ્ત્રને ખોળે બેસવું પડે, એટલે કે મન અને ગર્વ ભૂલી જઈને –કાંઈપણ જાણું છું તેવા ખ્યાલોને તિલાંજલિ આપીને શાસ્ત્રમાં જ ઓતપ્રોત થઈ જવું જોઈએ. હાલતાં–ચાલતાં, ઊઠતાં–બેસતાં, સૂતાં, સ્વપ્નમાં કે નિદ્રામાં–ગમે તે સ્થિતિમાં –પણ જ્યારે સિદ્ધાંત સમજવાની લય લાગે ત્યારે તેમાં કહેલા ન્યાયો અંતર્ગત થાય તેમ છે–આત્મગત થાય તેમ છે. રોમેરોમમાં જ્યારે સિદ્ધાંત વ્યાપી જશે ત્યારે તેમાં કહેલા ભાવો અનુસાર આત્મા પરિણમી જશે અને અનંતકાળમાં નહિ થયેલો તેવો અનુભવ થશે, અનંતકાળથી બંધ રહેલા આત્માના કબાટ ખૂલી જશે અને તેમાંથી અણમોલી વસ્તુ હસ્તગત થશે.

*
* *

જેમ ખોરાક પર રુચિ ન થાય, ખોરાક ભાવે નહિ ત્યારે વૈદ્ય કહે છે કે પેટમાં બાદી છે, કાંઈક રોગ છે, તમ જ્યાંસુધી વીતરાગના વચન પર રુચિ ન થાય, તેના પ્રત્યે ભાવ અને બહુમાન ન જાગે તો સમજવું કે હજી બાદી છે, હજી ભવરોગ છે, ચાર ગતિમાં ભ્રમણ કરવાનો ભવરોગ હજી તીવ્ર છે.

*
* *

ભગવાન કહે છે કે જીવને પદાર્થનું જાણપણું નથી, તેના સ્વભાવનું જાણપણું નથી, તે કોઈના સ્વભાવને કોઈનો માને છે. જડને ચૈતન્ય અને ચૈતન્યને જડ માને છે. ચૈતન્યના સ્વભાવને, તેના ગુણને, તેની પર્યાયને જડના માને છે અને જડના ગુણ વગેરેને ચૈતન્યના માને છે. આમ અવળી–વિપરીત માન્યતાને લઈને જીવને અનાદિ કાળનું લાગેલું મિથ્યાત્વ ખસતું નથી.

*
* *

સંસારના કોલાહલથી અને વિષયકષાયથી જ્યારે આત્મા નિવર્તે–શાંત થાય, અને અંતર્લક્ષ કરી સમાધિભાવમાં આવે છે ત્યારે તેને અંદરથી એક અવાજ આવે છે–આત્મનાદ આવે છે અને તે આત્મનાદ તદ્દન સત્ય હોય છે. તે દશામાં થયેલો નિર્ણય કેવળી ભગવાન પણ ફેરવી શકતા નથી. કેવળી જે પ્રત્યક્ષ દેખે છે તે આત્મનાદવાળો પરોક્ષ દેખે છે એટલો જ એમાં ફેર છે.

*
* *

સમકિત વિનાના જીવો હાલતાં ચાલતાં મડદાં છે. જેમ મડદાં આગળ કોઈ શાસ્ત્ર વાંચવા બેસે કે તેને ઉપદેશ આપે તો તેને તેનું ભાન નથી તેમ મિથ્યાદષ્ટિઓ પણ મડદાંની માફક શાસ્ત્રનાં રહસ્યો પામી શકતા નથી.

*
* *

સમ્યગ્દષ્ટિ તે જ ગુણી છે અને મિથ્યાદષ્ટિ તે અવગુણી. પછી ભલે સમ્યગ્દષ્ટિ ઘરમાં રહેતો હોય, વેપાર કરતો હોય, બૈરાં–છોકરાં હોય છતાં તે ગુણી છે અને દ્રવ્યલિંગી મુનિ જંગલમાં રહેતો હોય, ઘરબાર ત્યાગ્યાં હોય, અગિયાર અંગ ભણીને તેનાં વ્યાખ્યાનો કરી સભાઓ રંજન કરતો હોય પણ મિથ્યાદષ્ટિ હોવાથી તે અવગુણી છે.

*
* *

જીવો બિચારા, સમકિત વિનાના રાંકાઓ, બાલમરણે મરી મરીને હેરાન હેરાન થઈ રહ્યા છે. પંડિતમરણે મરવાનો વારો તેમને કદી આવ્યો નથી. અનંત અનંતવાર બાલમરણે મર્યા છતાં કદી પંડિતમરણ લાધ્યું નહિ. બબ્બે મહિનાનો સંથારો કરીને સૂતેલો હોય પણ જો સમકિત ન હોય તો બાલમરણ છે. માટે સમકિતનો પ્રયત્ન કરવો જોઈએ, કે જેથી અનંતકાળનાં બાલમરણ ટળે.

# સમજાય છે કાંઈ ?

—રમણલાલ ગોપાલદાસ વખારિયા,
સુપ્રિમકોર્ટ એડવોકેટ : મુંબઈ

ભગવાન ત્રૈલોકયનાથને કરુણાસાગરના અભિધેયથી બિરદાવવામાં આવે છે, કારણ તેમની વાણીદ્વારા સહજપણે જગતના જીવો સદ્ધર્મ પામે અને તેમનું કલ્યાણ થાય તેવું નિમિત્ત નૈમિત્તિક રીતે થતું હોવાથી, ભગવાનની વાણીનો લાભ અનેક પ્રકારે અનેક જીવોને ઉપલબ્ધ થાય છે. સત્ય રીતે તો આત્માની ઉપાદાનશક્તિ પ્રમાણે ભગવાનના ઉપદેશનો લાભ જીવોને થાય છે, પરંતુ નિમિત્તરૂપે આવી કરુણામૂર્તિના શબ્દોનો પ્રભાવ જીવ માટે ઉપકારદૃષ્ટિએ કલ્યાણમય બની જાય છે.

સોનગઢના સંત શ્રી કાનજીસ્વામી એક અલૌકિક પ્રતિભાશાળી અને પ્રખર જ્ઞાની વ્યક્તિ છે. તેઓશ્રીનું ધર્મપ્રયાણ અત્યંત ઉપકારી અને અસાધારણ નીવડયું છે. સત્યધર્મ માટેની તેઓશ્રીની તમન્નાની તીવ્રતા, તેઓશ્રીના ધર્મજીવનના આરંભકાળથી પ્રદર્શિત થયેલી અનુભવાય છે. કોઈ પણ જીવ સત્યધર્મ પામે અને સત્ય જ્ઞાન કરી આત્મકલ્યાણ કરે એ તેઓશ્રીની જીવનક્રિયા છે. આવી ઉપાસનામાં તેઓશ્રીએ સર્વતોમુખી પ્રયત્ન કર્યા છે. દિગંબર જૈન-ધર્મના ગ્રંથો તેઓશ્રીને હાથ લાગ્યા પછી, તેમાં રહેલું જીવનામૃત અને ભવબીજના નાશની ધર્મભાવના તેઓશ્રીએ સ્પષ્ટપણે જગત આગળ રજૂ કર્યાં. એ રજૂઆત એ આ સંત પુરુષની અદ્દભુત અને વાત્સલ્યમય જીવનધારા છે.

એ સંતની સિદ્ધ અને કરુણામય વાણી અનેક જીવોનો ભાવપલટો કરવામાં સીધી રીતે ઉપયોગી થઈ છે. જીવ અનંત ભવોથી મિથ્યાઅધ્યવસાયમાં ભ્રમિત થયેલો હોવાથી, અને તેને આત્મધર્મની સમજ નહિ પડવાથી, પર પદાર્થમાં તે સતત્ મૂઢતાથી એકાગ્રતા સેવે છે. જીવ આવી મૂઢતા અને મિથ્યાત્વથી ભગવાન કેવળીનાથના સમવસરણમાં અનેક વાર ભગવાનની વાણીનું પાન કરવા છતાં, સત્યધર્મ પામી શક્યો નહિ. જીવાદિ તત્ત્વોમાં વિપર્યાસ સેવતો થકો તે અત્યાર સુધી સ્વ અને પરનો ભેદ પામી શકયો નહિ. અજ્ઞાન અંધકારમાં તે જ્ઞાનનાં પ્રકાશથી વંચિત રહ્યો. ઓશિયાળા સ્વભાવ નીચે વીર્યનો ઉદ્યમ થઈ શક્યો નહિ. પામરતામાં ને પામરતામાં આશા અને યાચના કરતા તે અનંત ભ્રમણના વર્તુળમાં અમાપ પીડા સહન કરતો રહ્યો.

સાહિત્યકારોએ કહ્યું છે કે लोकोत्तराणां चेतांसि कोहि विज्ञातुमर्हसि ? અસાધારણ મનુષ્યોનાં મનની સ્થિતિ જાણવી મુશ્કેલ હોય છે અને તેમાં આત્મકલ્યાણની ભાવનાથી રંગાઈ, વસ્તુનું સત્યસ્વરૂપ જેના જીવનનું ધ્યેય છે એવા સંત પુરુષોનાં જીવન અને કવન બન્ને ગૂઢ હોય છે. જગત માત્ર દેખાવથી કલ્પના કરી શકે. સત્ય સ્વરૂપનું જ્ઞાન સાધારણ રીતે થતું નથી.

જે જીવોને શ્રી કાનજીસ્વામીની વાણી સાંભળવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે તે જીવો સત્ય માર્ગનો જ્ઞાનપ્રકાશ પામવા તરફ વળે છે. ભગવાન કુંદકુંદના અધ્યાત્મના અંતરાળેમાંથી જીવનકલ્યાણની સતત્ ઝરતી અમૃતધારાના બળવાન પ્રભાવથી ભવોભવનાં રસનિબંધ ક્ષણમાત્રમાં શિથિલ થઈ જગતના સર્વ પદાર્થો પરની રુચિ આથમી જાય છે. પ્રવચનમાં જ્યારે તેઓ પ્રેમમય, વાત્સલ્યમયી વાણીથી કોઈ એકાદ ગહન વિષયવાળા અધ્યાત્મપ્રવાહમાં એકાગ્ર થયેલા શ્રોતાઓને કહેતા હોય કે "સમજાય છે કાંઈ!"–ત્યારે મુમુક્ષુને તલવારની ધાર જેવી તીક્ષ્ણ જિજ્ઞાસુવૃત્તિને આંચકો આવતાં, જાગ્રત સ્થિતિનું પરમ સુખ મળતું હોય તેમ ભાન થાય છે. પ્રમાદથી જ્ઞાનસ્વરૂપ આત્માની સ્થિતિ કોઈપણ સમયે નહિ અનુભવનાર આત્માને "સમજાય છે કાંઈ!"–એ શબ્દો કરુણાભીની વાણી વડે, પોતાના ઉપાદાનને જાગ્રત કરી આત્માની અનંત શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રની ઝાંખી કરાવે છે. વળી, એ શબ્દપ્રવાહ આત્માર્થીને ટકોર સાથે સંબોધીને કહે છે: "ભાઈ! સમજણ વગર તું ઘણા જન્મજન્માંતરો ભટક્યો, ઘણા જપ, તપ, સંયમ કર્યા, ઘણાં મિથ્યાત્વ અને અવિરતિના ભાવ કર્યા, પણ સત્યધર્મ તું સમજ્યો નહિ; હવે આ અવસર છે, આ તારા કાને પડે છે તે સત્યધર્મનો માર્ગ છે, તે તું સાંભળ. હવે તો તું સમજ"–એ શબ્દોના ગર્ભમાં અનેક ભાવો ભરેલા છે. એમાં એ પણ ભાવ છે કે જો તારે મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવો હોય તો તારે વીતરાગની એ વાણી સમજ્યા સિવાય છૂટકો નથી. જે જે જીવો મોક્ષ પામ્યા તે તે સર્વ જીવો આ રસ્તેથી જ મુક્ત થયા છે; અને તે સિવાય બીજો કોઈ માર્ગ નથી. અનંત જ્ઞાનીઓએ પણ આ જ માર્ગે આત્મસાધના કરી છે અને તારે પણ તે જ રસ્તે આત્મસાધના કર્યે જ છૂટકો છે. ભગવાન વીતરાગે કહેલો એ માર્ગ છે. ભગવાનની વાણીને જો તું સમજ્યો હોય, તો તારે નિર્ણય કરવો રહ્યો કે કોઈ દ્રવ્ય બીજા દ્રવ્યનું કાંઈ કરી શકતું નથી; સર્વ દ્રવ્યો સ્વતંત્રભાવે પરિણમે છે. જીવતત્ત્વ અને અજીવતત્ત્વ સ્વતંત્ર પરિણમનને લીધે, પોતાના પરિણમનથી બીજા દ્રવ્યને કિંચિતમાત્ર પણ અસર કરી શકતા નથી–તે જ સત્યધર્મ છે અને તે જ સત્ય સમજ છે; અને તે જ રીતે શરીરને લીધે આત્મા દુઃખી થાય, શરીર સારું હોય તો આત્મા સુખી થાય એ વાત સાચી નથી. કોઈ તને સુખી કરે તો તું સુખી થાય અને વેદના આપે તો દુઃખી થાય તે વાત સાચી નથી. આત્મા અને પુદ્ગલના સ્વભાવ ભિન્ન છે, તે એકમેકને સ્પર્શી શકતા નથી, બન્ને એકમેકથી જુદા સ્વભાવવાળાં તત્ત્વો છે–આવું જ્ઞાન તે જ સાચું જ્ઞાન છે. અને તેથી જ્યારે જ્યારે અપાર કરુણતાભરી વાણી શ્રી કાનજીસ્વામીની નીકળતી હોય છે ત્યારે "સમજાય છે કાંઈ" એ શબ્દોમાંથી ભૂતકાળની જીવની મિથ્યાત્વદશાનો ખ્યાલ આપી, વર્તમાનમાં જાગ્રત થવાની પ્રેમપૂર્ણ સૂચના આપી અને ભવિષ્યના માર્ગ માટે પ્રબળ પુરુષાર્થ કરવાની પ્રેરણા આપે છે.

આવી શ્રી કાનજીસ્વામીની સર્વ પ્રવચનોની વાણી એ આત્મસાધનાની જાગૃતિ માટેની એકધારી ઉપાસના છે. "સમજાય છે કાંઈ" એ–શબ્દોમાં ભૂત–વર્તમાન–ભવિષ્યનો બોધ

અને જ્ઞાન ભર્યાં છે. સ્તુતિકારે કહ્યું છે તેમ– "જો ઇસ ભાંતિ પ્રકાશ ન પાંતિ, કહાં લહતે રહતે અવિચારી"–એ પ્રમાણે જો શ્રી કાનજીસ્વામીની આ વાણી સાંભળવા ન મળી હોત તો આપણા જેવા અનેક જીવોનું અજ્ઞાનતિમિર ઓછું થાત નહિ. આવો પરમ હિતકર સમ્યક્‌માર્ગ પૂ. શ્રી કાનજીસ્વામીના પ્રતાપથી આપણને સમજાયો છે...તેથી આ હીરકજયંતી પ્રસંગે તેઓશ્રીને ભાવભીની શ્રદ્ધાંજલિ સાથ લાખ લાખ અભિનંદન !

આરાધના-ધારક જીવોનું ભક્તિપૂર્વક દર્શન આત્માને આરાધનાનું કારણ છે. જે જીવ તીવ્રભક્તિસંયુક્ત થઈને આરાધનાના ધારકનું સદાકાળ સેવન કરે છે તે જીવને નિર્વિઘ્ને આરાધના પ્રાપ્ત થાય છે, અને તેની આરાધના સફળ થાય છે. આરાધના કરનારના દર્શને જાય તેનો પણ મહિમા કર્યો છે.

–ભગવતી આરાધના

# ગુરુદેવના ઉપકાર

☆

ગુરુજી બહુ તારા ઉપકાર, ગુરુજી બહુ તારા ઉપકાર;
તારા ગુણના ના'વે પાર, ગુરુજી બહુ તારા ઉપકાર....ટેક.

જન્મ જન્મના દુઃખિયા જીવો, તારા શરણમાં આવે;
ભવદુઃખિયાનો સાચો વિસામો, શાન્તિરસ પાન કરાવે;
એવા ભવદુઃખ ભંજનહાર....ગુરુજી ૦ (૧)

ટળવળતા અંધકારમાં, નહોતું અમને ભાન;
જ્ઞાનજ્યોતિ પ્રગટાવીને, બતાવ્યા સાચા માર્ગ;
એવા અમ અંધતણા આધાર....ગુરુજી ૦ (૨)

ભવ્ય જીવોની ભીડ ભાંગવા, ભેટ્યા છો ગુરુરાજ;
આત્મસ્વરૂપનો ભેટો કરાવી, દૂર કરો અજ્ઞાન;
એવા છો જ્ઞાનામૃત પાનાર....ગુરુજી ૦ (૩)

અજબ વીરતાથી ભરેલી, અદ્ભુત વાણી તારી;
આત્મતૃષિત જીવોને માટે, અપૂર્વ મંગલકારી;
એવા શ્રુત જ્ઞાન ધરનાર....ગુરુજી ૦ (૪)

અધ્યાત્મજ્ઞાનથી વહે ઊછળતું, અંતર જીવન તારું;
આત્માર્થીને અર્પે જીવન, આત્મહિત કરનારું;
એવા આત્મજીવન દેનાર...ગુરુજી ૦ (૫)

શુદ્ધાત્મ સ્વરૂપે મસ્ત બન્યો તું, જ્ઞાયક ભક્તિ અપાર;
જિનશાસનનો ડંકો વગાડી, વર્તાવ્યો જયકાર;
એવા શ્રેષ્ઠ ગુણભંડાર....ગુરુજી ૦ (૬)

હીરકજયંતી કહાનગુરુની, ઉત્સવ થશે અજોડ;
ચૈતન્યહીરો પ્રાપ્ત થશે, ને પૂર્ણ થશે અમ કોડ;
એવા આત્મરત્નદાતાર....ગુરુજી ૦ (૭)

– દેવશીભાઈ જૈન......રાજકોટ

☆

# જૈનદર્શન

ગુરુદેવ ઘણુંઘણું જીવો અને તેમનો પવિત્ર યોગ સમસ્ત વિશ્વનું કલ્યાણ કરો-એવા હાર્દિક ભાવનાપૂર્વક ભાઈશ્રી કાંતિલાલ હ. શાહે ૭૫મી જન્મજયંતીના હીરક મહોત્સવ નિમિત્તે આ લેખ દ્વારા ભક્તિપુષ્પ અર્પણ કર્યું છે.

* * *

જૈનદર્શન એટલે શું ? જૈનદર્શન કોને કહેવું ? જૈનદર્શનની પ્રાપ્તિથી શું લાભ?

જૈનદર્શનની ઉત્પત્તિ ક્યારથી અને કોણે કરી ? જૈનદર્શનની મહત્તા શા માટે ?

ઉપરોક્ત વિચાર વિચારકોને જરૂર ઊભા થાય તેમ છે અને એ પ્રશ્નો ભવના ત્રાસથી ત્રાસી ગયેલા અને સંસારની રખડપટ્ટીથી થાકી ગયેલા આત્માર્થીઓ માટે ઘણા જ ઉપયોગી છે. વારંવાર વિશેષ વિચારી એનો ઉકેલ લાવવાયોગ્ય છે અને જ્યાં સુધી એની નાડ હાથ ન આવે ત્યાં સુધી આત્માર્થીઓએ જંપવું પણ ન જોઈએ. અને એની નાડ સાક્ષાત્ જ્ઞાની પાસે હોય છે, જેથી પ્રત્યક્ષ જ્ઞાનીને ઉપાસવાથી એમની પાસે રહેલી ભેદજ્ઞાનરૂપી કળા આ જીવને પણ પ્રાપ્ત થાય છે.

જૈનદર્શન એટલે છએ દ્રવ્યોની સ્વતંત્રતા દર્શાવતું દર્શન. જૈનદર્શન એટલે જીવાદિ નવ તત્ત્વોને પૃથક્ પૃથક્ રજૂ કરતું દર્શન. જૈનદર્શન એ કોઈ વેશનું નામ નથી, જૈનદર્શન કોઈ મહેલ, બાગ, બગીચા, વન, જંગલ કે પુસ્તકમાં રહેતું નથી, પરંતુ એને રહેવાનું સ્થળ તો આત્મા છે.

જૈનદર્શન એટલે વિશ્વદર્શન, જૈનદર્શન એટલે આત્મદર્શન. જૈનદર્શન એટલે અનંત આત્મિક શાંતિ અને સુખ આપનારું પવિત્ર દર્શન, જેની પ્રાપ્તિથી આત્માના પ્રદેશે પ્રદેશે શાતા ઊપજે, જેની પ્રાપ્તિથી આત્માનાં જન્મ–મરણ ટળે, જેની પ્રાપ્તિથી આત્માને ગતિઓમાં ભટકવું ટળે અને શાશ્વત શાન્તિ મળે કે જે શાન્તિનો અંશ પણ આજદિન તક અનુભવવામાં આવ્યો નથી; જેની પ્રાપ્તિથી સમસ્ત આકુળતા મટી નિરાકુળ આનંદ-દશાની પ્રાપ્તિ થાય. આત્મા તો અમૃતનો શાશ્વત પહાડ છે, જેની ઓળખાણ અને આશ્રય કરવાથી આત્મારૂપી અમૃતના પહાડમાંથી સત્ જ્ઞાન, દર્શન, આનંદ, સુખ, પુરુષાર્થ અને શાન્તિનાં મીઠાં વહેણ વહેવા માંડે છે. ભવભવને હરનાર અને પરમ શાન્તિ આપનાર એવું જે દર્શન તેને જૈનદર્શન કહેવાય છે, તેને આત્મદર્શન કહેવાય છે, તેને જ વિશ્વદર્શન કહેવાય છે. તેના મૂળકર્તા શ્રી સર્વજ્ઞદેવ છે એટલે કે તેનું રહસ્ય સંપૂર્ણપણે તેઓ પામેલા છે. કોઈપણ અપેક્ષા જેમને રહી નથી, સર્વ બંધનો જેમને છૂટી ગયાં છે, જેમનું દિવ્યજ્ઞાન વિશ્વના અનંતાનંત પદાર્થોનાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનને એક સમયમાં પ્રકાશી રહ્યું છે—એવું પ્રચંડ પ્રકાશમાન જ્ઞાન પોતાની અનંતતાનો સમયે સમયે ભોગવટો કરી રહ્યું છે,

પોતાના અનંત આનંદને અંતરમાં વેદી રહ્યું છે, સ્વસત્તા છોડી કદી પર સત્તામાં એ જતું નથી, સ્વયં વિશ્રાંતિઘર છે. જે વિસામો અનેક ઉપાયો કરવા છતાં ન મળે એ જૈનદર્શનની પ્રાપ્તિથી મળે, આત્મદર્શન થાય અને પરમ આહ્લાદ વેદાય.

આવા જૈનદર્શનના મૂળ નાયક શ્રી સર્વજ્ઞદેવ, તેમના પરમ શિષ્યો વનજંગલમાં એકાંતપણે આત્માના ધ્યાનની મસ્તીમાં વિચરતા ભાવલિંગી નગ્નમુનિઓ, ભગવતી અર્જિકાઓ અને સમ્યગ્દૃષ્ટિ શ્રાવક-ધર્માત્માઓ-તેઓ અંતરમાં આવા જૈનધર્મને ઉપાસી રહ્યા છે.

નિરપેક્ષપણે જેઓ એકલો આત્મા જ સાધી રહ્યા છે અને એનો અનાકુળ રસાસ્વાદ ચાખી એ અમૃત પી-પીને જેઓ અમર થયા છે અર્થાત્ મુક્તિને પામ્યા છે એવા એ સંતો જૈનદર્શનના સૂત્રધારો છે. સ્વતંત્રપણે જેઓ એકલા આત્મામાં જ વિચરી રહ્યા છે, જેમને કોઈની તમન્ના નથી કે કોઈ અપેક્ષા નથી, ઇન્દ્રો, નરેન્દ્રો અને ચક્રવર્તીઓ આવીને ચરણમાં ઝૂકી ઝૂકીને નમન કરે, કે જંગલમાં વાઘ, વરુ, સિંહ ફાડી ખાય, છતાંય જેમને કોઈ પ્રત્યે રાગ કે દ્વેષ નથી, એવા સમતાના અને ધૈર્યના સાગર મહામુનિઓ અને સંતો પાસે આ જૈનદર્શનરૂપી મહામોંઘું રત્ન પડેલું છે, એનાથી એમની મહત્તા છે, એનાથી જ જૈનદર્શન શોભી રહ્યું છે.

આવા પવિત્ર જૈનદર્શનનું રહસ્ય સાંભળવા મળવું પણ જ્યારે મુશ્કેલ બની ગયું હતું, એવા સમયે મુમુક્ષુઓના કોઈ મહાભાગ્યે સૌરાષ્ટ્ર દેશે ઉમરાળા ગામે પરમ પૂજ્ય શ્રી કાનજી સ્વામીનો આજથી ૭૪ વર્ષ પહેલાં જન્મ થયો. જન્મથી જ તેઓ જ્ઞાનપિપાસુ, આત્મશોધક અને વૈરાગી હતા. એમને તો એક આત્મા જોઈતો હતો, ક્યાંય ચેન પડતું ન હતું, પૂર્વસંસ્કારી મહાત્મા હતા. જૈનદર્શન એમને હાડોહાડ વસેલું હતું. રોમેરોમે એમને આત્મદર્શન પ્રિય હતું; સમ્યક્ પુરુષાર્થથી એમણે આત્માનાં દર્શન કર્યાં, એમણે અનાકુળ આનંદરસ પીવા માંડ્યો, અને જગતને પોકારી પોકારીને કહેવા માંડ્યા કે-હે ભાઈઓ, સુખ આત્મામાં છે, સુખ ક્યાંય બહારમાં નથી. જૈન પરમેશ્વર પરમ સુખી છે, જૈનદર્શન સર્વોત્કૃષ્ટ છે, જૈનદર્શન વસ્તુના સ્વરૂપને જેમ છે તેમ યથાર્થપણે પ્રકાશે છે. એકવાર જો જીવને યથાર્થ જૈનદર્શનનું હાર્દ હાથ આવે અર્થાત્ આત્મદર્શનની પ્રાપ્તિ થાય તો પ્રદેશે પ્રદેશે આત્મિક આનંદ ઝરવા માંડે, સર્વ પ્રકારની શંકા મટી પરમ શાંતિ ઉત્પન્ન થાય, સર્વાંગી સમાધાન વર્તે, નિશ્ચય-વ્યવહાર કે ઉપાદાન-નિમિત્ત વગેરે બધી વાતોનો ઉકેલ આવી જાય, સર્વ પ્રકારની ડામાડોળતા દૂર થઈ જાય અને અલ્પકાળમાં જીવ મુક્તિને પામે.

આવું ઉત્તમ જૈનદર્શન છે. જૈનદર્શનની મહત્તા સર્વોત્કૃષ્ટ છે. આવા જૈનદર્શનનું સુંદર અને સ્પષ્ટ સ્વરૂપ સોનગઢ (સૌરાષ્ટ્ર)માં બિરાજતા વર્તમાન જ્ઞાની મહાત્મા પૂજ્ય શ્રી કાનજી સ્વામી નિયમિત સવાર અને બપોર ઉપદેશ આપી સમજાવી રહ્યા છે.

ભવથી થાકેલા હે ભવ્યાત્માઓ ! જો ભવભવથી મુક્તિ થવું હોય, આત્મિક સુખ અને શાંતિ જોઈતી હોય તો આજ ને આજ જ એમની પાસેથી જૈનદર્શનની વિશિષ્ટતાઓ સમજો. જીવન ટૂંકું અને પંથ લાંબો કાપવાનો છે, માટે આ કાર્યમાં પ્રમાદને જરાપણ સ્થાન ન આપતાં ત્વરાથી કામ કરી લેવા જેવું છે. આવા અધ્યાત્મી પુરુષનો યોગ મળવો એ મહાપુણ્યનો ઉદય સૂચવે છે. વારંવાર આવા યોગો જીવને મળતા નથી. એની દુર્લભતા જાણી સર્વ પ્રકારના યોગને ગૌણ કરી એક આ જ પ્રધાન કરવાયોગ્ય છે. આવા મહાત્માનાં દર્શન પણ મહાન આનંદ ઉપજાવે છે.

ભેદજ્ઞાનની કળા વડે જેમણે ભાવેન્દ્રિય ઉપર વિજય મેળવી ઇન્દ્રિયાતીત-મનાતીત, અતીન્દ્રિય આનંદને પ્રાપ્ત કર્યો છે અને જેઓ નિરંતરપણે એ રસાસ્વાદ લઈ રહ્યા છે, એવા જૈનસંતો જ જૈનદર્શનની મહત્તા પ્રકાશીને બીજાને તેનું રહસ્ય બતાવી શકે છે.

જય હો જૈનદર્શનનો. જય હો જિનરાજ શ્રી સર્વજ્ઞદેવનો. જય હો સર્વે સંત મહામુનિરાજોનો. અને જય હો એ સર્વેને ઓળખાવનાર ગુરુ કહાનનો.

—કાંતિલાલ હરિલાલ શાહ

(લીંબડીવાળા) મુંબઈ

આહા, આ અવસર આ વસ્તુની પ્રાપ્તિનો કાળ છે. બહારના વાદવિવાદ છોડ, ભાઈ ! અંદરમાં આખો ચૈતન્યસાગર—આનંદનો દરિયો હિલોળા મારે છે તેનો અનુભવ કર, કરુણાઅષ્ટકમા પ્રભુને પ્રાર્થના કરતાં શ્રી પદ્મનંદીસ્વામી કહે છે કે હે વીતરાગી પરમાત્મા ! આપના સ્વરૂપને ઓળખ્યા વગર, અને આપે કહેલા તત્ત્વસ્વરૂપને ઓળખ્યા વગર, આ સંસારમાં મેં અનંતકાળ પરિભ્રમણ કર્યું, ને અનંત દુઃખો ભોગવ્યા, હે નાથ ! હવે આપના શરણે હું ફરી ફરીને પોકારી—પોકારીને કહું છું કે હવે મને એક આપનું જ શરણ હો, કેવળજ્ઞાન અને વીતરાગતામય જે શુદ્ધ ચૈતન્યપિંડ તેનું એકનું જ હવે શરણ હો......જેથી આ સંસારભ્રમણ ટળે. ભગવાનનું શરણ હો એટલે પરમાર્થે વીતરાગભાવનું જ શરણ હો-એમ તાત્પર્ય છે.

# સમ્યક્ત્વ - હીરાની પ્રાપ્તિ

( હીરાબહેન જૈન : ઇંદોરવાળા : સોનગઢ )

દિગંબર જૈન મુમુક્ષુ મંડળ વડે મુંબઈ શહેરમાં આત્માર્થી, મોક્ષમાર્ગદર્શક, આધ્યાત્મિક સંત શ્રી સદ્‌ગુરુદેવની ૭૫મી જન્મજયંતી હીરકજયંતીરૂપે ઊજવાઈ રહી છે એ દિગંબર જૈન સમાજના ગૌરવની વાત છે. આવા મહાન પુરુષની એક શું અનેક જયંતીઓ ઊજવીએ તોપણ તેના ઋણથી ઋણમુક્ત થઈ શકાતું નથી. એના ઉપકાર આ અભિનંદનગ્રંથથી મપાઈ જવા યોગ્ય નથી, પરંતુ—

" **नहि कृतमुपकारो साधवो विस्मरंति** " માટે કહ્યા વગર રહ્યું જતું નથી. આ ભૌતિક અશાંતિમય સંસારમાં જ્યારે માનવ બાહ્ય ક્રિયાકાંડમાં રચીપચી રહ્યાં હતાં અને તેમાં જ પોતાને જ્ઞાની સમજતાં હતાં એવા સમયમાં ક્રાંતિકારક આ નિકટ ભવ્યાત્માનો જન્મ થયો. એ કહાનગુરુદ્વારા અધ્યાત્મનો શંખ વાગ્યો અને લોકો ચમકી ઊઠ્યા. નિમિત્ત ઉપાદાન, દ્રવ્ય–ગુણ–પર્યાય, નિશ્ચય–વ્યવહાર આદિ શબ્દો જે શાસ્ત્રોનાં પૃષ્ઠોમાં હતાં તેનું રહસ્ય જીવનમાં ઉતાર્યું છે. આ વાતો શાંતિથી સાંભળવી અને વિચારવી જોઈએ, તો તે વસ્તુ સમજાય છે ને જ્ઞાન થાય છે. વસ્તુ શું છે, કેવી છે તેની કોઈએ દરકાર જ કરી ન હતી એટલે બધું શાસ્ત્રના પૃષ્ઠોમાં જ રહ્યું હતું. શાસ્ત્રથી અધિક કાંઈપણ સ્વામીજીએ કહ્યું નથી. જે શાસ્ત્રમાં હતું તેને જ અનુભવી તથા જીવનમાં ઉતારીને કહ્યું છે, અને વસ્તુ પણ તેવી જ છે.

જેણે અનાદિનું અજ્ઞાન મટાડ્યું હોય તેનો પ્રત્યુપકાર વાળી શકે એવી કોઈ વસ્તુ જગતમાં નથી. આવા સંતોને પામીને પોતાના જીવનમાં સાચી સમજણ કરી સમ્યગ્દર્શનનો પુરુષાર્થ કરવો તે પરમ કર્તવ્ય છે. સત્ સરળ છે, સુગમ છે પરંતુ સત્પુરુષ મળવા દુર્લભ છે. આ કાળમાં સરળતાથી બધું પ્રાપ્ત થઈ ગયું છે માટે પોતાનો પુરુષાર્થ જ કરવા યોગ્ય છે. આ ગુરુદેવનો મહાન ઉપકાર છે, એના પ્રતાપે જે ધર્મની ઉન્નતિ અને વૃદ્ધિ થઈ છે તે ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે રહેવાની છે. આ મહાન પવિત્ર આત્માની હીરકજયંતી મનાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે એ પરમ સૌભાગ્યની વાત છે. તેમના દર્શાવેલા માર્ગે જતાં જ કલ્યાણ છે. અંતમાં શ્રદ્ધાંજલિ અર્પણ કરતાં પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે જૈનશાસનનો આ ચમકતો સૂર્ય ચિરકાળ રહે અને ધર્મની વૃદ્ધિ થતી રહે—ને તેમનાદ્વારા સમ્યકત્વ-**હીરા**ની આપણને પ્રાપ્તિ થાય.

# 'યહ જીવન તુમસા જીવન હો....'

[બ્ર. હરિલાલ જૈન]

**ધર્માત્માઓનું જીવન મુમુક્ષુ જીવોને આત્મહિતની અનેકવિધ પ્રેરણાઓ આપે છે. પુરાણોમાં તીર્થંકરો, ગણધરો, મુનિવરો, ચક્રવર્તીઓ વગેરેની અનેક ભવોની આત્મસાધનાનું જે વર્ણન કર્યું છે તે વાંચતાં પણ જ્ઞાન-વૈરાગ્યની કેવી ઊર્મિઓ સ્ફૂરે છે! -તો પછી એવા કોઈ ધર્માત્માનું જીવન સાક્ષાત્ નજરે નિહાળતાં મુમુક્ષુ હૃદયમાં કેવા કેવા આત્મહિતના તરંગો ઉલ્લસે!! તે તો સહેજે સમજી શકાય તેવું છે.**

જ્યારે, - તીર્થંકરો કે મુનિઓની તો શી વાત, -ધર્માત્માઓનાં દર્શનની પણ અતિ-અતિ વિરલતા થઈ ગઈ છે એવા આ કાળમાં ગુરુદેવનાં સાક્ષાત્ દર્શન, સત્સમાગમ અને નિરંતર ઉપદેશની પ્રાપ્તિ તે આપણું સૌનું મોટું સદ્ભાગ્ય છે. જેમના મંગળ જીવનનો વિચાર કરતાં, **તે જીવન પણ અનેકવિધ 'સોનેરી સંદેશ' આપી રહ્યું છે-એવા આ ગુરુદેવનો હીરક જન્મોત્સવ ઊજવતાં આપણા અસંખ્ય પ્રદેશો હર્ષ અને ભક્તિથી રોમાંચિત બને છે.**

ગુરુદેવનું જીવન તેમના પોતાને માટે તો મંગલરૂપ ને કલ્યાણરૂપ છે જ, ને આપણને પણ તેમનું જીવન અનેકવિધ મંગલ પ્રેરણાઓ આપી રહ્યું છે. અહા! જે જીવનની પ્રત્યેક પળ આત્મહિતને માટે વીતતી હોય, જે જીવનની પ્રત્યેક ક્ષણ સંસારને છેદવા માટે છીણીનું કાર્ય કરતી હોય, જે જીવનની પ્રત્યેક ક્ષણ આત્માને મોક્ષની નજીક લઈ જતી હોય-તે જીવન ખરેખર ધન્ય છે.... ગુરુદેવના એવા મંગલ જીવનમાંથી આપણને મળતી પ્રેરણાઓનું આ જન્મોત્સવના મંગલ પ્રસંગે પરમ ઉપકારબુદ્ધિથી થોડુંક આલેખન કર્યું છે:

ગુરુદેવનું જીવન સૌથી મોટી અને સૌથી અગત્યની પ્રેરણા આપે છે-**આત્માર્થની ધૂનની!** જેમ- શ્રી કૃષ્ણ જન્મ્યા ત્યારે 'કંસને હણવા મારો અવતાર છે' એવો ગગનધ્વનિ થયો હોવાનું કહેવાય છે, તેમ કહાનગુરુના જીવનમાં પહેલેથી જ નાદ ઊઠતો કે **"આત્માર્થને સાધવા મારો અવતાર છે."** તેમના જીવનચરિત્રમાં ભાઈશ્રી હિંમતલાલ જે. શાહ લખે છે કે- "તેમને ઊંડે ઊંડે એમ રહ્યા કરતું કે હું જેની શોધમાં છું તે આ નથી. કોઈ કોઈ વાર આ દુઃખ તીવ્રતા ધારણ કરતું; અને એક વાર તો, માતાથી વિખૂટા પડેલા બાળકની જેમ, તે બાળમહાત્મા સતના વિયોગે ખૂબ રડ્યા હતા."

એટલે આ ઉપરથી **આપણે આત્માર્થની ધૂન જગાડીને ગુરુદેવના જીવનની પ્રેરણાને ઝીલીએ... –આ છે ગુરુદેવના જીવનમાંથી પ્રાપ્ત થતો પહેલો સુવર્ણ સંદેશ.**

આત્મા શું ચીજ છે, કે સમ્યગ્દર્શન શું ચીજ છે, – તેના શબ્દો પણ સાંભળવા નહોતા મળતા, અનેક પ્રકારની વિપરીત માન્યતાઓનાં વાદળાંથી ધર્મ ઘેરાઈ ગયેલો હતો, એવા કપરા કાળમાં પણ કોઈની સહાય કે માર્ગદર્શન વગર ગુરુદેવને આત્મામાંથી અધ્યાત્મના અનેક સંસ્કાર સ્ફૂર્યા અને તે સ્ફુરણાના બળે સત્‌નો નિર્ણય કરીને માર્ગની પ્રાપ્તિ કરી....તે આપણને એવી સ્ફુરણા આપે છે કે– **આપણા ધાર્મિક સંસ્કાર એવા સુદૃઢ હોવા જોઈએ કે જે ભવોભવમાં સાથે રહીને આપણું કલ્યાણ કરે.** ( આ છે બીજો સોનેરી સંદેશ.)

અત્યંત નીડરતા અને નિસ્પૃહતાપૂર્વક ગુરુદેવે કરેલું સંપ્રદાય–પરિવર્તન આપણને એમ પ્રબોધે છે કે જો તારે તારો આત્માર્થ સાધવો હોય તો જગતની દરકાર છોડી દેજે ! તું જગત સામે જોઈને બેસી રહીશ મા. જગત ગમે તેમ બોલે,– **તું તારા આત્મહિતના પંથે નિઃશંકપણે ચાલ્યો જજે.** ( આ છે ત્રીજો સોનેરી સંદેશ. )

ગુરુદેવના જીવનનો ચોથો સંદેશ છે–**વાત્સલ્યનો.** સાધર્મીવાત્સલ્ય ગુરુદેવના જીવનમાં (અંતરમાં) કેટલું ભરેલું છે તે તેમના એક જ ઉદ્‌ગાર ઉપરથી ખ્યાલમાં આવશે : ગુરુદેવ પદ્મપુરાણમાં અંજના સતીના જીવનપ્રસંગો વાંચતા હતા. જ્યારે અંજના નિર્જન વનમાં વિલાપ કરે છે તે પ્રસંગનું વર્ણન આવ્યું ત્યારે ગુરુદેવની આંખોમાંથી અશ્રુધારા ટપકવા લાગી. ને તેમના હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળ્યા કે “**અરે! ધર્માત્મા ઉપરનું દુઃખ હું જોઈ શકતો નથી.**” વાત્સલ્યના આવા અનેક પ્રસંગોથી ભરેલું ગુરુદેવનું જીવન આપણને **સાધર્મીવાત્સલ્ય**નો મહાન ઉપયોગી સંદેશ અને પ્રેરણા આપે છે.

કાદવ જેવા કુતર્કો સામે તેમણે જે ભગીરથ પુરુષાર્થ કરીને માર્ગ કાઢ્યો છે તે એવા પુરુષાર્થની ગગનભેરી સંભળાવે છે, કે પુરુષાર્થી જીવ ગમે તેવી પરિસ્થિતિમાંથી પોતાનો માર્ગ કાઢી લ્યે છે...ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ તે મૂંઝાઈને બેસી નથી રહેતો–પણ પુરુષાર્થ વડે આત્મહિતના માર્ગમાં નિર્ભયપણે ઝુકાવે છે.

પરિવર્તન બાદ વરસેલી નિંદા અને આક્ષેપોની ઝડીઓ તથા અનેકવિધ પ્રતિકૂળતાઓ વચ્ચે પણ જે નીડરતાથી તેઓએ સત્પંથે પ્રયાણ કર્યું તે એવી પ્રેરણા આપે છે, કે પોતાના આત્મહિતના પંથે પ્રયાણ કરતાં તારા પર જગતના અણસમજુ લોકો ગમે તેવા આકરા આક્ષેપો કે નિંદાની ઝડીઓ વરસાવે તો પણ તું ડરીશ મા....તારો માર્ગ તું છોડીશ મા....નીડરપણે તારા આત્મહિતના પંથે ચાલ્યો જજે.

ગુરુદેવમાં નીડરતાની જેમ સહનશીલતા પણ જબરી છે. અનેક અનેક વિરોધ-વિચારવાળા જીવો તરફથી ચર્ચા વગેરે દ્વારા ઉશ્કેરણીના પ્રસંગો ઉપસ્થિત થવા છતાં તે વખતે ગભરાયા વગર, શાંત ચિત્તે, તેઓએ ધૈર્ય અને ગંભીરતાવડે જ તે પ્રસંગને જીતી લીધો છે. તેમની આ શૈલીથી ઘણા વિરોધીઓ પણ મુગ્ધ બની ગયા છે. આ રીતે **ગુરુદેવનું જીવન આપણને ગમે તેવી કટોકટીના પ્રસંગે પણ સહનશીલતા અને ધૈર્યના પાઠ શીખવે છે.**

ગુરુદેવે પોતાના અંતરથી જે નિર્ણય કર્યો તેમાં તેઓ એવા મક્કમ રહે છે કે ગમે તેવી પ્રતિકૂળતાના પ્રસંગો આવી પડે તોપણ પોતાના નિર્ણયથી તેઓ ડગતા નથી...તેમનું જીવન આપણા જેવા ઉપજીવીઓને એવો સંદેશ આપે છે કે તારા આત્મહિતના માર્ગનો એવો દૃઢ નિર્ણય કરજે કે દેવથી પણ ન ડગે- ને દેહ છૂટે તોય તે માર્ગના સંસ્કાર ન છૂટે.

ગુરુદેવની આત્મધૂન એવી કે તેને માટે તેમનું જીવન સતત ચિંતનશીલ રહ્યું છે.... ઘણાં વર્ષો પહેલાં વીંછિયાના વડ જેવા એકાંત સ્થાનમાં જઈને દિવસનો ઘણો ખરો ભાગ ત્યાં સ્વાધ્યાય-ચિંતનમાં વિતાવતા; માત્ર એક વખત આહાર લેતા. **આત્મધૂન એવી કે બીજાં કાર્યોમાં વખત ગુમાવવો તેમને પાલવતો નહિ. તેમનું આવું જીવન આપણને ઢંઢોળીને કહે છે, કે તું ખરી આત્મધૂન જગાડ....ને બીજાં કાર્યો મૂક એક કોર!**

આત્મકલ્યાણ સાધવાની ઊંડી અભિલાષાનું જોર તેમને વૈરાગ્યમાર્ગે લઈ ગયું... અને તેથી નાની વયમાં જ તેઓ બ્રહ્મચારી રહીને સંસારથી અલિપ્ત રહ્યા, એટલું જ નહિ પરંતુ લાખો લોકોમાં મોટી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા છતાં, અને શાસ્ત્રોમાંય પારંગત થવા છતાં, તેમાં ક્યાંય તેઓ સંતુષ્ટ ન થયા...ને આત્મસાધનાના માર્ગે જ તેઓ આગળ વધ્યા....આવું તેમનું જીવન બ્રહ્મચર્ય અને વૈરાગ્યમાર્ગની પ્રેરણા આપીને કહે છે, કે–**ભાઈ! જો તારે આત્મહિત સાધવું હોય તો બીજે ક્યાંય તું સંતુષ્ટ થઈશ મા.**

તેમની ગુરુભક્તિ અને તત્ત્વનિર્ણયની શક્તિ આપણને પણ ગુરુભક્તિનો અને તત્ત્વનિર્ણયની શક્તિનો સંદેશ આપી રહી છે.

તેઓશ્રીના સુહસ્તે થયેલી ૨૦૦ કરતાંય વધુ જિનબિંબોની પ્રતિષ્ઠા, તથા અતિ ભક્તિ-પૂર્વક તેઓશ્રીએ કરેલી સમ્મેદશિખરજી, બાહુબલી, કુંદકુંદધામ વગેરે તીર્થોની યાત્રા, તે આપણા જીવનમાં જિનેન્દ્રભક્તિનું તથા સાધક સંતો અને તેમની પાવન સાધનાભૂમિ (તીર્થભૂમિ) પ્રત્યેની ભક્તિનું સીંચન કરીને, **આરાધનાનો ઉત્સાહ જગાડે છે.**

સતત-અપ્રમાદપણે શાસ્ત્રસ્વાધ્યાય-ચિંતન-મનનમાં વર્તતો તેમનો ઉપયોગ, અને માત્ર આત્માની આરાધનાને અર્થે જ વીતતું તેમનું જીવન **આપણને અપ્રમાદપણે** [illegible] સંદેશ આપી રહ્યું છે.

ગુરુદેવના જીવનમાંથી મળતી આવી આત્મહિતકારી પ્રેરણાઓ આપણે ઝીલીએ....ને એ રીતે ગુરુદેવના જન્મને આપણા મહાન કલ્યાણ-મંગલનું કારણ બનાવીએ....એ જ ગુરુદેવનો ખરેખરો જન્મોત્સવ છે. છેવટે, આજના આનંદપ્રસંગે ગુરુદેવ પ્રત્યે અતિ ભક્તિપૂર્વક નમ્ર યાચના કરું છું કે -

'યહ જીવન તુમસા જીવન હો!'

જન્મોત્સવના આનંદપ્રસંગે તો ગુરુદેવ કિમિચ્છક-દાન જરૂર દેવાના જ છે.

('સુવર્ણ સંદેશ'માંથી)

વર્તમાન કળિયુગમાં પણ પૂ. શ્રી કહાનગુરુ જેવા મંગલમૂર્તિ સંત-ધર્માત્માઓનો આપણને સાક્ષાત્ સુયોગ સાંપડ્યો છે તે ખરેખર આપણું પરમ ભાગ્ય છે. ધર્મના જિજ્ઞાસુ આત્માર્થી જીવને, દુઃખપ્રસંગોથી ભરપૂર આ જગતમાં ધર્માત્માનો યોગ મહા શરણરૂપ છે. અને ધર્માત્માનો યોગ મળ્યા પછી ધર્માત્માની શીળી છત્રછાયામાં નિરંતર વસવાનો સુયોગ બનવો તે તો મુમુક્ષુને માટે મહાભાગ્યની વાત છે. જેમ મા-બાપની હાજરીમાત્ર પણ બાળકને પ્રસન્નકારી ને હિતકારી છે તેમ ધર્માત્માનો યોગ મુમુક્ષુજીવને પ્રસન્નકારી ને હિતકારી છે.

આત્માર્થી જીવ સદાય પોતાની નજરસમક્ષ ધર્માત્માને દેખી દેખીને પોતાના આત્માર્થનું પોષણ કરે છે....પોતાનું આખુંય જીવન ધર્માત્માના જીવન અનુસાર કરવા ભાવના ભાવે છે....એટલે ધર્માત્માના આરાધકજીવનને ધ્યેયરૂપે રાખીને જ તે પોતાનું જીવન જીવે છે. અને જ્યારે ધર્માત્માની મીઠી નજર કે મધુરી વાણી તેના ઉપર વર્ષે છે ત્યારે તે આત્મા એવો તો આહ્લાદિત થાય છે કે જાણે સન્તોના અતીન્દ્રિય આનંદની જ પ્રસાદી મળી હોય!

આત્માર્થનું રક્ષણ કરનારી અને સદાય સન્માર્ગે દોરનારી એવી જ્ઞાની ગુરુઓની મંગળછત્રછાયા જેના શિર ઉપર વર્તી રહી છે એવા જીવને જગતની ચિંતાઓ સતાવી શકતી નથી, કેમકે ધર્માત્માનું દર્શનમાત્ર પણ સંસારસંબંધી સમસ્ત ચિંતાઓને ભૂલાવીને આત્માને મોક્ષમાર્ગ પ્રત્યે ઉત્તેજિત કરે છે.

**અહા, આવા ધર્માત્માઓ જગતમાં સદા જયવંત વર્તો કે જેમના સંગથી સમ્યક્ત્વાદિ ગુણોની પ્રાપ્તિ તથા વૃદ્ધિ થાય છે.**

# ગુરુદેવની અપૂર્વ વાણી

[ ચિનુભાઈ મહેતા : અમદાવાદ ]

"ભાઈ, જગતની કોઈપણ વસ્તુ ઉપર ઇષ્ટ–અનિષ્ટની કલ્પના કરવી છોડ. કોઈપણ વસ્તુમાં ઇષ્ટ કે અનિષ્ટનું નિમિત્ત બનવાનો ગુણ નથી. એટલે જગતમાં કશું ઇષ્ટ કે અનિષ્ટ જેવું છે જ નહિ, તે તો તારી કલ્પના છે."

"કોઈપણ વસ્તુમાં ઇષ્ટ કે અનિષ્ટનું નિમિત્ત બનવાનો ગુણ નથી, પણ જ્ઞાનનું જ્ઞેય બનવાનો પ્રમેયત્વ ગુણ છે. એટલે તે જ્ઞાનનો વિષય બની શકે છે, ઇષ્ટ કે અનિષ્ટ બનતી નથી."

"પરને ઇષ્ટ કે અનિષ્ટનો કર્તા એટલે કે ઉપકારી–અનુપકારી માનવો તે ભૂલ છે. દરેક વસ્તુ સ્વયં તેના કાળે તે તે રૂપે પરિણમે છે. અન્ય તેમાં કાંઈ જ ન કરી શકે. તારી ઇચ્છા પ્રમાણે તે ન પરિણમે, માટે તું સ્વસન્મુખ થા....ને પરનું કર્તૃત્વ છોડ."

આવી અપૂર્વ વાણી કોની હશે? નિર્મળ આત્માના અગાધ ઊંડાણમાંથી નીકળેલી અને સાંભળનારની શુદ્ધ પરિણતિને જગાડનારી, જગતના જીવો ઉપર કેવળ વાત્સલ્ય અને કરુણા વરસાવતી વાણી અનંત ઉપકારી પરમ પૂજ્ય સદ્‌ગુરુદેવ શ્રી કાનજી સ્વામી સિવાય અત્યારે બીજે ક્યાં સાંભળવા મળે?

આત્મસિદ્ધિમાં શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે 'અપૂર્વ વાણી પરમશ્રુત સદ્‌ગુરુ લક્ષણ યોગ્ય.' સદ્‌ગુરુની વાણી પરમ ઉપકારી પંચ પરમેષ્ઠી ભગવંતોની ને સાચા સંતોની યથાર્થ સ્વરૂપમાં ઓળખાણ કરાવે છે. તેથી ખરેખર —

"મુજ પુણ્યરાશિ ફળ્યો, અહો! ગુરુ કહાન તું નાવિક મળ્યો."

શાસ્ત્રમાં કહ્યું છે કે પરમ પૂજ્ય તીર્થંકર ભગવંતોના સમવસરણમાં જીવો પોતાનાં જન્મજાત વેરઝેર ભૂલી જાય છે, એટલું જ નહિ પણ હિંસ્ર પશુઓ પણ પોતાનો હિંસક સ્વભાવ તેટલો વખત વીસરી જાય છે. સાપ ને નોળિયો, ઉંદર ને બિલાડી, વાઘ ને બકરી કે સિંહ ને હરણ વગેરે પ્રાણીઓ સૌ સમવસરણમાં સાથે બેસીને ભગવાનની વાણી સાંભળે છે. કોઈને કોઈનો ડર નહિ કે કોઈને કોઈ સાથે વેર નહિ—શાસ્ત્રનાં તે કથન ગુરુદેવની ઉપશાંત વાણી સાંભળતી વખતે પ્રત્યક્ષ અનુભવાતાં હોય એવું લાગે છે. ખરેખર, તે સાંભળતી વખતે એક એવા પ્રકારના સુખનો અનુભવ થાય છે કે તે સાંભળીએ તેટલો વખત તો કષાયો ને સંસારનાં વેરઝેર સઘળાં ભૂલી જવાય છે. અરે, આ આત્માનો શત્રુ જ કોઈ નથી—પછી વેરઝેર કોની સાથે? શુદ્ધ આત્મસ્વરૂપની ઓળખાણ કરવાની હજી જેમને બાકી છે તેવા મુમુક્ષુ જીવોથી પણ અશુભભાવો તો તેટલો વખત દૂર જ રહે છે ને તેને રાગદ્વેષ વગરની દશા માટેની ભાવના જાગે છે.

તે વાણી વીતરાગભાવને ઉપદેશનારી હોવા છતાં તેમાં જીવો ઉપરની અકારણ કરુણા અને વાત્સલ્યનાં ભારોભાર દર્શન થયા વગર રહેતાં નથી. 'ભાઈ!'–'પ્રભુ!'–'ભગવાન!'–જેવાં સંબોધનો મુમુક્ષુ જીવોના આત્માને છેક ઊંડાણમાંથી સ્પર્શીને ઢંઢોળે છે અને તેઓશ્રીની શુદ્ધ સ્વાનુભૂતિનો પરિચય થતાં સાંભળનાર તેટલો વખત ખરેખર અપૂર્વ શાંતિનો અનુભવ કરે છે.

ગુરુદેવની વાણી જાણે અમૃતના ઘૂંટડા! આત્મા સાથે એકતા સાધીને તે સાંભળે એટલે તેમાં અમૃતનો આસ્વાદ આવ્યા વિના રહે નહિ. અન્ય કોઈપણ પ્રકારનો આનંદ તેની તોલે ન આવે. 'સમજાણું કાંઈ!'–એ તેઓશ્રીનું વિરામવાક્ય છે. એ વાક્ય તેઓશ્રી વારંવાર વાપરે છે. તે શબ્દોમાં જગતના જીવો માટે અત્યંત કરુણા ને વાત્સલ્ય તો ભર્યાં છે જ, પણ તદુપરાંત સાંભળનારને અંતરમાં ઊંડા ઊતરીને સ્વરૂપની યથાર્થ સમજ પામવાનો પુરુષાર્થ કરવાની પ્રેરણા આપતો સંદેશો પણ તેમાં ભર્યો છે. સાચી સમજણની કેટલી મુખ્યતા છે–તે તેમાં પ્રસિદ્ધ થાય છે.

વ્યવહારની વાત તો બધે સાંભળવા મળે પણ તેનું યથાર્થ સ્વરૂપ–એટલે કે નિશ્ચયના લક્ષસહિતનો વ્યવહાર તો ગુરુદેવ પાસેથી જ સાંભળવાને મળે છે. વર્તમાન જગતમાં જીવોની દૃષ્ટિ એટલી બધી સંયોગાધીન બની ગઈ છે કે મોટા ભાગના ધર્મનો ઉપદેશ કરનારા પણ પોતાને મન ફાવે તેવા શાસ્ત્રાર્થ કરીને સ્વાધીન ધર્મને બદલે પરાવલંબી ધર્મનો જ ઉપદેશ કરે છે. એવા આ વિષમ કાળમાં યથાર્થ ધર્મ–સ્વાધીન મોક્ષમાર્ગ, દરેકે દરેક વસ્તુની સ્વતંત્રતા, અને આત્માનું પરને વિષે અકર્તૃત્વ વગેરેનું સ્વરૂપ સમજાવીને, નિજને વિષે જ્ઞાતાદૃષ્ટાપણાની અગાધ શક્તિનું સ્વરૂપ યથાર્થપણે પ્રસિદ્ધ કરીને, ગુરુદેવે ભારતના મુમુક્ષુઓ ઉપર જે ઉપકાર કર્યો છે તેનું માપ કરવા કોણ સમર્થ છે?

આત્માની કેવળ જ્ઞાતાદૃષ્ટાપણાની શક્તિ જ તેની સઘળી પરાધીનતાનો (અનાદિ કાળની રાગદ્વેષમાં રચ્યાપચ્યા રહેવાની ટેવનો) અંત લાવવા સમર્થ છે, અન્ય કોઈ શુભાશુભ વૃત્તિઓ નહિ–એ સત્ય અમને બીજે ક્યાં સાંભળવા–જાણવા મળત? તેથી આપની હીરકજયંતી પ્રસંગે અત્યંત ભક્તિભાવે શ્રદ્ધાંજલિ અર્પીને પ્રાર્થના કરીએ છીએ કે –

**" ઊંડી ઊંડી, ઊંડેથી સુખનિધિ સતના વાયુ નિત્યે વહંતી,**
**વાણી ચિન્મૂર્તિ ! તારી ઉર–અનુભવના સૂક્ષ્મ ભાવે ભરેલી;**
**ભાવો ઊંડા વિચારી, અભિનવ મહિમા ચિત્તમાં લાવી લાવી,**
**ખોયેલું રત્ન પામું,–મનરથ મનનો: પૂરજો શક્તિશાળી ! "**

# ગુરુદેવ સમજાવે છે—ભેદજ્ઞાનનો માર્ગ

[ લાલચંદ અમરચંદ મોદી : રાજકોટ ]

પરમ ઉપકારી પૂ. સદ્‌ગુરુદેવશ્રીની ૭૫મી જન્મજયંતીના હીરક જયંતી મહોત્સવ પ્રસંગે પ્રસિદ્ધ થનાર અભિનંદનગ્રંથમાં ગુરુદેવ પ્રત્યે અભિનંદનરૂપે મારી અલ્પ બુદ્ધિ અનુસાર ઉપકારના બે શબ્દો લખવાની ઇચ્છા થઈ. લેખ લખવાની મારી શક્તિ નથી, પરંતુ મારા ઉપર જે ઉપકાર પૂજ્યશ્રીએ કર્યા છે તે હું વ્યક્ત કરું છું.

હું કુળધર્મે સ્થાનકવાસી જૈન હતો, ત્યારે મારા હાથમાં આત્મજ્ઞાની શ્રીમદ્ રાજચંદ્રજીનું પુસ્તક આવ્યું. વાંચતાં—વિચારતાં અધ્યાત્મ વિષય જાણવાની જિજ્ઞાસા જાગી, એ જિજ્ઞાસા તૃપ્ત કરવા કોઈ સાક્ષાત્ જ્ઞાનીના યોગની ભાવના થઈ. એટલે, કોઈ કહે કે આ જ્ઞાની છે તો ત્યાં જઈ તેનો પરિચય પણ કરતો. પરંતુ કયાંય મન ઠર્યું નહિ. અને આગળ આગળ સતની ખોજમાં રહ્યો. ત્યાં તો મારી ભાવના ફળી, અને આત્મઅનુભવી એવા પૂજ્યશ્રીનો યોગ મને પ્રથમવાર જેતપુર શહેરમાં થયો. પૂજ્યશ્રીનાં વિનયપૂર્વક દર્શન કર્યાં, ત્યારે કુદરતી પૂજ્યશ્રીએ મને મારા હિત માટે તાત્ત્વિક બે શબ્દો કહ્યા. એક ભૂલેલા જીવને માર્ગની પ્રેરણા આપતા હોય—પુત્રને જેમ પિતાજી શિખામણના બે શબ્દો કહેતા હોય—તેમ મને શિક્ષા આપી. ત્યાર પછી હું જેતપુરથી વેરાવળ ગયો, કારણ ત્યારે હું વેરાવળ રહેતો હતો.

ફરી સં. ૧૯૯૯માં હું વેરાવળ છોડી રાજકોટ રહેવા આવી ગયો, ત્યારે સાંભળ્યું કે પૂજ્યશ્રી અહીં બિરાજી રહ્યા છે અને વ્યાખ્યાન પણ આપી રહ્યા છે. ત્યારથી દ્રવ્યશ્રુતના શ્રવણનો યોગ મને થયો, અને દિગંબર જૈન આગમોનું રહસ્ય સમજવાનો રસ ઉત્પન્ન થયો. પરંતુ સીધું આગમનું રહસ્ય સમજવાની શક્તિ ન હતી એટલે તેઓશ્રીનાં "વ્યાખ્યાન-સંગ્રહ"નાં પુસ્તકો જોવા લાગ્યો, અને "આત્મધર્મ" માસિક નિયમિત વાચવું શરૂ કર્યું. ત્યારબાદ અવારનવાર હું પૂજ્ય ગુરુજીના સમાગમમાં આવતો ગયો હતો, પરંતુ તેઓશ્રી જે રહસ્ય સમજાવતા હતા, તે યથાર્થપણે ગ્રહણ થતું ન હતું; કારણ કે અનાદિથી પર પદાર્થમાં કર્તાબુદ્ધિ અને શુભ ભાવથી ધર્મ થાય—એવી માન્યતા તો હતી, તેમાં કુળધર્મમાં પણ તે જ સાંભળેલ અને પછી પણ દિગંબર જૈન આગમના કહેવાતા જાણકારો પાસેથી પણ તે જ વાત સાંભળવા મળી કે જેથી પૂજ્ય ગુરુજી તદ્દન જુદું જ કહેતા હતા. એટલે જાતે જ નિર્ણય કરી લેવો જોઈએ કે ખરું શું છે. ત્યાર પછી પૂજ્ય ગુરુજીના વારંવાર ઉપદેશશ્રવણથી અને તેઓશ્રીએ આપેલી ચાવીઓથી શાસ્ત્ર અવલોકન કરતાં નિર્ણય થયો કે આ પુરુષ જે કહે છે તે અક્ષરશઃ સત્ય છે, તેની આગમ પણ સાક્ષી પૂરે છે.

અનંતકાળથી સ્વદ્રવ્યને ભૂલીને જીવને પર પદાર્થ અને પર ભાવ સાથે કર્તા-કર્મ-સંબંધ હોવાની ભ્રમણા છે, તે ભ્રમણાને તોડવાનો અને સ્વદ્રવ્યને ઓળખવાનો ગુરુદેવનો

પ્રધાન ઉપદેશ છે. પરમોપકારી ભાવલિંગી સંત ભગવાન શ્રી કુંદકુંદઆચાર્યદેવ લગભગ બે હજાર વર્ષ પૂર્વે થયા, તેઓશ્રીએ શ્રી સમયસાર શાસ્ત્ર-કે જે પરમાગમ છે, અર્હંત પ્રવચનનો અંશ છે અને શુદ્ધ આત્માને સાક્ષાત બતાવે છે, તેની રચના કરતાં, તેમાં ખાસ એક કર્તા-કર્મ અધિકાર રચ્યો; તે અધિકાર દ્વારા સ્વ-પરની એકતાને અત્યંતપણે જડમૂળથી ઊખેડી નાખીને ભેદજ્ઞાન કરાવ્યું છે; પૂ. ગુરુદેવ આ અધિકાર ઉપર આફરીન છે, ને અનેકવાર તેના ઉપર પ્રવચન કરીને તેમણે તેનું રહસ્ય ખોલ્યું છે. ગુરુદેવના મુખે જ્યારે આ અધિકાર દ્વારા ભેદજ્ઞાનનું સ્વરૂપ સાંભળતા હોઈએ ત્યારે ક્ષણક્ષણમાં આત્મા જગતથી જુદો પડી જતો હોય એવો નિકટ ભેદજ્ઞાનનો ઝણઝણાટ મુમુક્ષુહૃદયમાં જાગે છે.

જગતમાં જડ અને ચેતન પદાર્થો સ્વતંત્ર છે, તેના દ્રવ્ય-ગુણ-પર્યાયો સ્વતંત્ર છે, કારણ કે તે બધા પદાર્થો 'उत्पादव्ययध्रुवयुक्तम् सत्' અને 'सत द्रव्यलक्षणम्' એ લક્ષણે લક્ષિત છે, તેથી દ્રવ્ય સત્, ગુણ સત્, પર્યાયો સત છે. હવે આ પ્રમાણે દ્રવ્ય-ગુણ-પર્યાયરૂપ સત્ સ્વયં-પોતાથી જ છે, ને તે પોતે જ ઉત્પાદ-વ્યય-ધ્રુવતારૂપ છે,-તો તેને કોણ કરે?

પ્રત્યેક પદાર્થ પોતાના મૂળ સ્વરૂપે ટકીને બદલ્યા કરે છે. ટકીને બદલવું એ બધાં દ્રવ્યોનો મૂળભૂત, સ્વતંત્ર, નિરપેક્ષ સ્વભાવ હોવાથી કોઈપણ દ્રવ્ય બીજા દ્રવ્યના કર્તાપણાની અપેક્ષા રાખતું નથી. જ્યાં વ્યાપ્ય-વ્યાપક સંબંધ હોય, ત્યાં જ કર્તા-કર્મ સંબંધ હોય અને તે તો એક જ વસ્તુમાં હોય, ભિન્ન ભિન્ન બે વસ્તુ વચ્ચે કર્તા-કર્મપણું ન હોય. પરિણામી વસ્તુ તે 'કર્તા' છે, ને તે વસ્તુનાં પરિણામ તે 'કર્મ' છે. પરિણામીથી જુદાં પરિણામ હોતાં નથી એટલે કર્તાથી જુદું તેનું કર્મ હોતું નથી. તેમ જ અન્ય દ્રવ્ય દ્વારા અન્ય દ્રવ્યનું કાર્ય થઈ શકતું નથી. એક દ્રવ્ય પોતાના પરિણામને કરે અને બીજા દ્રવ્યના પરિણામને પણ કરે-એમ બે પરિણામને એક દ્રવ્ય કરે નહિ. દરેક વસ્તુ સ્વયં પરિણમતી છે. સ્વયં પરિણમતા પદાર્થને બીજો શું પરિણમાવે? સ્વયં પરિણમતી વસ્તુ બીજા કોઈ પરિણમાવનારની અપેક્ષા રાખતી નથી. સામાન્ય-વિશેષાત્મક પદાર્થ સ્વયંસિદ્ધ હોવાથી પદાર્થ પોતે જ પોતાના વિશેષરૂપ પર્યાયને પહોંચી વળે છે, અન્ય દ્રવ્ય નહિ.

આ રીતે અન્ય દ્રવ્યની સાથે આ આત્માને જરાપણ કર્તા-કર્મ સંબંધ નથી. આવી અલૌકિક વાત ગુરુદેવના મુખેથી સાંભળતાં પહેલે જ ધડાકે મુમુક્ષુને કર્તાપણાની મિથ્યાબુદ્ધિ અત્યંત શિથિલ થઈ જાય છે ને જ્ઞાતાપણે જ પરિણમવાનો ઉમંગ જાગે છે. તેના આત્મવીર્યનો ઉલ્લાસ પર તરફથી પાછો ફરીને પોતાની જ્ઞાતાપણાની શક્તિ તરફ વળે છે. આ રીતે જે ગુરુદેવના ઉપદેશના પ્રતાપે આત્મા જાગ્રત થઈને સમ્યક્‌સ્વભાવને સાધવા તરફ વળે છે....તે ગુરુદેવના ઉપકારનું વર્ણન કયા શબ્દોથી કરી શકાય?

આત્માને પોતાના મૂળ સ્વભાવ એવા જ્ઞાયકભાવની દૃષ્ટિથી જોવામાં આવે તો તેનામાં રાગાદિ વિકારનુંયે કર્તાપણું નથી, એ તો વીતરાગ ભાવનો જ કર્તા છે. આત્મા જો મૂળસ્વભાવથી રાગાદિનો કર્તા હોય એટલે કે રાગ સાથે કર્તા–કર્મ સંબંધ સ્વભાવગત હોય તો રાગની સાથે કર્તા–કર્મ સંબંધ કદી તૂટી ન શકે, એટલે રાગ વગરના જ્ઞાનભાવે આત્મા પરિણમી જ ન શકે. પરંતુ એ તો સ્પષ્ટ છે કે આત્મા રાગ તોડીને વીતરાગ–સર્વજ્ઞ થઈ શકે છે. માટે રાગની સાથે કર્તા–કર્મ સંબંધ ત્યાંસુધી જ દેખાય છે, કે જ્યાંસુધી જીવને ત્રિકાળી જ્ઞાયક સ્વભાવ અને વર્તમાન રાગાદિ વિકાર–એ બે વચ્ચેનું ભેદજ્ઞાન નથી; આવા ભેદજ્ઞાનનો અભાવ એ જ સંસારનું મૂળ છે. ને ભેદજ્ઞાન થતાં જ આત્મા સિદ્ધપદનો સાધક બને છે. ગુરુદેવ અહર્નિશ આપણને એવા ભેદજ્ઞાનમાર્ગનું મધુરપાન ધોધમાર ઉપદેશ દ્વારા કરાવી રહ્યા છે, તે ઝીલીને આપણે એવું ભેદજ્ઞાન પ્રગટ કરીએ–એ જ ગુરુદેવ પ્રત્યેની પારમાર્થિક શ્રદ્ધાંજલિ છે.

ખરેખર આગમનો મર્મ તો જ્ઞાનીના હૃદયમાં રહેલો છે. શ્રીમદ્ રાજચંદ્રજીએ કહ્યું છે :–

જિન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રી સદ્ગુરુ, સુગમ અને સુખખાણ.

—સાક્ષાત્ સદ્ગુરુની કૃપાથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ અને આગમનું રહસ્ય સુગમ છે. એવા ગુરુ મહાભાગ્યે આપણને મળ્યા છે, ને તેમની હીરક જયંતી ઊજવવાનો આવો સુઅવસર સાંપડ્યો છે; તે પ્રસંગે ગુરુદેવ પ્રત્યે શ્રદ્ધાંજલિપૂર્વક એવી ભાવના ભાવીએ છીએ કે–હે ગુરુદેવ! આપશ્રીનાં મંગલ ચરણોમાં અમને શીઘ્ર આત્મપ્રાપ્તિ થાઓ!

★

એકવાર આખા સંસારને લક્ષમાંથી છોડીને અંતરમાં ઘણી ધીરજ અને ઘણા પ્રયત્નવડે અધ્યાત્મની આ વાત અંતરમાં સમજવી જોઈએ. આવા મનુષ્ય-દેહમાં અત્યારે અનુભવનો અવસર આવ્યો છે તેમાં જો ચૂક્યો તો ક્ષણમાં આ અવસર ચાલ્યો જશે. અરે, ચૈતન્યના અનુભવ વગર સંસારની ચાર ગતિમાં કેવા કેવા અવતાર કરી ચૂક્યો! **તેનાથી છૂટવાનો આ અવસર છે. ચૈતન્યસાગરનો અંતરમાં અનુભવ કરતાં ક્ષણમાં અનંત સંસાર તૂટી જશે. એકવાર અંદરમાં દૃઢરુચિનું એવું ઘર જામી જવું જોઈએ કે કદી ફરે નહિ ચૈતન્યનો પત્તો લીધે જ છૂટકો કરે.**

# સોનગઢ બન્યું છે–યાત્રાનું ધામ

[ પુરુષોત્તમદાસ શિવલાલ કામદાર : ભાવનગર ]

પરમ પૂજ્ય સદ્‌ગુરુદેવશ્રી કાનજી સ્વામીનો આ હીરક જયંતી મહોત્સવ અનેક ભવ્ય મુમુક્ષુ આત્માઓને માટે પાવનકારી અવસર છે. આત્માર્થી જીવોને તેમના ઉપકારનાં ગુણગાન કરવાનો ઉત્તમ પ્રસંગ અને જીવનનો અમૂલ્ય લહાવો છે.

ગુરુદેવનો ઉપદેશ અજ્ઞાનસમુદ્રમાં ડૂબતા જીવોને એક દીવાદાંડી સમાન કિનારાનો માર્ગ બોધી રહ્યો છે, એ ભવ્ય આત્માઓનાં અહોભાગ્ય છે. આત્મ–સ્વરૂપની ઓળખાણ કરાવવી એ જ તેમના ઉપદેશનું મુખ્ય સૂત્ર છે. જૈનદર્શન વીતરાગદર્શન છે, સમ્યગ્દર્શન તેનું મૂળિયું છે અને તેના વિના ધર્મવૃક્ષ ઊગી શકે નહિ; તે મોક્ષમાર્ગનું પ્રથમ પગથિયું છે. આવા સમ્યગ્દર્શનનો મહિમા અને તેની પ્રાપ્તિ કેમ થાય તે જ વાત અનેક પ્રકારથી ગુરુદેવ મુમુક્ષુઓને પીરસે છે.

પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્રજીએ સમ્યગ્દર્શનનું માહાત્મ્ય ગાતાં કહ્યું છે કે :–

"અનંતકાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું તે જ્ઞાનને એક સમયમાત્રમાં જાત્યંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું, તે કલ્યાણમૂર્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર." વળી, તેઓ કહે છે કે :–

"જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત છે, પ્રગટ છે તે પુરુષ વિના બીજા કોઈ તે આત્મસ્વરૂપ યથાર્થ કહેવા યોગ્ય નથી; અને તે પુરુષથી આત્મા જાણ્યા વિના બીજો કોઈ કલ્યાણનો ઉપાય નથી."

સૌરાષ્ટ્રના ખૂણામાં નાના એવા સોનગઢ જેવા ગામડામાં વસવા છતાં, આપના અધ્યાત્મ ઉપદેશનો ધોધ વહેતો વહેતો આખા ભારતના ખૂણે ખૂણે પહોંચી ગયો છે, આપે અનેક મુમુક્ષુ આત્માઓની સુષુપ્ત ચેતનાને જાગ્રત કરી છે. અનેક જીવો તેનું પાન કરી પાવન થયા છે, અનેક આપની સમીપ આવી વસ્યા છે. સોનગઢ એ મુમુક્ષુઓને માટે એક યાત્રાનું ધામ બની ગયું છે.

આપની દિનચર્યા મુખ્યપણે અધ્યાત્મઘોલનમાં અને આત્મવૈભવના ખજાના ખોલવામાં વ્યતીત થાય છે, અને સમીપ વસતા મુમુક્ષુઓને આત્મતત્ત્વના ઊંડાણમાં ઊતરી ત્યાં જ વિસામો લેવા જેવું છે – એમ આપનું જીવન સંકેત કરે છે.

આપનો ઉપદેશ આગમ – અનુસારી, પૂર્વ આચાર્યવરોનાં વચનોની સાક્ષીપૂર્વકનો, યુક્તિ અને આત્મઅનુભવની છાપ સાથે આત્મસ્વરૂપમસ્તીથી ભરેલો હોય છે, અને "તું ચૈતન્ય છો." "તું જાગતી જ્યોતિ છો", 'આનંદનો સાગર છો' – એવું સંબોધન કરી અનાદિના અવળા માર્ગમાંથી જીવોને પાછા વાળે છે.

જેમ રૂપેરી વાદળી ઘનઘોર વાદળાના કટકા કરી અજવાળાં કરે છે તેમ આ હીરક જયંતી મહોત્સવનો પ્રસંગ અનાદિકાળનાં વાદળાંને ચીરી અનેક ભવ્ય જનોને સત્ પંથનું પ્રકાશન કરો એવી શુભ ભાવના સહિત ગુરુદેવના ચરણકમળમાં કોટિ કોટિ વંદન કરી શ્રદ્ધાંજલિ અર્પું છું.

☆

[ પમુભાઈ આર. ગાંધી : સોનગઢ ]

"**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**" પૂજ્ય આચાર્યવર 'ઉમાસ્વામી' કૃત 'તત્ત્વાર્થસૂત્ર' પરમાગમનું આ પ્રથમ સૂત્ર છે. તે ભવસાગરમાં ડૂબતા આપણને દીવાદાંડી સમાન મુક્તિપંથ બતાવે છે.

અનંતકાળથી આપણે ચોરાશી લાખ યોનિમાં પરિભ્રમણ કરી રહ્યા છીએ, સુખની પ્રાપ્તિ અર્થે ઝાવાં નાખી રહ્યા છીએ; પણ સાચું સુખ કોને કહેવાય? તથા તે પ્રાપ્ત કરવાનો શો ઉપાય છે?—તેનો ઘણા જીવોને યથાર્થ ખ્યાલ હોતો નથી, આથી તેઓ બાહ્ય અનુકૂળ સામગ્રી—ધન, વૈભવ, બંગલા, બાગ-બગીચા, મોટર, સ્ત્રી, પુત્ર, કુટુંબ-પરિવાર, મિત્રો, કીર્તિ વગેરેમાં સુખની કલ્પના કરે છે. પણ શાશ્વત સુખ, શાંતિ, આનંદનું ધામ તો પોતાનો આત્મા જ છે તે વાતનો તેમને વિશ્વાસ આવતો નથી. આથી તેઓ અનુકૂળ પરપદાર્થોમાં સુખ અને પ્રતિકૂળ પરપદાર્થોમાં દુઃખની કલ્પના કરી મિથ્યાત્વ તથા રાગદ્વેષનું પોષણ કરે છે.

આ મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર એ જ આ જગતમાં સર્વ દુઃખોનું મૂળ તથા મોટામાં મોટું પાપ છે, અને તેનાથી વિપરીત સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેની એકતા તે જ મોક્ષપંથ છે.

સમ્યગ્દર્શન એટલે સ્વ આત્માની સાચી પ્રતીતિ, સમ્યગ્જ્ઞાન એટલે સ્વ આત્માની સાચી સમજણ અને સમ્યક્ચારિત્ર એટલે શુભાશુભ વિકલ્પો છોડીને પોતાના આત્મામાં જ લીનતા કરવી તે. પૂર્ણ આનંદ–શાંતિ–સુખ–મોક્ષ પ્રાપ્ત કરવા જીવે સમ્યક્ચારિત્રરૂપી ધર્મ પ્રગટ કરવો જોઈએ, પણ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનરૂપી મૂળ વિના સમ્યક્ચારિત્રરૂપી વૃક્ષ સંભવી શકે નહિ; અને સમ્યગ્દર્શન ને સમ્યગ્જ્ઞાનને તો અવિનાભાવી સંબંધ છે. આથી તે બન્ને તો સાથે પ્રગટે છે, પણ અજ્ઞાની જીવો જડ શરીરની બાહ્ય ક્રિયાને કે વ્રતાદિના શુભરાગને ચારિત્ર માને છે, પણ તે કાંઈ મોક્ષના હેતુભૂત સમ્યક્ચારિત્ર નથી. મોક્ષના હેતુભૂત સમ્યક્ચારિત્ર તો જીવદ્રવ્યના ચારિત્રગુણનો શુદ્ધ અવિકારી પર્યાય છે, એટલે તે પોતાના આત્મામાં એકાગ્રતા કરતાં જ પોતાના દ્રવ્યસ્વભાવના આશ્રયે પ્રગટે છે.

આ જગતમાં ઘણા જીવો માને છે કે શુભભાવથી ધર્મ થાય છે; પણ તત્ત્વદૃષ્ટિએ તે ભૂલ છે. શુભભાવથી પુણ્યબંધ થાય છે, તેના ફળમાં સ્વર્ગાદિનો વૈભવ ભલે પ્રાપ્ત થતો હોય પણ તેથી ભવબંધનનો અંત આવતો નથી. પુણ્યભાવ તે તો રાગભાવ છે, બંધભાવ છે, વિકારભાવ છે, જ્યારે ધર્મ એ તો અરાગી, અબંધ, અવિકારી ભાવ છે. પાપ અને પુણ્ય–બન્નેથી આત્માને બંધન થાય છે. પાપભાવની અપેક્ષાએ પુણ્યભાવ ભલે સારો હોય, પણ શુદ્ધભાવની અપેક્ષાએ તો પુણ્ય પણ હેય છે, અશ્રેયસ્કર છે; તે કાંઈ ધર્મ

નથી. આથી સમ્યગ્દષ્ટિ તેને હિતકારક માનતો નથી. ભૂમિકાને યોગ્ય શુભ ભાવ આવે તે જુદી વાત છે, પણ તેને ધર્મબુદ્ધિથી આદરણીય માનવો ન જોઈએ; કેમ કે પાપ અને પુણ્ય-બન્ને આત્માને માટે બેડીસમાન બંધનકર્તા જ છે.

અજ્ઞાની જીવને સ્વ-પરનું ભેદજ્ઞાન હોતું નથી. તે પોતે એક આત્મા તથા અનંત પુદ્ગલ પરમાણુમય શરીર-એ બન્નેને એકમેક માને છે. શરીરની જે અવસ્થાઓ પલટાય છે તેને તે પોતાનું સ્વરૂપ માને છે, તે વિષયોમાં આનંદ માને છે; પણ બાહ્ય સંયોગો કે વિષયમાં આનંદ નથી. "હું અનાદિ અનંત એક શુદ્ધ જ્ઞાન-આનંદરૂપ આત્મા છું અને દેહ, મન, વાણીની જે ક્રિયા થાય છે અગર તેના લક્ષે જે રાગ કે દ્વેષના વિકારી ભાવ થાય છે, તે પોતાનું ખરું સ્વરૂપ નથી"—એમ તે માનતો નથી. આથી તે નિરંતર દુઃખ તથા આકુળતાનું વેદન કરે છે.

આથી જે જીવોએ સુખી થવું હોય, શાંતિ પ્રાપ્ત કરવી હોય, મોક્ષ મેળવવો હોય, તેણે શુભાશુભ વિકલ્પોથી પાર એવા પોતાના જ્ઞાયક સ્વભાવી આત્માનો વિશ્વાસ, સમજણ અને એકાગ્રતા કરવી જોઈએ, ને મિથ્યાત્વાદિ દુઃખકારણોનો અભાવ કરવો જોઈએ, જેથી સાચા સુખની પ્રાપ્તિ થાય.

આવું સાચું, પૂર્ણ સુખ પ્રાપ્ત કરવા એક જૈન ધર્મ જ શરણભૂત છે. જૈન ધર્મ એ કાંઈ સંકુચિત વાડો નથી, પણ યથાર્થ વસ્તુસ્વરૂપ બતાવનાર એક વિશ્વદર્શન છે, જે પોતાના આત્માનો આશ્રય કરી મિથ્યાત્વ, રાગદ્વેષને જીતી પોતાના આત્મામાં શુદ્ધ, અવિકારી, નિર્મળ પર્યાય પ્રગટ કરે તે જ સાચો જૈન છે. જૈનદર્શનની શરૂઆત સમ્યગ્દર્શનથી જ થાય છે. સમ્યગ્દર્શન સિવાય ચારિત્ર હોઈ શકે નહિ, અને ચારિત્ર વિના મુક્તિ હોય નહિ. માટે ધર્મનું મૂળ સમ્યગ્દર્શન છે. આથી સુખની આકાંક્ષાવાળા જીવોએ સત્સમાગમે તત્ત્વજ્ઞાનનો બરાબર અભ્યાસ, શ્રવણ, વાંચન, મનન કરી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર પ્રગટ કરવાં જોઈએ.

આપણા મહાન પુણ્યોદયે આ કળિકાળમાં, કે જ્યારે આ ભરતક્ષેત્રમાં સાક્ષાત્ તીર્થંકર ભગવાનના આજે વિરહ પડ્યા છે અને તીર્થંકરોએ દર્શાવેલો માર્ગ પણ વિરલપણે જ સાંભળવા મળે છે,—ત્યારે કરુણાબુદ્ધિથી યથાર્થ ધર્મનું સ્વરૂપ સમજાવનાર ને તત્ત્વજ્ઞાનરૂપી અમૃતનું પાન કરાવનાર "સદ્ગુરુદેવ શ્રી કાનજી સ્વામી" જેવા મહાન અધ્યાત્મજ્ઞાનીના સત્સમાગમનો અપૂર્વ, અલભ્ય લાભ આપણને સહજ રીતે પ્રાપ્ત થયો છે. તો આપણે પાત્ર બનીને તેઓશ્રીના ઉપદેશને યોગ્ય રીતે ઝીલીએ, તત્ત્વજ્ઞાનનું શ્રવણ, વાંચન, મનન કરી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્રરૂપી અમૂલ્ય રત્નત્રયની પ્રાપ્તિ કરી અંતે શાશ્વત સુખ-મોક્ષલક્ષ્મીને વરીએ એ જ ભાવના!

# જૈનગગનનો જ્ઞાનસૂર્ય

[લે. રજનીકાંત મગનલાલ મહેતા, D. T. C. (M. S. U.) (લીમડી)]

યુગયુગોથી ભારતવર્ષની પુનિત વસુંધરા પર અનેક સંત-મહાત્માઓએ જન્મ લઈ શ્રી જિનેન્દ્ર ભગવંતોનો આદેશેલો જૈનધર્મ ટકાવી રાખ્યો છે અને મુક્તિપુરીની વણજાર વણથંભી ચાલુ રાખી છે. આજથી લગભગ બે હજાર વર્ષ પહેલાં આ જ ભારતવર્ષની પુનિત ધરતી પર મહામુનિરાજ ભગવંતશ્રી કુંદકુંદાચાર્યદેવ વિચરતા હતા, જેઓશ્રીએ સાક્ષાત્ શ્રી સીમંધર ભગવાનના દિવ્ય સંદેશાઓ સાંભળી શ્રી સમયસાર, શ્રી પ્રવચનસાર, શ્રી પંચાસ્તિકાય, શ્રી નિયમસાર વગેરે સત્શાસ્ત્રો રચી જિનેન્દ્રશ્રુતગંગાને ધોધમાર વહેતી રાખી. ત્યારબાદ બીજા અનેક સંતો થયા, તેઓએ પણ ભગવાન કુંદકુંદાચાર્યદેવના પગલે પગલે ચાલીને સત્‌ધર્મની પ્રભાવના કરી. પછી અનુક્રમે ઝાંખા પડતા જતા જૈનગગનને ઝગમગતું કરવા જ્યારે એક તેજસ્વી સૂર્યની જરૂર હતી એવા કાળમાં પૂ. શ્રી કહાનગુરુનો અવતાર થયો....ઉમરાળાની ધરા એમના જન્મથી ધન્ય બની....૭૪ વર્ષ પહેલાં એ જ્ઞાન-સૂર્યનો ઉદય થયો. એ સૂર્ય ઊગતાં જ તેના અનેકરંગી જ્ઞાન-પ્રકાશથી અજ્ઞાનઅંધકાર ટળ્યા....ને ધરતી જ્ઞાનપ્રકાશ વડે ઝગઝગી ઊઠી.

અહો! આ દિવ્ય પુરુષના કરાયેલા ઉપકારમાત્રનું સ્મરણ થતાં જ આત્માના અસંખ્ય પ્રદેશરૂપી સિતાર ભક્તિગીતથી ઝણઝણી ઊઠે છે. વર્તમાનકાળમાં જો આ ભાનુનો ઉદય ન થયો હોત તો કલ્પવું પણ મુશ્કેલ છે કે અજ્ઞાન અંધકાર કેટલો ફેલાયો હોત? — અને જગત સત્ય વીરમાર્ગને કેમ જાણી શકયું હોત?

પૂ સદ્‌ગુરુદેવશ્રી વર્તમાનમાં જૈનજગતના એક એવા અજોડ સત્પુરુષ છે કે જેણે સત્યની શોધ માટે ભગીરથ પ્રયત્નો કરી, સત્યમાર્ગ પ્રાપ્ત કરીને તથા અનુભવીને પોતાને શ્રી જિનેશ્વરોના માર્ગના વારસ તરીકે પુરવાર કર્યા છે; એટલું જ નહિ, પરંતુ પોતે મેળવેલી અને અનુભવેલી જ્ઞાનગંગાને નિષ્કારણ કરુણાબુદ્ધિ વડે જગત માટે વહેતી મૂકી છે. તેઓશ્રીના આ વિરાટ પ્રયત્નદ્વારા સારાયે ભારતવર્ષમાં એક નવી ધર્મક્રાન્તિ આવી ગઈ છે અને આજે ફરી ભારત વર્ષની જૈનપ્રજા વીતરાગ જિનેશ્વરોના શાશ્વત સુખના માર્ગ પર ઉલ્લાસપૂર્વક ડગ ભરી રહી છે.

તેઓશ્રી જૈનનશાસનનો મિનારો જે પાયા પર રચાયો છે, તે પાયાની વાત કહે છે. આ આત્મા શું છે? તેનું સ્વરૂપ શું છે? સંસાર શું છે? મોક્ષ શું છે? વગેરે અનેક પ્રસિદ્ધ પ્રશ્નોના જે સુંદર રીતે નિરાકરણ અને છણાવટ તેમણે કરેલ છે, તે સમજવા માટે ઊંડા વિચારની જરૂર છે, અને વિચાર કરતાં કરતાં પાત્ર આત્માને એમ લાગ્યા વગર રહેતું નથી કે "આ જ શાશ્વત સુખનો માર્ગ છે."

પૂ. ગુરુદેવશ્રીને ભાવલિંગી મુનિરાજ પ્રત્યે કેટલો પૂજ્યભાવ છે, તે તેઓશ્રીના જ ઉદ્દગારોમાં સ્પષ્ટ જણાઈ આવે છે. તેઓશ્રી ઘણીવાર કહે છે : " અહો ! અમે તો મુનિરાજના દાસાનુદાસ છીએ. જો આ કાળે કોઈ ભાવલિંગી મુનિરાજનાં દર્શન થાય તો તેમનાં પગનાં તળિયાં ચાટીને પણ અનંત સુખના ધામ એવા આત્માની વાત પ્રેમપૂર્વક સાંભળીએ. " પૂજ્ય ગુરુદેવશ્રીના આ હૃદયોદ્દગારો તેઓશ્રીના મુનિરાજો પ્રત્યેના અપાર ભક્તિભાવને પ્રદર્શિત કરે .છે

ખરેખર ! પૂજ્ય ગુરુદેવે આ કાળે પાવનકારી યુગ સર્જ્યો છે અને ધર્મકાળનું અનુપમ દર્શન કરાવ્યું છે, તેમ જ વીતરાગ જૈનદર્શનનું અદ્દભુત સ્વરૂપ સમજાવી અપાર ઉપકાર કર્યો છે. તેઓશ્રી પામરતામાંથી પ્રભુતા ભણી દોરી જતી દિવ્ય વાણીના દાતાર છે.

તેઓશ્રીની પ્રસન્ન અને પ્રતિભાસંપન્ન મુખમુદ્રા, વૈરાગ્યમય જીવન, તત્ત્વપિપાસા, તીવ્ર યાદશક્તિ, શાસ્ત્રોના ઊંડા રહસ્યો ઉકેલવાની પ્રખર અને તીક્ષ્ણબુદ્ધિ, અપાર અને નિષ્કારણ કરુણા, અપાર ધૈર્ય અને સહનશીલતા, સ્વાનુભવ વિષેની અટલ શ્રદ્ધા, સિદ્ધ-અરિહંત ભગવંતો પ્રત્યેનો અને મુનિદશા પ્રત્યેનો અત્યંત ભક્તિભાવ, સાધર્મી-ધર્માત્મા પ્રત્યેનું પરમ વાત્સલ્ય, શાંતરસઝરતી અધ્યાત્મવાણી અને બ્રહ્મતેજથી દીપતું તેઓશ્રીનું પ્રભાવશાળી વદનકમળ—એ બધા આગળ આપણું શીર ઝૂકી જાય છે.

આવા મહાપુરુષ પૂ. ગુરુદેવ જ્યારે ૭૫મા વર્ષમાં પ્રવેશ કરે છે ત્યારે રત્નજયંતી મહોત્સવના આ પ્રસંગે તેઓશ્રીનાં ચરણમાં ભક્તિભાવનાં પુષ્પો અર્પણ કરું છું અને વાંછું છું કે તેઓશ્રી દીર્ઘાયુ બને અને જૈનશાસનની વિશેષ ઉન્નતિ કરી જૈનધર્મધ્વજને જગત પર લહેરાવે !

❀

જય જિનેન્દ્ર !

# 'મારા દાદાજી કહેતા'તા.....'

(કુ. અસ્મિતાબહેન લખુભાઈ ભલાણી,

એમ. એ., એલ. એલ. બી., એડવોકેટ)

સૌરાષ્ટ્રના આ સંત!! પૂ. કાનજીસ્વામી પોણા સૈકા પહેલાં જન્મ્યા. ખોબલા જેવડું ઉમરાળા ગામ ને ઊજમબાની કૂખે અવતર્યા રૂપાળા કાન! જુવોને, તેમની ફૈએ નામ પણ કેવું શોધ્યું છે? વ્રજના એ કાનુડાએ જેમ વાંસળીના સૂરે વૃંદાવન ઘેલું બનાવ્યું હતું, ઉમરાળાના આ કાને તેમ તત્ત્વવાણીના નાદે જૈન સમાજના જિજ્ઞાસુઓને તેમની પાછળ ભમતા કરી મૂકયા છે. પેલા કાનુડાએ દ્વારકામતી વસાવ્યું હતું અને ત્યાંથી બંસરીના સૂરો છેડયા હતા, ત્યારે આ કાને સુવર્ણપુરી વસાવી ને ત્યાંથી આતમરામને જગાડનારી વાણીનો ધોધ વહેતો મૂકયો.

હા, મારા દાદાજી (સ્વ. શ્રી. નાગરદાસભાઈ, સમઢિયાળા) કહેતા, વીત્યા દહાડાનાં હર્ષ અને શોકનાં આંસુડાં સારતાં ઘણુંયે કહેતા. મને મારા બચપણની એ વાતોમાંથી કોઈ ત્રુટક છૂટક હકીકતોની ઝાંખી છે. તેઓ કહેતા, 'આજના આ યોગી! તેમનાં નાનપણ અમે જોયાં છે. ઉપાશ્રયના કો' એકાંત ખૂણે પૂ. કાનજીસ્વામીનાં બેસણાં રહેતાં હતાં. તેમણે સંસારનાં સુખદુઃખ કયારનાયે મનથી વેગળાં કર્યાં હતાં. સંસારની માયાની મધલાળને તોડીને આત્માના સાચા સ્વરૂપની ખોજમાં હતાં. નાનપણથી જ તેમનો આત્મા 'કંઈક' મેળવવા ટળવળતો હતો. તે મેળવવા તેમણે પુરુષાર્થ આદર્યો હતા. એક ખૂણામાં બેઠા બેઠા લાંબો કાળ એકધારા વાંચતા, વિચારતા, મંથન કરતા અને સાચું તત્ત્વ શું છે તે શોધવા મથતા. ખૂબ ખૂબ વાંચના, તેમની બુદ્ધિ અને મન બંડ પોકારતું, તેમને થતું કે જેને હું ઝંખું છું તે સત્ય હજી મને લાધ્યું નથી. તેમના આત્માનો અવાજ તેમને કહેતો, 'હજી વલોવ, ઘી નીકળવાને વાર છે.' અને તેઓ વણથંભ્યા વાંચન, મનન અને ચિંતન કર્યે જ જતા હતા.'

અને એક સુવર્ણદિન ઊગ્યો, તેમને જે જોઈતું હતું તેનો માર્ગ બતાવનાર એક પુસ્તકનો તેમને સાથ સાંપડયો. તેમનો આત્મા પુલકિત બન્યો. તેમને લાગ્યું કે તેઓ જેને ઝંખે છે તે આમાં છે. સાચું મેળવવાની તેમની મહત્ત્વાકાંક્ષા સફળ બની હતી. સાચી વિચારસરણીનો રાહ મળ્યો ત્યારે ખોટું છોડવાનો વખત આવ્યો. બાહ્ય સાજ ત્યજવાનો સમય પાકયો. સંપ્રદાયના ખોટા બંધનની બેડીઓમાંથી મુક્ત થવા વારો આવ્યો. સામે સમાજ હતો, સંપ્રદાયનાં બંધન હતાં, સિદ્ધાંતોમાં મતભેદ હતો, વિરોધ સહવાનો હતો. શે થાય આ બધું? ડગી જવાય, સત્યના રાહને પણ વ્યક્ત ન કરી શકાય, બલકે મુરઝાઈ જવાય તેવી પરિસ્થિતિ હતી. પરંતુ આ તો વાડામાં પુરાયેલો સિંહ હતો, તે તરણું ન

આવે. તેણે ત્રાડ નાખી. તેમણે કહી નાખ્યું કે હું મારી દૃષ્ટિએ ખોટી જગ્યાએ છું, હું મુનિ નથી. મારે આ સંપ્રદાય છોડવો જ પડશે. હું ડરીશ નહિ, સમાજ વિરોધ કરે કે આહાર–પાણીની ગમે તેવી મુશ્કેલીઓ નડે, પરંતુ ખોટા રાહ પર મારી જીવનનાવ કદી નહીં ચાલે.

ત્યારપછી સ્થાનકવાસી સંપ્રદાયના પ્રતીકરૂપ મુહપત્તીનો ત્યાગ કર્યો હતો. આથી જૈન સમાજમાં ત્યારે ખળભળાટ મચ્યો હતો. તે લોકોને પોતાના સંપ્રદાયની આવી મોંઘેરી મૂડી ચાલી જાય–એ કેમ સહ્યું જાય? તેમણે ટીકા ને નિંદાનો વરસાદ વરસાવ્યો. નાનાં–મોટાં અપમાનો કર્યાં, પરંતુ આ સંતે તે સૌને શાંતભાવે સહન કરી લીધું. તેમને માટે સ્વશોધનો રાહ સાચો હતો, તેને તેઓ મક્કમપણે વળગી રહ્યા.

તેમણે જ્યારે ક્રાંતિ કરી ત્યારે ભારતમાં ક્રાંતિનો જ કાળ હતો. ભારતદેશ અંગ્રેજોને દૂર કરી સ્વતંત્રતા સ્થાપવા ખડે પગે આતુર હતો. અહીં આપણા સંત 'સ્વ'ની સ્વતંત્રતા સ્થાપવા ક્રાંતિ કરી રહ્યા હતા. તેમણે સ્થાનકવાસીની દીક્ષાના વાડા ત્યજ્યા, ક્રાંતિ કરી અને અડગપણે આત્મિક સ્વતંત્રતાના સત્ય સિદ્ધાંતને પ્રસિદ્ધિમાં મૂકયા. અને મારા દાદાજી કહેતા 'તા: 'એક સમયે બે ક્રાંતિકારોનું મિલન થયું હતું.' સં. ૧૯૯૫માં રાજકોટમાં પૂ. કાનજીસ્વામીનું ચોમાસું હતું. એક મકાનમાં આત્મિક સ્વતંત્રતાના લડવૈયા ગુરુ કાન હતા, તો સામેના મકાનમાં ભારતની સ્વતંત્રતાના લડવૈયા મહાત્મા ગાંધીજી હતા. એક વાર મહાત્મા ગાંધીજી પૂ. કાનજીસ્વામીનું વ્યાખ્યાન સાંભળવા આવ્યા હતા; અને તે વખતે પૂ. કાનજીસ્વામીએ વીતરાગી અહિંસા સંબંધી વિવેચન કર્યું હતું.

પછી તો એક તરફ ભારતની સ્વાધીનતાના ઢંઢેરા પિટાયા, તો બીજી તરફ પૂ. શ્રી કાનજીસ્વામીએ આત્મિક સ્વાધીનતાના ઢંઢેરા પ્રસિદ્ધ કર્યા. તેઓએ સં. ૧૯૯૧માં સોનગઢ આવીને ડુંગરાળ જગ્યામાં એકલા વેરાન જેવા સ્થાનમાં પડાવ નાખ્યો હશે ત્યારે કોણે કલ્પ્યું હશે કે આ ભૂમિ એક વખત ભારતભરની માર્ગદર્શક બની રહેશે? કોને ખબર હશે કે અહીં પવિત્રતાના પૂંજ ખડકાશે? કોને ખબર હતી કે અહીં મોટાં મંદિરો, માનસ્તંભ ને સમવસરણની વિશિષ્ટ રચનાઓ થશે!

એ ભૂમિ પર રહ્યા રહ્યા તેઓ સંકુચિતતાની પાળો તોડી નાખવાનો પોકાર કરે છે, જૈન ધર્મને માત્ર વાડાના બંધનમાં પૂરી રાખવાનો અસ્વીકાર કરે છે. 'વીતરાગતા ને સ્વાશ્રય' એ અન્ય ધર્મથી ચડિયાતી જૈન ધર્મની ખાસ વિચારસરણી છે. સ્વાશ્રિત વીતરાગતાની વીરતા પર 'સિદ્ધપદ'ના પાયા રચાયા છે. અણુશસ્ત્રના આ યુગમાં ભૌતિક સુખની પરાકાષ્ઠાએ પહોંચ્યા પછી પણ શાંતિ માટે માનવીને આ આખરી લક્ષ તરફ વળ્યા સિવાય છૂટકો નથી, કારણ કે સુખ આત્મામાં જ છે. આત્માના આશ્રયથી મોટી કોઈ પ્રગતિ નથી. તેવી પ્રગતિને પિછાણનાર તત્ત્વજ્ઞાની પૂ. કાનજીસ્વામી આત્મજ્ઞાન મેળવવાનો

માર્ગ સમજાવે છે. તળપદી સરળ જબાનમાં તેઓ જ્યારે વ્યાખ્યાન આપતા હોય છે ત્યારે સાંસારિક વ્યવહારના વિચારોથી ભરેલું આપણું ચિત્ત જાણે કે વીછળાઈ જાય છે, ને એ ચિત્ત કોઈ અચિંત્ય મહિમાવંત વસ્તુ તરફ ઝૂકે છે.

આત્મજ્ઞાનની પ્રાપ્તિના અવરોધક એવા કોઈને કોઈ પરભાવમાં માનવી હરહમેશ અટવાયેલો રહેતો હોય છે, તેઓશ્રીની કરુણ વાણી એ પરભાવોથી ભિન્નતા બતાવી, સાચું સમજવાની તીવ્ર જિજ્ઞાસા ઊભી કરવાની શીખ પહેલાં આપે છે, અને સાચું સમજાઈ ગયા પછી શ્રદ્ધા રાખી ઊંડા ઊતરવાનો પુરુષાર્થ કરવાનું કહે છે. અને પોતે તો જીવનની ક્ષણ ક્ષણનો ઉપયોગ આત્મહિતાર્થે કરી રહ્યા છે. એવા એ સંતની હીરકજયંતીના પવિત્ર દિને ભાવના ભાવીએ છીએ કે તેઓશ્રી તેમના આવા અગાધ જ્ઞાનનો લાભ આપવા આપણી વચ્ચે શતકો સુધી રહે!

* * *

**હે જીવ! તું જાગ**

આચાર્યદેવ કહે છે કે હે જીવો! અનાદિથી સૂતા....હવે તો જાગો....આ જાગવાનો અવસર આવ્યો છે....શુદ્ધ નિજપદની પ્રાપ્તિનો આ અવસર આવ્યો છે, શુદ્ધ ચૈતન્ય–આનંદધામ તમારું સ્વઘર છે, તેમાં વાસ કરો....રાગ તે તમારું નિવાસધામ નથી. આમ કહીને, વિભાવના વેગે દોડતા પ્રાણીઓને હાકલ કરીને સંતોએ થંભાવી દીધા છે કે અરે જીવો! રૂક જાવ....એ વિભાવના માર્ગેથી પાછા વળો....ને સ્વભાવના માર્ગે આ શુદ્ધ ચૈતન્યપદમાં આવો.

# જૈનશાસનનું અણમૂલું રત્ન

[ લે. : પ્રાણુલાલ મગનલાલ શાહ (બોટાદ) અમદાવાદ ]

અધ્યાત્મનભોમંડળમાં તેજસ્વી સૂર્યસમ ચમકતા સ્વાનુભવી સંત ધર્માત્મા પ્રતિ કયા આત્માર્થીને આકર્ષણ ન થાય ? થાય જ. તેમાં વળી જે સંતમહાત્માનો પોતા પર, ભવ્ય સમાજ પર પ્રત્યક્ષ અત્યંત નિસ્પૃહી ઉપકાર હોય તેમનાં ગુણગાન ગાવાનો, નમ્ર ભાવે ભક્તિ પ્રદર્શિત કરવાનો સુઅવસર પ્રાપ્ત થતાં મુમુક્ષુના હૃદયના તાર ભક્તિથી ઝણઝણી ઊઠે છે, ને સંતોનાં ચરણોમાં સપ્રેમ શિર ઝુકાવી અતિ ઉમંગે ભક્તિભાવ સહ શ્રદ્ધાંજલિ અર્પે છે.

*અનાદિ કાળથી આ ભારતની પુણ્યભૂમિમાં જગદ્ગુરુ તીર્થંકરો થઈ ગયા ને હાલ* વિદેહક્ષેત્રમાં શ્રી સીમંધર આદિ વીસ તીર્થંકરો બિરાજે છે. વળી આ ચોવીશીમાં શ્રી ઋષભદેવથી માંડી મહાવીર પર્યંત ૨૪ તીર્થંકરો થઈ ગયા છે. તેઓશ્રીએ દિવ્યધ્વનિમાં ભવ્યોને કલ્યાણનો પંથ બોધ્યો, તે અનુસાર શ્રી ગૌતમ ગણધર વગેરે ભગવંતોએ દ્વાદશાંગરૂપ શ્રુતજ્ઞાનની રચના કરી અને જિનવાણીનો અમૃતપ્રવાહ વહેતો રાખ્યો. ત્યારબાદ વીરશાસનમાં ક્રમેક્રમે શ્રી ધરસેનસ્વામી, શ્રી પુષ્પદંત – ભૂતબલીસ્વામી, શ્રી કુંદકુંદાચાર્ય, શ્રી ઉમાસ્વામી, શ્રી સમંતભદ્રાચાર્ય, શ્રી પૂજ્યપાદસ્વામી, શ્રી વીરસેનસ્વામી, શ્રી જિનસેનઆચાર્ય અને શ્રી અમૃતચંદ્રાચાર્ય આદિ અનેક સંતમુનિવરો થયા કે જેઓ તપોવનમાં નિજસ્વરૂપનાં સમ્યક્દર્શન-જ્ઞાનસહ મોહ ક્ષોભ વિહીન ચારિત્રધર્મમાં આરૂઢ હતા. તેઓ નિર્વિકલ્પ સ્વાનુભૂતિ–દ્વારા ચૈતન્યના અતીન્દ્રિય રસનું પાન કરતા અને વિકલ્પકાળે શુદ્ધાત્માનો બોધ આપી ભવ્ય મુમુક્ષુઓને તે રસનું પાન કરાવતા.

આમ એ સાધક સંતોના પરમ પ્રતાપે જિનવાણીના દિવ્ય મંત્રો ગ્રંથાધિરાજ શ્રી સમયસાર, પરમાત્મપ્રકાશ, તત્ત્વાર્થસૂત્ર, ષટ્ખંડાગમ (ધવલા–મહાધવલા), ગોમ્મટસાર, રત્નકરંડ શ્રાવકાચાર, પદ્મનંદીપંચવિંશતિકા, મહાપુરાણ આદિ ચાર અનુયોગમય જૈન આગમોમાં ગૂંથાયા. પરંતુ છેલ્લાં કેટલાંક વર્ષોથી અનેકાંતમય વીતરાગતાબોધક જિનસૂત્રોનાં સૂક્ષ્મ રહસ્યોનું જ્ઞાન દુર્લભ બનતું જતું હતું. ઉપદેશકો ઠેરઠેર ધર્મના નામે બાહ્ય ક્રિયાઓ અને બહુ તો દયા–દાનાદિ પુણ્યપરિણામો બતાવતા હતા. આત્મજ્ઞાનનો ઉપદેશ ક્યાંય પ્રસિદ્ધપણે સાંભળવા નહોતો મળતો. વીતરાગી દેવ–શાસ્ત્ર–ગુરુની આજ્ઞાનું ઘણે ઠેકાણે વિરાધન થઈ રહ્યું હતું અને દરેક દ્રવ્યની સ્વતંત્રતા, સ્વસન્મુખતા, અને વીતરાગતા કે જે જૈનધર્મના પ્રાણસમ સિદ્ધાંતો છે તે વિસરાતા જતા હતા. એ રીતે વાદળાંથી ઘેરાયેલા આ અંધકારમય કળિયુગમાં ભવ્યજીવોના સદ્ભાગ્યે અધ્યાત્મજ્ઞાનથી ઝગમગતા એક તેજસ્વી જ્ઞાનભાનુનો જૈનગગનમાં ઉદય થયો. એ જ્ઞાનભાનુ ગુરુદેવનાં દિવ્ય જ્ઞાન-

કિરણોથી ભવ્યોના અંતરમાં અજવાળાં થયાં, તત્ત્વજ્ઞાનના વેલાઓ નવપલ્લવિત થયા, અને સીમંધર–વીર–કુંદ પ્રદર્શિત મુક્તિમાર્ગ ફરીને ઝળહળી ઊઠ્યો...આમ, જૈનશાસન એક અણુમૂલા રત્નથી શોભી ઊઠ્યું.

જૈનશાસનના આવા અણુમૂલ રત્ન પૂ. શ્રી કહાનગુરુ અનુભવસહ પુરુષાર્થપ્રેરક વાણીથી માર્ગને પ્રકાશિત કરીને ભવ્યોને જગાડે છે કે —

- હે ભવ્ય તું જાગ! જાગીને તારા જ્ઞાનાનંદ આત્માને સંભાળ. તારો આત્મા જ સિદ્ધસમાન અને આનંદધામરૂપ છે, તેમાં અંતર્મુખ થયે જ સુખ છે, ધર્મ છે અને તે જ સમ્યગ્દર્શન છે.
- જૈનધર્મ રાગનો રક્ષક નથી, પણ સર્વરાગનાશક, વીતરાગતા ઉત્પાદક અને મોક્ષદાતા છે.
- દરેક વસ્તુનું પરિણમન વ્યવસ્થિત અને સ્વાધીન છે, એમ જાણી પરમાં કર્તૃત્વબુદ્ધિ છોડ ને નિજસ્વભાવમાં દૃષ્ટિ જોડ. સ્વસન્મુખ પરિણમનમાં જ્ઞાતાનો અનંતો પુરુષાર્થ જાણ.
- ઉપાદાનની નિજશક્તિ જ કાર્યની નિયામક છે, તે જ કાર્ય કરનાર છે, ત્યાં પરવસ્તુની હાજરીને નિમિત્તમાત્ર જાણ.
- નિશ્ચય સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ મોક્ષમાર્ગ એક જ પ્રકારે છે. સાધકને દયા, દાન, પૂજાના કે વ્રત–તપ વગેરેના શુભ ભાવ વચ્ચે આવે છે પણ તે કાંઈ મોક્ષમાર્ગ નથી, મોક્ષમાર્ગ તો રાગથી સદા નિરપેક્ષ જ છે. મોક્ષમાર્ગ સ્વભાવઆશ્રિત જ છે.

—આવા આવા અનેક જિનસિદ્ધાંતોના ન્યાયોથી ભરેલી પૂ. ગુરુદેવની વાણી ભવ્યોને આશ્ચર્યચકિત કરે છે, તે સાંભળતાં આત્મહિત માટે મુમુક્ષુને કોઈ અપૂર્વ ખુમારી જાગે છે અને તેનું હૃદય નમ્રભાવે પ્રમોદસહ ગુરુદેવને અને તે વાણીને નમી પડે છે; 'વાહ! તારો અંતરવૈભવ! વાહ તારી સ્વતંત્રતા અને વીતરાગતાપોષક દિવ્યવાણી!' એવી અંતરમાં ઊર્મિઓ પૂર્વક ગુરુદેવને અભિનંદે છે.

વળી તેઓશ્રીના પ્રવચનમાં મુનિઓનું જે સ્વરૂપ આવે છે તે સાંભળતાં શ્રોતાજનો મુનિદશા પ્રત્યેની ભક્તિથી ગદ્ગદ થઈ જાય છે. ભગવાનશ્રી કુંદકુંદાચાર્ય, ધરસેનાચાર્ય, સમંતભદ્રાચાર્ય, વીરસેનાચાર્ય, નેમિચંદ્ર આચાર્ય અને અમૃતચંદ્રાચાર્ય વગેરે દિગંબર મુનિવરોનું ભાવભીનું સ્મરણ કરી જ્યારે તેઓશ્રી કહે છે કે 'મુનિ તો શુદ્ધોપયોગમાં રમે, મુનિ તો અતીન્દ્રિય શાંતરસનાં ભોજન કરે, અધ્યાત્મનું પરમ પાવન શાંત અને મધુર ઝરણું નિરંતર એના અંતરમાં ઝરે અને વનજંગલમાં અંતરના અનુભવમાં ઝૂલતા ઝૂલતા સિદ્ધભગવંતો સાથે વાતો કરે. જાણે કે ચાલતા સિદ્ધ! વસ્ત્રના તાણાનોય પરિગ્રહ એને ન હોય. અહા! છઠ્ઠા–સાતમા ગુણસ્થાને ઝૂલવાવાળા અને વનજંગલમાં વસવાવાળા એ

દિગંબર મુનિઓની શી વાત કરીએ !! અમે તો એના દાસાનુદાસ છીએ, એના ચરણુના સેવક છીએ. ધન્ય એ દશા ! એ તો પરમેષ્ઠીપદ છે. ' – આવી અદ્ભુત એમની મુનિભક્તિ છે.

આમ પૂ. ગુરુદેવશ્રીનું બાહ્ય અને અભ્યંતર જીવન અદ્ભુત છે, અપૂર્વ છે અને આત્માર્થીઓને પરમ આધારરૂપ છે. આવા મહાન પ્રભાવક રત્નના પુનિત પ્રતાપે જૈન-શાસન શોભી રહ્યું છે, અને વીરનો માર્ગ સ્પષ્ટપણે ઝળકી રહ્યો છે. આત્માના અદ્ભુત તેજથી જૈનગગનને ઝળકાવનાર આ મહાન સંતરત્નના હીરક જયંતી મહોત્સવના આનંદ-પ્રસંગે ભાવભીની અભિવંદના સાથે પ્રાર્થના કરું છું કે વિશ્વમાં અધ્યાત્મવિજયનો મંગળડંકો વગાડી, સૂતેલા ભવ્યોને દિવ્ય ચેતના આપી જાગ્રત કરનાર પૂ. ગુરુદેવ યુગ–યુગ જીવો અને અમારા અંતરમાં સદા પ્રકાશ પાથરો !

ચરમશરીરી ભરત ચક્રવર્તી જમવા બેસતા પહેલાં ચિંતવે છે કે અહા, કોઈ મુનિરાજ અત્યારે મારા આંગણે પધારે તો તેમને આહારદાન દઈને પછી હું જમું. આવી ભાવનાથી ઉઘાડે પગે મહેલ બહાર જઈને ચોકમાં ઉભા ઉભા મુનિઓની વાટ જુએ છે. ત્યાં કુદરતયોગે બે મુનિરાજ આકાશમાં વિહાર કરતાં કરતાં અયોધ્યામાં ઉતરે છે. તેમને જોતાં ભરતચક્રવર્તીના રોમરોમ હર્ષથી ઉલ્લસી જાય છે. "**પધારો મુનિરાજ પધારો**" એમ કહીને પરમ વિનયથી તેમનું બહુમાન કરીને, વિધિપૂર્વક પડગાહન કરીને, નવધા ભક્તિપૂર્વક આહારદાન આપે છે. અહા ! એ વખતની એની ભક્તિ !! એનું શાસ્ત્રમાં ઘણું વર્ણન આવે છે, આજે ધન્ય અવતાર ! ધન્ય ઘડી ! આજે કલ્પવૃક્ષ મારે આંગણે આવ્યું.... સાક્ષાત્ મોક્ષમાર્ગ મારે આંગણે આવ્યો !

# પંચમયુગમાં ચતુર્થયુગનો સંદેશ

[ બ્ર. લલિતાબહેન શાહ. (બી. એ. ઓનર્સ) જામનગર ]

આજના આ સુરમ્ય મંગળ પ્રભાતે આ મધુર ધ્વનિ ક્યાંથી આવી રહ્યો છે ? વાજિંત્રોનો મીઠો નાદ, ઘંટારવ, સ્તોત્રોનું પઠન તેમ જ દૂરથી પેલી શરણાઈનાં સૂરો પણ આ ધ્વનિને સાથ આપી રહ્યા છે. આ બધું શું છે ? સ્વપ્ન કે સત્ય ? માનવહૃદયે ઊઠતી આ પ્રશ્નાવલિને યુગ ઉત્તર આપે છે કે આ છે એક મહામાનવનો કળિયુગને પડકાર ! આ મહાવિભૂતિની સોનલ છત્રછાયા હેઠળનો માનવસમુદાય જિનેન્દ્રભગવાનને ચરણે અર્ચન કરી રહેલ છે.

આજનો વૈશાખ શુક્લ બીજનો દિન એ આ માનવસમુદાય માટે મંગળ તેમ જ સોહામણું પર્વ છે. આ મહાપુરુષે જન્મ લઈને વસુંધરાને પુનિત કરી એને આજે પંચોતેરમું (૭૫મું) વર્ષ બેઠું, એની આ પંચોતેરમી જન્મજયંતીને એના ભક્તો હીરક જયંતીના મહોત્સવરૂપે ઊજવી રહ્યા છે. પેલો મધુર ધ્વનિ આ હીરક જયંતીના વહાલાં વધામણાં આપી રહ્યો છે.

આ મહાપુરુષ છે અધ્યાત્મમૂર્તિ, પરમોપકારી, પ્રાતઃવંદનીય, પૂજનીય શ્રી કાનજીસ્વામી. સૌરાષ્ટ્રના એક પ્રદેશના જંગલને આ વિભૂતિના પાવન ચરણસ્પર્શથી મંગલનું સ્વરૂપ મળ્યું. હજારો ભક્તોનાં હૈયાંમાં એમનું મહામૂલું સ્થાન છે. એમના નામથી જૈન તેમ જ જૈનેતરોનો મોટો ભાગ પરિચિત છે. આ વિજ્ઞાનયુગે ઊભી કરેલી ભૌતિકતામાં ભરખાઈ જતા માનવને આત્મશાંતિ માટે તેમણે કેવો સુંદર અને અનુપમ સંદેશો આપ્યો છે તે જોઈએ.

સમયના વહેણને તપાસીએ અને બહુ દૂર ન જઈએ તો પણ ચતુર્થકાળમાં જ્યારે તીર્થંકરાદિ મહાપુરુષોનો સાક્ષાત્ યોગ હતો તે કાળપ્રવાહને જોઈએ તો સહેજે ખ્યાલ આવે છે કે સંસ્કૃતિ તથા ધર્મ તે કાળમાં નવપલ્લવિત રહેતા હતા. ધર્મ એ કોઈ સંપ્રદાયની ચીજ નહોતી. સારાય માનવસમુદાય, અરે ! પ્રાણીઓ માટે પણ એક જ ધર્મ હતો. તદ્ભવમોક્ષગામી તીર્થંકર તથા અન્ય મહાપુરુષો અવતરિત હતા. તેથી સ્વાભાવિક છે કે આવા મહાપુરુષોનાં જીવન એ સાક્ષાત્ તીર્થરૂપ હોય. સાક્ષાત્ ભગવાન સમવસરણ સહિત બિરાજતા. તેમના દિવ્યધ્વનિ મારફત ઉપદેશનું પાન કરી ઘણા ભવ્ય જીવો ભવસાગર તરી જતા. કેવળી ભગવંતો તથા મુનિઓ પણ ઉપદેશામૃત આપતા, અને ભવ્યોના સુપ્તાત્માઓને જાગ્રત આત્મામાં પલટાવી નાખતા. શ્રી જિનેન્દ્રભગવાનના ધ્વનિ તથા ગુરુમુનિઓનો ઉપદેશ જેમના હૃદયમાં સ્થાન આપતા એવા આત્માઓ આત્મસાક્ષાત્કાર કરીને ભવાટવીનો રાહ છોડી દઈને મોક્ષપુરીના સાચા પથિક બનતા. કેટલાક ભવ્યો વ્રતધારી

થઈ સંસાર ત્યાગી શ્રમણમાર્ગ અપનાવી મોક્ષમંડપમાં સ્થિત થવા અધિકારી બનતા. આમ, શુદ્ધાત્માની પ્રાપ્તિ (ધર્મની પ્રાપ્તિ) માટેનો સોનેરી સુયોગ એ ચતુર્થકાળમાં હતો. આવા ધાર્મિકયોગ સાથે સામાજિક તેમ જ નૈતિક જીવન પણ ઘણું જ ઉચ્ચ કક્ષાનું હતું.

આજનો યુગ એ વિષમ પંચમકાળ (કળિયુગ) છે. તદ્ભવ–મોક્ષગામી આત્માઓ આવા નિકૃષ્ટ કાળમાં અહીં અવતરતા જ નથી. સત્ શ્રવણનો યોગ મળવો દુર્લભ છે. ધર્મની સ્થિતિ જીર્ણશીર્ણ થઈ ગયેલ છે. આજે ધર્મને નામે અનેકવિધ સંકુચિત સંપ્રદાયો અસ્તિત્વ ધરાવે છે. ધર્મનાં સર્વ અંગોને ન જોતાં તેના કોઈ એક અંગને મુખ્ય કરીને આચરવામાં આવતી નીતિ–રીતિને ધર્મના એક સંપ્રદાય તરીકે સ્થાપિત કરવામાં આવેલ છે. ઊંડી સમજણ તેમ જ સંનિષ્ઠ ભાવના વગરના અંધશ્રદ્ધાપૂર્વકના આચરણને ધર્મ માનવામાં આવે છે.

લોકસમાજમાં ધર્મની આવી હાસ્યાસ્પદ તથા દુઃખદ સ્થિતિ જોઈને આ મહાપુરુષને ખેદ થાય એ સ્વાભાવિક છે. તેથી જ રાહ ભૂલેલા માનવને આ સત્પથદર્શક મહાનુભવે ધર્મનું સાચું સ્વરૂપ ઉપદેશ્યું છે. ધર્મ એટલે શું તે તેમણે સુંદર રીતે સમજાવ્યું છે. આ દેહમાં વ્યાપ્ત પરંતુ દેહથી, મનથી તથા વાચાથી અલિપ્ત એક ચેતનતત્ત્વ છે, જેને આપણે જીવ, આત્મા એવા નામોથી સંબોધીએ છીએ. આ આત્માનો અનુભવ કરવો, સાક્ષાત્કાર કરવો એનું નામ ધર્મ છે. હરેક પળે ને ક્ષણે આપણે શું અનુભવીએ છીએ? રાગ, દ્વેષ, મમતા, ક્રોધ, માન, માયા, દયા અને કરુણા વગેરે શુભ કે અશુભ વૃત્તિનું વેદન થાય, તે સમયે આત્મા આખો જાણે કે એ વૃત્તિમય બની ગયો ભાસે છે; બીજી જ ક્ષણે વૃત્તિ પલટાતાં વેદન પલટાય છે અને વેદન પલટાતાં જાણે આખો આત્મા પલટાતો ભાસે છે. પરંતુ ખરેખર એમ નથી; કારણ કે વૃત્તિઓ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે અવનવારૂપે પલટાય છે. ત્યારે વૃત્તિઓના ઉદ્ભવસ્થાનરૂપ આત્મા અજર, અમર અને શાશ્વત છે તે એકરૂપ છે. પલટાય છે તે તેની દશામાં પલટો થાય છે, આત્મા આખો પલટાતો નથી. સાગર જેમ સ્થિર રહે છે, તરંગો પલટાય છે, તેમાં માત્ર પલટાતા તરંગો પૂરતો જ સાગર નથી, સાગર તો સદાય રહેનારો છે. તે જ રીતે આત્માના ક્ષણિક પલટાતા વિકારી ભાવો તે કાંઈ આત્માનું ખરું સ્વરૂપ નથી. આત્મા જ્ઞાનસ્વભાવી છે. જ્ઞાતાદૃષ્ટાપણે રહેવું તે આત્માનું કાર્ય છે. આત્મા પોતાની વૃત્તિઓને બહાર ભટકવા ન દે ને અંતરમાં સમાવી દે, અને સમસ્ત જગતના જ્ઞાતાદૃષ્ટા એવા નિજ આત્મામાં જ પોતાના ઉપયોગને એકાગ્ર કરીને રહે–આવી સ્થિતિ એ આત્માના ખરા સ્વરૂપની પ્રાપ્તિ છે. આવા ભાવે સ્થિત રહેતાં, પહેલાં જે ક્ષણિક વિકારી વૃત્તિનું વેદન હતું તેને બદલે જ્ઞાન–દર્શનના આનંદનું વેદન થશે. આ વેદન તે જ આત્માનો અનુભવ છે, તે જ આત્મસાક્ષાત્કાર છે. આ વેદનમાં આત્માના નિર્વિકલ્પ શાંત રસનું અમીપાન થાય છે.

આત્મસાક્ષાત્કાર થયા પછી પોતાના સ્વરૂપમાં લીન થવા પ્રયત્નશીલ બને અને શુદ્ધતા વધતી જાય, નિર્વિકલ્પ શાંતરસનું વેદન વારેવારે થાય ત્યારે મુનિદશા પ્રગટે છે. મુનિદશા એ બાહ્ય વેશપલટા પર કે બાહ્ય ત્યાગ પર આધારિત નથી, પરંતુ અંતરમાં ભાવશુદ્ધિ વધતી જાય, અંતરંગ શાંતિની પ્રાપ્તિ થાય એ જ વાસ્તવિક મુનિદશા છે અને જ્યારે આવી અંતરંગ મુનિદશા પ્રગટે ત્યારે બહારમાં ત્યાગ તેમ જ નિર્ગ્રંથપણું હોય જ,–એ મુનિદશાની બાહ્ય સ્થિતિ છે.

આવાં પ્રકારના આત્મસાક્ષાત્કારના પુરુષાર્થમાં પુણ્ય, શુભભાવ કે સુકૃત્ય વગેરેનું સ્થાન શું હોવું જોઈએ એમ સહેજે પ્રશ્ન ઉદ્ભવે. પુણ્યાદિ બહારની શારીરિક ક્રિયા પર આધારિત નથી, પરંતુ પૂજા, ભક્તિ, દયા–દાનમાં પ્રવર્તન વખતે અંતરંગ દશામાં જે ભાવોર્મિ જાગે છે તે પુણ્યાદિ ભાવો છે. આત્મસાક્ષાત્કારના મંથનકાળમાં એવા ભાવો પણ હોય છે; સાધકને દેવ, ગુરુ, ધર્મ, શાસ્ત્ર, સાધર્મી વગેરે પર બહુમાન–ભક્તિ ને વત્સલતાની ઊર્મિઓ જાગે છે. પરંતુ ચૈતન્યતત્ત્વ એ પુણ્યાદિ ભાવોની ઊર્મિથી પાર છે, તેથી તે ઊર્મિઓને જ ઓળંગીને જ આત્માનું દર્શન થઈ શકે. માટે પૂજ્યશ્રીના ઉપદેશ મુજબ સાધકને સાધ્યપ્રાપ્તિના પ્રયત્નના કાળમા પુણ્યાદિ ભાવો ઉદ્ભવે ખરા, પરંતુ એ ભાવોમાં સંતોષ માનીને સાધકે બેસી રહેવાનું નથી. સાધકહૃદયમાં આ શુભ ભાવોના પ્રવર્તન વખતે પણ શુદ્ધાત્માની પ્રાપ્તિની ઝંખના જ વર્ત્યા કરતી હોય છે. જ્ઞાનીના સત્સંગને અને શાસ્ત્રના વાંચન–મનનને પણ સાક્ષાત્કારના પ્રયત્નમાં અમૂલ્ય અંગ તરીકે પૂજ્યશ્રીએ ઉપદેશ્યું છે. શાસ્ત્રના અર્થ કરવાની અનોખી રીત તેમણે દર્શાવી છે. શાસ્ત્રોનું વાંચન કે શ્રવણ કરવાથી શાસ્ત્રસ્વાધ્યાયનું કામ પૂર્ણ થતું નથી. શ્રવણ પછી બુદ્ધિ વડે ધારી રાખવાનું જરૂરી બને છે, ધાર્યા પછી મનનપૂર્વક અભ્યાસ કરવો જરૂરી છે. મનન કરતાં કરતાં શાસ્ત્રોક્ત સત્ય સાથે પોતાના ભાવોને માપવાનું શીખવું આવશ્યક છે. શુદ્ધાત્માનું જેવું સ્વરૂપ શાસ્ત્રમાં દર્શાવેલું છે તે મુજબની ભાવાંશે પ્રાપ્તિ થાય તેને માટે સતત પ્રયત્નશીલ રહેવાની શાસ્ત્રો જ પ્રેરણા આપે છે. શાસ્ત્રોમાં વર્ણવેલા બીજા અનેક વિષયો–જેવાં કે ઉપાદાન–નિમિત્ત, નિશ્ચય–વ્યવહાર, સર્વજ્ઞતા અને ક્રમબદ્ધપર્યાય વગેરેને તથા અગમ અને અગોચર એવા આત્માના અનુભવગમ્ય સ્વરૂપને પૂજ્યશ્રીએ સરળ ભાષામાં, હૃદયંગમ શૈલીથી, ઘરગથ્થુ દૃષ્ટાંતો વડે ઘણું જ વિશદ કરીને ઉપદેશ્યું છે; આ તેમની મહાન વિશેષતા છે.

તેઓશ્રીની આ હીરકજયંતીના પુનિત પર્વ પર તેઓ દીર્ઘાયુ બને અને અમ ભક્તોને તેમના ઉપદેશામૃતનું કાયમ પાન કરાવે એવી જિનેન્દ્રભગવાનને પ્રાર્થના કરું છું. એમની કૃપાના ફળરૂપ તેમણે અંગુલિનિર્દેશ કરેલ માર્ગ પર ચાલીને આત્મસાક્ષાત્કાર કરી મુક્તિપુરીના રાહમાં તેમના અનુયાયી થઈને જીવનને કૃતાર્થ કરીએ એવી તેમની પાસે આશિષ માગીને તેમનાં પાવન ચરણોમાં અત્યંત ભક્તિભાવે નમસ્કાર!

☆

# શ્રી સદ્‌ગુરુદેવનો અસીમ ઉપકાર

અહો ગુરુદેવ! સંસારરૂપી મધદરિયામાં ડૂબકી ખાતાં અમ દુઃખી જીવોને આપે ચૈતન્ય-જહાજનું શરણ બતાવીને બચાવ્યા છે. ધર્મ-સાધનાની ખરી મોસમરૂપ જે આ માનવ-પર્યાય, તેમાં જો આપનું શરણ ન મળ્યું હોત તો આત્માશ્રિત માર્ગના લક્ષ વિના અમે કોના આધારે જીવન જીવત? હે નાથ! ચૈતન્ય-જીવનનો રાહ બતાવી આપે જ અમ પામર જીવોને સજીવન કર્યા છે. સમયસાર આદિ મહાન ગ્રંથોનું અપૂર્વ શ્રવણ કરાવી અમારા શ્રોતની સફળતા કરાવી છે. અજ્ઞાનઅંધકારને ભેદવાનો માર્ગ બતાવી અમને નેત્ર આપ્યાં છે. હિતાહિતનો વિવેક બતાવી અમને મન આપ્યું છે. ખરેખર, અમારા જીવનના આપ જ ઘડવૈયા છો.

આત્માનુશાસન ગ્રંથમાં તૃષ્ણાની વિચિત્રતા બતાવતાં કહ્યું છે કે જગતમાં જે ખાડા હોય છે તેમાં જેમ જેમ પથ્થર આદિ દ્રવ્યો નાખવામાં આવે છે તેમ તેમ તે ખાડો પુરાતો જાય છે. પરંતુ તૃષ્ણારૂપી ખાડો એથી વિચિત્ર સ્વભાવવાળો છે; કારણ કે તેમાં જેમ જેમ ઇચ્છિત દ્રવ્યો નાખવામાં આવે છે તેમ તેમ તે ખાડો વધુ ને વધુ ઊંડો જતો જાય છે. આ રીતે તૃષ્ણારૂપી ખાડાની વિચિત્રતા છે. તેમ શ્રીગુરુનો ઉપકાર પણ કોઈ એવો અદ્‌ભુત આશ્ચર્યકારી છે કે જેમ જેમ તેઓશ્રીના પ્રત્યે ભક્તિથી અર્પણતા આપવામાં આવે છે તેમ તેમ તે પાત્ર જીવની પરિણતિ વિશેષ વિશુદ્ધતાને પામતી જાય છે. અને સાથે સાથે જ સાતિશય પુણ્ય-બંધનને પણ પામતી જાય છે; અને તેમાં શ્રીગુરુ જ નિમિત્ત છે. એથી પાત્ર જીવ જેમ જેમ શ્રીગુરુ પ્રત્યે વિશેષ વિશેષ અર્પાતો જાય છે તેમ તેમ શ્રીગુરુ પોતાના આત્મહિતમાં વિશેષ વિશેષ નિમિત્તભૂત બનતા જાય છે. તેથી તેઓશ્રીનો ઉપકાર વધતો જ રહે છે. તેથી અબાધિતપણે એ જ વાત સિદ્ધ થાય છે કે આત્મદાતાર શ્રીગુરુના ઉપકારનો પ્રકાર જ અન્ય લૌકિક ઉપકારોથી જુદી જ જાતના અને અચિંત્ય છે. આવા અસીમ અને નિષ્કારણ ઉપકાર બાબત કંઈ પણ ઉલ્લેખ કરવો એ કૂવાનો દેડકો કૂવાના એક કાંઠેથી બીજા કાંઠા સુધીની નાનકડી છલાંગ મારી અમાપ દરિયાનું માપ કાઢવા માગે તેના જેવું છે. તેથી હું તો આજના હીરક જયંતી મહોત્સવ પ્રસંગે પરમ કૃપાનાથ સદ્‌ગુરુદેવ ખૂબ ખૂબ દીર્ઘાયુ હો, શત-શત વર્ષ જીવો અને ભારતભરના અમ અનાથ બાળકોના નાથ મુક્તિ સુધી સદાય અમને સાથે રાખે એટલું જ ઇચ્છી વિરમું છું.

—જિજ્ઞાસુ

# વીંછિયાના વડલા નીચે

અને

# સોનગઢની ટેકરી ઉપર

[ લે. : હિંમતલાલ વાલજીભાઈ ડગલી : વીંછિયા ]

જેને ભવનો અંત નજીક છે એવા સંત હે ગુરુદેવ ! આપના જીવનનો ઝોક **પ્રથમથી** જ જુદી દિશામાં હતો. આપ સત્યની શોધમાં હતા. તત્ત્વજ્ઞાનની ઊંડી ઊંડી ગુફામાં ઊતરી જઈને આપે અંતરમાં ઘણું મંથન કર્યું. શાસ્ત્રોનું ઊંડું અવગાહન કર્યું, સત્યને વિચારની સરાણે ચડાવીને અંતરમાં તેનો પત્તો મેળવ્યો.

વીંછિયામાં નદીકિનારે એક ઘટાદાર વડલો ઊભો છે, જેની છાયામાં આપે એકાંતમાં ખૂબ ખૂબ ચિંતન–મનન કર્યું. આ શાંત–એકાંત–રમ્ય સ્થાનમાં આપે 'આનંદઘન પ્રભુ'નું સ્મરણ–રટણ અને ઘોલન કર્યું. મહાન યોગી જેવો એ વડલો આપના ઉજ્જવળ ઇતિહાસની જૂની વાર્તા કહેતો આજે પણ ઊભો છે, અને આપે પરમાત્માની પ્રાપ્તિ માટે કરેલા અપૂર્વ પ્રયત્નની તે યાદ આપી રહ્યો છે.

આપના દિલમાં એક ધૂન હતી કે "સત્યને શોધવું, બીજી વાત નહિ" અને એ સોનેરી ઘડી આવી પહોંચી ! આપના કરકમળમાં 'સમયસાર' આવ્યું અને અંતરમાં 'ભગવાન સમયસાર'નું દર્શન થયું ! ભક્તને ભગવાન ભેટ્યા અને પર્યાયમાં પ્રભુ પધાર્યા ! ! અહો ! ધન્ય એ ઘડી અને ધન્ય એ શુભ અવસર ! વાહ ! આપે તો સિદ્ધને સાદ કરીને બોલાવ્યા અને 'મોક્ષ'ના કોલકરાર કરી લીધા.

સોનગઢની નાની એવી ટેકરી ઉપર એકલી અટૂલી મઢૂલીમાં સિંહ જેવા સંત બેઠા છે. જગતની એને જરાયે પરવા નથી. પણ જગતને એના વિના ચાલે તેમ ન હતું. નાનકડા ગામડામાં મુમુક્ષુઓના ટોળેટોળાં ઊતર્યાં અને એ સંતનાં દર્શન કરી, જોરદાર વાણી સાંભળી, અનુયાયી બનીને સોનગઢમાં રહી ગયા. આજે તો હજારોની સંખ્યામાં એમના શિષ્યો બન્યા છે, અને સૌરાષ્ટ્રભરમાં દિગંબર જૈનધર્મનો ઝંડો ફરકી રહ્યો છે. સોનગઢની તો સુરત પલટી ગઈ છે.

ગુરુદેવની વાણી એટલે દિવ્યધ્વનિનું ઝરણું. જે સાંભળતાં શ્રોતાઓ મંત્રમુગ્ધ બની જાય છે, એ વાણી સાંભળનારને ત્યાંથી ઊઠવાનું મન જ થતું નથી. તેમાં પણ "સમજાય છે કાંઈ" એ પદ તો ભલભલા ઊંઘતાને પણ જગાડી દે તેવું છે; અને આપના સર્વ ઉપદેશનું વજન 'સમજણ' ઉપર જ છે તેના એ નક્કર પુરાવારૂપ છે.

હે કૃપાસિંધુ! આપનો વાત્સલ્યભાવ તો જાણે કે વાત્સલ્યનો દરિયો! જે આપની સમીપ આવે તે સહુને એમ જ લાગે કે "ગુરુદેવ મારા છે". વિરોધીઓ પણ આ વાત્સલ્ય પાસે ગળી જાય છે, અને મોટા માંધાતા પણ માન મૂકી આ વાત્સલ્ય પાસે નમી પડે છે. એક તરફથી અમારા પ્રત્યેનું આપનું આ અપાર વાત્સલ્ય અને બીજી તરફ જોઈએ તો આપ માત્ર ચૈતન્યના વાત્સલ્યમાં જ લીન છો. આવી અજાયબીભરી આપની આત્મદશાને ઓળખવી મુશ્કેલ છે.

હે સીમંધરદૂત! શ્રી કુંદકુંદપ્રભુ વિદેહમાં ગયા એ પરમ સત્ય છે, પરંતુ આપ તો જાણે વિદેહને જ અહીં લાવ્યા હો એમ અમને લાગે છે. અહો! આપનો પ્રભાવના-ઉદય કેટલો જ્વલંત છે! સૌરાષ્ટ્રમાં ભાગ્યે જ કોઈને ખબર હતી કે દિગંબર જૈનધર્મ શું? ને કુંદકુંદાચાર્ય કોણ? આજે એ સૌરાષ્ટ્રને આપે બદલાવી નાખ્યું છે ને ઠેરઠેર દિગંબર જૈનધર્મના ને કુંદકુંદપ્રભુના જયનાદથી સૌરાષ્ટ્ર ગાજી રહ્યું છે. સૌરાષ્ટ્રમાં રહીને આપે ભારતમાં વીતરાગમાર્ગનો ઝંડો ફરકાવ્યો છે. આપના ચરણસ્પર્શથી સૌરાષ્ટ્ર ખરેખર પાવન થયું છે. જૈનસમાજ ઉપર આપનો મહાન ઉપકાર છે. જિનમાર્ગનું ખરું સ્વરૂપ અને "જૈન" થવાનો સાચો રાહ બતાવીને આ કાળે આપે જૈનશાસનનો ઉદ્ધાર કર્યો છે.

આપના સર્વ ઉપદેશમાં 'સમ્યગ્દર્શન'ની પ્રધાનતા છે, રાત-દિવસ આપે એનો મહિમા ગાયો છે. આપે અમને ચૈતન્યની સિદ્ધિનો પંથ ખુલ્લેખુલ્લો બતાવી દીધો છે. આપના આ મહાન ઉપકારનો બદલો કોઈ રીતે વળી શકે તેમ નથી. આપના આ હીરક જયંતી મહોત્સવ પ્રસંગે હીરાના થાળ ભરીભરી આપને હર્ષભેર વધાવીએ, અને સિદ્ધિધામ તરફ ઝડપભેર જતી આપની નૌકામાં બેસીને સિદ્ધપુરી સુધી આપની સાથે જ રહીએ એવી ભાવના ભાવીએ છીએ.

———● ● ●———

અહા, આવું સુપ્રભાત ખીલવનારા સંતો, જંગલમાં બેઠાબેઠા કેવળજ્ઞાન-ખજાનાને શોધવામાં મસ્ત, અંદરમાં ઊંડા ઊંડા ઊતરીને આનંદના દરિયામાં મગ્ન હોય....તેને જોતાં ચક્રવર્તી જેવાને પણ એમ થાય કે વાહ! પ્રભો, ચૈતન્યને સાધી રહ્યા છો....હમણાં આપનો આત્મા અનંત ચતુષ્ટરૂપ સાધ્યને પ્રગટાવી સુપ્રભાતપણે ઝળહળી ઊઠશે. —એમ કહીને એનાં ચરણોમાં ચક્રવર્તી પણ શીર ઝૂકાવે છે.

# ઉજમબાને ઘેર

વૈશાખ સુદ બીજ ને વાર, ઊજમબા ઘેર કાન પધાર્યા !
ગાજ્યા દુંદુંભિના નાદ, ઉમરાળા ગામે કાન પધાર્યા !
ન માય આનંદ કુટુંબીજન અંગે, ભાગ્યવાન મોતીચંદભાઈ....ઊજમબા ઘેર.

વીત્યા વીત્યા તે કાંઈ બાલકાળ વીત્યા, લાગી ધૂન આત્માની માંહી,
દીક્ષા ઓચ્છવનો મનોરથ જોવા, હૈયામાં હરખ ન માય...ઊજમબા ઘેર.

દિગંબરીનાં પુસ્તકો વાંચી, કાઢ્યું અલૌકિક કાંઈ,
સોનગઢ ગામે પડાવ નાખી, બનાવ્યું એ તીર્થધામ...ઊજમબા ઘેર.

ઉપાદાન નિમિત્તનાં મહાયુદ્ધ માંડી, નિમિત્ત કરે નહિ કાંઈ,
દેશોદેશના મુમુક્ષુ આવ્યા, નક્કી કરાવ્યું દિલ માંહી....ઊજમબા ઘેર.

ભારતે પધાર્યા પ્રભુ અમને ઉગારવા, મહાન કર્યો છે ઉપકાર,
દાસ **તિલકને** તારી લેજો, પાછો પડે નહિ તલભાર....ઊજમબા ઘેર.

**— શા. તલકચંદ અમરચંદ, લાઠી**

——● ● ●——

અધ્યાત્મની ચર્ચા પ્રેમપૂર્વક વાંભળે છે તે ધન્ય છે–એમ સંતોએ કહ્યું છે, તો પછી સાક્ષાત્ અધ્યાત્મના અનુભવરૂપ પરિણમેલા ધર્માત્માની શી વાત!!! એવા સંતના શરણમાં રહીને જીવનમાં અધ્યાત્મપ્રેમને વધુ ને વધુ પુષ્ટ કરીએ ને જીવનસાધના સફળ બનાવીએ....એ જીવનમાં એક જ કર્તવ્ય છે.

## સંત પ્રત્યે બહુમાન—

જૈનધર્મ એટલે ઉત્કૃષ્ટ ધર્મ; આવા નીકૃષ્ટકાળમાં ઉત્કૃષ્ટ ધર્મનું સ્વરૂપ સમજાવનાર સંત પ્રત્યે જિજ્ઞાસુને બહુમાન અને મહિમા આવ્યા વગર રહે જ નહિ. ચક્રવર્તીપદનો તણુખલાની જેમ ત્યાગ કરનારને શ્રી જિનની વાણી કેવી લાગી હશે! તેનો આંશિક ખ્યાલ કહાનગુરુની વાણી સાંભળતાં આવ્યા વગર રહેતો નથી. સોનગઢના મારા ત્રણ વર્ષના પરિચયથી હું દઢતાપૂર્વક કહું છું કે મુમુક્ષુ જીવોએ એક વખત આ સત્પુરુષનો સમાગમ કરીને એમની વાત અવશ્ય લક્ષમાં લેવા જેવી છે. તેમનો અંતર્મુખી ઉપદેશ એકવાર પણ જીવ ધ્યાનથી સાંભળે તો બહારની ભ્રમણાઓનો પડદો ચીરાયા વગર રહે નહિ. "સર્વ જીવ છે સિદ્ધસમાન" એવા મહામંત્રદ્વારા વારંવાર જૈનસિદ્ધાન્તનું હાર્દ સમજાવનાર ગુરુદેવને હીરકજયંતીની હાર્દિક શ્રદ્ધાંજલિ.

—ધીરજલાલ ફૂલચંદ તંબોળી (જામનગર)

## "સીમંધર—કુંદ—અમૃત—કહાન દિ. જૈન વિશ્વ વિદ્યાલય"

ઉપરનું લાંબુ નામ તમે વાંચ્યું? ૭૦ વર્ષના એક જિજ્ઞાસુ ભાઈની નોટબુક ઉપર સ્કુલના નામની જગ્યાએ ઉપર મુજબ નામ લખ્યું હતું.—એમનું નામ ખુશાલચંદ નીમચંદ કોઠારી; તેઓ સુશિક્ષિત છે અને શ્વે. સમાજના અનેક પ્રમુખ આચાર્યો તથા સાધુસાધ્વીઓના પરિચયમાં આવેલા છે. સાડાત્રણ વર્ષ પહેલાં સોનગઢ ગુરુદેવના સમાગમમાં આવતાં તત્ત્વના અભ્યાસની તેમને રુચિ જાગી. તેઓ સોનગઢમાં રહી ગુરુદેવના પ્રવચનો સાંભળે છે. તેઓ કહે છે કે આ પાયાની ધાર્મિક કેળવણી માટેનું વિશ્વવિદ્યાલય છે અને હું તેનો એક વિદ્યાર્થી છું, ચાર વર્ષ તેના અભ્યાસનો મારો કોર્સ છે. ગુરુદેવની હીરક-જયંતી—પ્રસંગે તેઓ હાર્દિક શ્રદ્ધાંજલિ પાઠવે છે અને કહે છે કે હિંદભરના જિજ્ઞાસુઓએ સોનગઢ આવી આ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાની જરૂર છે.

(ખુશાલચંદ નીમચંદ કોઠારી)

લીંબડી અને જેતપુરના મુમુક્ષુમંડળ હીરકજયંતીના અભિનંદન પાઠવે છે

## ગુજરાત બોલે છે-

હે ગુરુદેવ! આપના પુનિત પગલાંથી માત્ર ફત્તેપુર જ નહિ પણ ગુજરાતભરની જનતામાં અધ્યાત્મપ્રેમની એક મહાન જાગૃતી આવી ગઈ છે... આપના શાંત-અધ્યાત્મ ઉપદેશથી પ્રભાવિત થઇને માત્ર અમે ફત્તેપુરના જ નહિ પણ ગુજરાત સમસ્તના મુમુક્ષુઓ ભક્તિથી આપને અભિનંદીએ છીએ...

—ગુજરાતના મુમુક્ષુઓ.

ગુરુદેવ! આપની ૭૪મી જન્મજયંતી અમારી નગરીમાં ઉજવવાનું સૌભાગ્ય અમને મળ્યું હતું, તેના આનંદકારી સ્મરણોપૂર્વક આ હીરક જયંતીના અભિનંદન પાઠવીએ છીએ, અને એ અવસર પ્રાપ્ત કરવા બદલ મુંબઈ મુમુક્ષુમંડળને ઘણા ઘણા ધન્યવાદ આપીએ છીએ.

—દિ. જૈનસંઘ (લાઠી)

હે ગુરુદેવ! વીંછીયા એ આપની પુરુષાર્થભૂમિ છે... અનેક આત્મહિતકારી સ્ફૂરણાઓ આપને અહીં જાગી છે... વીંછીના ઝેર જેવો જે મોહ, તેને ઉતારવાના અનેકાન્તમંત્રો આપે અમને ઉપદેશ્યા છે...તે અર્થે વીંછીયાના મુમુક્ષુઓ આપને શ્રદ્ધાથી અભિનંદે છે.

દિ. જૈનસંઘ : વીંછીયા

પોરબંદરના પોચા પથરા સોનગઢ આવ્યા ને તેમાં ઝીણી કારીગરી વડે જિનમંદિરમાં શોભી ઊઠયા... તેમ સુવર્ણધામમાં મુમુક્ષુઓના સુકોમળ હ્રદયમાં અધ્યાત્મની ઝીણી કારીગરી કોતરીને જીવનને શોભાવનાર અધ્યાત્મશિલ્પી સંત કહાનગુરુને હીરકજયંતીના હાર્દિક અભિનંદન.

મુમુક્ષુમંડળ, પોરબંદર

(રંગુન મુમુક્ષુ મંડળ)

સંસારમાં સુખ ઇચ્છતો મનુષ્ય, બાહ્યમાં સુખ માની માનીને પરદ્રવ્યોની પ્રાપ્તિ તરફ દોડી રહ્યો છે, ને મુંઝાઇને દુ:ખી થાય છે. આવા જીવને ઉત્તમ પુણ્યયોગે કહાનગુરુ જેવા માર્ગદર્શક સંત મળે છે. તેઓ કહે છે કે હે ભાઈ! હે બાપુ! તું તો જીવ છોને! પરદ્રવ્યના પરિણમનમાં આટલો બધો શું મુંઝાયો છો? તું તો સચ્ચિદાનંદસ્વરૂપ છો, તારી ને પુદ્‌ગલોની તો જાત જ જુદી છે, એક વખત અંતરમાં નજર તો કર! જ્ઞાનસ્વભાવનો આશ્રય તો લે. નક્કી તો કર કે પુદ્‌ગલોનું પરિણમન તે તારું સ્વરૂપ નથી જ નથી.

બસ, ગુરુદેવની આ વાત સાંભળતાં એક ક્ષણ તો હું થંભી જ ગયો....મને સાચું માર્ગદર્શન મળ્યું. ભારતના તો મહાભાગ્ય છે જ, પરંતુ પરદેશમાં વસતા અમારા જેવા અનેક જીવો ઉપર પણ ગુરુદેવનો મહાન ઉપકાર છે. એવા ગુરુદેવના હીરકજયંતી મહોત્સવ વખતે અમે સૌ ભાવભીની શ્રદ્ધાંજલિ આપીએ છીએ.

**શશિકાન્ત ખારા તથા વજુભાઈ ખંડેરીઆ. (રંગુન)**

---

## ભારતમાં પ્રખ્યાત

पूज्य श्री कानजी स्वामीका नाम भारतवर्षमें प्रख्यात है लेकिन साक्षात दर्शन करनेका सौभाग्य हम लोगों को नहीं प्राप्त हुआ था परन्तु बुन्देलखंडकी तीर्थयात्रा अभियानमें यहाँके लाखों मनुष्योंको आपके सहवासका सुयोग प्राप्त हुआ।

दि. जैन सन्त भगवान कुन्दकुन्द स्वामीकी वाणीका प्रचार आप बड़ी उत्कृष्टताके साथ कर रहे है। आत्मार्थी श्री कानजी स्वामीका जीवन दिगम्बर जैन धर्मके संरक्षण एवं संवर्द्धन का एक जीता जागता उदाहरण है। [ सम्पादक "ज्ञानज्योति" सागर. ]

# આ...નં...દ...કા...રી જ...ન્મો...ત્સ...વ

આ ઊર્મિભરી શ્રદ્ધાંજલિદ્વારા સોનગઢના બ્રહ્મચારી બહેનો ગુરુદેવની હીરકજયંતીનો આનંદ વ્યક્ત કરીને શ્રદ્ધાંજલિ અર્પે છે.

જિનશાસનના અગ્રદૂત, તુમ સત્યધર્મ-ઉપદેષ્ટા,
ચિરંજીવો ચિરંજીવો, જગ જીવનના સૃષ્ટા.

અહો આજે આ ભરતક્ષેત્રના આંગણે અનેરા આનંદના મીઠા વાયરા શાના વાઈ રહ્યા છે ! આજની આ પ્રભાત કોઈ અનેરી કેમ દેખાય છે ! આજે અવનીને આંગણીએ મંગળ વાજીંત્રો વાગી રહ્યા છે, મંગળગીતો ગવાઈ રહ્યા છે, મંગળવધામણીના સૂર આજે ઘેર ઘેર સંભળાઈ રહ્યા છે. અહો ! આવો તે આશ્ચર્યજનક આનંદકારી પ્રસંગ શું હશે !

અહા, આજે તો જગતના તારણહાર, ભારતના દિવ્યચક્ષુ અને વીરશાસનના સ્થંભ, સત્ય સનાતન ધર્મના ઉદ્ધારક, જ્ઞાનરવિ એવા પરમ મંગલકારી કહાનગુરુદેવના જન્મ મહોત્સવનો મહા સોનેરી પાવન દિવસ–કે જે સંપૂર્ણ વિશ્વ માટે મહા આનંદકારી છે.

હે શાશ્વત જ્ઞાનદિવાકર, કૃપાળુ ગુરુદેવ! જન્મથી આપનું આખું જીવન જ જગતને આશ્ચર્યકારી છે. આપની ક્ષણુ ને પળ બધું લોકોને આશ્ચર્ય, ભક્તિ અને પ્રેમ ઉપજાવે છે. આપના દર્શનથી અનંત કાળનો નિબિડ અંધકાર પલાયન થઈ જાય છે. આપની શાંત, વૈરાગી અને દિવ્યજ્ઞાનથી ભીંજેલી મુદ્રા ભવ્યોને મહાશરણભૂત છે. આપનો દિવ્ય દેદાર જોઈને અપરિચીત માણસોનું મસ્તક પણ આપના પાવન ચરણોમાં ઝૂકી પડે છે. અને આપની સત્ય વાણીના રણકાર સાંભળી આખું જગત મુગ્ધ થઈ જાય છે. એવા હે વિશ્વવંદ્ય જગતપિતા ! આપની રત્નજયંતીનો ઉત્સવ ઉજવતાં કોના હૃદયમાં હર્ષ-તરંગો ન ઉછળે !

ભગવાનશ્રી કુંદકુંદઆચાર્યદેવ પુણ્ય અને પવિત્રતામાં પૂરેપૂરા રહી શાસનને શોભાવતા હતા, તેમના લઘુનંદન આપશ્રી આ કાળે આ વિશ્વની વિભૂતિરૂપે વીરશાસનના શણગારરૂપ બની પુણ્ય અને પવિત્રતા બંનેમાં શોભી શાસનને દીપાવી રહ્યા છો. આપનો પ્રભાવ જીવિત પ્રાણી ઉપર પડે એની તો વાત જ શી ! પણ આપ સંત જ્યાં બિરાજો છો તે ભૂમિ પણ તીર્થધામ સુવર્ણનગર તરીકે આજ ભારતભરમાં ગાજી રહી છે.

જેમ દેવનું વિમાન ધરા ઉપર કોઈપણ વંદનીય વિભૂતીને ઓળંગીને આગળ ન જઈ શકે તેમ જ કોઈપણ યાત્રિકો, જિજ્ઞાસુઓ, સુવર્ણધામની આ વંદનીય વિભૂતીના દર્શન કર્યા વિના જતા નથી.

ગુરુદેવ ! આપનો જન્મ કલ્પવૃક્ષ સમાન છે, આપની શીતલ છાયા ભવ–આતાપનો નાશ કરનારી છે, આપની અધ્યાત્મવાણીનો સિંહનાદ ભારતભરમાં ગાજી રહ્યો છે, આપની અવિરલ પવિત્ર જ્ઞાનગંગામાં ભવ્ય જીવો તરબોળ થઈ રહ્યા છે, આપના ગુણો અનંત અનંત છે.

હે વાત્સલ્યમૂર્તિ ગુરુદેવ ! આપનો પરમ ઉપકાર અમારા જીવન ઉપર અસીમ છે. અમે આપના બાળકો આપના ગુણોનું તથા ઉપકારનું શું ગુણગાન કરી શકીએ ! માટે અમારા જીવનશિલ્પી ધર્મપિતાશ્રી, આપની આ અણુમોલી હીરકજયંતી ઉજવતાં હર્ષ ને ઉલ્લાસથી શ્રદ્ધા અને ભક્તિના પુષ્પોવડે આપને વધાવી આપનાં બાળકો આપના પવિત્ર ચરણોમાં શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ. અને આવા આ કળિકાળમાં આપ પવિત્ર ઉત્તમ રત્નત્રયની જે આરાધના કરી મુક્તિપુરીના પ્રવાસી બની રહ્યા છો અને અમને જે આરાધનાનો સત્ય પંથ દર્શાવી રહ્યા છો, તે જ આરાધના કરી સત્ય પંથના પ્રવાસી બનીએ એવા અમ બાળકોને સત્પાત્ર બનાવો, એ જ આજના ઉત્તમ મંગળ રત્નજયંતીના સુપ્રભાતે આશીર્વાદ માગીએ છીએ.

**સદ્‌ગુરુદેવ જયવંત હો, જયવંત હો, જયવંત હો.**
**સદ્‌ગુરુદેવના જન્મ મહોત્સવદિન ત્રિકાળ જયવંત હો.**

**— સોનગઢના બાલબ્રહ્મચારી બહેનો**

બ્રહ્મચર્ય આશ્રમ, સોનગઢ

# ઉજંબા ....... ઝૂલાવે ....... કુંવર કહાનને રે.....

કુંવર કહાનનો જન્મ ૭૪ વર્ષ પહેલાં ઉમરાળામાં થયો...આજે એને ૭૫ મું વર્ષ બેસે છે. ૭૪ વર્ષ પહેલાં જ્યારે એ ધન્ય પ્રસંગ બન્યો ત્યારે તો ક્યાં ખબર હતી ઉજમબા માતાનેય,–કે એનો નાનકડો કનુ કેટલો મહાન થશે? –ને એ પ્રસંગ કેવો મહત્વનો બની રહેશે? આજે જ્યારે ભારતભરના મુમુક્ષુઓ એ ધન્ય પ્રસંગને હીરકજયંતીરૂપે આનંદથી ઊજવી રહ્યા છે ત્યારે, ઉજમબામાતા પણ જાણે આ આનંદોત્સવમાં ભાગ લેવા હાજર હોય ને પોતાના લાડીલા કુંવરને પારણિયે ઝુલાવતા હોય! એવી ઉર્મિથી આ હાલરડું અહીં આપ્યું છે.

☆

ઉજંબા ઝુલાવે કુંવર કહાનને રે, ઉજંબા કહે છે કુંવર કહાનને રે....
કુંવર કહાનને રે મોતી–નંદને રે, ઉજંબા ઝુલાવે...... કુંવર કહાનને રે.
મારા હૈયાના હાર હે કાનુડા રે, તું શોભાવજે કૂંખ મુજ....ઉજંબા ઝુલાવે.
તું થાજે શાસનનો હીરલો રે, તું ફૂંકજે અધ્યાત્મના શંખ....ઉજંબા કહે છે.
તારી મુદ્રા પર તેજ દેખું આત્મના રે, મારા હૃદયામાં હર્ષ ઉભરાય....ઉજંબા ઝુલાવે.
બચપણે ઝૂલો હીર–દોરિયે રે, પછી ઝૂલજો અધ્યાત્મરસ માંય...ઉજંબા કહે છે.
હે કાનુ! અવતાર તારો સફળ છે રે, ધન્ય થયા છે અમ કૂળ ગ્રામ....ઉજંબા ઝુલાવે.
ધર્મવૃદ્ધિ કરજે તું દેશમાં રે, થાશે સત્યના જયજયકાર...ઉજંબા કહે છે.
'ચિરાયુ થજો ને આત્મવૃદ્ધિ હજો,' આપે આપે આશીષ એ માત...ઉજંબા ઝુલાવે.

# બે..........ભાઈ

[ કનુનો આનંદ ને ખુશાલની ખુશાલી ]

બે...ભાઈ......એક ગામડામાં રહે...
એકવાર પાદરમાં નદીકિનારે રમતાં રમતાં એક ઝાડ નીચે બેય વાતું કરતા' તા.
એકનું નામ કનુ...બીજાનું નામ ખુશાલ.

કનુ : મોટાભાઈ! તમને શું ગમે ?

ખુશાલ : આપણે તો મોટા થઈને મોટો વેપાર કરશું.

કનુ : પછી ?

ખુશાલ : પછી વેપારમાં પ્રમાણીકપણે મોટી કમાણી કરશું.

કનુ : પછી ?

ખુશાલ : પણ તારો શું વિચાર છે તે તો કહે ? તું મોટો થઈને શું કરીશ ?

કનુ : હું તો મોટો થઈને કાંઈક બીજું જ કરીશ.

ખુશાલ : શું કરીશ ?

કનુ : કોઈએ ન કર્યું હોય એવું નવું કરીશ.

ખુશાલ : પણ શું કરીશ એ તો કહે ?

કનુ : મોટાભાઈ! મને આ સંસારની જંજાળ જરાય ગમતી નથી; હું તો આ બધું છોડીને આત્માને સાધવા માટે જીવન વીતાવું તો તમે રાજી થશોને ?

ખુશાલ : વાહ ! તારી વાતથી મને આનંદ થયો. તું એમ કરીશ તો હું તને પૂરી અનુમોદના આપીશ.

આવી વાતચીતથી કનુને ઘણો આનંદ થયો ને ખુશાલભાઈ બહુ ખુશી થયા. ને માતાજીને એ વાત કરવા માટે બંને દોડયા.

ખુશાલ : બા, આ કનુ તો કહે છે કે હું મોટો થઈને આત્માને સાધવા જઈશ...સંસારમાં નહિ રહું.

બા : વાહ ! એ તો બહુ સારી વાત છે, બેટા ! મારા તને આશીર્વાદ છે.

એ બે ભાઈને તમે ઓળખ્યા ?

卐

# ભા વિ ના.........ભ ણુ કા ર

( સ્થાનકવાસી મુનિ! )

( કુંદકુંદ પ્રભુના ભક્ત )

સં. ૧૯૭૮ પહેલાંની એક વાત છે. સ્થાનકવાસી સંપ્રદાયના મહામુનિરાજ શ્રી કાનજી મહારાજ પાતરાં રંગી રહ્યા છે, પણ તેમનું ચિત્ત એમાં નથીઃ એમના ચિત્તમાં તો બીજા જ વિચાર રમી રહ્યા છેઃ અરે! આત્માની સાધના માટેનું આ જીવન....એનો મોંઘો સમય આ પાતરાં રંગવામાં અને વસ્ત્ર ધોવાની ઉપાધિમાં જાય–એ કેમ પાલવે!! શું મુનિદશા આવી હોય!! ના...હૃદય ના પાડે છે... બીજી કોઈ અનેરી દશાને એનું હૃદય ઝંખી રહ્યું છે.

એમને ઉદાસચિત્તે વિચારમગ્ન દેખીને તેમના ગુરુ શ્રી હીરાચંદજી મહારાજ પ્રેમથી પૂછે છે કે–કેમ કાનજી! શું વિચાર કરે છે? ત્યારે તેઓ વૈરાગ્યથી કહે છે કે મહારાજ! આવા વસ્ત્ર–પાત્રના કાર્યોમાં વખત વીતાવવો તે મને ઉપાધિરૂપ લાગે છે.

ત્યારે હીરાચંદજી મહારાજના મુખમાંથી ભદ્રભાવે વચન નીકળે છેઃ કાનજી! તને આ ન ગોઠતું હોય તો વસ્ત્ર–પાત્ર વિનાના સાધુ શોધી કાઢજે!

એ વખતે એમને કયાં ખબર હતી કે એમનાં આ વચનમાં હતા–ભાવિના ભણુકાર! અને પછી તો થોડા જ વખતમાં એ વૈરાગી આત્માએ ખરેખર વસ્ત્ર–પાત્ર વિનાનાં સાધુ શોધી કાઢયા...કુંદકુંદાચાર્ય આદિ દિગંબર સન્તોના એ પરમભક્ત બન્યા...તેઓ દિગંબર મુનિદશાનો મહિમા કરતાં દઢતાપૂર્વક કહે છે કે દિગંબર જૈનધર્મ એ જ પરમ સત્ય ધર્મ છે. બાહ્ય તેમજ અભ્યંતર સંપૂર્ણ નિર્ગ્રંથતા વિના કોઈ જીવ મોક્ષ પામી સકે નહિ.

આ છે પૂ. શ્રી કાનજીસ્વામીના હસ્તાક્ષર......જેમાં ભગવાનની વાણીના અને તેમની ચૈતન્યસાધનાના રણકાર ગુંજી રહ્યા છે. અને નીચે આપ્યા છે તે હસ્તાક્ષર તેમના વડીલબંધુ શ્રી ખુશાલભાઈના છે

*સં.૧૯૭૮ના વૈશાખ વદ ૮ના રોજ રાતના નવ વાગતા વાંકીઆ મુકામે જુના ઉપાશ્રયમાં આત્માર્થી મહાપુરૂષ કાનજી સ્વામી જૈન તીર્થંકરો ની ઓમધ્વનિ નાદ સમયસાર ગ્રંથના વાંચરણા કરતા પધારતા*

સ્વ. શ્રી. ખુશાલભાઈએ લગભગ ૪૦ વર્ષ પહેલાં પોતાના હસ્તાક્ષરે લખેલી એક આનંદકારી નોંધ ઉપરના લખાણમાં નજરે પડે છે. ખુશાલભાઇને ગુરુદેવ ઉપર ઘણો જ પ્રેમ હતો....ગુરુદેવનો પ્રભાવ દેખીને તેમના હૃદયમાંથી સહજપણે અનેકવાર આ બે ઉદ્ગાર નીકળતા: એક તો સોનગઢ એટલું બધું વધી જશે કે જગ્યા મળવી મુશ્કેલ પડશે; ને બીજું ધર્મપ્રભાવનાના એવા પ્રસંગો બનશે કે જે જીવતા હશે તે જોશે! આજે હીરક જયંતી પ્રસંગે ખુશાલભાઈ હોત તો......?

## સાવરકુંડલા અભિનંદન આપે છે–

પરમ ઉપકારી પૂજ્ય ગુરુદેવ ! આપની ૭૫ મી જન્મજયંતીનો આ હીરકમહોત્સવ ઉજવવાનો અવસર અમારે માટે મહાન આનંદનો પ્રસંગ છે. અમ પામર જીવો ઉપર આપના જે ઉપકારો છે તેનું વર્ણન કયા શબ્દોમાં કરું ? ઘોર અંધકારમાં રખડતા અમને સાચો રાહ આપે જ બતાવ્યો છે. દેવ–ગુરુ–શાસ્ત્રનું સાચું સ્વરૂપ આપે જ સમજાવ્યું છે. અમારા પરમ ભાગ્યે ભારતમાં માતા ઉજમબાની કૂંખે આપનો અવતાર થયો, ને આપે મોતીચંદભાઈના કૂળને દીપાવ્યું. જ્ઞાનગંગા વહાવીને અનેક જીવોની તૃષા આપે છીપાવી. ભારતના મુખ્ય તીર્થોની મહાન યાત્રા કરાવીને તીર્થમહિમાને જગતમાં પ્રસિદ્ધ કર્યો. આપના પ્રતાપથી ઠેર ઠેર વીતરાગી જિનમંદિરો બંધાયા. અલૌકિક માર્ગ બતાવીને આપે જ અમને આત્મિક જીવન આપ્યું છે. આપના પરમ ઉપકારનો બદલો વાળવા અમે અસમર્થ છીએ. આપના ચરણમાં કોટિકોટિ નમસ્કારપૂર્વક હીરકજયંતીના મંગળ અભિનંદન !

—જગજીવન બાઉચંદ દોશી અને અન્ય મુમુક્ષુઓ (સાવરકુંડલા)

---

## ભારતનું ગૌરવ

ભૌતિક સુખ પાછળ ભમતા લોકોને આત્મિક સુખ તરફ અંગુલનિર્દેશ કરીને સન્માર્ગ દર્શાવનાર હે પરમ કૃપાળુ ગુરુદેવ ! જૈનસિદ્ધાંતને સૂર્યની જેમ પ્રકાશિત કરીને આપે અનેક મુમુક્ષુઓ ઉપર ઉપકાર કર્યો છે. આપની હીરકજયંતી એ આપણા અધ્યાત્મપ્રધાન ભારતને માટે ગૌરવનો વિષય છે. આપના આત્મામાં ખીલેલી બીજની ચૈતન્યચંદ્રિકા વૃદ્ધિગત થઈને શીઘ્ર પૂનમને પામે,....ને અમારા અજ્ઞાનઅંધકારને દૂર કરે–એવી ભાવનાપૂર્વક ભક્તિભાવે શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું.

—પૂનમચંદ મલુકચંદ ઝોબાલિયા (મુંબઈ)

## ધન્ય અમારો ભારત દેશ ! ધન્ય ત્યાંના સંતો !

અમે ત્રણેક વર્ષથી બીએન-સ્વીટઝરલેન્ડમાં રહીએ છીએ. બીએનની વસ્તી ૬૦ હજારની છે અને સ્વીટઝરલેન્ડની વસ્તી ૬૦ લાખની છે. અહીં પરદેશમાં સત્સંગ તો કયાંથી હોય ! પરંતુ ભારતના સંત પૂ. ગુરુદેવને યાદ કરીને દેવ-ગુરુની પ્રાર્થના-ભક્તિ તથા ટેપ રેકોર્ડ કરેલા વ્યાખ્યાનોનું શ્રવણ વગેરે કરીએ છીએ. અને સોનગઢના પવિત્ર અને આધ્યાત્મિક જીવનની યાદ કરીને આનંદ કરીએ છીએ. કોઈ વખત એ જીવનના વિરહના આંસુ પણ સારી લઈએ છીએ. અહા-એ પવિત્ર ધામ અને અપૂર્વ સત્ સમાગમ કોઈ વિરલ આત્માને જ મળે છે. ગુરુદેવ જેવા સંતોના રણકતા અવાજમાં આત્માને જાગૃત કરવાની તાકાત છે. અહીં અમોને દેશ-કુટુંબ કે ઘર છોડવાનું દુઃખ એટલુ નથી લાગતું-પરંતુ પૂ. ગુરુદેવનો વિરહ થયો તેની યાદ સતાવે છે અને એમ જ થયા કરે છે કે સત્ય સમજવાનો આટલો સરળ રસ્તો મળી ગયો અને તેનાથી દૂર રહેવાનો પ્રસંગ બને છે એ અમારા દુર્ભાગ્ય છે.

અમારી પુત્રી દક્ષા હિન્દુસ્થાન જઈને ગુરુદેવ સાથેના યાત્રાસંઘમાં અપૂર્વ ઉલ્લાસપૂર્વક યાત્રા કરી આવી અહીં અમને ગુરુદેવની, મુમુક્ષુ મંડળની, પોન્નૂર-બાહુબલી વગેરેની યાત્રાની ઉલ્લાસભરી વાતો કરે છે ને યાત્રાની પોતે ઉતારેલી ફિલ્મ દેખાડે છે. તે સાંભળીને અને ફિલ્મમાં ગુરુદેવ તથા સાધર્મીઓને અને વહાલા ભારતદેશના તીર્થોને દેખીને અમને જે હર્ષોર્મિ જાગે છે તે અમે કઈ રીતે વર્ણવીએ ? એમ થાય છે કે તે સાંભળ્યા જ કરીએ, ને જોયા જ કરીએ ! પરોક્ષમાં આનંદ અનુભવીએ છીએ તો પ્રત્યક્ષમાં તો કેવો આનંદ હશે ! ! અહો, સત્ સમાગમ ! તારાથી કોઈ વધારે સુખનું કારણ છે જ નહિ. જે ભવિક જીવો આ સમાગમ પામ્યા છે-તેમનું જીવન સાર્થક છે. અમો દિન-રાત એજ ભાવના ભાવીએ છીએ કે કયારે ભારતમાં જઈને એ અપૂર્વ અવસર ફરીને પ્રાપ્ત કરીશું ! પરદેશમાં બેઠા બેઠા હૃદયની ઉર્મિઓથી ગુરુદેવ પ્રત્યે અભિનંદન સંદેશ મોકલીએ છીએ....

**ન્યાલચંદ મલુકચંદ શાહ**
BIENNE બીએન (સ્વીટઝરલેન્ડ)

## ધન્ય ગુરુદેવ

**ધન્ય ગુરુદેવ ! અજ્ઞાનથી આ ભવાટવીમાં ભમતા અને ભાવમરણે મરતા અમને આપે બચાવીને નવું જ જીવન આપ્યું છે ને નવો જ જ્ઞાનપ્રકાશ બતાવ્યો છે. આપનો અમારા ઉપર અનહદ ઉપકાર છે. ચંદ્ર જેવી આપની શીતલકર છાયામાં રહીને, અખંડ ભક્તિપૂર્વક આત્મહિત પામીએ —એવી ભાવના સાથે હીરકજયંતીની આનંદકારી શ્રદ્ધાંજલિ પાઠવીએ છીએ.**

**—ચંદ્રકાન્ત હરિલાલ દોશી [મુંબઈ]**

## બા ળ હૈ યા ના .... ઉ મ ળ કા

**એક નાની બાળા લખે છે—**

મને સંસારનો માર્ગ ગમતો નથી;
મને મોક્ષનો માર્ગ ગમે છે.
મોક્ષનો માર્ગ ગુરુદેવ બતાવે છે.
ગુરુદેવ અમદાવાદ પધારશે ત્યારે અમારા ઘેર પધારશે. અમે ગુરુદેવના દર્શન કરશું ને આત્માને ઓળખશું.

卐卐

**બીજી એક બાળા લખે છે—**

"એકડે પાંચડે પંદર થાય
ને ધર્મ આત્માની અંદર થાય."
મહાવીરજીને અરજી છે.
ને મોક્ષ જવાની મરજી છે.

卐卐

**ત્રીજી એક બાળા લખે છે—**

હું આત્માને ઓળખીશ ને મોક્ષમાં જઈશ.
આત્માને ઓળખવા હું સોનગઢ જઈશ ને બેનશ્રીબેનની છાયામાં રહીશ.

卐卐

ત્યારે,

**ચોથી બાલિકા લખે છે કે—**

હું જીવ છું. મારે મોક્ષ જાવું છે.
ગુરુદેવ આપણને મોક્ષમાં લઈ જાય છે.
સમ્યગ્દર્શન કરવાથી મોક્ષ થાય છે.
હું સોનગઢ જઈશ ને સમ્યક્દર્શન પામીશ. ને નયના (બેનપણી) પહેલાં મોક્ષમાં જઈશ.

卐卐

આઠ–દસ વર્ષની નાની બાળાઓએ જ્યારે અભિનંદન–ગ્રંથ છપાતો જોયો ત્યારે એમના બાળહૈયામાં ઉર્મિ જાગી કે જેમ બધાય લખે છે તેમ આપણે પણ ન લખી શકીએ? અને હોંશભર્યા હૈયે એ ચારેય બાળાઓએ કેટલાય પાના ભરીને લખી નાખ્યું, ચિત્રકામનો પણ પ્રયત્ન કર્યો.... અને આપી દીધાં એ પાનાં છાપવા માટે! એ ચાર બાળાઓનાં નામ છે–શૈલા, જાગૃતી, નયના અને મયુરી. એ બાળહૈયામાં વહેતા ગુરુદેવ પ્રત્યેના ઉમળકાને થોડુંક તો સ્થાન આપવું જ જોઈએ–એમ લાગતાં અહીં થોડોક ભાગ ઉપર આપ્યો છે.—(અને એમ લાગે છે કે જો બાળકો પાસેથી લખાણ માંગવામાં આવ્યું હોય તો હૃદયના ખૂબજ ઉમળકાથી તેઓ ઓછામાં ઓછા એક હજાર પાનાં જેટલું તો જરૂર લખે........પરંતુ બાળકોના વિકાસની આવી પ્રવૃત્તિને વેગ મળે–वो दिन कहाँ! —સં.)

# ભારતના ભક્તો અભિનંદે છે ગુરુકહાનને

તીર્થયાત્રા નિમિત્તે ગુરુદેવ ભારતમાં જે જે શહેરમાં પધાર્યા તે દરેક શહેરના જૈન સમાજે ઊર્મિથી ગુરુદેવનું સ્વાગત કરીને ભાવભીના અભિનંદન પત્ર અર્પણ કર્યા હતા. ભારતના મુખ્ય મુખ્ય લગભગ બધા શહેરોના જૈન સમાજે એ રીતે ગુરુદેવને અભિનંદ્યા છે. ભારતભરના ભક્તોએ અનેક ભાષામાં જે અભિનંદનો આપ્યા તે સેંકડો પાનામાં પણ સમાઈ શકે તેમ નહિ હોવાથી અહીં દરેક અભિનંદન પત્રમાંથી માત્ર એક અંશ જ આપ્યો છે.

(૧) **માંગીતુંગીજી** : જિસ પ્રકાર ભગવાન મહાવીરકા સમવસરણ ભારતમેં સર્વત્ર વિહાર કર જ્ઞાનરૂપી સૂર્યકા પ્રકાશ કરતા થા. ઉસી પ્રકાર આપ ભી ઇસ પંચમકાલમેં જગહ જગહ વિહાર કર અજ્ઞાની જીવોંકો સચ્ચા માર્ગ બતલાકર અજ્ઞાનરૂપી અંધકારકો નષ્ટ કર રહે હૈં. (શ્રી માંગીતુંગીજી પ્રબંધકારિણી કમેટી)

(૨) **ઇન્દોર શહેર** : "ઇસ વિનાશકારી અણુયુગકે ભૌતિક વાતાવરણકે વિરુદ્ધ આધ્યાત્મિકતાકા પ્રસાર કર આપને સહસ્રોં દિગ્ભ્રાંત માનવોંકા જીવનહી પરિવર્તન કર દીયા હૈં. આપકે દ્વારા કી ગઈ ભારતીય સંસ્કૃતિ એવમ્ આત્મધર્મકી મહાન સેવા ભારતકે ધાર્મિક ઈતિહાસમેં ચિરસ્મરણીય રહેગી. (શ્રી દિગંબર જૈન સમાજ)

(૩) **ગ્વાલિયર લશ્કર** : "આપકી પ્રવચનશૈલી અનુપમ ઔર પ્રભાવક હોનેસે શ્રોતાગણ મંત્રમુગ્ધ હો જાતા હૈ. આપ નિશ્ચય–વ્યવહાર, ઉપાદાનનિમિત્ત, દ્રવ્યકા સ્વતંત્ર પરિણમન આદિકા સુંદર વિવેચન કરતે હૈં. ઈસ યુગકે મહાન આધ્યાત્મિક સંત આપકી વાણી સંસારી પ્રાણીયોંકે લીયે અમૃતવાણી હૈ. (છાત્રાવાસકે છાત્ર)

(૪) **બૃહત્તર ગ્વાલિયર** : "આપને સાંસારિક વૈભવ વ ઇન્દ્રિય સુખોંકા પરિહાર કરકે બાલબ્રહ્મચારી રહકર આધ્યાત્મિક ગ્રંથોંકે અધ્યયનસે જો આત્મજ્ઞાન પ્રાપ્ત કિયા હૈ વહ અદ્વિતીય હૈ. (દિગંબર જૈન સમાજ)

(૫) **ફીરોજાબાદ** : "આપ રાગદ્વેષ કી ક્ષુદ્ર સીમાઓંસે પર હૈં. મલયાચલકી સુરભિ સદૃશ આપકી સરલ સુકોમલ વાણી સભી આત્માઓંકો સ્વભાવસે જ્ઞાનભરિત કરતી હૈ આપકે નિર્વિકાર વ્યક્તિત્વ કે સન્મુખ ઉગ્ર વિરોધક વ્યક્તિ ભી નત હો સેવિકા બનને મેં હી આનંદાનુભવ કરતી હૈ"

(શ્રી ગી. ડી. જૈન ઇન્ટર કોલેજકે અધ્યાપક એવં છાત્ર)

(૬) **આગ્રા :** " વિજ્ઞાનકે ઇસયુગમેં આપને જો ચમત્કાર દિખાયા હૈ વહ મહાન હૈ. ક્યોંકિ વહ ચમત્કાર કિસી ભૌતિક પદાર્થકા નહીં કિન્તુ આત્માકી અનુભૂતિકા હૈ. આત્માકી અનુભૂતિકે ઉસ પવિત્ર આદર્શસે પ્રેરિત હો કર હી, શત યા સહસ્ત્ર નહીં કિંતુ કોટિ કોટિ આત્માએં આપસે પ્રકાશ ઔર પથપ્રદર્શન પ્રાપ્તકર અપના જીવન ધન્ય માન રહી હૈં. ( શ્રી સકલ દિગંબર જૈન સમાજ ).

(૭) **આગ્રા :** " આપ તો સમ્યગ્દર્શન, સમ્યજ્ઞાન આદિ રત્નોંસે વૈભવશાલી હૈ. પ્રશંસા યા નિંદાસે સદૈવ ઉપર રહ કર આપ આત્મધર્મમેં હી અગ્રસર રહેતે હૈ. ઇસલિએ આપકે પુણ્યચરણોંમેં હમારા મસ્તક સ્વભાવતઃ નમ્રીભુત હો જાતા હૈ. ( અધ્યક્ષ, સદસ્યગણ ઔર વિદ્યાર્થી, શ્રી મહાવીર દિગંબર જૈન કાલેજ ).

(૮) **ફીરોજાબાદ :** " આપકી અધ્યાત્મરસિકતા, આત્માનુભવ, પ્રખર વિદ્વતા, વસ્તુસ્વરૂપકો ન્યાયપૂર્વક સિદ્ધ કરનેકી અપૂર્વ શક્તિ, જિન શાસનકા ગંભીર જ્ઞાનસભી અવર્ણનીય હૈં. અધ્યાત્મ કી સર્વાંગપૂર્ણ ઔર મૌલિક વ્યાખ્યા કરકે આપને જો પ્રયાસ કીયા હૈ, વહ અભિનંદનીય હૈ. ( સદસ્યગણ શ્રી મહાવીર જયંતી સભા)

(૯) **ડાલમિયાનગર :** " આપને અપને જન્મકાલસે હી બ્રહ્મચર્યવ્રતકે મહત્વ ન કેવલ અનુભવ કીયા અપિતુ ઉસે અપને જીવનમેં ઉતારા ભી હૈ. આપકી ઇસ પુનિત ચર્ચાસે પ્રભાવિત હોકર સેંકડો ભાઈ વ બહિન ઇસ દુર્ધર તપકા પાલન કર રહે હૈં. આપકે પાવન નિવાસસે સોનગઢ સબકે લિયે તીર્થ બન ગયા હૈ."

( ડાલમિયાનગર નિવાસી ).

(૧૦) **ગયા :** " આપકે મંગલમય ભવિષ્ય એવમ્ સુદીર્ઘ જીવનકી શુભ કામના કરતે હૈ. હમે આશા હી નહીં પૂર્ણ વિશ્વાસ હૈ કિ આપ દિનો દિન ધર્મપથ પર અગ્રસર હોતે હુએ અનગિનીત દુઃખી ઔર અંધકારમેં ભટકનેવાલી આત્માઓંકી આંખોકો વિમલપ્રકાશ દેતે રહેંગે. ( શ્રી મહાવીર જૈન યુવક સમિતિ).

(૧૧) **આરા :** " આપને સાંસારિક વૈભવ ઔર ઇન્દ્રિયક સુખોંકો તિલાંજલી દેકર આજન્મ બ્રહ્મચારી રહકર શ્રી કુંદકુંદ સ્વામી દ્વારા રચિત સમયસાર આદિ ગ્રંથોં કે અધ્યયનસે અંતર્દષ્ટિ પ્રાપ્તકર માનવમાત્રકે કલ્યાણકા પ્રશસ્ત માર્ગ દર્શાયા હૈ." (દિગંબર જૈન સમાજ).

(૧૨) **રાજગૃહી :** " અપની ઉદ્બોધક વાણી દ્વારા આપ ભૌતિક સુખોંકી લાલસામેં નિમગ્ન જનતાકો આત્મજ્ઞાનકી ઓર ઝૂકનેકે લિયે સદૈવ ઉપદેશ કરતે હૈં." આપકે દ્વારા કી ગઇ ભારતીય સંસ્કૃતિ એવમ્ આત્મધર્મકી મહાન સેવા ભારતકે ધાર્મિક ઈતિહાસમેં ચિરસ્મરણીય રહેગી. (જૈન સમાજ).

(૧૩) **દિલ્હી :** "જિસ સૌરાષ્ટ્રમેં દિગંબર જૈન ધર્મકા અભાવસા હો રહા થા, વહાં આપકે વચનોંકો શ્રવણ કર સહસ્રોં તત્ત્વજિજ્ઞાસુઓંને દિગંબર જૈન ધર્મકો ધારણ કિયા. ઈસ પ્રકાર આપને ધર્મકી સાધના ઔર આત્માકા આરાધનકે સાધન વર્તમાન ઔર ભાવિ પેઢી કે લિયે પ્રસ્તુત કિયે હૈં."

(વીર સેવામંદિર સદસ્ય, ભા. દિ. જૈન પરિષદ સદસ્ય)

(૧૪) **કલકત્તા :** "જૈનધર્મ વિશ્વધર્મ હૈ, ઉસકા સૂક્ષ્મ અધ્યાત્મવાદ અદ્વિતીય હૈ. ઉસ અધ્યાત્મવાદકો સરલ ઔર સ્પષ્ટ ભાષામેં સમઝાકર આપને ઈસકી ખ્યાતિમેં ચાર ચાંદ લગા દિયે હૈં." (શ્રી કાનજીસ્વામી સ્વાગત સમિતિ)

(૧૫) **સહારનપુર :** "આપકે ઈસ સિંહનાદસે કિ "પ્રભુત્વ શક્તિ પ્રાણીમાત્રકે અંતર મેં અનાદિકાલસે પડી હૈ, અતઃ ઉસ ઓર દૃષ્ટિ કરે તો પ્રત્યેક પ્રાણી પ્રભુ હો સકતા હૈ" આપને એક નવયુગકા નિર્માણ કરા હૈ.

(શ્રી જૈન પંચાન પ્રબંધકારિણી કમેટી)

(૧૬) **કુચામનસિટી** : "પુણ્ય, પાપ, ધર્મ, અધર્મ, જીવ, અજીવ, નર્ક ઔર સ્વર્ગ આદિ સારભૂત વિષયોં પર આપકી ન્યાયસંગત તથા યુક્તિયુક્ત વિવેચના સર્વત્ર હૃદયગ્રાહી સિદ્ધ હૂઈ હૈ. આપ ભગવાન કુંદકુંદ કે મંતવ્યાનુકૂલ પદાર્થ નિર્દેશન કી ઔર સતત સમુદ્યત રહતે હૈ." (દિગંબર જૈન સમાજ)

(૧૭) **મદ્રાસ** : "આપકે દર્શન માત્રસે હી આપકી આધ્યાત્મિક વિદ્વતા કી ઝલક ઝલકને લગતી હૈ. આપકી આધ્યાત્મિક પ્રતિભાવિશિષ્ટ પ્રવચન શૈલીને તો જનસાધારણકો હી નહીં અપિતુ વિદ્વદ્વૃંદ કો ભી મુગ્ધ કર દીયા હૈ." (જૈન સમાજ)

(૧૮) **અલીગઢ** : "યોં તો સહસ્રોં માતાએં પુત્રોં કો જન્મ દેતી હૈં પરંતુ ધન્ય હૈ ઉસ જનની ઉજમબા કો જિસને અપની કોંખસે આપ જૈસા નરરત્ન જાયા હૈ."

(શ્રી સકલ દિગંબર જૈન સમાજ)

(૧૯) **લાડનૂ** : "આપકે સદુપદેશ કે પ્રભાવસે સોનગઢ એક તીર્થસા બન ગયા હૈ."

(દિગંબર જૈન સમાજ)

(૨૦) **અમદાવાદ :** "ચૈતન્ય જીવન જીવી આપ આત્મસંજીવની મંત્ર આપો છો તેથી અમો સૌ ભાઈબહેનો આપનું હાર્દિક સ્વાગત કરીએ છીએ.

મણિલાલ જેસંગભાઈ

(પ્રમુખ, શ્રી કાનજીસ્વામી સ્વાગતસમિતિ)

(૨૧) **મદનગંજ–કિસનગઢ** : "આપને અનેક અધ્યાત્મ ગ્રંથોં કે પારાયણ એવમ્ દોહનસે અનેક જ્ઞાનપિપાસુ માનવોંકો પરિતૃપ્ત કિયા હૈ. આપકી છત્ર છાયામેં અનેક જિજ્ઞાસુ અપને શિવમાર્ગકી ઔર અગ્રસર હૈ."

( શ્રી કુંથુસાગર દિગંબર હાઈસ્કૂલ )

(૨૨) **દેહલી** : "આપકે દ્વારા શુદ્ધ સત્યકા નિરૂપણ જનતાકો એક મંગલ માર્ગ સિદ્ધ હુઆ હૈ." ( જૈન સમાજ દેહલી કી ઓરસે—રામકૃષ્ણ જૈન )

(૨૩) **કાનપુર** : "હે જ્ઞાનદૂત! આપને સમયસાર કે ગહન અધ્યયનકે પશ્ચાત જિસ પ્રકાર ધર્મકે વાસ્તવિક સ્વરૂપકો સમઝાયા હૈ, વહ અવર્ણનીય હૈ."

( શ્રી દિગંબર જૈન નવયુવક સંઘ )

(૨૪) **જયપુર** : "આત્માકી ખોજમેં સંલગ્ન આપને ભગવાન કુંદકુંદકી મહાન રચના-ઓંકા મનન એવમ પરિશીલન કર કે જો દૃષ્ટિ પ્રાપ્ત કી હૈ વહ સચમુચ પ્રશંસનીય હૈ." ( જયપુર દિગંબર જૈન સમાજ )

(૨૫) **હસ્તિનાપુર** : આપકી કિંચિતમાત્ર ભી બાહ્ય દૃષ્ટિ નહીં હૈ અતઃ આપ એક મહાન આધ્યાત્મિક સંત હૈ." ( ગુરુકુલ પરિવાર )

(૨૬) **શિવગંજ** : "ભગવાન મહાવીર કે આધ્યાત્મિક જ્ઞાનદીપ કી જ્યોતિ સે તમભ્રાંત વિશ્વકો આપ આલોકિત કરતે હૈં." ( જૈન મુમુક્ષુ મંડળ )

(૨૭) **જાવાલ** : આપ નિત્ય શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્માકા ભાવિક ચિત્ર પ્રસ્તુત કર આત્મદર્શનકી ઓર પ્રેરણા પ્રદાન કરતે હૈ." (જૈન મુમુક્ષુ મંડળ )

(૨૮) **જાવાલ** : આપ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્માકા ભાવિક ચિત્ર પ્રસ્તુત કર સત્યદર્શન કી ઓર પ્રેરણા પ્રદાન કરતે હૈ." (૩૬ જ્ઞાતિના સમસ્ત પ્રજાજનો તરફથી)

(૨૯) **ભાગલપુર** : આપ કલિકાલરૂપી રજની મેં નક્ષત્રોં કે બીચ ચન્દ્રમાકે સમાન પ્રકાશવાન હો રહે હૈં." ( જૈન બંધુ )

(૩૦) **ખૈરાગઢ** : "આપને એક વહ વિશાલ દ્રષ્ટિ પાયી હૈ જિસમેં પર નિરપેક્ષતાકે સાથ હી સાથ સ્વાત્મબોધ જાગૃત હોતા હૈ. જિસમેં સચ્ચે સુખકી અનુભૂતિ પ્રતિબિંબિત હોતી હૈ." ( જૈન સમાજ )

(૩૧) **શૈલપુર** : "આપકે આગમનસે હમ પ્રફુલ્લિત હોતે હૈં."

( શૈલપુર સમસ્ત શ્રાવક શ્રાવિકાએં )

(૩૨) મુનિગિરિ : આપકે આગમનસે હમ પ્રફુલિત હોતે હૈં.
( મુનિગિરિ સમસ્ત શ્રાવક શ્રાવિકાએં )

(૩૩) કાંચીવરમ : [ મૂળ તામિલ ભાષામાં છે. ] " આપકા યહ શુભાગમન હમારે લિયે અહોભાગ્ય હૈ. (અપ્પાન્ડેરાજ જૈન, ટ્રસ્ટી ત્રિલોકનાથ સ્વામી મંદિર)

(૩૪) મલકાપુર : " આપકે પ્રવચન જૈન સાહિત્યકી અનમોલ નિધિ હૈ. જો આત્માથી' જનોંકે લિયે સદૈવ માર્ગદર્શક બને રહેંગે. ( જૈન સમાજ )

(૩૫) હિન્દ : " આપ અનેક પદભ્રષ્ટ જીવોંકો સુકલ્યાણ કે માર્ગ પર લાયે હૈ ઔર આપને સારે જિનશાસનકી મહાન ઔર અપૂર્વ પ્રભાવના કી હૈ."
( દિ. જૈન મુમુક્ષુ મંડળ–પ્રમુખ )

(૩૬) શિરપુર : જૈનાગમાનુસાર અધ્યાત્મ ક્ષેત્રમેં આપકા કાર્ય ઔર ધારણા જાગતી જ્યોત હૈ, આપ અધ્યાત્મકે મહાન કર્મવીર હો. "
( શ્રી. અં. પા. દિગંબર જૈન સંસ્થાન )

(૩૭) પોન્નૂરમલ્લે : ( મૂળ તામિલ ભાષામાં છે ) શ્રી કુંદકુંદાચાર્ય કે સમયસાર ગ્રંથકે અધ્યયનસે સત્યધર્મકો પહચાના. અલાવા હજારો નરનારિયોંકો આપ સન્માર્ગ પર લાયે હૈં." (પોન્નૂર દિગંબર જૈન સમાજ)

(૩૮) ટીકમગઢ : આપને સ્વયં અપનેકો તથા લાખો સહધર્મી બંધુઓંકો દિગંબર જૈનધર્મ મેં પરિવર્તિત કર જો અપની શ્રદ્ધાકો સાકાર રૂપ દિયા હૈ વહ આપકી મહાન દૃઢ નિશ્ચયતાકા દ્યોતક હૈ." ( સમસ્ત દિ. જૈન સમાજ )

(૩૯) કાંચીપુરમ : (મૂળ તામિલ ભાષામાં છે). " આપનો જ્ઞાન પ્રકાશ માત્ર સૌરાષ્ટ્ર પ્રાંતમાંજ નહિ પરંતુ આખા દેશમાં પ્રકાશિત થઈ રહ્યો છે.
( કાંચી જૈન સાહિત્ય સંઘ )

(૪૦) સોનાસણ : ભારતનો આખો દિગંબર જૈન સમાજ આપની મધુર આધ્યાત્મિક વાણીથી વીતરાગ માર્ગ પ્રતિ વળી રહ્યો છે. તેથી હે સૌરાષ્ટ્રના સંત! આપને ધન્ય છે! ( શ્રી સોનાસણ દિ. જૈન સમાજ )

(૪૧) પનાગર : જિલ્લા જબલપુર : " આપકે દિવ્યોપદેશ દ્વારા અનેક બંધુઓને બાહ્યાડંબર ઔર અંધવિશ્વાસ ખોકર ધર્મકા સતસ્વરૂપ સમજ અપની આત્માનુભૂતિકા અમૃતપાન કર સત્યકી પ્રતિષ્ઠા હેતુ સતધર્મકો ગ્રહણ કીયા હૈ અતએવ જૈન સમાજ આપકી ચિરકૃતજ્ઞ એવં રૂણી હૈ. ( સકલ દિગંબર જૈન સમાજ)

(૪૨) **જબલપુર** : "સન્માન હમ કૈસા કરે, યહભી નહીં હમ જાનતે, હાં ધર્મરક્ષક આપકો સચ્ચા હિતૈષુ માનતે." (સકલ જૈન સમાજકી ઔરસે જમુનાપ્રસાદ જૈન)

(૪૩) **કાંચીપુરમ** : આપકી જ્ઞાનજ્યોતિ કેવલ સૌરાષ્ટ્ર પર હી નહીં વરન સારે ભારત પર પ્રજ્વલિત હો રહી હૈ." (જૈન સાહિત્ય સમિતિ)

(૪૪) **બડા મલહરા** : "આપકી વાણીમેં ઓજ એવં પ્રભાવ હૈ, હૃદયસે આત્માકી વિભા ફૂટ પડ રહી હૈ, મૂર્તિમેં સૌમ્ય હૈ, તેજસ્વિતાસે દીપ્તિમાન હૈ. ઈસીસે પ્રભાવિત હોકર હમ ઔર સમસ્ત આત્મશ્રદ્ધાની જન આપસે અભિનંદન કરનેકો વિવશ હો રહે હૈ. (જનતા હાઈસ્કૂલ એવં સમાજ)

(૪૫) **દ્રોણગિરિ** : "હે પરમ સંત! મોહમમતાકી પ્રાચીરકો ચીર આપને શુદ્ધ આત્મ-તત્ત્વકા વાસ્તવિક સ્વરૂપ હૃદયંગત કર માનવ જીવનકો સફલ બનાયા હૈ." (પ્રાંતિય જૈન સમાજ)

(૪૬) **રખીયાલ સ્ટેશન** : "આપે આપના આત્માને જગાડયો એટલું જ નહિ, પણ અનાદિની અવિદ્યામાં સૂતેલી દુનિયાને ભેદજ્ઞાનની ભેરીથી જગાડી આત્માર્થ ભણી લગાવ્યા છે, અને ઘણા જીવોને નવજીવન અર્પ્યું છે." (શ્રી રખીયાલ સ્ટેશન મુમુક્ષુ મંડળ)

(૪૭) **કોટા** : "આજ આપસે યુગકો એક નઈ દિશા મિલી હૈ. ચિરવિસ્મૃત થા યહ સાહિત્ય જિસકી આપસે સૃષ્ટિ હુઆી હૈ. આપકી યહ ક્રાન્તિ ચરમ સ્વાધિનતાકી ઉપલબ્ધિ તક ચૈતન્ય કે અંતર વિકારકા ક્ષય કરતી હુઈ અમર રહે, જયવંત રહે. (દિ. જૈન સમાજકે મુમુક્ષુગણ)

(૪૮) **પેરણમલ્લૂર** : (મૂળ તામિલ ભાષામાં છે) "કલ્પનાસે રહિત જો સચ્ચા આત્મગુણ હૈ ઉસમેં રત આદરણિય કાનજી સ્વામીકા સ્વાગત હૈ." (પાર્શ્વનાથ જૈન)

(૪૯) **સાગર** : આપકે પ્રભાવક ઉપદેશકી પ્રેરણા પાતા આજકા માનવ શુદ્ધ આત્મતત્ત્વકી ઓર અગ્રસર હો રહા હૈ. યહ અત્યંત પ્રસન્નતાકી બાત હૈ. (સમસ્ત સદસ્યગણ તથા પદાધિકારી, શ્રી ગણેશ દિ. જૈન સંસ્કૃત વિદ્યાલય)

(૫૦) **સાગર** : "આપકા તત્ત્વજ્ઞાન–કલ્પતરૂ સમ્યજ્ઞાનરૂપી પુષ્પકલિકાઓસે સમુજ્જવલ એવં સત્ સંયમરૂપ ફૂલોંસે સમલંકૃત હો મોક્ષ મહાફલકા દાયક હો. (અખિલ દિ. જૈન સમાજ)

— અનુસંધાન માટે જુઓ પરિશિષ્ટ પાનું : ૩

## કુંદકુંદપ્રભુ આશીષ આપે.....

ગુરુ કહાનના એ જન્મને હાં ભક્તો, સૌ ભક્તો ભાવે ઊજવે રે....
[illegible] ગવાતી આજે ...મંગલનાદે વધાવે રે....કહાનના એ જન્મને...
હીરકજયંતી આનંદે તો મુંબઈ નગરે મનાવે,
[illegible] સૌ મોતી-હીરલે વધાવે રે.... કહાનના...
[illegible] નાદે ગગન ગજવતાં આનંદભેરી ગજાવે....
[illegible] જ્યોતિ ઝગમગ ઝગમગ દીપકમાળા ઝબકે રે.... કહાનના...
કુંદકુંદપ્રભુ આશીષ આપે દેવો પુષ્પ વધાવે....
[illegible] ભક્તોનાં હૈયા ગુરુદેવ-અભિનંદે રે ... કહાનના....
જન્મવધાઈ સુણતાં આવે દેશોદેશ સન્દેશા...
ચિરંજીવો ચિરંજીવો, ચિરંજીવો ગુરુદેવા રે...
જય જય હોજો, જય જય હોજો, જય જય તારી જગમાં રે.... કહાનના....

આટલો સન્દેશો ચંદા જિનજીને કહેજો....
એનો પ્રત્યુત્તર અમને દેજો....સન્દેશો ચંદા....
શ્રી સીમંધરસ્વામી હૃદયે વસો છો.
વંદના સ્વકારી મારી લેજો....સંદેશો ચંદા....
દેવાધિદેવ પ્રભો! દરશન દેજો....
ધર્મવૃદ્ધિનાં આશીષ દેજો....સંદેશો ચંદા....
ભરતક્ષેત્રે ભક્તો જુએ વાટલડી....
કહાન નમે છે કર જોડી....સન્દેશો ચંદા....

જે પૂર્વધારી ગણધરો પ્રભુ પાદપદ્મે,
સર્વજ્ઞ કેવળી ઘણાં પ્રભુના નિમિત્ત:
આત્મજ્ઞ-સંત ગણના હૃદયેશ સ્વામી,
સીમંધરા! નમું તને શિરનામી નામી.

સીમંધર ભગવાનનાં દર્શન કરીને પાનું ફેરવો...

આપને હીરકજયંતીના હીરલે મઢેલા

# ૭૫

સુંદર દશ્યો જોઈને પ્રસન્નતા થશે.

## હીરકજયંતીની આનંદકારી યાદીમાં

ગુરુદેવના જીવનમાંથી

વિવિધ પ્રસંગોના ૭૫ ભાવવાહી દશ્યો
અહીં રજુ કરવામાં આવ્યા છે.

આ દશ્યો દ્વારા ગુરુદેવના જીવનના વિવિધ પ્રસંગોના
સ્મરણથી સૌને આનંદ થશે...

[ ચિત્ર સંકલન : મ. છ. દેસાઈ ]

卐

[ દરેક ચિત્રમાં નંબર આપેલા છે. તેની માહિતી નીચે ટૂંકમાં આપેલી છે ]

(૯) સોનગઢમાં (૧૦) માનસ્તંભ–મહા અભિષેક (૧૧) એકલો (૧૨) પરિવર્તન ભૂમિમાં (૧૩) સ્થા. કાનજી મુનિ! (૧૪) વાહ ભઈ વાહ! (૧૫) પ્ર. બાળકો સાથે (૧૬) રાજકુમારજી સાથે (૧૭) સંધ્યા સમયે

(૪૩) બાહુબલીદર્શનમાં મગ્ન (૪૪) અર્ઘં...સ્વાહા... (૪૫) જિનમંદિરમાંથી બહાર આવતાં (સોનાગિર) (૪૬) પ્રસન્નતા (મનફૂલા–સ્વાધ્યાયભવનમાં) (૪૭) પ્રભુજીના પગ પખાળે (બાવનગજા) (૪૮) બાહુબલી-દર્શન (૪૯) બાહુબલી ચરણે અર્ઘ (૫૦) કુંદપ્રભુનાં શિલાલેખનું અવલોકન (શ્રવણ બેલગોલ)

(૫૧) પાવાગઢ ભક્તિ ૫૨) શાંતિ (૫૩) રાજકોટમાં (૫૪) સોનગઢમાં (૫૫) ગિરનારની પંચમટુંકે (૧૯૯૬) (૫૬) માનસ્તંભ-પ્રતિષ્ઠા વખતે (૫૭) 'ભગવાન આત્મા આવો છે' (૫૮) શાસનપ્રભાવી સંત (૫૯) પ્રસન્નતા (ગોગીદેવી—આશ્રમમાં સં. ૨૦૧૯)

[૬૦] પાવાપુરીમાં [૬૧] એ દેખાય...પારસ ટૂંક [૬૨] રાજગૃહીમાં [૬૩] માનસ્તંભ અભિષેક [૬૪] શિખર કૂટ નૌકા વિહાર [૬૫] પ્રતિક્ષા [૬૬] પોન્નૂરમાં પૂજન [૬૭] શિખરજી યાત્રાના પ્રસ્થાન વખતે..૨૦૧૩ કા.સુ.૧૫

[૬૮–૬૯] 'કુંદપ્રભુનો મહા ઉપકાર છે' [૭૦] અંકન્યાસ [૭૧] 'વાહ! ધન્ય મુનિદશા!' કુંથલગિરિમાં [૭૨] વેદી પર સ્વસ્તિક [૭૩] શેઠ સાથે [૭૪] માનસ્તંભ ઉપર પૂજા [૭૫] "ધન્ય તમારી હીરક જયંતી."

શ્રી મહાવીરભગવાનનું જિનમંદિર ને સીમંધરભગવાનનું સમવસરણ
દાદર–મુંબઈ,–જેની પ્રતિષ્ઠાના ભવ્ય મહોત્સવ પ્રસંગે
ગુરુદેવ મુંબઈ નગરીમાં પધાર્યા છે (૨૦૨૦ વૈશાખ)

ગુરુદેવની પ્રવચનશૈલિ અનોખી છે તે મુમુક્ષુ-શ્રોતાઓને અંતરના ઊંડાણમાં લઈ જઈને ચૈતન્યનો સ્પર્શ કરાવે છે. તેઓ ગમે તે શાસ્ત્ર વાંચતા હોય પણ આત્માને સ્પર્શીને તેના ભાવો ખોલે છે....ને આત્માર્થીના પુરુષાર્થને આત્મા તરફ ઉત્તેજિત કરે છે. ગુરુદેવે પ્રવચનમાં કયા કયા શાસ્ત્રો વાંચ્યા છે તેની ટૂંક માહિતી સાથે, દરેક શાસ્ત્રના પ્રવચનની થોડીક પ્રસાદી અહીં આપી છે જે સૌને મીઠી લાગશે. એક વાત તરફ લક્ષ ખેંચવાની જરૂર છેઃ જૈન સિદ્ધાંતના ચારે અનુયોગમાં ચૈતન્યઆત્મા ઝળકી રહ્યો છે; દ્રવ્યાનુયોગ અને કરણાનુયોગની જેમ ચરણાનુયોગમાં પણ આત્મા ઝળકે છે ને કથાનુયોગમાં પણ આત્મસાધનાની જ કથાઓ ગૂંથાયેલી છે, **આત્માને એકકોર રાખીને જૈનસિદ્ધાન્તનો કોઈપણ અનુયોગ હોઈ શકે નહિ.** આ રીતે ચારે અનુયોગમાં આત્મા ભરેલો છે. **જ્ઞાનીઓ બધા અનુયોગોમાં આત્માની મહત્તા દેખે છે.** ગુરુદેવનું પ્રવચન આપણને શાસ્ત્રોમાં રહેલા સન્તોના હાર્દ સુધી પહોંચાડીને ચિદાનંદતત્ત્વના દ્વાર સુધી લઈ જઈને કોઈ અલૌકિક દર્શનની ઝાંખી કરાવે છે....ગુરુદેવના સર્વતોમુખી પ્રવચનોની થોડી ઝાંખી માટે આ વિભાગ જિજ્ઞાસુઓને ખાસ ઉપયોગી થશે. દીજિયે.... થોડા રસ ચાખિયે.

# षट्खंडागम (धवला)

[ 'षट्खंडागम' કે જે જિનવાણીનો એક વારસો છે, અને સૌરાષ્ટ્રમાં ગિરનારની ચંદ્રગૂફા એ જેનું ઉદ્ભવસ્થાન છે તેના પ્રત્યે ગુરુદેવને ઘણું બહુમાન છે; ચંદ્રગૂફામાં ધરસેનાચાર્ય પાસેથી જ્ઞાન મેળવીને પુષ્પદંત અને ભૂતબલિ સ્વામીએ રચેલા આ ષટ્ખંડાગમ સૂત્રો ઉપર વીરસેનસ્વામીએ ધવલા નામની ૭૨૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચી છે. તે ૧૬ ભાગમાં પ્રસિદ્ધ થયેલ છે. તેના સ્વાધ્યાયમાંથી અનેક ન્યાયો ગુરુદેવ પ્રવચનમાં પણ બહુમાનપૂર્વક કહે છે. કેટલાક ભાગો તો સામૂહિક વાંચનમાં પણ વંચાયા છે. ષટ્ખંડાગમના અનેક ભાગોનું વાંચન સોનગઢમાં અનેક જિજ્ઞાસુ ભાઈ–બહેનો કરે છે. ગુરુદેવે કહેલા ઘણા ન્યાયોમાંથી કોઈ કોઈ અહીં સંક્ષેપમાં આપ્યા છે.]

—:૦:—

દરેક વસ્તુનું કાર્ય અંતરંગ કારણથી જ થાય છે; બહારના કારણથી કોઈ કાર્ય થતું નથી. જો બહારના કારણથી કાર્ય થતું હોય તો ચોખાના બીમાંથી ઘઉં અને ઘઉંના બીમાંથી ચોખા થવાનો પ્રસંગ આવશે, જડમાંથી ચેતન, ને ચેતનમાંથી જડ થશે,–એમ થતાં વસ્તુનો કોઈ નિયમ રહેતો નથી–માટે કહ્યું છે કે–

"कहीं पर भी अंतरंग कारणसे ही कार्यकी उत्पत्ति होती है" (પુસ્તક ૬ પાનું ૧૬૬) એટલે બધી વસ્તુઓનાં કાર્યની ઉત્પત્તિ અંતરંગ કારણથી જ (વસ્તુની પોતાની શક્તિથી જ) થાય છે–એ નિયમ છે. આમાં અનેક પ્રશ્નોના સમાધાન આવી જાય છે.

અંતરંગ કારણ = દ્રવ્યની શક્તિ, ઉપાદાનકરણ.

બહિરંગ કારણ = પર દ્રવ્યની હાજરી, નિમિત્તકારણ.

કોઈ કાર્યો બાહ્ય પદાર્થોના કારણથી ઉત્પન્ન થતાં નથી એ નિશ્ચય છે, જો બહારના કારણે કાર્યની ઉત્પત્તિ થતી હોય તો ચોખામાંથી ઘઉં થવા જોઈએ પણ તેમ કયાંય થતું નથી; માટે કોઈ દ્રવ્યનું કાર્ય બીજા દ્રવ્યના કારણથી થતું નથી પણ તે દ્રવ્યની પોતાની શક્તિથી જ થાય છે.

ત્રણકાળ, ત્રણલોકમાં એવું દ્રવ્ય નથી કે જે દ્રવ્યનું કાર્ય બીજા દ્રવ્યથી થતું હોય! જો કોઈપણ દ્રવ્યનું કાર્ય બીજા દ્રવ્યથી થતું હોય તો જીવમાંથી જડ અને જડમાંથી જીવ થઈ જવાનો પ્રસંગ આવી પડશે; પરંતુ કાર્ય અને કારણ એક જ દ્રવ્યમાં હોય એ સિદ્ધાંતથી દરેક દ્રવ્યનું કાર્ય તે દ્રવ્યના અંતરંગ કારણથી જ સ્વતંત્રપણે થાય છે, તેથી ઉપર્યુક્ત દોષ આવતો નથી. આમાં દરેક કાર્ય થવામાં ઉપાદાન નિમિત્તનો ખુલાસો આવી જાય છે.

✩

# ઉપાસક સંસ્કાર

શ્રી પદ્મનંદી પચ્ચીસીના છઠ્ઠા અધ્યાયમાં 'ઉપાસક' એટલે આત્માની ઉપાસના કરનારા ધર્માત્મા કેવા હોય, અથવા વીતરાગી દેવ—ગુરુના ઉપાસક શ્રાવકો કેવા હોય તેનું સુંદર વર્ણન છે. આ અધિકાર ઉપર પૂ ગુરુદેવના પ્રવચનો બે વખત થયેલા છે.

પહેલી ગાથામાં વ્રતતીર્થના પ્રવર્તક શ્રી આદિનાથ ભગવાનને તથા દાનતીર્થના પ્રવર્તક શ્રી શ્રેયાંસરાજાને યાદ કરીને મંગલાચરણ કર્યું છે; બીજી અને ત્રીજી ગાથામાં રત્નત્રય તે ધર્મ છે, ને તે જ મોક્ષનો માર્ગ છે—એમ બતાવ્યું છે; ચોથી ગાથામાં તે રત્નત્રયધર્મના આરાધક જીવોના બે ભેદ બતાવ્યા —નિર્ગ્રંથ મુનિ અને ગૃહસ્થ શ્રાવક; પછી પાંચમી અને છઠ્ઠી ગાથામાં ધર્માત્મા શ્રાવકોને પણ ધર્મના મૂળ કારણ કહ્યા છે. ૨૦મી ગાથામાં કહ્યું છે કે શ્રાવક ધર્માત્માઓ ગુણવાન મનુષ્યો વડે સંમત છે—પ્રશંસનીય છે—આદરણીય છે; સજ્જનોએ અવશ્ય તેમનો આદરસત્કાર કરવો જોઈએ. વળી ૨૧મી ગાથામાં પણ શ્રી પદ્મનંદીસ્વામી કહે છે કે આ દુઃષમકાળમાં જે શ્રાવક ભક્તિસહિત યથાવિધિ ચૈત્ય—ચૈત્યાલય કરાવે છે તે ભવ્ય સજ્જનોવડે વંદ્ય છે. 'भव्यः स वंद्यः सताम्!' જૈનધર્મમાં મુનિઓ તો કાંઈ મંદિર વગેરેનો આરંભ સમારંભ કરતા નથી; જિનમંદિર બંધાવવા વગેરે કાર્યો શ્રાવકો કરે છે. ધર્માત્મા શ્રાવકો ભક્તિપૂર્વક વીતરાગ સર્વજ્ઞ અર્હંત પરમાત્મા પ્રત્યેના બહુમાનથી મોટા મોટા જિનાલયો બંધાવે છે; જુઓને, મૂડબિદ્રિમાં "ત્રિભુવનતિલકચૂડામણિ" નામનું કેવું મોટું જિનમંદિર હતું? અને શ્રવણબેલગોલમાં બાહુબલી ભગવાનના કેવા મોટા ભવ્ય પ્રતિમા છે? એવા મંદિરો અને પ્રતિમાઓ ધર્માત્મા શ્રાવકો ભક્તિપૂર્વક કરાવે છે. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનની ઉપાસના ઉપરાંત વીતરાગ-દેવની ભક્તિ—પૂજાનો આવો ભાવ શ્રાવકને આવે છે, તેની આ વાત છે.

શ્રાવકના અંતરમાં સર્વજ્ઞ પરમાત્માની, નિર્ગ્રંથ મુનિઓની અને તેઓના કહેલા શાસ્ત્રોની ઓળખાણ અને બહુમાન છે; તેથી તે ભક્તિપૂર્વક જિનબિંબ કરાવે છે, જિન-મંદિરો બંધાવે છે, મુનિરાજ મળે તો બહુમાનપૂર્વક ભક્તિથી દાનાદિ કરે છે, તેમ જ ભક્તિપૂર્વક શાસ્ત્રોનું વ્યાખ્યાન કરે છે, તથા વિશાળબુદ્ધિવાળા ભવ્ય જીવોને વાંચવા માટે પુસ્તકો આપે છે. આચાર્યદેવ કહે છે કે અહો! આવા જ્ઞાનદાન વડે ભવ્ય જીવો અલ્પ-કાળમાં કેવળજ્ઞાન પામે છે. (જુઓ, દેશવ્રતઉદ્યોતન ગાથા : ૧૦) ગૃહસ્થપણામાં રહેલા જીવોએ પ્રથમ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન સહિત રાગની મંદતા કરીને ગૃહસ્થધર્મને દીપાવવો જોઈએ...એ ધ્યાન રાખવું કે ગૃહસ્થપણાનીય મૂળ શોભા તો સમ્યગ્દર્શનની ઉપાસનાથી જ છે, ને તે ભૂમિકામાં ભક્તિપૂજાના આવા શુભભાવો હોય છે. ☆

# સમાધિશતક

'સમાધિશતક'ના રચનાર શ્રી પૂજ્યપાદ સ્વામી વિક્રમ સંવતના લગભગ સાતમા સૈકામાં થઈ ગયેલા મહાન દિગંબર સંત છે, તેમનું બીજું નામ દેવનંદી હતું, તેઓ વિદેહક્ષેત્રે સીમંધર ભગવાન પાસે ગયા હતા એવો પણ શિલાલેખોમાં ઉલ્લેખ છે. તેમણે તત્ત્વાર્થસૂત્રની 'સર્વાર્થસિદ્ધિ' ટીકા તથા જૈનેન્દ્રવ્યાકરણ વગેરે મહાન ગ્રંથો રચ્યા છે. તેમની અગાધબુદ્ધિને લીધે યોગીઓએ તેમને 'જિનેન્દ્રબુદ્ધિ' કહ્યા છે.–આવા મહાન આચાર્યના રચેલા સમાધિશતક ઉપર ગુરુદેવના પ્રવચનનો એક અંશ અહીં આપ્યો છે.

અજ્ઞાન દશામાં તો દેહને જ આત્મા માનીને ભ્રમથી વ્યર્થ ચેષ્ટાઓ કરી, પણ હવે દેહથી ભિન્ન ચૈતન્યમૂર્તિ આત્માનું ભાન થતાં જ્ઞાનીની ચેષ્ટા કેવી થઈ જાય છે તે ૨૨ મી ગાથામાં બતાવે છે. આ દેહાદિથી જુદો, જ્ઞાનાનંદસ્વરૂપ જ હું છું–એવું જ્યાં સ્વસંવેદનથી સમ્યક્ ભાન થયું ત્યાં ધર્માત્મા જાણે છે કે અરે ! અત્યાર સુધી તો પથ્થરમાં પુરુષની ભ્રાંતિની માફક આ અચેતન શરીરને જ મેં આત્મા માન્યો ને તેની સાથે વ્યર્થ ચેષ્ટાઓ કરી. જેમ અંધારાને લીધે કોઈ પુરુષ પથ્થર કે ઝાડના ઠૂંઠાને પુરુષ માનીને તેને બોલાવે, તેના ઉપર પ્રેમ કરે, તેની સાથે લડે, એમ અનેક પ્રકારે તેની સાથે ભ્રાંતિથી ચેષ્ટા કરે... પણ જ્યાં પ્રકાશ થાય ને દેખાય કે અરે, આ તો પુરુષ નથી પણ પથ્થર છે–ઠૂંઠું છે, મેં ભ્રાંતિથી વ્યર્થ ચેષ્ટા કરી ...! તેમ અજ્ઞાનરૂપી અંધારાને લીધે અજ્ઞાની અચેતન શરીરાદિને જ આત્મા માનીને તેની સાથે પ્રીતિ કરતો, બાહ્ય વિષયોને પોતાના ઇષ્ટ–અનિષ્ટકારી માનીને તેમના પ્રત્યે રાગ–દ્વેષ કરતો, હું જ ખાઉં છું, હું જ પીઉં છું, હું જ બોલું છું, આ ઇંદ્રિયો હું જ છું–એમ માનીને અનેક પ્રકારે ભ્રાંતિથી ચેષ્ટા કરતો, પણ હવે જ્યાં જ્ઞાનપ્રકાશ થયો.... ને સ્વસંવેદનવડે આત્માને દેહથી ભિન્ન જાણ્યો ત્યાં ધર્મી જાણે છે કે અરે ! આ દેહ તો અચેતન છે, તે હું નથી, છતાં તેને જ આત્મા માનીને અત્યાર સુધી મેં વ્યર્થ ચેષ્ટાઓ કરી પણ હવે એ ભ્રાંતિ ટળી ગઈ છે. જડ શરીરથી ભિન્ન આત્મા જાણ્યો છે એટલે જ્ઞાની ઈંદ્રિયોનો દાસ નથી પણ તેનાથી ઉદાસ છે, અને અતીન્દ્રિય–આત્માનો દાસ (ઉપાસક) છે, જેમ લાકડાનો થાંભલો મારાથી જુદો છે તેમ આ દેહ પણ મારાથી જુદો છે. હું તો અરૂપી ચૈતન્યસ્વરૂપી સ્વસંવેદ્ય છું. શરીરથી મારી જાત જ જુદી છે. શરીર રૂપી, હું અરૂપી; શરીર જડ, હું ચેતન; શરીર સંયોગી, હું અસંયોગી; શરીર વિનાશી, હું અવિનાશી; શરીર આંધળું, હું દેખતો; શરીર ઇંદ્રિયગ્રાહ્ય, હું અતીન્દ્રિય–સ્વસંવેદન ગ્રાહ્ય; શરીર મારાથી બાહ્ય પરતત્ત્વ, અને હું

અંતરંગ ચૈતન્યમૂર્તિ સ્વતત્ત્વ, આ રીતે શરીરને અને મારે અત્યંત ભિન્નતા છે. આવા અત્યંત ભિન્નપણાના વિવેકથી જ્યાં ભેદજ્ઞાન થયું અને યથાર્થ તત્ત્વશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન થયું ત્યાં શરીરાદિમાં આત્મબુદ્ધિનો ભ્રમ છૂટી ગયો, ને દેહાદિ પરદ્રવ્યોથી ઉપેક્ષિત થઈને ચિદાનંદસ્વભાવમાં વળ્યો...આનું નામ સમાધિ છે. ભિન્ન આત્મતત્ત્વના ચિંતન વિના સમાધિ થાય જ નહિ. સમાધિ વગર સુખ કે શાંતિ કેવાં ? માટે સૌથી પહેલાં ભેદજ્ઞાનના અભ્યાસવડે દેહાદિથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ આત્માને જાણવો તે જ સમાધિનું મૂળ છે.

# પરમાર્થ વચનિકા

**પં. બનારસીદાસજી 'પરમાર્થવચનિકા'માં લખે છે કે :—** જ્ઞાતા તો મોક્ષમાર્ગ સાધી જાણે પણ મૂઢ મોક્ષમાર્ગ સાધી જાણે નહિ....બાહ્યક્રિયા કરતો થકો મૂઢ જીવ પોતાને મોક્ષમાર્ગનો અધિકારી માને છે, પણ અંતર્ગર્ભિત અધ્યાત્મરૂપ ક્રિયા –જે અંતર્દૃષ્ટિગ્રાહ્ય છે તે ક્રિયાને મૂઢ જીવ જાણે નહિ, કારણ અંતર્દષ્ટિના અભાવથી અંતર્ક્રિયા દૃષ્ટિગોચર આવે નહિ; તેથી મિથ્યાદૃષ્ટિ જીવ મોક્ષમાર્ગ સાધવાને અસમર્થ છે.

....સમ્યગ્દૃષ્ટિ જીવ અંતર્દષ્ટિવડે મોક્ષપદ્ધતિ સાધી જાણે છે......સમ્યગ્જ્ઞાન અને સ્વરૂપાચરણની કણિકા જાગ્યે મોક્ષમાર્ગ સાચો......મૂઢ જીવ બંધપદ્ધતિને સાધતો થકો તેને મોક્ષમાર્ગ કહે તે વાત જ્ઞાતા માને નહિ; કેમકે બંધને સાધવાથી બંધ સધાય પણ મોક્ષ સધાય નહિ. જ્યારે જ્ઞાતા કદાચિત બંધપદ્ધતિનો વિચાર કરે ત્યારે તે જાણે કે આ બંધપદ્ધતિથી મારું દ્રવ્ય અનાદિકાળથી બંધરૂપ ચાલ્યું આવ્યું છે, હવે એ પદ્ધતિનો મોહ તોડી વર્ત ! આ પદ્ધતિનો રાગ પૂર્વની જેમ હે નર ! તું શા માટે કરે છે ? તે ક્ષણમાત્ર પણ બંધપદ્ધતિમાં મગ્ન થાય નહિ. તે જ્ઞાતા પોતાનું સ્વરૂપ વિચારે, અનુભવે, ધ્યાવે, ગાવે, શ્રવણ કરે, તથા નવધા ભક્તિ, તપ, ક્રિયા પોતાના શુદ્ધસ્વરૂપસન્મુખ થઇને કરે, એ જ્ઞાતાનો આચાર છે.

( આ વચનિકા ઉપર ગુરુદેવનાં પ્રવચન થઈ ગયા છે. )

# પ્ર વ ચ ન સા ર

[સમયસારનું સાથીદાર એવું જે પ્રવચનસાર, તેની ૮૦-૮૧-૮૨ મી ગાથામાં કુંદકુંદસ્વામીએ મોહક્ષયનો જે અમોઘ ઉપાય બતાવ્યો છે......તે ગુરુદેવના હૃદયમાં કોતરાઈ ગયો છે, ગુરુદેવ જ્યારે પ્રવચનમાં એ ઉપાયના પુરુષાર્થનો ધોધમાર ઉપદેશ કરતા હોય ત્યારે શ્રોતાના અંતરમાં જાગતી ઊર્મિઓ વડે મોહ તૂટુંતૂટું થતો હોય છે.]

———☆ ☆ ☆———

**જે જાણતો અર્હંતને ગુણ દ્રવ્ય ને પર્યયપણે**
**તે જીવ જાણે આત્મને, તસુ મોહ પામે લયખરે. ૮૦**

જે ખરેખર દ્રવ્ય-ગુણ-પર્યાયપણે અર્હંતને જાણે છે તે પોતાના આત્માને જાણે જ છે, ને તેનો મોહ ક્ષય પામે છે.-આમ કહીને આચાર્યદેવે મોહક્ષયનો અફરમાર્ગ બતાવ્યો છે.

કોઈને એમ શંકા થાય કે અત્યારે તો અહીં અરિહંત નથી તો પછી અરિહંતને જાણવાની વાત કેમ કરી? તો તેનું સમાધાન કરે છે. ભાઈ! અહીં અરિહંતની વાત નથી કરી પણ અરિહંતનું સ્વરૂપ જાણવાની વાત કરી છે; અરિહંતની અહીં જ સાક્ષાત્ હાજરી હોય તો જ તેમનું સ્વરૂપ જાણી શકાય એવો કોઈ પ્રતિબંધ નથી. અમુક ક્ષેત્રમાં અત્યારે અર્હંત નથી પણ તેમનું હોવાપણું અન્યત્ર-મહાવિદેહક્ષેત્ર વગેરેમાં તો અત્યારે પણ છે. અરિહંતપ્રભુ સામે સાક્ષાત્ બિરાજતા હોય ત્યારે પણ તેમનું સ્વરૂપ જ્ઞાનદ્વારા જ નક્કી થાય છે. ત્યાં અરિહંત તો આત્મા જ છે, તેમના દ્રવ્ય-ગુણ કે પર્યાય નજરે તો દેખાતા નથી છતાં જ્ઞાનદ્વારા તેમના સ્વરૂપનો નિર્ણય થઈ શકે છે, તો પછી તેઓ ક્ષેત્રે જરાક દૂર હોય ત્યારે પણ જ્ઞાનદ્વારા તેમનો નિર્ણય અવશ્ય થઈ શકે છે. સાક્ષાત્ બિરાજતા હોય ત્યારે પણ આંખથી તો અરિહંતનું શરીર દેખાય છે, શું શરીર તે અરિહંતના દ્રવ્ય-ગુણ-પ્રર્યાય છે? કે શું દિવ્યવાણી તે અરિહંતના દ્રવ્ય-ગુણ-પર્યાય છે?-ના, એ બધું તો આત્માથી જુદું છે. ચૈતન્યસ્વરૂપ આત્મા દ્રવ્ય, તેના જ્ઞાન-દર્શનાદિ ગુણો અને તેની કેવળજ્ઞાનાદિ પર્યાય તે અરિહંત છે, તે દ્રવ્ય-ગુણ-પર્યાયને યથાર્થપણે ઓળખે તો અરિહંતનું સ્વરૂપ જાણ્યું કહેવાય. સાક્ષાત્ અરિહંતપ્રભુની સામે બેસીને સ્તવન કરે પરંતુ તેમના દ્રવ્ય-ગુણ-પર્યાયનું સ્વરૂપ ન સમજે તો તેણે અરિહંતની સ્તુતિ કરી નથી

ક્ષેત્રથી નજીક અરિહંતની હાજરી હોય કે ન પણ હોય તેની સાથે સંબંધ નથી પણ પોતાના જ્ઞાનમાં તેમના સ્વરૂપનો નિર્ણય છે કે નહિ તેની સાથે સંબંધ છે. ક્ષેત્રથી નજીક અરિહંતપ્રભુ બિરાજતા હોય પરંતુ તે વખતે જો જ્ઞાન વડે પોતે તેમના સ્વરૂપનો નિર્ણય ન કરે તો તે જીવને આત્મા જણાય નહિ અને તેના માટે તો અરિહંત ઘણા

દૂર છે, અને અત્યારે ક્ષેત્રથી નજીક અરિહંતપ્રભુ ન હોવા છતાં પણ જો પોતાના જ્ઞાન-વડે અત્યારે પણ અરિહંતપ્રભુના સ્વરૂપનો નિર્ણય કરે તો આત્માની ઓળખાણ થાય અને તેના માટે અરિહંતપ્રભુ નજીક હાજરાહજુર છે, એના અંતરમાં જ અરિહંતદેવ બિરાજે છે. ક્ષેત્ર અપેક્ષાએ વાત નથી પણ ભાવ અપેક્ષાએ વાત છે. સાચી સમજણનો સંબંધ તો ભાવ સાથે છે.

અરિહંત ક્યારે છે અને ક્યારે નથી–તે કહ્યું. મહાવિદેહક્ષેત્રમાં અથવા તો ભરત ક્ષેત્રમાં ચોથા કાળે સાક્ષાત્ અરિહંત વખતે પણ જે આત્માઓએ દ્રવ્ય-ગુણ–પર્યાયપણે અરિહંતના સ્વરૂપનો ખરો નિર્ણય પોતાના જ્ઞાનમાં ન કર્યો તે જીવોના જ્ઞાનમાં તો તે વખતે પણ અરિહંતની હાજરી નથી, અને ભરતક્ષેત્રમાં પંચમકાળે સાક્ષાત્ અરિહંતની ગેરહાજરીમાં પણ જે આત્માઓએ દ્રવ્ય–ગુણ-પર્યાયપણે અરિહંતના સ્વરૂપનો ખરો નિર્ણય પોતાના જ્ઞાનમાં કર્યો તેઓને માટે તો અરિહંતપ્રભુ સાક્ષાત્ મોજૂદ બિરાજે છે.

સમવસરણમાં પણ જે જીવો અરિહંતના સ્વરૂપનો નિર્ણય કરીને આત્મસ્વરૂપ સમજ્યા તે જીવોને માટે જ અરિહંતપ્રભુ મોહક્ષયના નિમિત્ત કહેવાયા, પણ જેઓએ નિર્ણય ન કર્યો તેમને માટે તો સાક્ષાત્ અરિહંતપ્રભુ પણ ધર્મના નિમિત્ત કહેવાયા નહીં. અત્યારે પણ જે અરિહંતનો નિર્ણય કરીને આત્મસ્વરૂપ સમજે તેને જ્ઞાનમાં અરિહંતપ્રભુ નિમિત્ત કહેવાય છે.

જેની દૃષ્ટિ નિમિત્ત ઉપર છે તે ક્ષેત્રને જુએ છે કે અત્યારે આ ક્ષેત્રે અરિહંત નથી; ભાઈ રે! અરિહંત નથી પરંતુ અરિહંતને નક્કી કરનાર તારું જ્ઞાન તો છે ને? એ જ્ઞાનને લંબાવ તો ભાવભેદ તૂટી જશે, ને ક્ષેત્રભેદ પણ નડશે નહિ. જેની દૃષ્ટિ ઉપાદાન ઉપર છે તે પોતાના જ્ઞાનના જોરે અરિહંતનો નિર્ણય કરીને ક્ષેત્રભેદ કાઢી નાખે છે. અરિહંત તો નિમિત્ત છે, અંતર્મુખ થઈને તે અરિહંતનો નિર્ણય કરનાર જ્ઞાનનો મહિમા છે. મૂળ સૂત્રમાં "जो जाणदि" એમ કહ્યું છે એટલે જાણનાર જ્ઞાન તે મોહ-ક્ષયનું કારણ છે. પરંતુ અરિહંત તો જુદા છે, તેઓ આ આત્માનો મોહક્ષય કરતા નથી.

સમવસરણમાં બેસનાર જીવ પણ અરિહંતથી તો દૂર ક્ષેત્રે જ બેસે છે એટલે ક્ષેત્રથી તો તેને પણ દૂર છે અને અહીં પણ ક્ષેત્રથી જરા વધારે દૂર છે, પરંતુ ક્ષેત્રથી દૂર પડયો એટલે શું? જેણે ભાવમાં અરિહંતને નજીક કર્યા તેને સદાય નજીક બિરાજે છે અને જેણે ભાવમાં અરિહંતને દૂર કર્યા તેને દૂર છે. ક્ષેત્રે નજીક હો કે ન હો તેથી શું? ભાવ સાથે મેળ કરીને નજીકપણું કરવું છે. અહો! અરિહંતના વિરહ ભૂલાવી દીધા, કોણ કહે છે કે અત્યારે અરિહંતપ્રભુ નથી?

આ પંચમ આરાના મુનિનું કથન છે, પંચમકાળે આ થઈ શકે છે. જે કોઇ જીવ પોતાના જ્ઞાન વડે અરિહંતના દ્રવ્ય–ગુણ–પર્યાયને જાણે તેનો દર્શનમોહ નાશ થાય છે. ☆

# પદ્મનંદી પંચવિંશતિકા

[શ્રી પદ્મનંદી મુનિરાજે રચેલું આ વૈરાગ્યરસભરપૂર અધ્યાત્મશાસ્ત્ર,—જેને શ્રીમદ્ રાજચંદ્રજીએ પરમ પ્રેમથી 'વનશાસ્ત્ર' કહીને સંબોધ્યું છે, તે પૂ. ગુરુદેવને ઘણું પ્રિય છે; તેમાં ૨૬ અધિકારો છે; ગુરુદેવ અવારનવાર (ખાસ કરીને પર્યુષણ વખતે) પ્રવચનમાં તેના અધિકારો વાંચે છે. અહીં વીસ વર્ષ પહેલાંના પ્રવચનનો થોડોક ભાગ આપ્યો છે.]

ભગવાન આત્માના શુદ્ધ સ્વરૂપની યથાર્થ પ્રીતિ–પ્રતીતિ વગર રાગ–દ્વેષનો ખરેખરો ત્યાગ થઈ શકે નહિ. રાગ–દ્વેષના ત્યાગ વગર શરીરાદિ સંયોગનો ત્યાગ હોય નહિ અને અશરીરી સ્વરૂપ પ્રગટે નહિ. શ્રી પદ્મનંદી સ્વામી કહે છે કે—

तत्प्रति प्रीतिचित्तेन येन वार्तापि हि श्रुता।
निश्चितं स भवेद्भव्यो भाविनिर्वाणभाजनम् ।।२३।।
(એકત્વ અધિકાર)

ગાથાનો પહેલો જ શબ્દ 'તત્પ્રતિ' છે, તેનો અર્થ શું? જેવી પ્રીતિ પર ઉપર છે તેવી પ્રીતિ આત્મા ઉપર આવવી જોઈએ. પુણ્ય–પાપની પ્રીતિ છોડીને આવા નિર્મળ આત્માની **પ્રીતિ કરીને** એકવાર પણ જેણે આત્મસ્વરૂપની વાત સાંભળી છે તે જીવ જરૂર ભાવિ મુક્તિનું ભાજન થાય છે. જીવે પ્રસન્ન ચિત્તથી કદી આ વાત સાંભળી નથી, કાને તો પડી પણ જ્યાં સુધી પરની રુચિ રહે ત્યાં સુધી આત્માની રુચિ થતી નથી, અને આત્માની રુચિ વગર આ શબ્દો કાને પડે તે સાંભળ્યું ન કહેવાય.

અહીં અપૂર્વ સ્વભાવની વાત પ્રીતિથી ક્યારે સાંભળી કહેવાય? જો અંતરમાં પુણ્યની પણ પ્રીતિ ન રાખે તો. સંસાર પ્રત્યેના રાગની પ્રીતિ ઘટાડીને આત્માની વાત સાંભળે તો સાંભળ્યું છે, પણ જો સંસારનો રાગ ઘટાડયા વગર સાંભળે તો તેણે આત્માની વાત પ્રીતિથી સાંભળી નથી પણ રાગની વાત સાંભળી છે. હું ચૈતન્ય છું, મારું તત્ત્વ પુણ્ય–પાપની બધી વૃત્તિને છોડનાર છે–એવો પ્રેમ અંતરમાં જાગે ત્યારે આત્માની પ્રીતિ થઈ કહેવાય.

અહીં 'પ્રીતિથી સાંભળી' એમ કહ્યું છે, તેમાં સામે સંભળાવનારા જ્ઞાની નિમિત્ત છે એમ જાહેર કર્યું છે. જ્ઞાન જેમાં હોય તેમાંથી આવે, ન્યાય તો ગંભીર છે પણ ટૂંકમાં કહેવાય છે.

જેણે કોઈ વિકાર રાખવા જેવો માન્યો તેને નિર્વિકાર સ્વરૂપની રુચિ નથી. 'પ્રીતિથી સાંભળી છે' એમ કહ્યું તેમાં સાંભળનારમાં પરની રુચિનો ત્યાગ, સ્વની પ્રીતિ–એવો જે ભાવ જાગ્યો છે તે ઉપાદાન છે અને ચૈતન્યની વાત સંભળાવનાર જ્ઞાની તે નિમિત્ત બતાવ્યું છે. જ્ઞાની સંભળાવનાર પણ એવા નથી કે રાગથી લાભ બતાવે. આ રીતે ઉપાદાન નિમિત્ત કેવા જોઈએ તેનું વર્ણન 'પ્રીતિથી' અને 'સાંભળી' તેમાં આવી ગયું છે. સાંભળનાર એવો પાત્ર છે કે જેને ચૈતન્યની જ રુચિ છે ને રાગની રુચિ નથી. સંભળાવનાર પણ એવા જ મળ્યા છે કે જે ચૈતન્યની રુચિ કરાવીને રાગની રુચિ છોડાવે છે.–જ્યાં આવી સંધિપૂર્વક ચૈતન્યની કથાનું શ્રવણ છે ત્યાં અલ્પકાળમાં અવશ્ય મુક્તિ થાય છે–એમ સંતોના કોલકરાર છે.

અહાહા! આવો આત્મા! જે હું પ્રગટ કરવા માગું છું તે તો મારામાં છે અને જે ટાળવા માગું છું તે તો નાશવાન–કૃત્રિમ જ છે. આમ જેને આત્મા પરથી નિરાળો શુદ્ધ છે એવી પ્રતીત થાય, તેનો ખરો પ્રેમ જાગે, તે જીવ રાગ–દ્વેષ–સંયોગ બધું જતું કરીને પણ આત્માની શુદ્ધતા મેળવ્યા વગર રહે નહીં. આવો આત્મા જેમ જે રીતે કહેલ છે તેમ તે રીતે જેણે પ્રીતિથી સાંભળીને આત્મામાં સત્‌નાં બીજડાં રોપ્યાં છે તે ભવિષ્યમાં સહજ શાંતિ ને અકૃત્રિમ સુખરૂપી મોક્ષફળ અવશ્ય પામે છે.

—☆ ☆ ☆—

## સિદ્ધચક્ર વિધાન.....

સોનગઢમાં ત્રણ વખત સિદ્ધચક્રવિધાન–મહાપૂજન થયું....એ મહાપૂજન વખતે ગુરુદેવ પણ કેટલોક ટાઈમ ઉપસ્થિત રહેતા....ને પૂજનનું પુસ્તક ધ્યાનથી વાંચીને, તેમાં રહેલા અધ્યાત્મભાવો પ્રત્યે પ્રસન્નતાથી લક્ષ ખેંચતા. તેમાં પાંચમી પૂજાના અંતે સિદ્ધ ભગવંતોના આનંદનું વર્ણન કરતાં કહે છે કે–આ જગતમાં જેટલા પુદ્‌ગલપરમાણુઓ ભૂતકાળમાં શબ્દરૂપ થયા છે ને ભવિષ્યમાં થશે તે બધાયને અનંતવાર અનંતગુણા કરવામાં આવે, અને એ રીતે શબ્દના વિસ્તારનો જે મહારાશી થાય, તે બધોય એકત્ર થઈને ધારો કે સિદ્ધપરમાત્માના ગુણસમૂહનો ઉચ્ચાર કરે તો પણ, સિદ્ધ ભગવાનના એક સમયના આનંદનો અનંતમો ભાગ પણ કહી શકતા નથી, તો અમે તો કયા પ્રકારે તેનું કથન કરીએ?

# દ્વાદશ અનુપ્રેક્ષા

[ કાર્તિકેયસ્વામી રચિત દ્વાદશઅનુપ્રેક્ષા એ વૈરાગ્યનો અદ્ભુત ગ્રંથ છે, શ્રીમદ રાજચંદ્રને પણ એ અતિ પ્રિય હતો. તેમાં બાર વૈરાગ્ય ભાવનાઓનો સુંદર ઉપદેશ છે. આ શાસ્ત્ર ઉપર પૂ. ગુરુદેવના પ્રવચનો થઇ ગયેલા છે. તેમાંથી જરાક ભાગ અહીં આપ્યો છે. ]

અહો, અડોલ દિગંબરવૃત્તિને ધારણ કરનારા, વનમાં વસનારા અને ચિદાનંદસ્વરૂપ આત્મામાં ડોલનારા મુનિવરો, જેઓ છઠ્ઠે-સાતમે ગુણસ્થાને આત્માના અમૃતકુંડમાં ઝૂલે છે, એવા સંતમુનિવરો પણ વૈરાગ્યની બાર ભાવના ભાવીને વસ્તુસ્વરૂપ ચિંતવે છે. વસ્તુસ્વરૂપને લક્ષમાં રાખીને વૈરાગ્યની આ બાર ભાવનાઓ ભાવવા જેવી છે. આ ભાવનાઓને આનંદની જનની કીધી છે; કેમકે વસ્તુસ્વરૂપ-અનુસાર વૈરાગ્યની ભાવનાઓનું ચિંતવન કરતાં ચિત્તની સ્થિરતા થઇને ભવ્ય જીવને આનંદ થાય છે. તેથી આ ભાવનાઓ 'ભવિકજન આનંદજનની' છે, અને તે સાંભળતાં જ ભવ્ય જીવોને મોક્ષમાર્ગમાં ઉત્સાહ ઊપજે છે. અહા, તીર્થંકરો પણ દીક્ષા વખતે જેનું ચિંતન કરે એવી વૈરાગ્ય-રસમાં ઝૂલતી આ બાર ભાવનાઓ ભાવતાં કયા ભવ્યને આનંદ ન થાય? અને કયા ભવ્યને મોક્ષમાર્ગનો ઉત્સાહ ન જાગે ??

સવારમાં જેને રાજસિંહાસન ઉપર દેખ્યો હોય તે જ સાંજે સ્મશાનમાં રાખ થતો દેખાય છે-આવા પ્રસંગો તો સંસારમાં અનેક દેખાય છે, છતાં મોહમૂઢ જીવોને વૈરાગ્ય નથી આવતો. બાપુ ! સંસારને અનિત્ય જાણીને તું આત્મા તરફ વળ...એક વાર તારા આત્મા તરફ જો. બહારના ભાવો અનંત કાળ કર્યાં છતાં શાંતિ ન મળી. માટે હવે તો અંતર્મુખ થા. આ સંસાર કે સંસારના સંયોગો સ્વપ્ને પણ ઇચ્છવા જેવા નથી, અંતરનું એક ચિદાનંદ તત્ત્વ જ ભાવના કરવા જેવું છે.

અનિત્ય અધિકારની છેલ્લી ગાથામાં કહે છે કે હે જીવ ! સંસારમાં ધન, યૌવન જીવન વગેરે બધું ક્ષણભંગુર છે એમ સાંભળીને, તે વિષયો પ્રત્યેના મહામોહને તું છોડ, અને તારા ચિત્તને નિર્વિષય કરીને ચૈતન્યની ભાવનામાં જોડ;-આમ કરવાથી તું ઉત્તમ સુખને પામીશ. **અમારો વૈરાગ્યઝરતો ઉપદેશ સાંભળીને, હે જીવ! અનાદિથી જેની પ્રીતિ નથી કરી એવા ચૈતન્યતત્ત્વ સાથે પ્રીતિ જોડ: ચૈતન્યસ્વભાવની ભાવનાથી તારો આત્મા પરમ સુખમય બનશે, પરમ આનંદમય અવિનાશી સિદ્ધપદની તને પ્રાપ્તિ થશે.**

# સમયસાર-કળશટીકા

સમયસારની ટીકામાં ૨૭૮ કળશ છે, એ અધ્યાત્મરસભરપૂર કળશ ઉપર લગભગ ૩૦૦ વર્ષ પહેલાં શ્રીમાન્ પં. રાજમલજીએ સુંદર ટીકા રચી છે. ઢૂંઢારી હિન્દીભાષામાં લખાયેલી આ ટીકા ગુરુદેવને ખૂબ પ્રિય છે, હાલમાં તેનું આધુનિક હિન્દીમાં સંસ્કરણ થયું છે. ગુરુદેવ તેના ઉપર અવારનવાર પ્રવચન કરે છે.

સમયસારના ૧૧૦ મા કળશમાં શુદ્ધ પરિણતિરૂપ જ્ઞાનધારાને જ મોક્ષનું કારણ કહ્યું ને એ સિવાય સમસ્ત વિકલ્પોને બંધનાં જ કારણ કહ્યા. તેની સ્પષ્ટતા કરતાં શ્રી રાજમલ્લજી કહે છેઃ

'અહીં કોઈ ભ્રાંતિ કરશે-મિથ્યાદૃષ્ટિને યતિપણું ક્રિયારૂપ છે તે બંધનું કારણ છે, પણ સમ્યગ્દૃષ્ટિને જે યતિપણું શુભ ક્રિયારૂપ છે તે મોક્ષનું કારણ છે, કેમકે અનુભવ-જ્ઞાન તથા દયા, વ્રત, તપ સંયમરૂપી ક્રિયા-એ બંને મળીને જ્ઞાનાવરણાદિ કર્મનો ક્ષય કરે છે.'—આવી પ્રતીત કોઈ અજ્ઞાની જીવ કરે છે,-તેનું સમાધાન આ પ્રમાણે છેઃ—

જે કોઈ પણ શુભ-અશુભ ક્રિયા-બહિર્જલ્પરૂપ વિકલ્પ અથવા અંતર્જલ્પરૂપ અથવા દ્રવ્યના વિચારરૂપ અથવા શુદ્ધસ્વરૂપના વિચાર ઇત્યાદિ-છે તે સમસ્ત કર્મબંધનું કારણ છે; એવી ક્રિયાનો એવો જ સ્વભાવ છે. સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિનો એવો તો કાંઇ ભેદ નથી. (અર્થાત્ ઉપર અજ્ઞાનીએ કહ્યું તે પ્રમાણે શુભક્રિયા મિથ્યાદૃષ્ટિને તો બંધનું કારણ થાય ને તે જ ક્રિયા સમ્યગ્દૃષ્ટિને મોક્ષનું કારણ થાય એવો તો તેમનો ભેદ નથી.) એવી ક્રિયાથી તો તેને (સમકિતીને પણ) બંધ છે અને શુદ્ધસ્વરૂપ પરિણમનમાત્રથી મોક્ષ છે. જો કે એક જ કાળે સમ્યગ્દૃષ્ટિ જીવને શુદ્ધજ્ઞાન પણ છે અને ક્રિયારૂપ પરિણામ પણ છે,-પરંતુ તેમાં વિક્રિયારૂપ જે પરિણામ છે તેનાથી તો એકલો બંધ થાય છે, તેનાથી કર્મનો ક્ષય એક અંશ પણ થતો નથી-એવું વસ્તુનું સ્વરૂપ છે,—તો ઇલાજ શો? તે કાળે જ્ઞાનીને શુદ્ધસ્વરૂપનું અનુભવજ્ઞાન પણ છે, તે જ્ઞાન વડે ત્યારે કર્મનો ક્ષય થાય છે, તેનાથી એક અંશમાત્ર પણ બંધન થતું નથી,—વસ્તુનું આવું જ સ્વરૂપ છે, તે જેમ છે તેમ કહીએ છીએ."

(જુઓ સમયસાર કળશટીકા પાનું ૧૧૨)

ઉપર મુજબ ખુલાસો કરીને પછી તે કળશનો અર્થ વિસ્તારથી લખ્યો છે. તેમાં પણ તે બાબતની સ્પષ્ટતા છે; તેમાં છેવટે લખે છે કે-...."શુભક્રિયા કદી પણ મોક્ષનું સાધન થઇ શકતી નથી, તે કેવળ બંધની જ કરનારી છે-એવી શ્રદ્ધા કરવાથી જ મિથ્યાબુદ્ધિનો નાશ થઇને સમ્યગ્જ્ઞાનનો લાભ થશે. મોક્ષનો ઉપાય તો એક માત્ર નિશ્ચયરત્નત્રયમય આત્માની શુદ્ધવીતરાગ પરિણતિ છે."

# ઉપાદાન–નિમિત્ત–દોહા

ભૈયા ભગવતીદાસજીએ ૪૭ દોહાદ્વારા તથા પં. બનારસીદાસજીએ રચેલા ૭ દોહા દ્વારા ઉપાદાન નિમિત્તની સ્વતંત્રતાનું જે સ્પષ્ટીકરણ કર્યું છે તે ગુરુદેવને ખાસપ્રિય છે ને પ્રવચનમાં અનેકવાર તેના ઉપર વિવેચન કરીને નિમિત્તાધીન દૃષ્ટિનું અત્યંત નિરાકરણ તેમણે કર્યું છે. તેની થોડીક ભૂમિકા અહીં ઓગણીસ વર્ષ પહેલાંના પ્રવચનમાંથી આપી છે.

---

**આ** ઉપાદાન–નિમિત્તનો સંવાદ છે. ઉપાદાન અને નિમિત્ત એ બંનેનો ઝગડો અનાદિથી છે. ઉપાદાનની દૃષ્ટિવાળો એમ કહે છે કે જ્ઞાન દર્શન–ચારિત્રાદિ નિજ ગુણોની સંભાળ કરવાથી આત્માનું કલ્યાણરૂપી કાર્ય થાય. નિમિત્તાધીન દૃષ્ટિવાળો એમ કહે છે કે શરીરાદિની ક્રિયા કરવાથી કે દેવ-ગુરુ-શાસ્ત્ર અને શુભભાવ વગેરે નિમિત્તના આશ્રયથી આત્માનું કલ્યાણ થાય–આ પ્રમાણે પોતપોતાની વાત સિદ્ધ કરવા ઉપાદાન અને નિમિત્ત બંને દલીલો રજુ કરે છે, અને એ ઝગડાનું અહીં વીતરાગશાસનમાં સાચા જ્ઞાન વડે સમાધાન થાય છે.

અનાદિથી જગતના અજ્ઞાની જીવોની દૃષ્ટિ પર ઉપર છે તેથી 'મારા આત્માનું કલ્યાણ કરવાની મારામાં તાકાત નથી, હું પાંગળો–શક્તિ વગરનો છું, કોઈક પર નિમિત્ત મને સમજાવી દે તો મારું કલ્યાણ થાય' એમ પરની ઓથે આત્માનું કલ્યાણ અનાદિથી માને છે. પણ એ રીતે પરાશ્રયથી હજીસુધી કિંચિત્ કલ્યાણ થયું નથી ને થવાનું પણ નથી. જ્ઞાનીની દૃષ્ટિ પોતાના આત્મા ઉપર છે તેથી તે એમ માને છે કે આત્મા પોતે પુરુષાર્થ કરે તો મુક્તિ થાય. પોતાના પુરુષાર્થ સિવાય કોઈકના આશ્રયથી કલ્યાણ થશે એમ માનવું તે અજ્ઞાન છે. આ રીતે ઉપાદાન કહે–આત્માથી કલ્યાણ થાય, નિમિત્ત કહે-પરચીજના આશ્રયથી કલ્યાણ થાય. એમાં નિમિત્તની વાત તદ્દન અજ્ઞાન ભરેલી–ખોટી છે–એમ આ સંવાદથી સિદ્ધ કર્યું છે. એટલે નિમિત્તાધીન દૃષ્ટિવાળો હારે છે, ને ઉપાદાનદૃષ્ટિવાળો જીતે છે–એમ પંડિતજીએ ૨૫૦ વર્ષ પહેલાં ચુકાદો આપ્યો છે.

ઉપાદાન એટલે વસ્તુની સહજ શક્તિ. આત્મા પરથી જુદો છે, દેહાદિ કોઈ પર વસ્તુથી આત્માનું કલ્યાણ નથી, મારા જ્ઞાનાનંદસ્વરૂપના આશ્રયે જ મારું કલ્યાણ છે–એમ સ્વાશ્રયે શ્રદ્ધા–જ્ઞાન–રમણતા કરવાં તે મોક્ષનું ઉપાદાન કારણ છે.

નિમિત્ત એટલે અનુકૂળ સંયોગી બીજી ચીજ. જ્યારે આત્મા પોતાના ઉપાદાનથી સાચા શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્ર કરે ત્યારે સાચા દેવ–ગુરુને, પંચમહાવ્રતાદિના શુભરાગને કે વજ્રર્ષભનારાચ સંહનન વગેરેને નિમિત્ત કહેવાય.

દેવ–ગુરુ–શાસ્ત્ર મારાથી જુદા છે, પુણ્ય–પાપના ભાવો પણ સ્વાશ્રિત મોક્ષમાર્ગથી જુદા છે, તે પણ મારું સ્વરૂપ નથી, હું જ્ઞાનાદિ અનંત ગુણનો પિંડ છું–એમ જીવ પોતાની શક્તિની સંભાળ કરે તે ઉપાદાનકારણ છે. પોતાની સહજશક્તિ તે ઉપાદાન છે. ઉપાદાન શક્તિ ત્રિકાળ સહજ સ્વભાવરૂપ છે અને ઉપાદાનકારણ તે પર્યાય છે. જે જીવ ઉપાદાન-શક્તિને સંભાળીને ઉપાદાનકારણ પ્રગટ કરે તેને મુક્તિરૂપી કાર્ય પ્રગટે જ. પણ નિમિત્તોની સામે જોયા કરે તેથી કાંઈ મુક્તિરૂપી કાર્ય પ્રગટે નહિ.

આ સંબંધમાં આગળ ૪૨મા શ્લોકમાં એમ કહ્યું છે કે "ઉપાદાન અને નિમિત્ત તો બધા જીવોને હોય છે પણ જે વીર છે તે નિજશક્તિને સંભાળી લે છે અને ભવનો પાર પામે છે." આમાં નિજશક્તિની સંભાળ કરવી તે ઉપાદાનકારણ છે, અને તે જ મુક્તિનું કારણ છે. આત્મામાં શક્તિ તો બધી પડી છે પણ તે શક્તિની જ્યારે પોતે સંભાળ કરે ત્યારે શ્રદ્ધા–જ્ઞાન–સ્થિરતારૂપ મુક્તિનો ઉપાય થાય, પણ પોતાની શક્તિની સંભાળ કર્યા વગર મુક્તિનો ઉપાય થાય નહિ; એ વાત આ સંવાદમાં ઉપાદાન નિમિત્તની સામસામી દલીલો પૂર્વક બતાવી છે.

આત્માનો ઉપાદાનસ્વભાવ મન, વાણી, દેહ વગરનો છે, તેને કોઈ પરવસ્તુની સહાય નથી. આવી સહજ શક્તિનું જે ભાન કરે તે ઉપાદાનસ્વભાવને જાણે, ઉપાદાન-સ્વભાવને જાણ્યો તે ઉપાદાનકારણ થયું અને તે વખતે દેવ–ગુરુ–શાસ્ત્ર વગેરે જે હાજર હોય તે નિમિત્ત કહેવાય છે. ઉપાદાન–નિમિત્તની સ્વતંત્રતાની આ વાત બહુ સરસ સમજવા જેવી છે. શાસ્ત્રના આધારોથી અપૂર્વ કથન કર્યું છે.

* * *

## આત્માનુશાસન

આત્માને વૈરાગ્ય પ્રેરનારું ને આરાધનાનો ઉપદેશ દેનારું શાસ્ત્ર તે આત્માનુશાસન; તેના રચયિતા શ્રી ગુણભદ્રસ્વામી; આ શાસ્ત્રના પણ અનેક મહત્ત્વના ભાગો પૂ. ગુરુદેવ અવારનવાર પ્રવચનમાં સંભળાવે છે.

☆ ☆ ☆

'સમ્યક્ત્વ-આરાધના'ના મહિમા સંબંધમાં આ શાસ્ત્રમાં (પૃ. ૯) કહ્યું છે કે–"જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ સાત તત્ત્વોનો યથાવત્

નિશ્ચય, આત્મામાં તેનો વાસ્તવિક પ્રતિભાસ તે જ સમ્યગ્દર્શન છે. પંડિત અને બુદ્ધિમાન મુમુક્ષુને મોક્ષસ્વરૂપ પરમ સુખસ્થાને નિર્વિઘ્ન પહોંચાડવામાં એ પ્રથમ પગથિયારૂપ છે. જ્ઞાન, ચારિત્ર અને તપ એ ત્રણે સમ્યકત્વ સહિત હોય તો જ મોક્ષાર્થે સફળ છે, વંદનીય છે, કાર્યગત છે, અન્યથા તે જ (જ્ઞાન, ચારિત્ર અને તપ) સંસારના કારણરૂપપણે જ પરિણમ્યે જાય છે. ટૂંકામાં સમ્યકત્વ રહિત જ્ઞાન તે જ અજ્ઞાન, સમ્યકત્વ રહિત ચારિત્ર તે જ કષાય અને સમ્યકત્વ વિનાનું તપ તે જ કાયકલેશ છે. જ્ઞાન, ચારિત્ર અને તપ એ ત્રણે ગુણોને ઉજ્જવળ કરનાર એવી એ સમ્યક્ શ્રદ્ધા પ્રથમ આરાધના છે. બાકીની ત્રણ આરાધના એક સમ્યકત્વના વિદ્યમાનપણામાં જ આરાધકભાવે પ્રવર્તે છે. એ પ્રકારે સમ્યકત્વનો કોઈ અકથ્ય અને અપૂર્વ મહિમા જાણી તે પવિત્ર કલ્યાણમૂર્તિરૂપ સમ્યગ્દર્શનને, આ અનંત અનંત દુઃખરૂપ એવા અનાદિ સંસારની આત્યંતિક નિવૃત્તિ અર્થે હે ભવ્યો! તમે ભક્તિપૂર્વક અંગીકાર કરો, સમયે સમયે આરાધો."

ચાર આરાધનામાં સમ્યકત્વ–આરાધનાને પ્રથમ કહેવાનું શું કારણ? એમ શિષ્યને પ્રશ્ન થતાં શ્રી આચાર્યદેવ તેનું સમાધાન કરે છે– (પૃ. ૧૧)

शम–बोध–वृत्त–तपसां, पाषाणस्यैवगौरवंपुंष :
पूज्यं महामणेरिव तदेवसम्यक्त्वसंयुक्तम् ।। १५ ।।

આત્માને મંદ કષાયરૂપ ઉપશમભાવ, શાસ્ત્રાભ્યાસરૂપ જ્ઞાન, પાપના ત્યાગરૂપ ચારિત્ર અને અનશનાદિરૂપ તપ એનું જે મહત્પણું છે તે સમ્યકત્વ સિવાય માત્ર પાષાણબોજ સમાન છે, તે આત્માર્થ ફળદાતા નથી; પરંતુ જો તે જ સામગ્રી સમ્યકત્વ સહિત હોય તો મહામણિ સમાન પૂજનિક થઈ પડે, અર્થાત્ વાસ્તવ્ય ફળદાતા અને ઉત્કૃષ્ટ મહિમા યોગ્ય થાય.

પાષાણ અને મણિ એ બંને એક પથ્થરની જાતિના છે અર્થાત્ જાતિ અપેક્ષાએ તો એ બંને એક છે, તોપણ શોભા, ઝલક આદિના વિશેષપણાને લઈને મણિનો થોડો ભાર ગ્રહણ કરે તો પણ ઘણી જ મહત્વતાને પામે, પણ પાષાણનો ઘણો ભાર માત્ર તેના ઉઠાવનારને કષ્ટરૂપ જ થાય છે, તેવી જ રીતે મિથ્યાત્વક્રિયા અને સમ્યકત્વક્રિયા એ બંને ક્રિયા અપેક્ષાએ તો એક જ છે; તથાપિ અભિપ્રાયના સત્–અસત્પણાના તથા વસ્તુના ભાન બેભાનપણાના કારણને લઈને મિથ્યાત્વસહિત ક્રિયાનો ઘણો ભાર વહન કરે તો પણ તે વાસ્તવ્ય મહિમાને કે આત્મલાભને પામે નહિ, પરંતુ સમ્યકત્વસહિત અલ્પ ક્રિયા પણ યથાર્થ 'આત્મલાભદાતા' અને અતિ મહિમાયોગ્ય થાય. માટે સમ્યકત્વ–આરાધના પ્રધાન છે, ને તે પ્રથમ કર્તવ્ય છે.

# સ ત્તા સ્વ રૂ પ

આજથી ૧૫૦ લગભગ વર્ષ પહેલાં જયપુરમાં થયેલા પં. શ્રી ભાગચંદ છાજડે સત્તા સ્વરૂપમાં સર્વજ્ઞના સ્વરૂપનો નિર્ણય અને જૈન બનવાની સાચી રીત સુંદર રીતે સમજાવી છે, ગુરુદેવે આ પુસ્તક ઉપર પ્રવચનો કરેલા છે, તેનો જરાક નમૂનો અહીં આપ્યો છે.

સર્વજ્ઞ પરમાત્મા જિનેશ્વર અરિહંતદેવનો સેવક થવા માટે આખી દુનિયાને મૂકી દેવી પડે એટલે કે જગતની દરકાર છોડી દેવી પડે. આખા જગતનીપ્રતિકૂળતા આવી પડે તો ય ભગવાન અરિહંતદેવની શ્રદ્ધા અને ભક્તિ ન છોડાય. પોતાના પુરુષાર્થથી સંસાર તરફનો અશુભ ભાવ છેદીને સાચા દેવ-ગુરુ પ્રત્યેની ભક્તિ, પૂજા, વિનય વગેરેનો શુભ ભાવ આવ્યા વગર ગૃહીત મિથ્યાત્વ પણ ટળે નહીં.

ભગવાનના ભક્ત ભગવાનને પધરાવતાં કહે છે કે—

"આવો આવો સીમંધરનાથ અમ ઘેર આવો રે,
રૂડા ભક્તિવત્સલ ભગવંત નાથ પધારો રે.
હું કઈ વિધ પૂજું નાથ કઈ વિધ વંદું રે?
મારે આંગણે વિદેહીનાથ જોઈ જોઈ હરખું રે...."

વીતરાગી દેવ-ગુરુની ભક્તિ ઊછળતા વીરતરાગના સેવક કહે છે કે હે પ્રભુ! હે નાથ! આપને કઈ રીતે પૂજું? આખી દુનિયાનો મોહ વોસરાવી દઈને અને તન, મન, ધન અર્પી દઈને તે વડે તમારી પૂજા કરું કે કઇ રીતે પૂજું! અહીં વિનય અને ભક્તિનો ઉલ્લાસ છે. પહેલાં તો વીતરાગ દેવ-ગુરુની ભક્તિમાં સર્વસ્વ અર્પણતા જોઈએ, તે વિના વીતરાગનો ભક્ત કહેવાય નહીં.

ભીડને સંભાળે તે ભગવાનનો ભક્ત નથી. જગતમાં ભીડ કેવી? અરિહંતનો ભક્ત ભીડને ભાળતો જ નથી. એ તો નીકળ્યો તે નીકળ્યો, અરિહંતદેવનો સેવક થયો, હવે અરિહંતપદ લીધે જ છૂટકો! અરિહંતનો ભક્ત થયો તે અરિહંતપદ લીધા વગર રહે જ નહીં. અરિહંત જેવા થયે જ છૂટકો, આનું નામ અરિહંતનો ભક્ત, આનું નામ વીતરાગનો સેવક અને આનું નામ જૈન.

☆☆

# સ્વયંભૂ-સ્તોત્ર અને સ્તુતિવિદ્યા

શ્રી સમન્તભદ્રસ્વામી જૈનશાસનના મહાપ્રભાવશાળી સંત હતા...કુંદકુંદપ્રભુ પછી લગભગ ૧૮૦ વર્ષ બાદ તેઓ થયા. ભગવાનની ઉત્તમ સ્તુતિઓનો તેમણે એવો ધોધ વહેવડાવ્યો છે કે તેઓ જૈનસાહિત્યમાં "આદ્ય સ્તુતિકાર" તરીકે પ્રસિદ્ધ છે. તેઓશ્રીએ રચેલી ૨૪ તીર્થંકર ભગવંતોની સ્તુતિ ઘણી રોમાંચક, ઘણી ગંભીર ને ઘણી રહસ્યપૂર્ણ છે, તે "સ્વયંભૂસ્તોત્ર" તરીકે સુપ્રસિદ્ધ છે; તે સ્તુતિ વખતે ચંદ્રપ્રભસ્વામીની પ્રતિમા પ્રગટી હતી. તે સ્તુતિ ઉપર પૂ. ગુરુદેવે કેટલાક પ્રવચનો કર્યા છે.

☆

એ પ્રવચન વખતે એકવાર ગુરુદેવે કહ્યું કે સમન્તભદ્રસ્વામીને જિનેન્દ્ર ભગવાનની સુંદર સ્તુતિ કરવાનું વ્યસન હતું. જિનેન્દ્ર ભગવાનની સ્તુતિનો પ્રસંગ આવે ત્યાં તેમના હૃદયના તાર ઝણઝણી ઊઠતા....જિનેન્દ્ર ભગવાન પ્રત્યે તેમને એવી લગની હતી-જાણે કે જિનેન્દ્રભક્તિને માટે પોતાની જાતને અર્પણ કરી દીધી હોય! તેમના જ શબ્દોમાં જોઈએ તો 'સ્તુતિવિદ્યા' ગા.૧૧૪માં વીરજિનેન્દ્રને અનુલક્ષીને તેઓ કહે છે કે:-

सुश्रद्धा मम ते मते स्मृतिरपि त्वय्यर्चनं चाऽपि ते<br>
हस्तावंजले कथा-श्रुति-रतः कर्णोऽक्षि संप्रेक्षते।<br>
सुस्तुत्यां व्यसनं शिरो नतिपरं सेवेद्दशी येन ते<br>
तेजस्वी सुजनोहमेव सुकृती तेनैव तेजःपते ॥

હે ભગવન્! મારી સુશ્રદ્ધા આપના મતમાં છે, મારી સ્મૃતિ પણ સદા આપનું જ સ્મરણ કરે છે. હું પૂજન પણ આપનું જ કરું છું, મારા હાથ આપને જ અંજલિ જોડવા માટે છે, મારા કાન આપના જ ગુણોની કથા સાંભળવામાં લીન રહે છે. મારી આંખ આપના જ સુંદર રૂપને દેખ્યા કરે છે, અને મને જે વ્યસન છે તે આપની સુંદર સ્તુતિઓ રચવાનું જ છે, મારું મસ્તક પણ આપને જ પ્રણામ કરવામાં તત્પર રહે છે.-હે પ્રભો! આમ સર્વ પ્રકારે હું આપનું આરાધન કર્યા કરું છું! તેથી હે તેજપતે! -હે કેવળજ્ઞાની પ્રભો! હું તેજસ્વી છું, સુજન છું અને સુકૃતી છું.

વ્યસન એટલે લગની; જેને જેનું વ્યસન હોય તેના વગર તે રહી શકતો નથી; જેમ બીડી, અફીણ વગેરેનો કુવ્યસની તેના વગર રહી શકતો નથી ને તે વસ્તુ તરફ જોતાં જ તે તરફ તેની વૃત્તિ ઝૂકી જાય છે, તેમ ભગવાનનો ભક્ત-જેને ચૈતન્યના પરમ-ગુણોના આસ્વાદનની રુચિનું વ્યસન લાગ્યું છે તેને પરમાત્મા પ્રત્યે પ્રમોદ ઊછળે છે કે અહો નાથ! આપના ગુણોની શી વાત! અમે તો આપના દાસાનુદાસ છીએ....અમને વ્યસન લાગ્યું છે-આપની ઉત્તમ સ્તુતિ કરવાનું. નાથ! આપના ગુણો દેખીને અમારાથી રહી શકાતું નથી ને સહેજે આપની સ્તુતિ થઈ જાય છે. આપના ગુણો પ્રત્યેનો અમારો પ્રમોદ ઝાલ્યો રહેતો નથી. આપની વીતરાગતાનું (અને અંદરમાં પોતાના વીતરાગ સ્વભાવનું)

એવું અચિંત્ય બહુમાન છે કે એના સ્તવન વગર એક દિવસ પણ રહી શકતો નથી. નાથ! લગની હોય તો તારી વીતરાગતાની છે, બીજી કોઈ વસ્તુની લગની આ જગતમાં નથી.

સ્તુતિકાર–આચાર્ય સ્વયંભૂસ્તોત્રમાં મહાવીરપ્રભુની સ્તુતિ કરતાં કહે છે કે–

"પરમત મૃદુવચન રચિત ભી હૈ, નિજગુણ–સંપ્રાપ્તિ રહિત વહ હૈ;
તવ મત નયભંગ વિભૂષિત હૈ, સુસમન્તભદ્ર નિર્દૂષિત હૈ." (૧૪૩)

હે વીરનાથ જિનદેવ! આપનું અને આપના જેવા બીજા અનંતા તીર્થંકરોનું જે અનેકાન્તશાસન છે તે ભદ્રરૂપ છે, કલ્યાણકારી છે; અને આપના શાસનથી ભિન્ન જે પરમત છે તે કાનોને પ્રિય લાગે એવી મધુર રચનાવાળા હોવા છતાં, આત્મહિતકારી એવા બહુગુણોની સંપત્તિથી રહિત છે, સર્વથા એકાન્તવાદનો આશ્રય લેવાને કારણે તેના સેવનથી નિજગુણોની પ્રાપ્તિ થતી નથી; તેમ જ તે યથાર્થ વસ્તુસ્વરૂપના નિરૂપણમાં અસમર્થ હોવાથી અપૂર્ણ છે, બાધાસહિત છે અને જગતને માટે અકલ્યાણકારી છે. પરંતુ હે નાથ! અનેક નયભંગોથી વિભૂષિત આપનો અનેકાન્તમત યથાર્થ વસ્તુસ્થિતિના નિરૂપણમાં સમર્થ છે, બહુગુણોની સંપત્તિથી યુક્ત છે અર્થાત્ તેના સેવનવડે બહુ ગુણોની પ્રાપ્તિ થાય છે, અને તે સર્વ પ્રકારે ભદ્રરૂપ છે, નિર્બાધ છે, વિશિષ્ટ શોભાસંપન્ન છે અને જગતને માટે કલ્યાણરૂપ છે.

ઘણા પ્રમોદપૂર્વક ગુરુદેવે કહ્યું: વાહ જુઓ તો ખરા....કેવી સ્તુતિ કરી છે!! અહો, સર્વજ્ઞ વીતરાગદેવનું અનેકાન્તશાસન સર્વે જીવોને કલ્યાણકારી છે, તેમાં જ નિજગુણની પ્રાપ્તિ છે. વસ્તુમાં એક સમયમાં ઉત્પાદ–વ્યય–ધ્રુવતા, ક્ષણે ક્ષણે બદલે છતાં નિજગુણ અનંતગુણ એમને એમ ટકી રહે– આવી વસ્તુસ્થિતિ સર્વજ્ઞ સિવાય બીજા કોઈ પ્રગટ કરી શકે નાહ. હે નાથ! તારું અનેકાન્તશાસન જ 'સમન્તભદ્રરૂપ' (સર્વ પ્રકારે કલ્યાણરૂપ) અને નિર્દોષ છે. હે નાથ! તારા આવા નિર્દોષ અનેકાન્તશાસનને મૂકીને બીજા એકાન્ત શાસનને કોણ સેવે?

જિનશાસનના ઘણા મહિમાપૂર્વક ગુરુદેવે કહ્યું–અહા, જુઓ તો ખરા! સમન્તભદ્રાચાર્યે કેવી સરસ સ્તુતિ કરી છે! તેમણે રચેલી આ ૨૪ તીર્થંકરોની સ્તુતિમાં ઘણા ગંભીર ભાવો ભર્યા છે. તેમને માટે એવો ઉલ્લેખ છે કે તેઓ ભવિષ્યમાં તીર્થંકર થશે. આવા સમન્તભદ્રસ્વામી–મહાવીતરાગી સંત, તેમનું વચન અત્યંત પ્રમાણભૂત છે. જેવું ભગવાન કુંદકુંદાચાર્યનું વચન, અને જેવું અમૃતચંદ્રાચાર્યનું વચન તેવું જ સમન્તભદ્રસ્વામીનું વચન! તેઓ સ્પષ્ટ કહે છે કે એક અર્હંત દેવનું અનેકાન્તમય જિનશાસન જ સર્વે જીવોને ભદ્રરૂપ અને મંગળરૂપ છે.

**સર્વે જીવોને ભદ્રકારી અનેકાન્તસ્વરૂપ જિનનીતિ**
**જયવંત વર્તે છે.**

# ઋષભજિનસ્તોત્ર ( પદ્મનંદીપચ્ચીસી )

ગુરુદેવ અધ્યાત્મરસની ધારાની માફક જ્યારે જિનેન્દ્રભક્તિનો પ્રવાહ વહાવતા હોય ત્યારે પણ શ્રોતાજનો મુગ્ધ બનીને ડોલી ઊઠે છે: એવી ભક્તિના પ્રવાહમાંથી અહીં માત્ર એક અંજલિનું જ રસાસ્વાદન કરાવ્યું છે.

—(:)—

**શ્રી** શાંતિનાથ ભગવાનથી ઠેઠ આજ સુધી વીતરાગશાસન અતૂટપણે ચાલી રહ્યું છે; ઋષભદેવ ભગવાનની પછી, શ્રી શાંતિનાથ ભગવાન થયા ત્યારથી પહેલાં વચ્ચે સાત વખત વિચ્છેદ પડી ગયા હતા. પણ શાંતિનાથ ભગવાન થયા ત્યારથી અત્યાર સુધી વિચ્છેદ વગર અચ્છિન્નપણે શાસન ચાલી રહ્યું છે. આ રીતે ગણધરો, ઇન્દ્રો અને ચક્રવર્તીઓ પણ જેનું સેવન કરે છે એવું શાસન જયવંત વર્તે છે.

જેણે આત્માનું હિત કરવું છે તે જીવોએ પ્રથમ શું કરવું ? પ્રથમ સાચા દેવ–ગુરુ–શાસ્ત્રની ઓળખાણપૂર્વક માન્યતા જોઈએ. અરિહંત દેવ, નિર્ગ્રંથ ગુરુ અને આત્માની પૂર્ણતા બતાવનારા અનેકાંતસ્વરૂપ શાસ્ત્રોની જ માન્યતા હોય, તે હિતમાં નિમિત્ત થઈ શકે પરંતુ કુદેવ–કુગુરુ–કુશાસ્ત્ર તો કોઈ પ્રકારે હિતમાં નિમિત્ત થાય નહિ. જેને *સાચા દેવ–ગુરુ–શાસ્ત્રની શ્રદ્ધામાં જ ભૂલ છે તેને આત્મહિત થાયજ નહિ,*–પછી ભલે તે પોતાની માન્યતા અનુસાર ત્યાગ–વ્રત વગેરે કરે. માટે આત્મહિતના જિજ્ઞાસુઓએ સાચા દેવ–ગુરુ–શાસ્ત્રને ઓળખીને ખોટા દેવ–ગુરુ–શાસ્ત્રની માન્યતા સર્વ પ્રથમ છોડવી જોઈએ.

આત્માનો સ્વભાવ સમજીને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર પ્રગટ કરવાં તે નિશ્ચયભક્તિ છે, અને જ્યાં સંપૂર્ણ વીતરાગતા ન હોય ત્યાં પૂર્ણ વીતરાગી પરમાત્માની તેમ જ મુનિઓની ઓળખાણપૂર્વક તેમના પ્રત્યે ભક્તિ અને અર્પણતાનો શુભરાગ હોય છે તે વ્યવહારભક્તિ છે.

જેને અરિહંતદેવની ઓળખાણ અને તેમના પ્રત્યે ભક્તિ–અર્પણતા નથી તેને પોતાના શુદ્ધાત્માની ભક્તિ ઊગે નહિ. આ જગતમાં પૂર્ણ પરમાત્મસ્વરૂપ બતાવનાર દેવ શ્રી અરિહંત પરમાત્મા જ છે. પૂર્ણ પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિના ઇચ્છક જીવોને પ્રથમ અરિહંતદેવની ભક્તિ ઊછળ્યા વગર રહેતી નથી.

જેમ પતિવ્રતા સ્ત્રીને બીજો પતિ ન હોય તેમ સાચા જિજ્ઞાસુ જીવોને અરિહંતદેવ સિવાય બીજો દેવ ન હોય. જે અરિહંતદેવ સિવાય કુદેવાદિને કોઈપણ પ્રકારે માને છે તે વીતરાગનો ભક્ત નથી; સર્વજ્ઞ વીતરાગદેવને ગુણો વડે બરાબર ઓળખે તો તેમના પ્રત્યે સાચી ભક્તિ ઊછળે.

તીર્થંકર પ્રભુના જન્મ-કલ્યાણકને સ્વર્ગના દેવો પણ ઊજવે છે. તેમનો જન્મ થતાં એકાવતારી ઇન્દ્રો પણ નાચી ઉઠે છે કે ધન્ય અવતાર! ધન્ય પ્રભુ! આ દેહે તારી મુક્તિ થવાની છે. તું અસંખ્ય જીવોનો ઉદ્ધાર કરનાર છો. જે વીતરાગ ભગવાનને નમે તે વીતરાગતાનો આદર કરે પણ રાગનો આદર ન કરે, અને કુદેવ-કુગુરુ-કુશાસ્ત્રને તો સ્વપ્ને પણ સાચાં ન માને. માથું જાય પણ સાચા દેવ-ગુરુ-શાસ્ત્ર સિવાય બીજાને માને નહિ અને રાગમાં ધર્મ માને નહિ. આવી જિનેન્દ્રભક્તિ તે ધર્મ પામવા માટેની પાત્રતા છે.

ભગવાનના ભક્તો જ્યાં ત્યાં ભક્તિને જ મલાવે છે. ચંદ્રમાં હરણ જેવો આકાર દેખાય છે તે શું છે? આચાર્યદેવ ભક્તિ કરતાં અલંકારથી કહે છે કે હે નાથ! હરણિયાંને સંગીતનો બહુ શોખ હોય છે. સુધર્મ-સ્વર્ગના દેવો મધુર સ્વરથી આપની વીતરાગતાનાં ગાણાં ગાય છે, તે સાંભળવા માટે આ લોકનું હરણિયું ચંદ્રલોકમાં ગયું છે અને ત્યાં બેઠું બેઠું તારા ગાણાં સાંભળે છે. કોઈ કહે—અરે, ચંદ્રલોકમાં હરણિયાને ઘાસ ક્યાંથી મળશે? ત્યાં ઘાસ તો હોતું નથી. તો હરણિયું કહે છે કે અરે ભાઈ! ભગવાનના ગાણાં સાંભળવામાં એવા મશગૂલ છીએ કે ભૂખને ભૂલી જઈએ. ભગવાનનાં ગાણાં સાંભળતાં અમારો આત્મા આનંદથી ડોલી ઊઠે! આમ જેને આત્માની રુચિ છે તે વીતરાગનાં ગાણાં ગાય છે. એકવાર પણ અંતરના ઉલ્લાસથી ઊછળીને જો વીતરાગ પ્રભુની સાચી ભક્તિ જીવ કરે તો જન્મ-મરણનો અંત આવેજ. અહીં એકલા શુભરાગની વાત નથી, પરંતુ વીતરાગની ભક્તિમાં વીતરાગભાવની ઓળખાણ અને વીતરાગભાવનો અંતરથી આદર તે જ મુક્તિનું કારણ છે.

☆

ઓ પંખીડા! જાજે....
પ્રભુના દેશમાં....
બોલજે કહેજે....
સંદેશમાં....ઓ પંખીડા....

કહેજે કે તુમ ભક્તે
લીધી પ્રતિજ્ઞા....
જીવે છે ત્યાગીના
ભાવમાં....ઓ પંખીડા!

# कषायप्राभृत : जयधवला

ભગવાનશ્રી ગુણધરઆચાર્યદેવે દિવ્યધ્વનિની પરંપરાના કેટલાક રહસ્યને 'કષાયપ્રાભૃત'શાસ્ત્રમાં ગૂંથ્યું. એ શાસ્ત્રો કુંદકુંદસ્વામીથી પણ પહેલાં રચાયેલા છે. તેના ઉપર શ્રી વીરસેનઆચાર્યદેવે અદ્‌ભુત ટીકા ૬૦,૦૦૦ શ્લોકપ્રમાણ કરી છે. અત્યારસુધી તાડપત્ર ઉપર લખાયેલા આ શાસ્ત્રોના મૂડબિદ્રિમાં માત્ર દર્શન જ થતા. પણ આ કાળે શ્રુતજ્ઞાની સંતોના મહાપ્રતાપે એ શાસ્ત્રો પ્રસિદ્ધિમાં આવ્યા; આ શાસ્ત્રોમાં રહેલી દિગંબરસંતોની વાણી વાંચતાં જ ગુરુદેવના અંતરમાં અત્યંત પ્રમોદ અને ભક્તિભાવ જાગે છે...શ્રી જયધવલા પુ. ૧ પૃષ્ઠ ૧૧૫ ઉપર શ્રુતપંચમીના પવિત્ર દિવસે કરેલા પ્રવચનોમાં ગુરુદેવનો પ્રમોદ અને ભક્તિભાવ જોઈ શકાશે....તેઓ કહે છે કે અહો ! દિગંબરસંતોએ વીતરાગના પેટના અમૃતનો પ્રવાહ વહેતો મૂક્યો છે.

●—●—●

દિ. સંતોએ પોતાના હૃદયકુંડમાં વીતરાગના પેટના અમૃત ભરી રાખ્યા છે ને તેનો પ્રવાહ અહીં વહેતો મૂક્યો છે. અહા! જગતના ભાગ્ય છે કે વીતરાગની વાણી રહી ગઈ! આ કેવળજ્ઞાનીએ કહેલી વાત છે. અને કેવળજ્ઞાન સાધનારા દિગંબર સંતોએ આ વાત સંઘરી છે, તે જ અહીં કહેવાય છે.

ચારિત્ર કેવું હોય તેનો અધિકાર છે. સંયમના નિભાવ માટે નિર્દોષ આહારની વૃત્તિ ઊઠે તે પણ નિશ્ચયચારિત્રનો ભંગ છે; નિશ્ચયચારિત્રનું સ્વરૂપ કહેવાશે.

દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવે લાગેલા દોષનો ત્યાગ કરવો તે પ્રત્યાખ્યાન છે, અથવા સમસ્ત પ્રકારના દોષોને પચખીને સ્વરૂપમાં જ સ્થિર રહેવાની પ્રતિજ્ઞા કરવી તે પ્રત્યાખ્યાન છે. અને એકવાર સ્વરૂપની સ્થિરતા થઈ ગયા પછી તેનાથી ખસવું તે નિશ્ચયપ્રત્યાખ્યાનનો દોષ છે.

પ્રતિક્રમણ :—પ્રત્યાખ્યાનમાં લાગેલા દોષોથી પાછું ફરવું તે પ્રતિક્રમણ છે, અર્થાત્ પ્રત્યાખ્યાનમાં લાગેલા દોષોથી (અસ્થિરતાથી) પાછા ફરીને સ્વરૂપમાં ફરી સ્થિર થવું તે પ્રતિક્રમણ છે.

મુનિ સમાધિમરણ વખતે નિર્દોષ આહારની વૃત્તિનો પણ ત્યાગ કરે છે, તેને અહીં પ્રતિક્રમણ કહ્યું છે; તેથી શિષ્યને પ્રશ્ન ઊઠયો છે કે–સમાધિ વખતે તો મુનિ આહારાદિનો ત્યાગ કરે છે એટલે તે પ્રત્યાખ્યાન કહેવાય, તેને બદલે તમે તેને પ્રતિક્રમણ કેમ કહ્યું ?

તેનો ઉત્તર :–સમાધિમરણ વખતે મુનિને પ્રતિક્રમણ કહ્યું તેનું કારણ-'જે પોતે પ્રતિક્રમણ ન હોય પણ પ્રતિક્રમણ જેવું હોય તેને પણ ઉપચારથી પ્રતિક્રમણ કહેવાય છે, તેથી અહીં મુનિ જે સંથારો કરે છે તેનો ઉપચારથી પ્રતિક્રમણ તરીકે સ્વીકાર કર્યો છે.

મુનિ સમાધિ વખતે શું વિચારે છે કે–"પરમ વીતરાગ દશા સિવાય જે કાંઈ સંયમ, વ્રત કે મહાવ્રત પાળવાની શુભ રાગવૃત્તિ ઊઠે છે તે અમારા વીતરાગી પચ્ચખાણમાં ભંગ પડયો છે. અમારું પચ્ચખાણ તો વીતરાગતા પ્રગટ કરીને કેવળજ્ઞાન પ્રગટ કરવાનું હતું; અમારા પચ્ચખાણમાં સાધક અને સાધ્ય વચ્ચે (ચારિત્ર અને વીતરાગતા વચ્ચે) આંતરો જ ન હોય."

અહા! જુઓ તો ખરા આ મુનિદશા! મુનિપણું અને કેવળજ્ઞાન વચ્ચે આંતરો જ નથી એવું મુનિપણાનું સ્વરૂપ સ્થાપ્યું છે. નિર્ગ્રંથ મુનિપણામાં કાંઈપણ નિર્દોષ આહારની કે પંચમહાવ્રતની વૃત્તિ આવે તે પણ વીતરાગ પચ્ચખાણમાં ભંગરૂપ છે. પહેલાં જ્યારે અમે મુનિપણું લીધું–સાતમેગુણસ્થાને નિર્વિકલ્પદશામાં સ્થિર થયા ત્યારે અમે ચારિત્ર ગ્રહણ કર્યું તે ચારિત્રમાં વીતરાગ થઈ જવાની જ વાત હતી. સમસ્ત પરભાવનો તેમાં ત્યાગ હતો; પાછા રાગમાં આવવાની વાત જ ન હતી, એવું અમારું ચારિત્ર (પ્રત્યાખ્યાન) હતું; પરંતુ અમારા પુરુષાર્થની નબળાઈને કારણે અમે પાછા છઠ્ઠે આવ્યા ને રાગની શુભવૃત્તિ ઊઠી તેટલો અમારા ચારિત્રનો ભંગ થયો છે, તે અમારા નિશ્ચય ચારિત્રના પચ્ચખાણમાં દોષ લાગ્યો છે, તે દોષનો સમાધિમરણ વખતે ત્યાગ કરે છે તે અપેક્ષાએ તેને પ્રતિક્રમણ કહ્યું છે, એમ આચાર્યભગવાન્ કહે છે.

સામાન્ય પ્રત્યાખ્યાનમાં તો વચ્ચે ભેદ પડે જ નહીં, તેમાં વચ્ચે કાંઈ વૃત્તિ ન આવે, જેવો શુદ્ધ સ્વભાવ છે એવી જ શુદ્ધ પર્યાય થઈ જાય તે પ્રત્યાખ્યાન છે.

સાતમા ગુણસ્થાન પછી છઠ્ઠું ગુણસ્થાન આવ્યું તે ચારિત્રનો ભંગ પડ્યો છે, પ્રત્યખ્યાનમાં દોષ લાગ્યો છે. નિશ્ચયમહાવ્રતમાં તો બધા શુભ વિકલ્પો પણ ત્યાગ છે. આત્માનો શુદ્ધ સ્વભાવ તદ્દન નિર્વિકલ્પ છે, તેમાં કાંઈ વૃત્તિ આવે તે બધાનું અમે સાધુ થયા ત્યારે (નિર્વિકલ્પ થયા ત્યારે) પ્રત્યાખ્યાન કર્યું હતું અને અમે તો વસ્તુમાં જ ઠરી જવાનો નિશ્ચય કર્યો હતો. અમારા ચારિત્ર અને કેવળજ્ઞાન વચ્ચે ભેદ ન હતો,–એમ વચ્ચેનો વિકલ્પ તોડી નાખે છે, અમે તો તે જ ક્ષણે વીતરાગતા આવે તેવું ચારિત્ર લીધું હતું; પણ શું કરીએ! અમારી શક્તિની નિર્બળતાએ નિર્દોષ આહાર લેવાની વૃત્તિ આવી ગઈ, એટલો અમારા નિશ્ચય મહાવ્રતમાં ભંગ પડયો, ને અમારું કેવળજ્ઞાન અટકી ગયું.

અહા!!! જુઓ તો ખરા ઉત્તમ સાધુદશા! જુઓ તો ખરા આ વીતરાગી સંતોની વાણી! લોકોનાં ભાગ્ય તો જુઓ! જાણે સાક્ષાત્ વીતરાગની વાણી!! વાત કાને પડતાં અંદર ઝણઝણાટ થઈ જાય છે કે જાણે કેવળજ્ઞાન આવ્યું! સંતોએ પોતાના હૃદયકુંડમાં અમૃત ભરી રાખ્યા છે અને તેનો પ્રવાહ અહીં વહેતો મૂકયો છે. અહા! જગતના ભાગ્ય છે કે વીતરાગની વાણી રહી ગઈ!

આચાર્ય ભગવાન કહે છે કે-અમારું કાર્ય તો એટલું હતું કે વિકલ્પ તોડીને સાતમે ગુણસ્થાને સ્વરૂપની રમણતામાં જોરપૂર્વક ઠર્યા તે ઠર્યા, ત્યાંથી પાછા છઠ્ઠે આવવાની વાત જ ન હતી. સીધી વીતરાગતા જ! છઠ્ઠે આવ્યા તેનો ખેદ છે.

સામાન્ય પ્રત્યાખ્યાનમાં તો ભંગ હોય જ નહીં, પણ વચ્ચે (છઠ્ઠે આવ્યા તેથી) ભંગ પડી ગયો છે એટલે પ્રતિક્રમણ આવે છે. જો સામાન્ય પચ્ચખાણ એકરૂપ રહ્યું હોત તો મુનિને પ્રતિક્રમણ ન કહેવાત. મરણ વખતના પ્રતિક્રમણથી તો ખરી રીતે સામાન્ય પ્રત્યાખ્યાનમાં પડેલા ભંગની સંધિ કરી છે.

આજે શ્રુતપંચમી! આજે જ્ઞાનની આરાધનાનો દિવસ છે. આજે શું ન સમજાય! આજે તો કેવળજ્ઞાનની આરાધના થાય. પાછા ફરવાની વાત જ આ માર્ગમાં નથી. આજે તો ભૂતબલિ અને પુષ્પદંત આચાર્યોએ રચેલા શ્રુતની ચતુર્વિધસંઘે મહાપૂજા કરી હતી, એ શ્રુતપૂજાનો દિવસ છે.

મુનિને સમાધિ વખતે છે તો ખરેખર પ્રત્યાખ્યાન, પણ મુનિદશા વખતે લીધેલા સામાન્ય પ્રત્યાખ્યાનમાંથી ખસી ગયા હતા તેથી પૂર્વના પ્રત્યાખ્યાનનું જ્ઞાન કરાવવા માટે તેને પ્રતિક્રમણ કહ્યું છે; કેમ કે પ્રતિક્રમણ હોય ત્યાં પહેલાં પ્રત્યાખ્યાન હોવું જોઈએ, તે પ્રત્યાખ્યાનમાં ભંગ પડ્યો માટે પ્રતિક્રમણ છે-એ રીતે પૂર્વનું પ્રત્યાખ્યાન યાદ આવે છે. પ્રથમ મુનિદશા વખતે લીધેલા સામાન્ય પચ્ચખાણ અને સમાધિમરણ વચ્ચે સંધિ કરાવવા અહીં પ્રતિક્રમણ કહ્યું છે. સમાધિ વખતે ખરેખર તો મુનિએ ચારિત્ર અને કેવળદશા વચ્ચેના અંતરનો નકાર કર્યો છે. આ ભવે કેવળ નથી પણ આ સમાધિમરણથી મુનિઓ કેવળ સાથે સંધિ કરે છે એમ આચાર્યદેવ કહે છે.

શુદ્ધજ્ઞાનસ્વભાવની સન્મુખતાથી પોતે આવા મોક્ષમાર્ગના ઉપાસક થઈને આચાર્યદેવ બધાય અર્હંતદેવોને સાક્ષીપણે ઉતારીને કહે છે કે અહો! બધાય ભગવાન અર્હંતદેવોએ આવા દર્શન-જ્ઞાન-ચારિત્રની જ મોક્ષમાર્ગપણે ઉપાસના કરી છે -એમ જોવામાં આવે છે. અમે તો દેહાદિ દ્રવ્યલિંગનું મમત્વ છોડીને, શુદ્ધજ્ઞાનના સેવન વડે દર્શન-જ્ઞાન-ચારિત્રની ઉપાસનાથી મોક્ષમાર્ગ સાધી રહ્યા છીએ, ને બધાય અર્હંત ભગવંતોએ પણ આ જ રીતે મોક્ષમાર્ગની ઉપાસના કરી હતી એમ નિઃશંકપણે અમારા નિર્ણયમાં આવે છે.

# બારસ્સ અનુપ્રેક્ષા

બારસ્સ અનુપ્રેક્ષા–કે જે ભગવાન શ્રીકુંદકુંદાચાર્ય રચિત હોવાનું મનાય છે, તેના ઉપર ગુરુદેવે પ્રવચન કરેલા છે. એકવાર દસલક્ષણીપર્યુષણ દરમિયાન તેમાંથી દસધર્મો ઉપર વિવેચન કરેલું; તેમાંથી પહેલા અને છેલ્લા દિવસના પ્રવચનમાંથી કેટલોક સાર અહીં આપ્યો છે.

આજે દસલક્ષણધર્મનો પહેલો દિવસ છે. ઉત્તમક્ષમાદિ જે દસ ધર્મો છે તે સમ્યક્ત્વપૂર્વકના ચારિત્રના ભેદો છે. સમ્યગ્દર્શન વગર તો ઉત્તમક્ષમાદિ કોઈ પણ ધર્મ હોતો નથી. જેને ચૈતન્યનું ભાન નથી ને દેહમાં એકત્વબુદ્ધિ છે તેને પ્રતિકૂળતા આવતા ક્રોધ થયા વિના રહેશે નહિ, એટલે તેને ક્ષમા હોય નહિ.

આજે ઉત્તમક્ષમાધર્મનો દિવસ છે. ચિદાનંદ તત્ત્વના ભાનપૂર્વક તેમાં એકાગ્ર થતાં જગતના બાહ્યપદાર્થો ઉપરથી રાગ–દ્વેષ છૂટી જાય છે, એટલે ગમે તેવા પ્રતિકૂળ બાહ્ય સંયોગોના ઢગલા આવી પડે તો પણ તેમને ક્રોધ થતો નથી, વીતરાગભાવ ટકી રહે છે, તેનું નામ ઉત્તમક્ષમાધર્મ છે. 'બારસ્સ અનુપ્રેક્ષા'માં ઉત્તમક્ષમાધર્મનુ વર્ણન કરતાં કહે છે કેઃ–

ક્રોધ ઉત્પન્ન થવાના સાક્ષાત્ બાહ્યકારણ મળવા છતાં જે અલ્પ પણ ક્રોધ કરતો નથી તેને ઉત્તમક્ષમાધર્મ થાય છે. શાંત–અકષાય ચિદાનંદ તત્ત્વની જ્યાં દૃષ્ટિ થઈ, ને દૃષ્ટિ ઉપરાંત સ્થિરતા થઈ, ત્યાં ધર્માત્મા મુનિ ગમે તેવા બાહ્ય કારણો એટલે કે પ્રતિકૂળ સંયોગો ઊભા થાય તોપણ ક્રોધ થવા દેતા નથી, તેમને ઉત્તમક્ષમાધર્મ થાય છે. આવા ધર્મોની આરાધનાના દિવસો (દસલક્ષણીપર્વ) આજે શરૂ થયા છે ને ભાદરવા સુદ ૧૪ ને દિવસે પૂરા થશે. આ જ સનાતન જૈનમાર્ગમાં પર્યુષણ છે. ધર્મની આરાધના તો ગમે તે દિવસે થઈ શકે છે, પણ આ દસ દિવસો ખાસ પર્વના છે.–આવા ધર્મની આરાધના કરવા માટે પહેલાં તો અનંતશક્તિસંપન્ન ચૈતન્યતત્ત્વ શું છે તે ઓળખવું જોઈએ.

દસલક્ષણપર્વમાં છેલ્લા દિવસ ઉત્તમ બ્રહ્મચર્યધર્મનો છે. આ ધર્મો સમ્યગ્દર્શન વગર હોતા નથી. ધર્મનું મૂળીયું જ સમ્યગ્દર્શન છે. અહીં ઉત્તમબ્રહ્મચર્યધર્મ કોને હોય છે તે આચાર્યદેવ કહે છે.–'સુકૃતિ' એટલે સમ્યગ્દૃષ્ટિ–ધર્માત્મા, તેને બ્રહ્માનંદસ્વરૂપ આત્માનું ભાન થયું છે અને તેની સન્મુખ પરિણતિની લીનતા થઈ છે, ત્યાં સ્ત્રી વગેરેને જોતાં તેને દુર્ભાવોની ઉત્પત્તિ થતી નથી'–આવી નિર્મળપરિણતિનું નામ બ્રહ્મચર્યધર્મ છે. જે પવિત્ર આત્મા એટલે સમ્યગ્દૃષ્ટિ આત્મા,–ચૈતન્યના અતીન્દ્રિય આનંદના સ્વાદ પાસે જેણે જગતના વિષયોને તુચ્છ જાણ્યા છે એવો ધર્માત્મા, સ્ત્રી વગેરેના અંગો જોતાં પણ વિકૃતી

પામતો નથી તેને દુર્દ્ધર એવો બ્રહ્મચર્યધર્મ હોય છે. જેને ચૈતન્યનું ભાન ન હોય ને પરવિષયોમાં સુખ માનતો હોય તે કદાચ શુભરાગવડે બ્રહ્મચર્ય પાળતો હોય–તોપણ તેના બ્રહ્મચર્યને ધર્મ કહેતા નથી. તેની તો દૃષ્ટિજ મેલી છે, તે રાગથી ધર્મ માને છે તેથી તેનામાં પવિત્રતા નથી, અને જે આત્માને પવિત્રતા નથી તેને બ્રહ્મચર્યાદિ કોઈ ધર્મ હોતો નથી. તેથી અહીં 'પવિત્રઆત્મા' એમ કહ્યું છે. જેનામાં પવિત્રતા છે, જેના શ્રદ્ધા–જ્ઞાન ચોકખા થયા છે એવા ધર્માત્માને જ બ્રહ્મચર્યાદિ વીતરાગીધર્મોની આરાધના હોય છે. સમ્યગ્દર્શન વગર આરાધના કોની કરશે ? જેની આરાધના કરવી છે તેને પ્રથમ શ્રદ્ધા જ્ઞાનમાં લ્યે, પછી તેમાં સ્થિરતા કરીને તેની આરાધના કરે. આવી આરાધનામાં જ ઉત્તમ ક્ષમા, બ્રહ્મચર્ય વગેરે ધર્મો હોય છે.

— ☆ — ☆ — ☆ —

## નાટક–સમયસાર

આગ્રા શહેરમાં ૩૩૦ વર્ષ પહેલાં થયેલા પં. બનારસીદાસજી કેવા અધ્યાત્મરસિક વિદ્વાન કવિ હતા તે તેમના રચેલા 'નાટક સમયસાર' ઉપરથી ખ્યાલમાં આવી શકે છે. જોકે તેઓ પહેલા શ્વેતાંબર સંપ્રદાયમાં હતા પણ સમયસાર વગેરેથી અત્યંત પ્રભાવિત થઈને તેમણે દિગંબર સંત શ્રીકુંદકુંદાચાર્યદેવના માર્ગનો સ્વીકાર કર્યો અને તેમના સમયસારશાસ્ત્રના કળશો ઉપર સમયસાર નાટક જેવા મહત્વપૂર્ણ ગ્રંથની રચના કરી. ગુરુદેવ પ્રવચનમાં ઘણીવાર તેના અનેક વિષયોનો ઉલ્લેખ કરે છે. અહીં એક પદ જોઈએ—

આચાર્યદેવે સમયસારના માંગલિકમાં જ 'वंदित्तु सव्वसिद्धे....' કહીને, આત્મામાં સિદ્ધપણાની સ્થાપનાપૂર્વક સિદ્ધભગવંતોને નમસ્કાર કર્યા છે. 'હું સિદ્ધ, તું સિદ્ધ' એમ આત્માના સિદ્ધપણાની વાત સાંભળતાં જ જેણે ઉલ્લાસથી તેનો આદર કર્યો તેણે પોતાના આત્મામાં સિદ્ધપણું સ્થાપ્યું, હવે અલ્પકાળમાં તે સિદ્ધ થયા વિના રહે નહિ. નાટક–સમયસારમાં પં. બનારસીદાસજી કહે છે કે–

चेतनरुप अनूप अमूरति सिद्धसमान सदा पद मेरो।
मोह महा तम आतम अंग कियो परसंग महातम घेरो ॥
ज्ञानकला उपजी अब मोहि कहूं गुण नाटक आगम केरो।
जासु प्रसाद सधै शिवमारग वेगि मिटै घटवास बसेरो ॥

–પોતાનો પરમાર્થ સ્વભાવ કેવો છે તે બતાવીને પછી પર્યાયની વાત કરી છે. મારું સ્વરૂપ તો સદાય ચૈતન્યરૂપ, ઉપમારહિત, અમૂર્તિક, સિદ્ધસમાન છે; પરંતુ પર્યાયમાં મહા મોહ-

અંધકારનો સંબંધ થવાથી અજ્ઞાની બની રહ્યો હતો....પણ હવે તો મારા આત્મામાં જ્ઞાનની જ્યોતિ પ્રગટ થઈ છે. તેથી હું આ સમયસારના ગુણ કહું છું કે જેના પ્રસાદથી મોક્ષમાર્ગની સિદ્ધિ થાય છે અને ભવનો વાસ જલદી મટી જાય છે એટલે કે જન્મ-મરણ છૂટી જાય છે. ચિદાનંદી ભગવાન આત્માને ઉપમા અપાય એવો કોઈ પદાર્થ આ જગતમાં નથી. 'એની ઉપમા એને.' સિદ્ધસમાન પોતાનું પદ છે. આવા આત્માની ઓળખાણ અને શ્રદ્ધા વગર જન્મ-મરણ ટળે નહિ.

ભગવાન આચાર્યદેવ કહે છે કે હું સિદ્ધ, તું સિદ્ધ; એકવાર અમે કહીએ છીએ તેવા તારા આત્માનો વિશ્વાસ કરીને હા પાડજે. આત્માનો સ્વભાવ સદા સિદ્ધ જેવો હોવા છતાં તેના અવિશ્વાસને લીધે તે શક્તિ રોકાઈ ગઈ છે. વિશ્વાસ ફેરે જ આ સંસાર ઊભો છે. કોઈ કહે કે 'આત્મા સિદ્ધસમાન હોય તો તેને આ શું થયું ? તો કહે છે કે સ્વભાવ સામર્થ્યથી તો સદાય આત્મા સિદ્ધસમાન છે જ, પણ પર્યાયમાં તે સ્વભાવની અસાવધાનીથી પોતે જ અજ્ઞાની થયો છે. તે ક્ષણિક અજ્ઞાનભાવ આત્માના ત્રિકાળી સ્વરૂપમાં નથી.... હવે આ શુદ્ધ આત્મસ્વભાવનો મહિમા શ્રવણ કરતાં કરતાં, વિકલ્પ ઉપર જોર આપીશ નહિ પણ 'હું સિદ્ધ છું' એવું લક્ષ રાખીને સ્વભાવ તરફ જોર આપજે. પૂર્ણ સ્વભાવના લક્ષે શ્રવણ-મનન કરતાં પર્યાયમાંથી દોષ ને અપૂર્ણતા ટળી જશે, ને સિદ્ધપદ પ્રગટી જશે.

## ભરતેશવૈભવ

[ તામિલકવિ શ્રી રત્નાકરવર્ણી રચિત આ ગ્રંથ પૂ. ગુરુદેવે વાંચ્યા પછી તેનું ગુજરાતીમાં પણ પ્રકાશન થઈ ગયું છે. ]

ભરત ચક્રવર્તી સમ્યગ્દૃષ્ટિ ધર્માત્મા છે, આ ચોવીશીના પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાનના તેઓ પુત્ર છે, પોતે પ્રથમ ચક્રવર્તી અને ચરમશરીરી છે. તેમના પુત્રો પણ તત્ત્વના જાણનારા છે. વ્યવહાર રત્નત્રયથી સિદ્ધિ નથી પણ નિશ્ચયરત્નત્રયથી જ સિદ્ધિ છે—એમ નાની નાની ઉંમરના તે કુમારો પણ જાણે છે. તેઓની તત્ત્વચર્ચાનો એક પ્રસંગ ભરતેશવૈભવમાંથી ગુરુદેવે કહેલ તે અહીં આપવામાં આવે છે.

-●-

હંમેશની જેમ સમ્રાટ ભરત મહેલમાં બેઠા છે. પાસે નમિરાજ, વિનમિરાજ (ભરતના પુત્રોના મામા) તથા તેમના સેંકડો પુત્રો બેઠા છે.

ભરતે પૂછ્યું-આ કુમારોએ શું શું અધ્યયન કર્યું છે? ત્યારે જવાબ મળ્યો કે-તેઓ શસ્ત્ર-શાસ્ત્રાદિ અનેક વિદ્યાઓમાં નિપૂણ છે; વિદ્યાધરોને ઉચિત્ અનેક વિદ્યાઓ તેમણે સિદ્ધ કરી છે, અને તેઓ સમ્યક્દર્શનાદિથી પણ સંયુક્ત છે. ભરતે તે કુમારોને ત્યાં બેસાડીને પોતાના પુત્રોને પણ બોલાવ્યા. ભરતના સેંકડો પુત્રો પંક્તિબદ્ધ થઈને ત્યાં આવવા લાગ્યા. પહેલાં મધુરાજ, વિધુરાજ નામના બે કુમરોએ પિતાના ચરણમાં નમસ્કાર કર્યા અને બાકીના કુમારોએ પણ નમસ્કાર કર્યા. કુમારોમાં કોઈ પંદર વર્ષના છે, અને કોઈ તેથી પણ નાની ઉમરના છે.

ભરતે પોતાના પુત્રોને કહ્યું-બેટા, તમે જરા તમારા શાસ્ત્રાનુભવને તો બતાવો. ત્યારે તે કુશળ કુમારોએ પોતાના શાસ્ત્રાનુભવને દર્શાવ્યો. કયારેક વ્યાકરણથી શબ્દસિદ્ધિ કરી, કયારેક ન્યાયશાસ્ત્રથી તત્ત્વસિદ્ધિ કરી, અને કયારેક એકધારા પ્રવાહી સંસ્કૃત બોલતા થકા આગમના તત્ત્વોનું પ્રતિપાદન કર્યું.

ભરતજી તેમના બોલવાથી પ્રસન્ન થયા; પરંતુ વિશેષ તત્ત્વચર્ચા કરાવવા ખાતર તે છૂપાવીને ફરીથી કહ્યું-કુમારો! લોકરંજનની જરૂર નથી, મોક્ષસિદ્ધિને માટે શું સાધન છે તે કહો. બીજી ગડબડ છોડીને એ બતાવો કે કર્મોનો નાશ કયા પ્રકારે થાય છે? તેના વિના આ બધું વ્યર્થ છે.

ભરતના પુત્રો નાની ઉમરના હોવા છતાં પણ જ્ઞાની હતા, તત્ત્વોના જાણનારા હતા, તેઓ પણ તે ભવે મોક્ષ જનારા હતા. કુમારોએ જવાબ આપ્યો-પિતાજી! પહેલી ભૂમિકામાં ભેદરત્નત્રય આવે છે ખરા, પણ કર્મોનો નાશ તો અભેદ રત્નત્રયને ધારણ કરવાથી જ થાય છે. અભેદ રત્નત્રય જ કર્મોના નાશનો ઉપાય છે. જયારે અભેદ રત્નત્રય-વડે કર્મોનો નાશ થાય છે ત્યારે મોક્ષની સિદ્ધિ થાય છે.

ફરીથી ભરત મહારાજાએ પૂછયું કે-તે ભેદરત્નત્રયનું તથા અભેદરત્નત્રયનું સ્વરૂપ શું છે તે તો કહો. ત્યારે પુત્રોએ કહ્યું:- જિનદેવ-ગુરુની ભક્તિ, તથા અનેક આગમ-શાસ્ત્રનું મનનપૂર્વક અધ્યયન કરવું વગેરે ભેદરત્નત્રય છે. (ભેદરત્નત્રયમાં શુભરાગ છે અને તે બંધનું કારણ છે.) તથા કેવળ પોતાના આત્મામાં લાગ્યા રહેવું તે નિશ્ચયરત્નત્રય (અથવા અભેદરત્નત્રય) છે અર્થાત્ કેવળ પોતાના આત્માની શ્રદ્ધા, પોતાના આત્માનું જ્ઞાન અને પોતાના આત્મામાં સ્થિરતા તે અભેદરત્નત્રય છે. (અભેદરત્નત્રય વીતરાગરૂપ છે અને તે જ મોક્ષનું કારણ છે.)

આ સાંભળી નમિરાજે કહ્યું-કુમારોનું કહેવું બિલકુલ ઠીક છે.

ચક્રવર્તીએ નમિરાજને પૂછયું-શું ઠીક છે? કહો તો ખરા!

નમિરાજે ઉત્તર આપ્યો કે, ભેદરત્નત્રય તે મુક્તિનું કારણ નથી, પણ શુદ્ધ આત્માની શ્રદ્ધા-જ્ઞાનપૂર્વક તેમાં જ લીનતા કરવી તે અભેદરત્નત્રય શ્રેષ્ઠ મુક્તિમાર્ગ છે-એમ કુમારો કહેવા માગે છે, તે યથાર્થ છે.

ભરતજીએ પ્રશ્ન કર્યો-શું વ્યવહારથી જ પર્યાપ્તિ નથી? નિશ્ચયની શું જરૂરિયાત છે?

નમિરાજે કહ્યું-વ્યવહારથી સ્વર્ગની પ્રાપ્તિ થઈ શકે છે, પણ તેનાથી મોક્ષની પ્રાપ્તિ થઈ શકતી નથી. મોક્ષસિદ્ધિને માટે નિશ્ચયની આવશ્યકતા છે.

નમિરાજની વાત સાંભળીને ચક્રવર્તી પ્રસન્ન તો થયા પરંતુ પોતાના કુમારોની દૃઢતા જોવા માટે, તે છૂપાવીને કહ્યું કે-નમિરાજ! તમારી વાત મને પસંદ ન આવી, તમે બરાબર કહેતા નથી.

આ સાંભળતાં જ ભરતના પુત્રો બોલી ઊઠયા કે-પિતાજી! અમારા મામાજી તો બરાબર જ કહી રહ્યા છે. આવી સીધી વાતને તમે કેમ કબુલતા નથી?

ભરતે કહ્યું-તમે કોઈ કારણે તમારા મામાનો પક્ષ કરી રહ્યા છો. રહેવા દ્યો, આ મારા બીજા પુત્રો આવી રહ્યા છે તેમને આ વાત પૂછીશું. તેઓ શું કહે છે તે જુઓ.

એટલામાં પુરુરાજ અને ગુરુરાજ એ બે કુમારો આવ્યા, તેમને ભરતજીએ પૂછયું ત્યારે તેઓએ પણ એમ જ કહ્યું કે નિશ્ચયરત્નત્રય જ મોક્ષનું કારણ છે. પણ ભરત કહે-હું તે સ્વીકારતો નથી. એ પ્રમાણે બીજા અનેક કુમારો આવતા ગયા અને ભરત તેમને પૂછતા ગયા. બારસો કુમારોને પૂછયું પણ તે બધાયે દૃઢતાથી એક જ પ્રકારે ઉત્તર આપ્યો. છેવટે સૌથી મોટા કુમારો અર્કકીત, આદિરાજ અને વૃષભરાજ આવ્યા. ભરતજીએ તેમને પ્રશ્ન કર્યો કે-બેટા, મારી અને તમારા મામાની વચ્ચે એક વિવાદ ઉપસ્થિત થયો છે, તેનો નિર્ણય તમારે આપવો જોઈએ. કુશળ કુમારો વચમાં જ બોલી ઊઠયા-પિતાજી! આપના અને મામાજીના વિવાદમાં વચ્ચે પડવાનો અમારો અધિકાર નથી. આપ લોકો શ્રી આદિભગવંતના દરબારમાં જઈ શકો છો, ત્યાં સર્વ નિર્ણય થઈ જશે. સમ્રાટે કહ્યું-આ તો સાધારણ વાત છે, તમે સાંભળો તો ખરા. કુમારો! મુક્તિ માટે આત્મધર્મ અર્થાત્ નિશ્ચયરત્નત્રયની શું આવશ્યકતા છે? શું વ્યવહાર કે બાહ્ય ધર્મ જ પર્યાપ્ત નથી? આ નમિરાજ કહે છે કે-સ્થૂળધર્મથી (વ્યવહારધર્મથી) સ્વર્ગની પ્રાપ્તિ થાય છે-મોક્ષની પ્રાપ્તિ તેનાથી થતી નથી, આત્મધર્મથી (નિશ્ચયધર્મથી) મુક્તિની પ્રાપ્તિ થાય છે.-આ સંબંધમાં તમારો શું મત છે તે જણાવો.

આ સાંભળતાં જ તે પુત્રો આશ્ચર્યચકિત થઈ ગયા. મનમાં સોચવા લાગ્યા કે-અરે આ શું! પિતાજી તો અમને હંમેશા કહ્યા કરતા હતા કે મુક્તિને માટે આત્માનુભવ એ જ મુખ્યસાધન છે, અને આજે તેનાથી ઊલટું આ શું કહી રહ્યા છે!! આનું કારણ શું હશે! પુત્રોનો સંકોચ જોઈને ભરત બોલ્યા–પુત્રો! તમે સંકોચ ન રાખો, જે સત્ય હોય તે કહો.

ત્યારે કુમારો દઢતાપૂર્વક બોલ્યા–પિતાજી! નિશ્ચયરત્નત્રય એ જ મોક્ષનું કારણ છે. વ્યવહારધર્મ તો શુભરાગ છે. તે મોક્ષનું કારણ નથી; મામાજીની વાત બિલકુલ સત્ય છે, આપે પણ તે મંજુર કરવી જોઈએ.

છેલ્લા કુમારોની દઢતા જોઈને ચક્રવર્તીએ કહ્યું–બેટા, મને એમ હતું કે તમારા ભાઈઓએ તો મામાનો પક્ષ ગ્રહણ કર્યો પરંતુ તમે અવશ્ય મારા પક્ષમાં રહેશો. પરંતુ તમે પણ મામાનો જ પક્ષ ગ્રહણ કર્યો.... અચ્છા! તમારી મરજી!

કુમાર બોલ્યા–પિતાજી અમે જુઠ કેમ બોલી શકીએ? અમને જે સત્ય લાગ્યું તે જ કહ્યું છે. સત્ય વાત તો આપે પણ સ્વીકારવી જોઈએ.

કુમારોની વાત સાંભળીને ભરતચક્રવર્તી પ્રસન્ન થયા, અને નમિરાજ પ્રત્યે કહેવા લાગ્યા–જુઓ, ગમે તેમ તોય આ બધા શ્રી ભગવાન આદિનાથ સ્વામીના પૌત્રો છે! તેમનું શું વર્ણન કરું! સાક્ષાત્ પિતા હોવા છતાં પણ તેઓએ મારો પક્ષ ગ્રહણ કરીને વાત ન કરી, પણ જે યથાર્થ મોક્ષમાર્ગ છે તે જ તેઓએ કહ્યો. આથી તેમની તત્ત્વજ્ઞાનની દઢતા અને સત્યપ્રિયતા છે તે જણાયા વગર રહેતી નથી.

☆ ☆ ☆

અહા, ધન્ય છે તે ધર્મકાળ અને ધન્ય તે ધર્માત્માઓ! જ્યારે પારણામાંથી જ બાળકોને તત્ત્વના સીંચન મળતાં, સાચું તત્ત્વજ્ઞાન ઘેર ઘેર મળતું, અને તે આત્માઓ પણ કુમારવયથી જ તત્ત્વના પ્રેમીઓ હતા, તત્ત્વજ્ઞાન એ તેઓના જીવનનું મુખ્ય અંગ હતું.... આજે પણ...

હજી તત્ત્વજ્ઞાનનો સર્વથા વિચ્છેદ નથી થયો, સત્પુરુષોની પરમ કરુણાથી આજે પણ સત્ય તત્ત્વનો ધોધ ભારતમાં વહી રહ્યો છે.... આ રીતે.... આ ભરતક્ષેત્રમાં ફરીથી ધોરી ધર્મમાર્ગનું સુપ્રભાત ઉદિત થયું છે.

(જુઓ-ભરતેશવૈભવ ભાગ ૨ પૃ. ૨૨૪-૨૨૮)

# षट्खंडागम (धवल पु. १)

## મંગલ.....સુપ્રભાત

પંદરમી સાલના નૂતનવર્ષના સુપ્રભાતે મંગલપ્રવચન કરતાં ગુરુદેવે કહ્યું કે : '**सव्वण्हु-णाणदिट्ठो जीवो उवओगलक्खणो णिच्चं**....જુઓ આજના સુપ્રભાતના માંગળિકમાં નિત્ય ઉપયોગ-સ્વરૂપ આત્માની મહામંગળ વાત આવી છે. સર્વજ્ઞભગવાને આત્માને ત્રિકાળઉપયોગસ્વરૂપ જોયો છે. અહા! 'ત્રિ....કા....ળ....ઉ....પ....યો....ગ....સ્વ....રૂ....પ' એમ લક્ષમાં લેતાં જ રાગથી ભેદજ્ઞાન થઈ જાય છે. ત્રિકાળઉપયોગસ્વરૂપ આત્મા તે ત્રિકાળ મંગળસ્વરૂપ છે, તેની શ્રદ્ધા–જ્ઞાન કરતાં વર્તમાન અવસ્થામાં પણ મંગળપણું પ્રગટે છે. માટે તેના શ્રદ્ધા–જ્ઞાન કરવા તે પણ અપૂર્વ મંગળ છે. અહા! જ્યાં સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ આરાધના મંગળરૂપ છે, ત્યાં તેના ફળરૂપ કેવળજ્ઞાન પૂર્ણમંગળ હોય એમાં શું આશ્ચર્ય !! અને જેમાંથી એ કેવળજ્ઞાન આવે છે એવા ત્રિકાળમંગળસ્વરૂપ આત્માના મહિમાની તો શી વાત!

ષટ્ખંડાગમમાં **શ્રી** વીરસેન આચાર્ય કહે છે કે અરિહંત વગેરેનો અનાદિઅનંત આત્મા મંગળરૂપ છે. અહા! **વીરસેનસ્વામી** વીતરાગી સંત, જ્ઞાનના અગાધ દરિયા હતા; તેઓ કહે છે કે આત્મા કેવળજ્ઞાન પામવાનો છે તે ત્રિકાળ મંગળ છે; અથવા જે આત્મા તીર્થંકર થનાર છે તે પણ અનાદિઅનંત મંગળ છે. (ગુરુદેવે પ્રમોદપૂર્વક અનાદિઅનંત મંગળની આ વાત કરી તે સાંભળતાં જ સભામાં હર્ષનાદ છવાઈ ગયો હતો.) તીર્થંકરોનો આત્મા તો કેવળજ્ઞાનાદિથી મંગળરૂપ છે, અને તીર્થંકરપ્રકૃતિથી ઉત્પન્ન થયેલો તેમનો ઔદયિકભાવ પણ મંગળરૂપ છે.

જીવને દ્રવ્યાર્થિકનયની પ્રધાનતાથી અનાદિઅનંત મંગળરૂપ કહ્યો; ત્યાં શિષ્ય શંકા કરે છે કે હે પ્રભો! આ રીતે જીવને અનાદિઅનંત મંગળ કહેવાથી તો મિથ્યાત્વ અવસ્થામાં પણ જીવને મંગળપણાની પ્રાપ્તિ થઇ જશે! તેના સમાધાનમાં આચાર્યદેવ કહે છે કે: એમાં કાંઈ દોષ નથી, કેમકે એવો પ્રસંગ તો અમને ઇષ્ટ જ છે....અર્થાત્ મિથ્યાત્વ અવસ્થા વખતે પણ જીવના સ્વભાવનું મંગળપણું સિદ્ધ થાય એ તો અમને ઇષ્ટ જ છે. પરંતુ આવું માનવાથી પણ કાંઈ મિથ્યાત્વ–અવિરત–પ્રમાદ વગેરેને મંગલ-પણું સિદ્ધ થઈ શકતું નથી, કેમકે તેમનામાં જીવત્વ નથી અર્થાત્ તેઓ જીવનો સ્વભાવ નથી; મંગળ તો જીવ જ છે, અને તે જીવ કેવળજ્ઞાનાદિ અનંત ધર્માત્મક છે. (જુઓ, શ્રી ષટ્ખંડાગમ પુસ્તક ૧, પૃષ્ઠ ૨૮, ૩૬ વગેરે.)

જુઓ, આ અનાદિઅનંત મંગળ! આવા અનાદિઅનંત મંગળસ્વરૂપ આત્માને શ્રદ્ધામાં લેતાં પર્યાયમાં પણ સમ્યગ્દર્શનાદિ મંગળભાવ પ્રગટે છે, અને કેવળજ્ઞાન થતાં આત્મા પૂર્ણ મંગળરૂપ થઈ જાય છે. અરિહંતાં મંગલં, સિદ્ધા મંગલં.... એ તો પર્યાયથી પણ મંગલરૂપ થઈ ગયા તેમની વાત છે, અને આત્માનો સ્વભાવ ત્રિકાળ મંગલરૂપ છે, તે ત્રિકાળ મંગળના સ્વીકારથી (એટલે કે સ્વભાવની સન્મુખતાથી) સમ્યગ્દર્શનથી માંડીને સિદ્ધદશા સુધીની મંગળ પર્યાયોની હારમાળા શરૂ થઈ જાય છે. બેસતા વર્ષના માંગલિકમાં મંગળની બહુ સરસ વાત આવી.

સમયસાર ગા. ૧૭–૧૮માં કહે છે કે જે જીવ મોક્ષાર્થી છે તેણે પુરુષાર્થપૂર્વક જીવરાજાને–ચૈતન્યરાજાને–શ્રદ્ધાજ્ઞાનમાં લઈને તેનું જ અનુસરણ કરવું....સર્વ ઉદ્યમથી તેનું સેવન કરવું....એ રીતે તેના સેવનથી કેવળજ્ઞાનરૂપી મંગલ સુપ્રભાત ખીલી જાય છે.... સાધકના આત્મામાં પણ સમ્યગ્દર્શનાદિ મંગલ સુપ્રભાત ખીલી ગયું છે.

અહા, તીર્થંકર થનાર આત્માને કે અરહંત થનાર આત્માને અનાદિઅનંત મંગળ કહ્યો, અરે, તીર્થંકરપ્રકૃતિના ઉદયરૂપ ઉદયભાવનેય મંગળ કહ્યો, તો આત્માની પ્રાપ્તિના અપૂર્વભાવની શી વાત!!–એ તો સાક્ષાત્ ભાવમંગળ છે. નિત્ય મંગળરૂપ સ્વભાવના સંસ્કારથી પર્યાય પણ મંગળરૂપ પરિણમી જાય છે. પર્યાય જ્યાં અંતર્સ્વભાવની સન્મુખ થઈ ત્યાં તેનામાં સ્વભાવના સંસ્કાર પડ્યા એટલે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ પરિણમન થયું, તે અપૂર્વ મંગળ છે, તે સાચું તીર્થ છે.

અહીં (પંચાસ્તિકાયની ગા. ૧૭૨માં) પણ, આવા મંગળતીર્થની શરૂઆત કરનારા જીવની વાત આવી છે....ધર્માત્મા જીવ નિશ્ચય વ્યવહારની સંધિપૂર્વક સુખે કરીને તીર્થની શરૂઆત કરે છે.

જુઓ, આ બેસતા વર્ષની શરૂઆતમાં સુખે કરીને તીર્થની શરૂઆત કરવાની વાત આવી છે. લોકોમાં બેસતા વર્ષે આશીર્વાદ આપે છે કે નવું વર્ષ તમને સુખરૂપ નીવડો.... અહીં આચાર્ય ભગવાન અને જ્ઞાની સંતો બેસતા વર્ષે અલૌકિક આશીર્વાદ આપે છે કે તમે સુખે કરીને તીર્થની શરૂઆત કરો. —કઈ રીતે? કે નિશ્ચય–વ્યવહારની સંધિપૂર્વક અંતર્સ્વભાવની આરાધનાથી.

ભવ્યજીવોને સુખપૂર્વક મંગલતીર્થની શરૂઆત
કરાવનારા સર્વે સંત–ભગવંતોને નમસ્કાર હો.

# સુદૃષ્ટિ તરંગિણી

[ આ સુદૃષ્ટિ તરંગિણી પૃ. ૧૨૨માં છ મુનિના દૃષ્ટાંતે છ દ્રવ્યોની સ્વતંત્રતા બતાવી છે તે ગુરુદેવને પ્રિય છે ને અનેકવાર પ્રવચનમાં કહી છે. ]

**
*

આ જગતમાં જીવ, પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ છ દ્રવ્યો છે, તે છએ દ્રવ્યો પોતપોતાના ગુણ–પર્યાય સહિત પોતપોતાના સ્વભાવમાં છે; એક જગાએ તેઓની સ્થિતિ છે પરંતુ કોઈ એક બીજામાં મળી જતાં નથી. એવો જ અનાદિ વ્યવહાર છે કે કોઈ દ્રવ્ય અન્ય દ્રવ્ય સાથે મળી જતું નથી, કોઈનાં ગુણ અન્યના ગુણ સાથે મળી જતાં નથી, કોઈની પર્યાય અન્યની પર્યાય સાથે મળી જતી નથી–આવી જ ઉદાસીનવૃત્તિ છે.

જેમ એક ગૂફામાં છ મુનિરાજ બહુ કાળથી રહે છે, પરંતુ કોઈ કોઈથી મોહિત નથી, ઉદાસીનતા સહિત એક ક્ષેત્રમાં રહે છે; તેવી જ રીતે છ દ્રવ્યો એક લોકક્ષેત્રમાં જાણવા. અહીં વીતરાગી મુનિઓના દૃષ્ટાંતથી વસ્તુનો નિરપેક્ષ સ્વભાવ સમજાવ્યો છે. જેમ એક ગૂફામાં રહેલા છ વીતરાગી મુનિઓ પોતપોતાના સ્વરૂપમાં જ લીન છે, કોઈને કોઈ ઉપર મોહ નથી. બીજા મુનિ શું કરે છે કે તેમનું શું થાય છે તેનું લક્ષ નથી. કોઈને આહારની વૃત્તિ ઊઠે અને આહાર લેવા ચાલ્યા જાય, પણ બીજા મુનિઓ અપ્રમત્ત-દશામાં લીન હોય. કોઈને સિંહ ફાડી ખાતા હોય પણ અન્ય મુનિઓને તે તરફનો કાંઈ વિકલ્પ ન હોય. એ રીતે તે વીતરાગી મુનિઓ એક બીજાથી નિરપેક્ષપણે સ્વરૂપસાધનમાં જ લીન છે. તેમ આ લોકરૂપી ગૂફામાં છએ દ્રવ્યો વીતરાગી મુનિઓની માફક એક-બીજાથી નિરપેક્ષપણે રહેલાં છે. કોઈ દ્રવ્ય અન્ય દ્રવ્યની અપેક્ષા રાખતું નથી, બધા દ્રવ્યો પોતપોતાના ગુણ–પર્યાયમાં જ રહેલાં છે.

☆

# પદ્મનંદીપચ્ચીસી ( દાન અધિકાર )

[ દેવગુરુશાસ્ત્રની ભક્તિનો પોષક એવો આ દાનઅધિકાર ગુરુદેવે અનેકવાર પ્રવચનમાં વાંચ્યો છે.]

આ શાસ્ત્રમાં આચાર્યદેવે 'દાન અધિકાર' સુંદર રીતે વર્ણવ્યો છે. તેમાં છેવટે આચાર્યદેવે કહ્યું છે કે–અજ્ઞાની જીવોને લોભરૂપી ઊંડા કૂવાની ભેખડમાંથી બહાર કાઢવા માટે આ દાન અધિકાર વર્ણવ્યો છે. પણ તે કોને રુચશે? જેને આત્માની દરકાર હશે તેવા કોમળ હૃદયવાળા ભવ્ય જીવોને તો આ સાંભળતાં ઉલ્લાસ આવશે, પણ જેઓ લક્ષ્મી વગેરેના તીવ્ર લોલૂપી હશે તેવા જીવોને આ ઉપદેશ નહિ રુચે. ભ્રમર

ગૂંજારવ કરતો જ્યારે ફૂલ ઉપર બેસે ત્યારે, જે કમળનું ફૂલ હોય તે ફડાક ખીલી ઊઠે. પણ જે પથ્થરનું ફૂલ હોય તે ખીલે નહિ. તેમ આ અધ્યાત્મરસના ગૂંજારવથી ભરેલો દાન અધિકાર સાંભળતાં જે કમળ જેવા કૂણાં હૃદયવાળા ભવ્યાત્મા હશે તેનું હૃદયકમળ તો હર્ષથી ખીલી ઊઠશે, પણ જે પથ્થર જેવા કઠણ કાળજાવાળા હશે તેને આ તત્ત્વથી ભરેલા દાનના ઉપદેશની કાંઈ અસર નહિ થાય. એવી જ રીતે, 'દરેક આત્મા પરિપૂર્ણ છે, વિકાર રહિત સ્વભાવે છે, પોતાના સ્વાધીન સ્વભાવના અવલંબનથી દરેક જીવ પરમાત્મા થઈ શકે છે'—આમ પોતાના સ્વભાવનું માહાત્મ્ય સંતોના શ્રીમુખેથી સાંભળીને ભવ્ય જીવોનું અંતર તો નાચી ઊઠે છે, ને તેનું ચૈતન્યકમળ ખીલી જાય છે.

# પરમાનંદ–સ્તોત્ર

આ પરમાનંદ–સ્તોત્ર રચનાર કોણ છે તે જાણવામાં આવ્યું નથી; માત્ર ૨૪ શ્લોકોમાં જ રચનારે પરમાનંદનું સ્વરૂપ અને તેની પ્રાપ્તિની પ્રેરણાનું સુંદર વિવેચન કર્યું છે. ગુરુદેવ પ્રવચનમાં આના અનેક શ્લોકો અવારનવાર કહે છે. અહીં તેમાંથી કેટલાંક આપ્યા છે.

*

પરમાનંદસંયુક્ત, રાગાદિક વિકારોથી રહિત અને રોગોથી પર એવો પરમ આત્મા પોતાના દેહમાં જ બિરાજમાન છે, પણ ધ્યાનહીન પુરુષ તેને દેખી શકતો નથી. ધ્યાનના અભ્યાસવડે તે દેખાય છે. (૧)

અનંત સુખથી ભરપૂર, જ્ઞાનામૃતના સમુદ્રરૂપ અને અનંત શક્તિથી યુક્ત એવા પરમાત્મસ્વરૂપનું દર્શન કરવું જોઈએ–તેનું જ અવલોકન કરવું જોઈએ. (૨)

નિર્વિકલ્પદશામાં ઉત્પન્ન થતો જે જ્ઞાનરૂપી સુધારસ તેને મુનિઓ સમ્યગ્જ્ઞાનરૂપી અંજલિવડે પીવે છે. (૫)

સદા આનંદમય જીવસ્વભાવને જે જાણે છે તે જ પંડિત છે, અને પરમાનંદદશાનું જે કારણ છે એવા પોતાના આત્માનું તે સેવન કરે છે. (૬)

જેમ કમળપત્ર અને પાણી સદાય જુદા જ રહે છે તેમ શરીરના સંયોગોમાં રહેલો આ આત્મા પોતાના સ્વભાવથી નિર્મળ છે અને શરીર, કર્મો તથા રાગાદિ મળથી સદા અલિપ્ત રહે છે. (૭)

આનંદસ્વરૂપ આત્મા પોતાના શરીરમાં જ બિરાજી રહ્યો છે; પરંતુ જેમ સૂર્ય પ્રગટ પ્રકાશમાન હોવા છતાં જન્મથી જ આંધળો પુરુષ તેને દેખતો નથી, તેમ ધ્યાનહીન પુરુષ પોતાના આનંદસ્વરૂપ આત્માને દેખતો નથી એટલે કે ધ્યાનના અભ્યાસવડે તે સહજ-પણે દેખાવા યોગ્ય છે. (૯)

આનંદસ્વરૂપ અને સમસ્ત સંકલ્પ વિકલ્પથી રહિત એવું આ પરમાત્મતત્ત્વ છે; યોગીઓ સ્વયમેવ તે તત્ત્વને જાણે છે, અને પોતાના સ્વભાવમાં નિત્ય લીન રહે છે. (૧૨)

આ જીવ પોતાના શુદ્ધ આત્માને જે ક્ષણે દેખે છે તે જ ક્ષણે તેનો વિભ્રમ નાશ થાય છે અને સ્વસ્થચિત્ત થાય છે અર્થાત્ જ્ઞાન આકુળતા રહિત સ્થિર થાય છે, અને નિર્વિકલ્પ સમાધિને પામે છે. (૧૫)

યોગીઓને પોતાના ધ્યાન વખતે જે શુદ્ધ આત્મા દેખાય છે તે જ પરબ્રહ્મ છે, તે જ જિન છે, તે જ પરમ તત્ત્વ છે, તે જ પરમગુરુ છે; તે જ પરમ જ્યોતિ છે, તે જ પરમ તપ છે, તે જ પરમ ધ્યાન છે, તે જ પરમ આત્મા છે; તે જ સર્વ કલ્યાણરૂપ છે, તે જ સુખનું ભાજન છે, તે જ શુદ્ધ ચિદ્રૂપ છે, તે જ પરમ શિવ છે, તેજ પરમ આનંદ છે, તે જ સુખદાયક છે, તે જ ઉત્કૃષ્ટ ચૈતન્ય છે, અને સર્વ ગુણોનો ભંડાર પણ તે જ છે. અર્થાત્ ધ્યાનમાં અનુભવમાં આવતો શુદ્ધ આત્મા તે જ જીવનું સર્વસ્વ છે. (૧૬-૧૯)

ઉપર કહ્યા મુજબ પરમ આહ્લાદસ્વરૂપ અને રાગ-દ્વેષ રહિત એવા પોતાના અર્હંતસ્વરૂપને શરીરરૂપી મંદિરમાં જ બિરાજમાન જે જાણે છે તે જ પંડિત છે. (૨૦)

સિદ્ધભગવાન વર્ણાદિરૂપ આકારરહિત, શુદ્ધ, પોતાના સ્વસ્વરૂપમાં જ અવસ્થિત, રાગાદિ વિકારરહિત, કર્મમલરહિત અને ક્ષાયિક સમ્યક્ત્વ-કેવળજ્ઞાનાદિ અષ્ટ મહાગુણો સહિત છે. કેવળજ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ અર્થે પોતાના આત્માને તે સિદ્ધભગવાન જેવો સહજ આનંદ ચૈતન્યસ્વરૂપ જે જાણે છે તે પંડિત છે (૨૧-૨૨)

જેમ સુવર્ણપાષાણમાં સોનું રહેલું છે, જેમ દૂધમાં શક્તિપણે ઘી રહેલું છે અને જેમ તલમાં તેલ રહેલું છે તેમ શરીરમાં શિવસ્વરૂપ આત્મા રહેલો છે, અર્થાત્ પોતાનો આત્મા જ શક્તિથી ભગવાન છે; વળી જેમ લાકડામાં અગ્નિ શક્તિરૂપે રહેલો છે તેમ શરીર મધ્યે બિરાજમાન આ આત્મા શક્તિરૂપે ભગવાન છે. એવા આત્માને જે જાણે છે તે જ પંડિત છે. (૨૩-૨૪)

આ સ્તોત્રમાં દર્શાવેલ પરમાનંદસ્વરૂપ આત્માને અને તેની પ્રાપ્તિના ઉપાયને જાણીને આત્માર્થી જીવો પરમાનંદને પામો.

—o—

## ભોપાલના આધ્યાત્મિક સમ્મેલનમાં આધ્યાત્મિકવિદ્યાનો સંદેશ

તા. ૨૫—૫—૬૩ના રોજ ભોપાલશહેરમાં આધ્યાત્મિક સમ્મેલન થયેલ, આ સમ્મેલનમાં લગભગ દશ હજાર શ્રોતાજનો હતા. મધ્યભારતના રાજ્યપાલ શ્રી પાટસ્કરે તેનું ઉદ્દઘાટન કર્યું હતું, અને અધ્યક્ષ હતા નાણાપ્રધાન શ્રી મિશ્રિલાલજી ગંગવાલ.

એ અધ્યાત્મ-સમ્મેલનના ઉદ્દઘાટન પ્રસંગે અધ્યાત્મવિદ્યાનો સંદેશ આપતાં ગુરુદેવે કહ્યું કે—જગતની સર્વ વિદ્યામાં ચૈતન્યની અધ્યાત્મવિદ્યા સર્વશ્રેષ્ઠ છે. અધ્યાત્મ-વિદ્યા વિના બીજા કોઈ ક્રિયાકાંડમાં જન્મમરણનો નાશ કરવાની તાકાત નથી. **सा विद्या या विमुक्तये**—વિદ્યા તેનું નામ કે જે મુક્તિનું કારણ થાય. સ્વાનુભૂતિ વડે આત્માને જાણવો તે અધ્યાત્મવિદ્યા છે, ને તે વિદ્યા મોક્ષનું કારણ છે. સંસારસંબંધી અનેક વિદ્યાઓ જીવ અનંતવાર શીખ્યો છે, શાસ્ત્રો પણ ભણ્યો છે, પરંતુ જન્મ મરણનો જેનાથી અંત આવે એવી સ્વાનુભૂતિરૂપ અધ્યાત્મવિદ્યા જીવ ક્ષણમાત્ર શીખ્યો નથી. અંતર્મુખ થઈને રાગથી ભિન્ન ચૈતન્ય સ્વાનુભૂતિ વડે આત્મામાં અધ્યાત્મવિદ્યાનું ઉદ્દઘાટન થાય છે. આત્મામાં જ્યાં સમ્યક્ મતિશ્રુતજ્ઞાન પ્રગટયા ત્યાં અપૂર્વ અધ્યાત્મવિદ્યા ઊઘડી. જ્યાં આવી અધ્યાત્મવિદ્યાનું ઉદ્દઘાટન થયું ત્યાં અલ્પકાળમાં પૂર્ણાનંદની પ્રાપ્તિ જરૂર થાય છે. માટે આવી અધ્યાત્મ-વિદ્યા શીખવા જેવી છે.

અધ્યાત્મવિદ્યા તે ભારતની મૂળ વસ્તુ છે. અંતરમાં દેહથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ છે તેના ધ્યાન વડે શાંતિ મળે છે. શાંતિ પોતાના સ્વરૂપમાં છે પણ જગત બહારના સાધનમાં તે ઢૂંઢે છે. નિજસ્વરૂપની ઓળખાણ વડે આત્મપ્રસિદ્ધિ જીવે કદી કરી નથી.

પરની પ્રસિદ્ધિ, દુનિયાની પ્રસિદ્ધિ અનંતવાર મળી, પણ સ્વાનુભવ વડે પોતાના આત્માની પ્રસિદ્ધિ કર્યા વગર જન્મ મરણના ફેરા ટળે નહિ ને શાંતિ મળે નહિ. જીવનનું શોધન અને શાંતિની પ્રાપ્તિ અધ્યાત્મવિદ્યા વડે થાય છે. જ્યાં આવી અધ્યાત્મવિદ્યા ઊઘડી ત્યાં આત્મામાં શાંતિના સ્રોત વહે છે, સુખ પ્રગટે છે ને મુક્તિ થાય છે.

☆

## ભગવાન!..... મારી સાથે ચાલો

चलि चलहुंन हो जिनवरस्वामी अपनेउ साथा....
चलि चलहुंन हो जिनवरस्वामी अपनेउ देशा...
चलि चलहुंन हो जिनवरस्वामी सिद्ध सहेसा...
ચાલો ચાલો જિનવરસ્વામી....અપની સાથ ચાલો....
ચાલો ચાલો જિનવરસ્વામી....અપને દેશ ચાલો....
ચાલો ચાલો જિનવરસ્વામી....સિદ્ધપ્રદેશમાં ચાલો....

'**ममलपाहुड**' માં શ્રી તારણસ્વામીએ એક '**उमाही फूलना**' (એક પ્રકારનું હાલરડું) રચ્યું છે; તેમાં એક સમ્યગ્દષ્ટિ સિદ્ધગતિ પામવાની અથવા મોક્ષમાં જવાની ભાવના કરે છે, અને સાથે શ્રી અરિહન્ત ભગવાનની ભક્તિ પણ કરે છે; તે એવી ભાવના ભાવે છે કે હે ભગવાન! મારી સાથે ચાલો....જ્યાં સુધી હું મોક્ષપુરીમાં ન પહોંચું ત્યાં સુધી આપ મારી સાથે ને સાથે જ ચાલો. મોક્ષ જતાં જતાં સાધકે પોતાના હૃદયમાં સિદ્ધ ભગવાનને સ્થાપ્યા છે એટલે સિદ્ધ ભગવાન તેની સાથે જ છે. હે ભગવાન! મોક્ષ જતાં સુધી આપ મારી સાથે જ રહો જેથી વચ્ચે ભંગ પડયા વગર આત્માની ઉન્નતિ કરતો કરતો મોક્ષપુરીમાં ચાલ્યો જાઉં; તે સાધક સિદ્ધક્ષેત્રને જ પોતાનો દેશ કહે છે, સિદ્ધપર્યાયને જ પોતાનો ભેષ સમજે છે, સિદ્ધસુખને પોતાની શય્યા સમજે છે. આ રીતે ફૂલના દ્વારા પ્રેરણા કરી છે કે હે જીવ! તું નિશ્ચિંત થઈને સિદ્ધ જેવા તારા શુદ્ધાત્માના અનુભવનો અભ્યાસ કર. એ સ્વાનુભવરૂપ જહાજ પર ચઢીને તું મોક્ષદ્વીપમાં પહોંચીશ.

મોક્ષનો સાધક ભવ્ય જીવ શ્રી અરિહન્તભક્તિમાં મગ્ન થઈને કહે છે કે **चलि चलहु**....હે ભગવાન મારી સાથે ચાલો....ચાલો! હું સિદ્ધ પદનું સાધન કરીને મોક્ષમાં આવવા નીકળ્યો છું, તો હે ભગવાન! આપણા મોક્ષદેશમાં શું આપ મારી સાથે નહીં ચાલો? **चलि चलहु**....ચાલો ચાલો....ભગવાન! મારી સાથે ચાલો. હે જિનેન્દ્ર! નિજસ્વરૂપના સ્વદેશમાં આપ મારી સાથે ચાલો. મોક્ષમાં જતાં આપ જ મારા સાર્થવાહ— સાથીદાર છે.

# પંચાસ્તિકાય

**શ્રી પંચાસ્તિકાય ગા. ૧૬૭ ઉપરના પ્રવચનોમાં, વીતરાગી મોક્ષમાર્ગ કેવો હોય અને તેને સાધનારા સંતમુનિઓની દશા કેવી હોય તે સંબંધી અદ્ભુત ભાવભીની ધારા ગુરુદેવે વહેવડાવી... અહા, એ પ્રવચનોમાં મોક્ષમાર્ગી મુનિવરોની પરિણતિનું જે સ્વરૂપ ઘૂંટાતું તેનું પાન કરવામાં મુમુક્ષુ શ્રોતાઓ એકતાન થઇ જતા...ને ગુરુદેવનો આત્મા તો અધ્યાત્મની મસ્તીમાં ઝૂલી રહેતો. એવા આ ગાથાના પ્રવચનોમાંથી, અહીં થોડાક નમૂનો આપીએ છીએ: "લીજિયે...રસ પાજિયે!"**

૧૭૨મી ગાથા શરૂ કરતાં પહેલાં આચાર્ય ભગવાનનો અતિ મહિમા અને બહુમાન કરીને ગુરુદેવે કહ્યું કે: વાહ! આચાર્યભગવંતોએ ગજબ કામ કર્યાં છે. વીતરાગી મોક્ષમાર્ગને ખુલ્લો મૂકી દીધો છે. અસત્ય સામે વીતરાગી તલવાર કાઢીને સત્ય માર્ગનો ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો છે. અહા, આવો વીતરાગ માર્ગ! એને 'શ્રદ્ધવાની' રીત પણ કોઈ અલૌકિક છે. એક સૂક્ષ્મરાગના અંશની પણ રુચી રહે તો તે જીવ વીતરાગમાર્ગની શ્રદ્ધા નહિ કરી શકે. આનંદની ધારામાં ઝૂલતા મુનિવરો વેગપૂર્વક મોક્ષમાર્ગમાં પરિણમતા હોવા છતાં, વચ્ચે જેટલો રાગનો કણ રહી જાય છે તેટલો પણ મોક્ષ તરફનો વેગ રોકાય છે. આચાર્ય ભગવાન ગા. ૧૭૨માં કહે છે કે—

**તેથી ન કરવો રાગ જરીયે ક્યાંય પણ મોક્ષેચ્છુએ;**
**વીતરાગ થઈને એ રીતે તે ભવ્ય ભવસાગર તરે. ૧૭૨.**

જુઓ, આ મોક્ષ માટેના મૂળ મંત્રો! આમાં તો સાક્ષાત્ વીતરાગતાનો જ ઉપદેશ છે. અહા, મોક્ષેચ્છુએ ક્યાંય પણ અને **किंचित्** એટલે જરાય રાગ ન કરવો. રાગ તે ભવસાગરને તરવાનું સાધન નથી, તે તો ઉદયભાવ છે, ને તેનું ફળ સંસાર છે; માટે મોક્ષેચ્છુએ તે જરાય કર્તવ્ય નથી. વીતરાગભાવ વડે જ ભવસાગરને તરાય છે, માટે તરવાના કામીએ એટલે કે મોક્ષેચ્છુએ સાક્ષાત્ વીતરાગતા જ કર્તવ્ય છે.

અહાહા! મોક્ષેચ્છુની આ વાત તો જુઓ. કુંદકુંદાચાર્યદેવ જ્ઞાનના અગાધ દરિયા હતા....આનંદમાં ઝૂલતા હતા....આનંદમાં ઝૂલતા ઝૂલતા વચ્ચે જરાક રાગનો વિકલ્પ ઊઠયો તેથી આ સૂત્ર લખાય છે. મહાસમર્થ હોવા છતાં, એમની કેટલીક ભદ્રિકતા! કેટલી નિખાલસતા! (ફોટામાં કુંદકુંદપ્રભુની મુદ્રા બતાવીને ઘણા ભાવપૂર્વક ગુરુદેવ કહે છે—) અહા! જુઓ તો ખરા....કેવા ભદ્રિક! કેવા નિખાલસ!! બસ, ઠરી ગયા છે! પોતાને જરીક શુભ રાગ વર્તે છે તેનોય નિષેધ કરતા કહે છે કે અરે! અમે મોક્ષાર્થી છીએ....આટલો રાગ પણ અરે! અમારા મોક્ષને અટકાવનાર હોવાથી કલંક છે.

—આવા ભગવાન આચાર્ય મોક્ષેચ્છુ જીવને કહે છે: બાપુ! રાગની હોંસ કરીશ નહિ. –હે મોક્ષના હોંસીડા! તું રાગની હોંસ કરીશ નહિ. અમે તો સંયમના વીતરાગી અમૃતને પીનારા, તેમાં રાગ તો કડવો વિષ જેવો છે. અહા! સાક્ષાત્ તીર્થંકરભગવાન જેટલી જેમના કથનની પ્રમાણતા....અને જેમના સૂત્રનો આધાર મોટા મોટા આચાર્યો પણ આદરપૂર્વક આપે...એવા ભગવાન કુંદકુંદાચાર્યદેવ આ કહે છે: માર્ગની પ્રભાવના અર્થે અમે આ કહીએ છીએ, પણ વિકલ્પમાં અમારો ઉત્સાહ નથી, ઉત્સાહ તો સ્વરૂપમાં જ છે. અમારા આત્મામાં વીતરાગ પરિણતિની ઉત્કૃષ્ટતા થાય તેજ ખરેખર માર્ગની 'પ્ર–ભાવના છે.'

મોક્ષમાર્ગમાં વર્તતા મુનિઓને નિશ્ચય–વ્યવહારની સંધિ કેવી હોય તે આચાર્યદેવ ટીકામાં બતાવશે; પણ તેમાંય કર્તવ્ય તો વીતરાગભાવ જ છે, અંશમાત્ર રાગ મોક્ષેચ્છુએ કર્તવ્ય નથી. રાગ કરવાનું ભગવાનનું ફરમાન નથી, વીતરાગ ભગવાનનું વિધાન તો વીતરાગી અનુભૂતિ કરવાનું જ છે. રાગાદિ ઉદયભાવની ભરતીરૂપ જે ભવસાગર, તેને વીતરાગભાવ-રૂપ નાવવડે ભવ્ય જીવ તરે છે.

—મોક્ષમાર્ગરૂપ વીતરાગતા–એ બાર અંગનો સાર છે. આચાર્યદેવ આમોદપ્રમોદ-માં આવીને કહે છે કે વિસ્તારથી બસ થાઓ. જયવંત વર્તો આ વીતરાગતા, કે જે સાક્ષાત્ મોક્ષમાર્ગનો સાર હોવાથી સમસ્ત શાસ્ત્રોના તાત્પર્યભૂત છે.

✡

અહા, જુઓ તો ખરા! આચાર્યદેવ આમ હાથમાં લઈને સાક્ષાત્ મોક્ષમાર્ગ દેખાડી રહ્યા છે. સિદ્ધપદના પૂર્ણાનંદની પ્રાપ્તિરૂપ જે મોક્ષ, તેના માર્ગમાં અગ્રેસર–નેતા કોણ છે?—કે વીતરાગભાવ; વચ્ચે રાગ આવે તે મોક્ષમાર્ગમાં અગ્રેસર નથી–મુખ્ય નથી, ગૌણ છે; ગૌણ છે એટલે વ્યવહાર છે, ને વ્યવહાર તો અભૂતાર્થ હોવાથી હેય છે. મોક્ષમાર્ગમાં વીતરાગતા જ અગ્રેસર છે એટલે કે મુખ્ય છે, ને તેજ નિશ્ચય મોક્ષમાર્ગ હોવાથી ઉપાદેય છે, વીતરાગભાવ જ મોક્ષમાર્ગનો નેતા છે–એટલે કે તે જ મોક્ષમાર્ગે લઈ જનાર છે.

આચાર્ય ભગવાન પ્રમોદથી કહે છે કે—

જયવંત વર્તો આ સાક્ષાત્ વીતરાગતા....કે જે મોક્ષમાર્ગનો સાર છે....ને જે સમસ્ત શાસ્ત્રનું તાત્પર્ય છે. ભગવાન સર્વજ્ઞપરમેશ્વરે જેટલા શાસ્ત્રો કહ્યા છે તેનો સાર આ વીત-રાગતા જ છે–તે વીતરાગતા જયવંત વર્તો....ને એ વીતરાગમાર્ગના પ્રકાશક સંતો જગતમાં જયવંત વર્તો!

✡

આવો વીતરાગમાર્ગ જે સમજે તેને તે સમજાવનારા સંતો પ્રત્યે કેટલો વિનય હોય! કેટલું બહુમાન હોય!! રાગમાં વર્તતો હોવા છતાં જેને વીતરાગી પંચપરમેષ્ઠી ભગવંતો પ્રત્યે વિનય અને બહુમાનનો આદરભાવ નથી ઉલ્લસતો તેને તો વીતરાગમાર્ગની શ્રદ્ધા પણ થતી નથી. વીતરાગભાવની ભાવનાવાળાને, સાક્ષાત્ વીતરાગતા ન થાય ત્યાં સુધી, વીતરાગી પુરૂષો પ્રત્યે (-પંચપરમેષ્ઠી પ્રત્યે) પરમભક્તિ-વિનય-ઉત્સાહ-બહુમાનનો ભાવ જરૂર આવે છે-છતાંય તેમાં જે રાગ છે તે કાંઈ તાત્પર્ય નથી, તે કાંઈ મોક્ષમાર્ગ નથી. મોક્ષમાર્ગ તો વીતરાગભાવ જ છે-એ નિયમ છે, અને એ જ મોક્ષેચ્છુએ કર્તવ્ય છે.

ચંદનવૃક્ષની શીતળ સુગંધી છાયા જેવી જે વીતરાગતા પરમશાંતિ-તેમાં રાગ તે તો અગ્નિ જેવો બળતરા કરનારો છે-મોક્ષેચ્છુએ તે કર્તવ્ય કેમ હોય? માટે હે મોક્ષાભિલાષી મહાજનો! હે ઉત્તમ પુરુષો! ક્યાંય પણ (-અર્હંત-સિદ્ધ પ્રત્યે પણ) રાગ કિંચિત્ કર્તવ્ય નથી-એમ સમજો.... આમ સમજીને જે મોક્ષાર્થી મહાજન સઘળાય પ્રત્યેના (-અર્હંત-સિદ્ધ પ્રત્યેના પણ) રાગને છોડીને સ્વરૂપમાં લીનતાવડે સાક્ષાત્ વીતરાગભાવરૂપ પરિણમે છે, તે ભવ્ય મહાજન વીતરાગભાવ વડે તુરત જ ભવસાગરને તરી જાય છે....ને પરમાનંદરૂપ મોક્ષપદને પામે છે.

આવો છે....વીતરાગી મોક્ષમાર્ગ!

અહા! ભાવલિંગી સંત, જેઓ વનજંગલમાં વસે છે, જેને દેહ ઉપર વસ્ત્રનો તાણો પણ નથી, ને આત્માના આનંદમાં ઝૂલતા ઝૂલતા જેઓ મોક્ષમાર્ગે હાલ્યા જાય છે, એવા મુનિને 'મહાજન' તરીકે સંબોધીને કહે છે કે—

હે મુનિ! હે મોક્ષાર્થી મહાજન! સાક્ષાત્ મોક્ષમાર્ગ તો વીતરાગભાવ જ છે, ને તે વીતરાગતા જ તારે કર્તવ્ય છે. સમ્યગ્દર્શન-જ્ઞાન ઉપરાંત ચારિત્રવડે અંતરમાં જે અમૃતસાગર ઊછળ્યો છે તેમાં લીનતા જ કરવા જેવી છે....તેમાંથી જરાય બહાર નીકળવા જેવું નથી, એટલે જરાય રાગ કર્તવ્ય નથી.

અહા....વનવાસી વીતરાગી સંતો વનના વાઘ જેવા નિર્ભય હતા....દુનિયાથી નિર્ભય સંતોએ બેધડક વીતરાગમાર્ગ પ્રસિદ્ધ કર્યો છે. લોકો માનશે કે નહિ માને તેની એને દરકાર નથી. જે જીવ મોક્ષેચ્છુ હશે તે આવા માર્ગે આવ્યા વગર રહેશે નહિ. ગદગદ થઈને ગુરુદેવ કહે છે કે-અરે! આવો સ્પષ્ટ વીતરાગી માર્ગ સંતોએ ખુલ્લો મૂક્યો છે.... છતાં લોકો તેનો વિરોધ કરે છે!!! શું થાય? સીમંધર પરમાત્મા તો વિદેહક્ષેત્રે બેઠા-બેઠા બધું જોઈ રહ્યા છે...કુંદકુંદાચાર્ય પોતે પણ જાણે છે કે અત્યારે ભરતક્ષેત્રે શાસનમાં આમ ચાલી રહ્યું છે...પણ....શું થાય? આવો જ કાળ ને જીવોની એવી જ લાયકાત! છતાં આ લોકો ભાગ્યશાળી છે કે હોંસથી આવી વાત સાંભળે છે.

જયવંત વર્તો....જિનશાસનના સારભૂત વીતરાગતા....<br>
જયવંત વર્તો....એ વીતરાગમાર્ગપ્રકાશક સન્તો!

—●—

# અનુભવપ્રકાશ

વિક્રમ સં. ૧૭૭૯ લગભગમાં કવિ દીપચંદજી રચિત અનુભવપ્રકાશ એ સુગમશૈલીનો અધ્યાત્મગ્રંથ છે. તેમાં ઠેરઠેર ભરેલો સ્વાનુભવનો મહિમા ગુરુદેવે પ્રવચનદ્વારા પ્રસિદ્ધ કર્યો છે.

આત્મામાં અંતર્મુખ થઈને શ્રદ્ધા–જ્ઞાન ને સ્વાનુભવ કરે તે મહિમાવંત છે, એના વગરનું બધુંય કષ્ટ સમાન છે. જે સમયે અંતર્મુખ થઈને સ્વાનુભવમાં આત્માને પકડયો તે સમય પોતાનો છે. જેને ચૈતન્યનો અનુભવ છે તે જીવ ગમે ત્યાં વસે તો પણ અનુભવના પ્રસાદથી તે પૂજ્ય છે. અનુભવ આનંદ છે, અનુભવમાં જ ધર્મ છે, અનુભવથી જ પરમપદ પમાય છે, અનંતગુણના રસનો સાગર તે અનુભવમાં સમાઈ જાય છે. સ્વરૂપની વિશ્રાંતિનું ધામ અનુભવથી જ પમાય છે, અતુલ પરમાત્મદશા અનુભવથી પમાય છે. અહો ! તે અનુભવનો શું મહિમા !! તેની સામે ઇંદ્રનાં ઇંદ્રાસન પણ સડેલાં તરણાં સમાન છે. આત્માના અનુભવથી જ સર્વોત્કૃષ્ટ મહિમાવાળું પરમેશ્વરપદ પમાય છે, તેથી અનુભવ તે સાર છે; આત્માનો અનુભવ તે જ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ છે.

શાસ્ત્રમાં વ્યવહારનાં વિધાન લખ્યાં હોય તેનાથી પાર, સર્વ વિધાનનો શિરોમણિ આ અનુભવ છે. આ અનુભવમાં ધર્મનાં બધાં વિધિવિધાન સમાઇ જાય છે. આવો અનુભવ તે મોક્ષનું નિદાન અને સુખનું નિધાન છે. અનુભવની પ્રશંસા સર્વ ગ્રંથોમાં કરી છે. અનુભવ વગર સાધ્યની સિદ્ધિ થતી નથી અનંત ચેતનારૂપ, અનંતગુણથી શોભિત, અનંત શક્તિધારક એવા આત્મપદનો રસાસ્વાદ તે અનુભવ છે. સર્વ ગ્રંથોનો સાર આ અવિકાર અનુભવ છે. વારંવાર ગ્રંથોમાં તે જ કહ્યું છે. વીતરાગતાને તાત્પર્ય કહો કે અનુભવ કહો, કેમકે આત્માના અનુભવથી જ વીતરાગતા પમાય છે. ચારે અનુયોગના બધા ગ્રંથોનો સાર તથા બધા વિધાનનો સાર એ છે કે અંતરમાં આત્માનો અનુભવ કરીને આનંદનો સ્વાદ લેવો. અનુભવ તે શાશ્વત ચિંતામણિ છે. સાધકદશાની શરૂઆત પણ અનુભવથી જ થાય છે, ને પૂર્ણ મુક્તદશા પણ અનુભવથી જ થાય છે. અહો અનુભવનો મહિમા શું કહિએ? સંતો કહે છે કે હે જીવ ! તું તારા સ્વરૂપનો સહજ સ્વાદી થા. પર્યાયબુદ્ધિ–દેહબુદ્ધિ છોડ, ને અનંતગુણના પિંડ ચિદાનંદ સ્વભાવમાં બુદ્ધિ જોડ. પરનો પ્રેમ મટાડીને, ચેતનાપ્રકાશના વિલાસરૂપ અતીંદ્રિય ભોગને ભોગવ. સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ સ્વભાવનો નિર્વિકલ્પ આનંદ ભોગવ.

# સીતાજીનો સન્દેશ

[ પૂ. ગુરુદેવ પ્રવચનમાં અમુક સિદ્ધાન્ત સમજાવવા માટે અવારનવાર પુરાણોમાંથી ધર્માત્માના જીવનપ્રસંગો દૃષ્ટાંતરૂપે કહે છે. એ વખતે ગુરુદેવના મુખથી ધર્માત્માના જીવનના વૈરાગ્યપ્રસંગોનો આબેહૂબ ચિતાર સાંભળતાં જાણે આપણી સન્મુખ અત્યારે જ એ પ્રસંગો બની રહ્યા હોય એવું લાગે છે. ચક્રવર્તી ભરત, રામચંદ્રજી, બાહુબલી, સુદર્શન, અંજન, સુકુમાર, રાવણ, અંજના, સીતા, ચંદના, ચેલણા, શ્રેણીક, શ્રીકૃષ્ણ, પાંડવો, સમન્તભદ્ર વગેરે ઘણા ઘણા ધર્માત્માના જીવનપ્રસંગો ગુરુદેવ પ્રવચનમાં કહે છે. અહીં નમૂના તરીકે માત્ર એક જ પ્રસંગ રજુ કર્યો છે ]

ધર્માત્મા જાણે છે કે ગમે તે પ્રસંગમાં ગમે તે ક્ષેત્રમાં મને મારા આત્માનો જ આધાર છે....મહેલમાં કે જંગલમાં મારો આત્મા જ મને આધારરૂપ છે. જુઓ, સીતાજી ધર્માત્મા હતા....જ્યારે લવ અને કુશ જેવા ચરમશરીરી પુત્રો તેમની કુંખે આવ્યા ત્યારે તેમને એવો દોહલો થયો કે હું સમ્મેદશિખર આદિ તીર્થોની અને જિનબિંબોની વંદના કરું. અને બરાબર એ જ વખતે લોકોએ આવીને રામચંદ્રજીને લોકાપવાદની વાત કરી. તેથી રામચંદ્રજીએ સેનાપતિને બોલાવીને આજ્ઞા કરી કે 'સીતાને સમ્મેદશિખર વગેરે તીર્થોના તેમજ જિનબિંબોના દર્શન કરાવીને તેની ઈચ્છા પૂરી કરો અને પછી સિંહનાદ નામના મહાભયાનક વનમાં તેને એકલી છોડી દેજો.' સીતાજીએ હર્ષથી ને ભક્તિથી તીર્થવંદના કરી... ને પછી જ્યાં સિંહનાદ વન આવ્યું ત્યાં રથ ઊભો રાખીને સેનાપતિ ખૂબ રડે છે... ત્યારે સીતાજી પૂછે છે કે અરે સેનાપતિ! શું થયું? તીર્થવંદનાના આજના આનંદપ્રસંગે તું શોક કેમ કરે છે? સેનાપતિ રડતાં રડતાં કહે છે: હે માતા! જેમ મુનિવરો રાગપરિણતિને છોડે તેમ શ્રી રામે લોકાપવાદના ભયથી તમને આ જંગલમાં એકલા છોડી દેવાની આજ્ઞા કરી છે. સેનાપતિના એ શબ્દો કાને પડતાં જ સીતાજી મૂર્છાથી બેભાન થઈ ગયા....જુઓ, એ મૂર્છા વખતે પણ ધર્માત્મા સીતાજીને અંતરમાં ભાન છે કે ગમે તે પ્રસંગમાં મારા ધર્મને માટે મને મારા આત્માનો જ આધાર છે. પછી જ્યારે ભાનમાં આવે છે ત્યારે રામચંદ્રજીને સંદેશ કહેવડાવે છે કે "હે સેનાપતિ! દશરથનંદનને કહેજે કે લોકાપવાદના ભયથી મને તો છોડી, પણ જિનધર્મને ન છોડશો. અજ્ઞાની લોકો જિનધર્મની પણ નિંદા કરે તો તે નિંદાના ભયથી સમ્યગ્દર્શનને કદી ન છોડશો....ચૌવિધ સંઘની સેવા કરજો....મુનિઓ અને આર્જિકાઓને ભક્તિથી આહારદાન દેજો...." જુઓ, આવા પ્રસંગે પણ સીતાજીને અંતરના સ્વભાવમાંથી ધર્મનો ઉમળકો આવ્યો છે. ધર્મના આધારભૂત સ્વભાવ અંતરમાં દેખ્યો છે તે સ્વભાવના આશ્રયે ઉમળકો આવ્યો છે....અહો! ભલે જંગલમાં એકલી પડી પણ મારા ધર્મનો આધાર અંદર પડ્યો છે...તે આધારને હું નથી છોડતી અને તમારા રાજાને કહેજો કે તે પણ ધર્મને ન છોડે.

લોકાપવાદની ખાતર મને તો છોડી પણ ધર્મને ન છોડે. આ રીતે ધર્મને જ શરણભૂત જાણીને ધર્માત્મા પોતાના ધર્મના શરણને યાદ કરે છે. સીતાજીને બહારમાં રામનો વિયોગ થયો પણ અંતરમાં આતમરામનો વિયોગ નથી થયો; સમ્યક્શ્રદ્ધાજ્ઞાનમાં આતમરામનો આધાર સદાય વર્ત્યા જ કરે છે.

સિંહ, વાઘ ને રીંછથી ભરેલા ઘોર જંગલમાં બેઠેલા સીતાજી જાણે છે કે આ વન, કે આ વાઘ–સિંહની ગર્જના, તે કોઈ સંયોગ અમને અમારા સ્વભાવના આધારથી છોડાવવા સમર્થ નથી. ઉપર આભ ને નીચે ધરતી, ભલે કોઈ સગાંસંબંધી ન હો....પણ અમે અશરણ નથી, અંતરમાં અમારો ચિદાનંદ સ્વભાવ જ અમારું મોટું શરણ છે. મહેલ અમને શરણભૂત હતા ને આ જંગલમાં અમે અશરણ થઈ ગયા–એમ નથી; જગત આખું અમારા માટે અશરણ છે, અમારો આત્મા જ અમારું શરણ છે.

☆

# નિયમસાર

નિયમસાર એટલે અનેક ગૂઢ ગંભીર રહસ્યોથી ભરેલું, સંતોના હૃદયમાંથી વહેલું અધ્યાત્મરસનું ઝરણું...નિયમથી અવશ્ય કરવા યોગ્ય એવા જે સારભૂત શુદ્ધ રત્નત્રય, તે અન્યવશ નથી પણ સ્વવશ છે. એવા આવશ્યક રત્નત્રયની પ્રાપ્તિનો માર્ગ બતાવવામાં આ ભાગવતશાસ્ત્ર પણ સમયસારનું સાથીદાર થઈને ઊભું રહે છે; ખરેખર 'નિયમસાર'એ સમયસારનો ભાઈ છે.

નિયમસાર ગા. ૧૫૮માં આચાર્યદેવ કહે છે કે સ્વયંબુદ્ધ એવા તીર્થંકરો અથવા તો બોધિતબુદ્ધ એવા બીજા ધર્માત્માપુરુષો, અપ્રમત્ત મુનિદશાથી માંડીને કેવળજ્ઞાન સુધીના ગુણસ્થાનોની પંક્તિમાં આરૂઢ થયા થકા કેવળજ્ઞાન પામ્યા, તે કઈ રીતે પામ્યા?–કે આત્મ–આરાધનાના પ્રસાદથી તેઓ કેવળજ્ઞાન પામ્યા. સ્વાત્માશ્રિત ધ્યાન વડે સ્વકાર્યને સાધવામાં પરાયણ થઈને તેઓએ આત્માની આરાધના કરી અને એ આત્મ–આરાધનાના પ્રસાદથી જ તેઓ કેવળજ્ઞાનધારી થયા. કોઈ રાગના પ્રસાદથી કેવળજ્ઞાન થયું–એમ નથી. સર્વે પુરાણ પુરુષો, એટલે કે પૂર્વે જે કોઈ ધર્માત્મા પુરુષો મોક્ષગામી થયા છે તે સર્વે આત્માની નિશ્ચય આરાધના કરીને તેના પ્રસાદથી જ મોક્ષગામી થયા છે. આમ અનંતા તીર્થંકરો વગેરેનો દાખલો આપીને આચાર્યદેવ કહે છે કે મોક્ષ માટેનો આ એક જ માર્ગ છે કે સ્વાત્માના આશ્રયે આત્માની નિશ્ચય આરાધના કરવી. જુઓ, આ મુમુક્ષુનું મોક્ષ માટેનું આવશ્યક કાર્ય. વ્યવહારના વિકલ્પો તે મોક્ષ માટેનું આવશ્યક કાર્ય નથી, તેના પ્રસાદથી મુનિદશા કે કેવળજ્ઞાન થતું નથી.

અહીં ઉત્કૃષ્ટ વાત લેવી છે તેથી અપ્રમત્ત મુનિદશાથી માંડીને કેવળજ્ઞાનની વાત લીધી છે; તેની નીચેની ચોથા–પાંચમા–છઠ્ઠા ગુણસ્થાનની સમ્યગ્દર્શનાદિ દશા પણ આત્મઆરાધનાના પ્રસાદથી જ પ્રાપ્ત થાય છે, કાંઈ રાગના પ્રસાદથી સમ્યગ્દર્શનાદિ થતું નથી. દેવ–ગુરુની ભક્તિ–બહુમાનનો ભાવ ત્યાં હોય છે ખરો, અને "દેવ–ગુરુના પ્રસાદથી જ અમને સમ્યગ્દર્શનાદિ પ્રાપ્ત થયાં" એમ પણ ધર્માત્મા વિનયથી કહે છે.–પણ દેવ–ગુરુએ શું કહ્યું હતું? દેવ–ગુરુએ તો એમ કહ્યું હતું કે તું અંતર્મુખ થઈને જ તારા આત્માની આરાધના કર; તારા સ્વાત્માના આશ્રયે જ તારા સમ્યગ્દર્શનાદિ થાય છે. શ્રી દેવ–ગુરુનો આવો ઉપદેશ પાત્રતાપૂર્વક પોતે ઝીલીને તે ઉપદેશ અનુસાર સ્વાત્માની આરાધના કરી ત્યારે તે આરાધનાના પ્રસાદથી સમ્યગ્દર્શનાદિ થયું, અને ત્યારે ઉપચારથી એમ કહ્યું કે શ્રી દેવ–ગુરુના પ્રસાદથી જ સમ્યગ્દર્શન થયું. શ્રી ગુરુએ કહ્યું તે પ્રમાણે પોતે આરાધના કરી ત્યારે શ્રી ગુરુનો પ્રસાદ મળ્યો. પણ જે જીવ પોતે અંતર્મુખ થઈને આત્મઆરાધના ન કરે ને રાગથી લાભ માનીને તેના જ અવલંબનમાં અટકી રહે તેને તો રાગના પ્રસાદથી સંસારભ્રમણ થાય છે, તેને શ્રી ગુરુનો પ્રસાદ મળ્યો–એમ ઉપચારથી પણ કહેવાતું નથી.

અહીં તો કયું આવશ્યક કાર્ય કરવાથી મોક્ષ થાય તેની વાત છે. નિશ્ચયસ્વભાવનો આશ્રય કરીને આત્માની આરાધના કરવી તે જ પરમ આવશ્યક છે: તે આત્મઆરાધનાના પ્રસાદથી જ સમ્યગ્દર્શન થાય છે, તે આત્મઆરાધનાના પ્રસાદથી જ પંચમ ગુણસ્થાન પ્રગટે છે, તે આત્મઆરાધનાના પ્રસાદથીજ મુનિદશા થાય છે, તે આત્મઆરાધનાના પ્રસાદથી જ શ્રેણી માંડીને કેવળજ્ઞાન થાય છે; માટે તું પણ એવી આત્મઆરાધનામાં તત્પર થા એવો ઉપદેશ છે. અનંતા તીર્થંકરો અને સંતો આવી આત્મ–આરાધના કરી કરીને તેના પ્રસાદથી જ સિદ્ધપદ પામ્યા....તેમને નમસ્કાર હો!

**હે જીવ! તું પણ આત્મ–આરાધનામાં તત્પર થા.**

# શ્રી ગોમ્મટસાર

શ્રવણબેલગોલામાં ભગવાન બાહુબલીની અજોડ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવનાર વીરમાર્તંડ શ્રી ચામુંડરાય સેનાપતિ જેમના પરમ ભક્ત હતા એવા શ્રી નેમિચન્દ્ર સિદ્ધાંતચક્રવર્તીએ ગોમ્મટસારની રચના વિક્રમ સં. ની લગભગ આઠમી સદીમાં ચંદ્રગીરી ઉપરના એક જિનાલયમાં કરી હતી. ષટ્ખંડાગમ સિદ્ધાંતના દોહનરૂપ તેમણે આ શાસ્ત્ર રચ્યું છે. આ સિવાય ત્રિલોકસાર, લબ્ધિસાર, ક્ષપણાસાર, જેવા મહાન સિદ્ધાંતસૂત્રો પણ તેમણે રચ્યાં છે. ગોમ્મટસારમાં કુલ ૧૭૦૫ ગાથાઓ છે; તેના ઉપર શ્રી કેશવવર્ણીએ 'જીવતત્ત્વપ્રદીપિકા' નામની, અને અભયચન્દ્ર સિદ્ધાન્તચક્રવર્તીએ 'મંદપ્રબોધિકા' નામની ટીકા રચી છે. અને પં. શ્રી ટોડરમલ્લજીએ તેની 'સમ્યગ્જ્ઞાનચંદ્રિકા' નામની હિંદી ભાષાવચનિકા લખીને આ મહાન આગમના અભ્યાસની કંઈક સુગમતા કરી દીધી છે સૈદ્ધાંતિક અનેક વિષયોથી ભરેલા આ મહાન આગમમાંથી અનેક ઉપયોગી વિષયો ગુરુદેવ અવારનવાર પ્રવચનમાં કહે છે. તેમાંથી થોડુંક અહીં આપ્યું છે.

- વસ્તુને વિષે રહેલી પરિણમનરૂપ જે યોગ્યતા છે તે અંતરંગનિમિત્ત છે અને તે પરિણમનમાં નિશ્ચયકાળ બાહ્યનિમિત્ત છે,–એમ તત્ત્વદર્શીઓ વડે નિશ્ચય કરવામાં આવ્યો છે, એમ મોટા પુસ્તકમાં પૃ. ૧૦૨૨–૨૩ માં કહ્યું છે. એટલે દરેક વસ્તુમાં પોતાની પરિણમનની યોગ્યતા છે–તેનો શાસ્ત્રાધાર ઘણા વિદ્વાનો પૂછે છે, તે શાસ્ત્રાધાર આ ગોમ્મટસારમાંથી સ્પષ્ટ નીકળે છે. બીજે ઠેકાણે આ વાત આવે છે, પણ અહીં તો ગોમ્મટસારમાંથી જ યોગ્યતાનું સ્પષ્ટ કથન નીકળે છે.

- પ્રથમોપશમસન્મુખ સાતિશયમિથ્યાદષ્ટિને જિન કહ્યો છે; તેમજ કર્મનિર્જરારૂપ ઐશ્વર્યને લીધે તેને ઈન્દ્ર કહ્યો છે.

- મનઃપર્યયજ્ઞાન, પ્રથમોપશમ સમ્યક્ત્વ, પરિહારવિશુદ્ધિ સંયમ અને આહારકદ્વય–એ ચારમાંથી કોઈ એક હોય ત્યાં બાકીનાં ત્રણ ન હોય–એ નિયમ છે.

- નિગોદમાં એવા અનંતાજીવો છે કે જેઓ કદી ત્રસપરિણામ પામ્યા નથી. તેઓ નિગોદમાંથી કેમ નથી નીકળતા? તો કહે છે કે–તેઓ ભાવકલંકની અત્યંત પ્રચૂરતા સહિત છે, તેથી નિગોદવાસને છોડતા નથી, ને ત્રસપણું પામતા નથી. એટલે કે જીવ નિગોદમાં રહ્યો તે પણ પોતાના ભાવકલંકની પ્રચૂરતાને કારણે જ રહ્યો છે. જેના ભાવકલંક થોડા છે તે જીવ નિત્યનિગોદમાંથી નીકળી ચતુર્ગતિમાં (ત્રસમાં) આવે છે; નિત્યનિગોદમાંથી ૬ મહિના ને આઠ સમયમાં ૬૦૮ જીવો નીકળે છે, તેમજ છ મહિના ને આઠ સમયમાં ૬૦૮ જીવો સંસારમાંથી નીકળીને મોક્ષમાં જાય છે. કોઈ બીજાને કારણે જીવ નથી રખડતો પણ પોતાના ભાવકલંકને કારણે જ જીવ સંસારમાં રખડે છે.

# જ્ઞાનદર્પણ

લગભગ ૨૫૦ વર્ષ પહેલાં જયપુર રાજ્યમાં એક અધ્યાત્મપ્રેમી કવિ દીપચંદજી થઈ ગયા; અનુભવપ્રકાશ, પરમાત્મપુરાણ વગેરે અનેક અધ્યાત્મ ગ્રંથોની રચનાદ્વારા તેમણે પોતાનો અધ્યાત્મરસ વહેતો મૂક્યો છે, તેમની કથનશૈલી કેટલી સરલ અને છતાં કેટલી અસરકારક છે તે 'અનુભવપ્રકાશ' વાંચનારને ખ્યાલમાં હશે. તેમના રચેલા પાંચ ગ્રંથોનો સંગ્રહ "અધ્યાત્મ-પંચસંગ્રહ' તરીકે પ્રસિદ્ધ થયેલ છે, તેમાં "જ્ઞાનદર્પણ" પદ્યરૂપે છે; આ જ્ઞાનદર્પણમાં સમ્યગ્દૃષ્ટિ સંતની પરિણતિનું સુંદર મહિમાભર્યું વર્ણન કર્યું છે, કુલ ૧૯૬ પદ છે.

☆

પરમ પદારથ કો દેખે પરમારથ હ્વૈ, સ્વારથ સ્વરૂપકો અનૂપ સાધિ લીજિએ,
અવિનાશી એક સુખરાશિ સોહૈ ઘટહીમેં, તાકો અનુભૌ સુભાવ સુધારસ પીજિએ;
દેવ ભગવાન જ્ઞાનકલાકો નિધાન જાકો, ઉરમેં અનાય સદાકાલ થિર કીજિએ,
જ્ઞાનહીમેં ગમ્ય જાકો પ્રભુત્વ અનંતરૂપ, વેદી નિજભાવનામેં આનંદ લહીજિએ ॥૪॥

ભાવાર્થઃ—પરમ પદાર્થને દેખતાં પરમાર્થ સધાય છે, માટે તેને દેખીને પોતાના નિજ-પ્રયોજનરૂપ અનુપમ સ્વરૂપને સાધી લ્યો. અવિનાશી એકરૂપ સુખરાશી અંતરમાં જ સોહે છે તેનો અનુભવ કરીને સ્વભાવ-સુધારસનું પાન કરો....જ્ઞાનકળાનો નિધાન એવો ભગવાન ચૈતન્યદેવ, તેને અંતરમાં લાવીને સદાકાળ સ્થિર કરો....જેનું અનંત પ્રભુત્વ જ્ઞાનમાં-જ ગમ્ય છે એવા તે પરમ પદાર્થને વેદીને નિજભાવનામાં આનંદ લીજિએ.

# જયપુરના મહિલા-સંમેલનમાં

સં. ૨૦૧૩માં શ્રી સમ્મેદશિખરજી વગેરે અનેક તીર્થધામોની યાત્રા કરીને પૂ. ગુરુદેવ જયપુર નગરીમાં પધાર્યા તે પ્રસંગે ચૈત્ર સુદ ૧૨ ના રોજ ત્યાં મહિલા-સંમેલન થયું હતું, જેમાં ૧૨-૧૩ હજાર બહેનોની હાજરી હતી; તેમાં આશીર્વાદરૂપે પૂ. ગુરુદેવે પ્રવચન કર્યું હતું, તેમાંથી કેટલોક ભાગ અહીં આપ્યો છે.

☆

સ્ત્રીનો દેહ કે પુરુષનો દેહ તે તો પુદ્ગલની રચના છે, અંદર આત્મા બધાનો એક સરખો છે. પૂર્વે આત્માનું ભાન કરી-કરીને અનેક સ્ત્રીઓ એકાવતારી થઈ ગઈ છે, ને અત્યારે પણ આત્મભાન કરનારી સ્ત્રીઓ છે. સર્વાર્થસિદ્ધિના દેવો-કે જેઓ મનુષ્ય

થઈને સીધા મોક્ષ પામવાના છે તેઓને ચોથી ભૂમિકા છે, અને સ્ત્રીઓ પોતાના આત્માના આનંદનું સ્વસંવેદન કરીને દેવથી પણ ઊંચી ભૂમિકા (–પાંચમું ગુણસ્થાન) પ્રગટ કરી શકે છે. "અમે તો સ્ત્રી છીએ તેથી અમારાથી શું ધર્મ થઈ શકે"–એમ ન માનવું. સ્ત્રીનો આત્મા પણ પાંચમા ગુણસ્થાન સુધી પહોંચી શકે છે અને દેવોથી પણ તે પૂજ્ય છે. પૂર્વે બ્રાહ્મી–સુંદરી, ચંદના, સીતાજી વગેરે અનેક બડીબડી ધર્માત્મા સ્ત્રીઓ થઈ ગઈ છે.

બહેનો! સૌથી પહેલાં બ્રહ્મચર્યની રક્ષા કરવી જોઈએ, કેમકે શીયળ એ સ્ત્રીઓનું આભૂષણ છે. બ્રહ્મચર્યનો રંગ અને તેની સાથે સ્વભાવની દૃષ્ટિનું લક્ષ રાખવું જોઈએ. શરીર ગમે તે હો–સ્ત્રીનું હો કે પુરુષનું હો, પણ ચૈતન્યમૂર્તિ આત્મા તેનાથી ભિન્ન છે એનું ભાન કરવું જોઈએ. દરેક આત્મા ચૈતન્યમૂર્તિ સોનાની લગડી જેવો છે; તેના ઉપર કોઈને સ્ત્રીનું શરીર છે, કોઈને પુરુષનું શરીર છે, કોઈને હાથી વગેરેનું શરીર છે; એમ ભિન્ન ભિન્ન શરીરો હોવા છતાં, આત્મા તો તેનાથી જુદો ચૈતન્યમૂર્તિ છે, માટે "હું સ્ત્રી, હું પુરુષ" એવી બુદ્ધિ છોડીને, "હું તો જ્ઞાનમૂર્તિ આત્મા છું" એવી સમજણ કરવી જોઈએ.

સ્ત્રીના ગર્ભમાં તો ત્રિલોકનાથ તીર્થંકર તેમજ ચક્રવર્તી વગેરે શલાકા પુરુષો આવે છે. તીર્થંકર ભગવાન જ્યારે માતાના ગર્ભમાં આવે ત્યારે ઇંદ્રો આવીને માતાનું બહુમાન કરે છે કે અહો, રત્નકુંખધારિણી માતા! આપ તો જગતની માતા છો....જગત્પૂજ્ય છો....ત્રિલોકપૂજ્ય તીર્થંકરને જન્મ દેનારા આપ છો....આપની કુંખ ધન્ય છે..... તીર્થંકર ભગવાનને જન્મ દેનારી માતા પણ અલ્પકાળમાં જ (ત્રીજે ભવે) મોક્ષ પામનાર હોય છે.

આઠ વર્ષની બાળકી પણ સ્વસંવેદન કરી શકે છે. સ્ત્રી–અવતાર નિંદ્ય કહ્યો છે, પરંતુ સ્ત્રી–અવતારમાં પણ જો આત્માનું ભાન કરે તો તે આત્મા જગતમાં પ્રશંસનીય છે. આવો મનુષ્યઅવતાર પામીને આત્માનું ભાન કરવું તે જ ખરા આશીર્વાદ છે. આત્માનું ભાન કરે તેને ફરીથી આવો સ્ત્રી અવતાર મળે નહિ. આત્માનું સ્વસંવેદન કરો–એ જ અમારા આશીર્વાદ છે, ને તેમાં જ આત્માનો ઉદ્ધાર છે.....

# દીક્ષા કલ્યાણક-પ્રવચન

પંચકલ્યાણક પ્રતિષ્ઠ મહોત્સવોમાં દીક્ષાકલ્યાણક પ્રસંગે ભગવાનની દીક્ષા બાદ વનના વૈરાગ્ય વાતાવરણમાં પ્રવચનદ્વારા ક્હાનગુરુ મુનિદશાના અચિંત્ય મહિમાની અને ચારિત્રભાવનાની જે ધૂન જગાડે છે તેના ભણકાર વર્ષો સુધી શ્રોતાના હૃદયમાં રહ્યા કરે છે, ને એ વખતે તો જાણે વનમાં કોઈ સાક્ષાત્ મુનિભગવંતની પાસે જ બેઠા હોઈએ ! એવું લાગે છે. આવા દીક્ષાકલ્યાણક-પ્રવચનમાંથી થોડાક ઉદ્દગારો અહીં આપ્યા છે.

☆

ભગવાને આજે ચારિત્રદશા અંગીકાર કરી. અહા, ચારિત્ર ! ધન્ય એ દશા ! ગણધરો જેને આદરે છે, ઇન્દ્રો અને ચક્રવતીંઓ જેના ચરણે મસ્તક ઝૂકાવે છે,– એ દશા કેવી ! ધન્ય છે....એ મોક્ષના રાજમાર્ગી મુનિઓને ! જેને ભવદુઃખથી મુક્ત થવું હોય તેણે આવી દશા ઓળખીને તે પ્રગટ કર્યે છૂટકો છે. મુનિવરો આત્મરસમાં ચડીને નિર્વિકલ્પ આનંદના પીણાં પીએ છે; જેમ પુનમનો ચંદ્ર દરિયાને ઉછાળે તેમ ચૈતન્યના ધ્યાનવડે મુનિવરો અંતરના આનંદના દરિયાને ઉછાળે છે. અહા, એ આનંદના અનુભવ પાસે ઇન્દ્રનો વૈભવ તો શું, ત્રણ લોકનો વૈભવ પણ અત્યંત તુચ્છ છે. પદ્મનંદીસ્વામી કહે છે કે હે નાથ ! આપે કેવળજ્ઞાન-નિધિ પ્રગટ કરીને ચૈતન્યના અપાર અચિંત્ય નિધાન અમને પ્રગટ દેખાડ્યાં, તો હવે કોણ એવો છે કે આ ચૈતન્યનિધાન પાસે ઇન્દ્રાસનને પણ તરણાં જેવું સમજીને દીક્ષિત ન થાય? અંદરમાં નિઃશંકપણે ચૈતન્યવીણાના તાર ઝણઝણાવીને ધર્માત્માના હૃદયમાંથી રણકાર ઊઠે છે કે હું તો સદાય મારા જ્ઞાન ને આનંદ-રસથી ભરેલો એક છું, એ જ અનાદિની ટેક છે. મોહ મારા સ્વરૂપમાં નથી, શુદ્ધ ચેતનાનો દરિયો તે જ મારું રૂપ છે. પહેલાં આવું ભાન કર્યા પછી જ તેમાં લીનતાવડે મુનિદશા હોઈ શકે.

મુનિવરોની પરિણતિ એકદમ અંતરસ્વરૂપમાં ઢળી ગઈ છે એટલે જગત તરફથી તેમને અત્યંત ઉદાસીનતા છે. તીર્થંકરો મુનિ થઈને નગ્નપણે વનમાં ધ્યાનમાં ઊભા હશે....એ દેખાવ કેવો હશે ! પુરાણોમાં તેનું અદ્‌ભુત વર્ણન આવે છે. વનનાં પશુઓ-સિંહ અને હરણો પણ આશ્ચર્યથી મુનિરાજ સામે જોઈ રહે છે....ને એમની શાંત છાયામાં એકઠા થઈને બેસે છે. ભગવાન તો પોતાના ધ્યાનમાં છે, અંતરની આનંદધારામાં મશગૂલ છે. ચારિત્રદશા એ કાંઈ અસિધારા નથી, એ તો આનંદની ધારા છે; બહારથી જોનારા કાયર જીવોને તે અસિધારા લાગે છે, પણ અંતરમાં તો આનંદની ધારા છે. જો ચારિત્રદશામાં આનંદની ધારા ન હોય ને દુઃખ હોય તો એને કોણ આદરે !! ચારિત્ર તો સ્વરૂપમાં સ્થિરતા છે, ને સ્વરૂપની સ્થિરતામાં આનંદનો અનુભવ છે. આવી ચારિત્રદશા વગર મુક્તિ નથી. સિદ્ધપદના સાક્ષાત્ સાધક તો ચારિત્રધર મુનિવરો છે. એ

ચારિત્રદશામાં કષાયો અતિશય ક્ષીણ થઈ ગયા છે. ચૈતન્યના આનંદનો અનુભવ થતાં જ બાહ્યવિષયો પ્રત્યે સહજ વૈરાગ્ય થઈ જાય છે, કેમકે પરિણતિનો વેગ અંતર તરફ વળી ગયો છે એટલે બાહ્ય વિષયો તરફથી તે સંકોચાવા લાગી છે. મુનિની આવી સહજ અંતરૂપરિણતિને અજ્ઞાનીઓ બહારથી ઓળખી શકતા નથી.

અહો! ધન્ય એ મુનિદશા! મુનિઓ કહે છે કે અમે તો ચિદાનંદસ્વભાવમાં ઝૂલનારા છીએ; અમે આ સંસારના ભોગ ખાતર અવતર્યા નથી....અમે હવે અમારા આત્મસ્વભાવમાં વળીએ છીએ. હવે અમારે સ્વરૂપમાં ઠરવાના ટાણાં આવ્યાં છે. અંતરના આનંદકંદસ્વભાવની શ્રદ્ધા સહિત તેમાં રમણતા કરવા જાગ્યા તે ભાવમાં હવે ભંગ પડવાનો નથી. અનંતા તીર્થંકરો જે પંથે વિચર્યા તે જ પંથના ચાલનારા અમે છીએ."

*વૈરાગ્ય થતાં ભગવાન ભાવના કરે છે કે–" રાગ બાકી રહ્યો તેથી આ અવતાર* થયો. હવે તે રાગ છેદી આ ભવે હું મારી મુક્તદશા પ્રગટ કરવાનો છું; સંસારના ભોગ ખાતર મારો અવતાર નથી પણ આત્માના મોક્ષ ખાતર મારો અવતાર છે.... હું ભગવાન થવા અવતર્યો છું....આ સંસાર, શરીર ને ભોગોથી ઉદાસીન થઈ અસંસારી, અશરીરી ને અભોગી એવા અતીન્દ્રિય આત્મસ્વભાવમાં લીન થઈને, વનજંગલમાં ચૈતન્યના આનંદની મસ્તીમાં ઝૂલવા માટે મારો અવતાર છે.–એ પ્રમાણે ભગવાન સંસારથી વિરક્ત થઈ આત્માના આનંદના વળાંકમાં વળ્યા. ધન્ય એનો અવતાર! નમસ્કાર હો એ રાજમાર્ગી મુનિવરોને!

———☆ ☆ ☆———

## મોક્ષમાર્ગ પ્રકાશક

જયપુરના સુપ્રસિદ્ધ પં. શ્રી ટોડરમલ્લજી–જેમણે લગભગ ૨૫૦ વર્ષ પહેલાં ગોમ્મટસાર વગેરે અનેક મોટા મોટા શાસ્ત્રોની હિન્દી ટીકા લખીને તે મહાન શાસ્ત્રોના અભ્યાસની સુગમતા કરી દીધી, તેમ જ અનેક શાસ્ત્રોના સારભૂત અભ્યાસનું દોહન કરીને 'મોક્ષમાર્ગ પ્રકાશક' જેવા ગ્રંથની રચના કરી; તેમના મોક્ષમાર્ગપ્રકાશક ઉપર ગુરુદેવને ઘણો પ્રેમ છે ને એક 'સૈદ્ધાંતિક શબ્દકોષ'ની માફક પ્રવચનમાં વારંવાર તેનો ઉલ્લેખ કરે છે.

—○—

પં. ટોડરમલ્લજી કહે છે કે જે વ્યવહારમાં સૂતા છે તે યોગી પોતાના કાર્યમાં જાગે છે તથા જે વ્યવહારમાં જાગે છે તે પોતાના કાર્યમાં સૂતા છે; માટે વ્યવહારનયનું શ્રદ્ધાન છોડી, નિશ્ચયનયનું શ્રદ્ધાન કરવું યોગ્ય છે. વ્યવહારનય સ્વદ્રવ્ય–પરદ્રવ્યને, વા તેમના ભાવોને, વા કારણ–કાર્યાદિકને કોઈના કોઈમાં મેળવી નિરૂપણ કરે છે, માટે એવા જ શ્રદ્ધાનથી મિથ્યાત્વ છે, તેથી તેનો ત્યાગ કરવો. વળી નિશ્ચયનય તેને જ યથાવત્ નિરૂપણ કરે છે તથા કોઈને કોઈમાં મેળવતો નથી તેથી એવા જ શ્રદ્ધાનથી સમ્યક્ત્વ થાય છે, માટે તેનું શ્રદ્ધાન કરવું.

**પ્રશ્ન**—જો એમ છે તો જિનમાર્ગમાં બંને નયોનું ગ્રહણ કરવું કહ્યું છે, તેનું શું કારણ?

**ઉત્તર**—જિનમાર્ગમાં કોઈ ઠેકાણે તો નિશ્ચયનયની મુખ્યતા સહિત વ્યાખ્યાન છે તેને તો "સત્યાર્થ એમ જ છે" એમ જાણવું. તથા કોઈ ઠેકાણે વ્યવહારનયની મુખ્યતા સહિત વ્યાખ્યાન છે તેને "એમ નથી પણ નિમિત્તાદિની અપેક્ષાએ આ ઉપચાર કર્યો છે" એમ જાણવું. અને એ પ્રમાણે જાણવાનું નામ જ બંને નયોનું ગ્રહણ છે. પણ બંને નયોના વ્યાખ્યાનને સમાન સત્યાર્થ જાણી "આ પ્રમાણે પણ છે તથા આ પ્રમાણે પણ છે" એવા ભ્રમરૂપ પ્રવર્તવાથી તો બંને નયો ગ્રહણ કરવા કહ્યા નથી.

---

## રત્નકરંડ શ્રાવકાચાર

> શ્રી ઉમાસ્વામીના મોક્ષશાસ્ત્રની જેમ સમન્તભદ્રસ્વામીનું રત્નકરંડશ્રાવકાચાર પણ જૈનસાહિત્યમાં—ખાસ કરીને પાઠશાળાના શિક્ષણમાં—મહત્વનું સ્થાન ધરાવે છે. શ્રાવકના સમ્યગ્દર્શનાદિ ધર્મોનું તેમાં સુંદર વર્ણન છે, જે ઘણીવાર ગુરુદેવ પ્રવચનમાં રજુ કરે છે. ધર્મીને ધર્માત્મા પ્રત્યે કેવો પ્રેમ હોય—તે સંબંધી રત્નકરંડશ્રાવકાચાર ઉપર ગુરુદેવે કરેલું થોડુંક વિવેચન અહીં આપ્યું છે.

* *
*

ધર્મ ધર્માત્માઓ વિના હોતો નથી. જેને ધર્મની રુચિ હોય તેને ધર્માત્મા પ્રત્યે રુચિ હોય જ. ધર્મી જીવો પ્રત્યે જેને રુચિ નથી તેને ધર્મની જ રુચિ નથી. શ્રી રત્નકરંડ શ્રાવકાચારની ૨૬મી ગાથામાં શ્રી સમન્તભદ્રાચાર્યે કહ્યું છે કે—"न धर्मो धार्मिकैर्विना" એમાં બે પડખેથી વાત આવી, એક તો જેને પોતાના નિર્મળ શુદ્ધ સ્વરૂપની અરુચિ છે તે મિથ્યાદૃષ્ટિ છે; અને બીજું—જેને ધર્મના સ્થાનો પ્રત્યે—ધર્મી જીવો પ્રત્યે અરુચિ છે તે પણ મિથ્યાદૃષ્ટિ છે. તેનાથી વિરુદ્ધ બે પડખાં લઈએ તો જેને ધર્મની રુચી છે તેને આત્માની રુચિ છે, અને બીજામાં જ્યાં જ્યાં ધર્મ જુએ છે ત્યાં ત્યાં તે ધર્માત્મા પ્રત્યે તેને પ્રમોદ આવે છે. જેને ધર્મની રુચિ થઈ છે તેને ધર્મસ્વભાવી આત્માની રુચિ હોય જ અને ધર્માત્માઓની રુચિ પણ હોય જ. અંતરમાં જેને ધર્મી જીવો પ્રત્યે કાંઈપણ અરુચિ થઈ તેને ધર્મની અરુચિ છે, આત્માની તેને રુચિ નથી.

જેને આત્માનો ધર્મ રુચ્યો છે તેને જ્યાં જ્યાં ધર્મ જુએ ત્યાં ત્યાં પ્રમોદ અને આદરભાવ આવ્યા વગર રહે નહિ. ધર્મસ્વરૂપનું ભાન થયા પછી હજી પોતે વીતરાગ થયો નથી એટલે પોતાને પોતાના ધર્મની પૂર્ણતાની ભાવનાનો વિકલ્પ ઊઠે છે. અને પોતાના ધર્મની પ્રભાવનાનો વિકલ્પ ઊઠતાં જ્યાં જ્યાં ધર્મી જીવોને જુએ છે ત્યાં ત્યાં

તેને રુચિ, પ્રમોદ અને ઉત્સાહ આવે જ છે કે વાહ! આ જીવો કેવો ધર્મ સાધી રહ્યા છે! આમાં ખરેખર તો તેને પોતાના અંતરંગ ધર્મની પૂર્ણતાની રુચિ છે. ધર્મનાયક તીર્થંકર દેવાધિદેવ અને મુનિ–ધર્માત્માઓ, સમકિતી–જ્ઞાનીઓ એ બધાં ધર્મનાં સ્થાનો છે, તેમના પ્રત્યે ધર્માત્માને આદર–પ્રમોદભાવ ઊછળ્યા વગર રહેતો નથી; જેને ધર્માત્માઓ પ્રત્યે અરુચિ છે તેને પોતાના ધર્મની અરુચિ છે, પોતાના ઉપર ક્રોધ છે.

જેનો ઉપયોગ ધર્મી જીવોને હીણા બતાવીને પોતાની મોટાઈ લેવાના ભાવરૂપ થયો છે, ધર્મીનો વિરોધ કરીને જે મોટાઈ ઈચ્છે છે તે પોતાના આત્મકલ્યાણનો વેરી છે, મિથ્યાદષ્ટિ છે. જે ધર્માત્માનો અનાદર કરે છે તે અનંતાનુબંધી રાગદ્વેષવાળો છે અને તેનું ફળ અનંત સંસાર છે.

જેને ધર્મની રુચિ છે તેને પરિપૂર્ણ સ્વભાવની રુચિ છે. તેને બીજા ધર્માત્માઓ પ્રત્યે અણગમો કે અદેખાઈ ન હોય, પણ પ્રમોદ અને અનુમોદના હોય, કેમકે ધર્મ ધર્માત્માના આધારે છે. ધર્માત્મા વગર ધર્મ હોતો નથી. પોતાની પહેલાં બીજો કેવળજ્ઞાન પામીને સિદ્ધ થઈ જાય તો તેને ખેદ ન થાય પણ અંતરથી પ્રમોદ જાગે, કે અહા! ધન્ય છે આ ધર્માત્માને! જે મારે જોઈએ છે તે તેમણે પ્રગટ કર્યું છે, મને તેની રુચિ છે, આદર છે, ભાવના છે, અનુમોદના છે. એમ બીજા જીવોના ધર્મની વૃદ્ધિ જોઈને ધર્માત્મા પોતાના ધર્મની પૂર્ણતાની ભાવના કરે છે એટલે તેને બીજા ધર્માત્માઓને જોઈને હરખ આવે છે, ઉલ્લાસ આવે છે. અને એ રીતે ધર્મનો આદરભાવ હોવાથી તે પોતાના ધર્મની વૃદ્ધિ કરીને પૂર્ણ ધર્મ પ્રગટ કરી સિદ્ધ થઈ જવાના............!

---

## દ્ર....વ્ય..... સં.....ગ્ર....હ

શ્રી નેમિચંદ્ર સિદ્ધાન્તીદેવે રચેલા માત્ર ૫૮ ગાથાના આ ગ્રંથમાં જૈનસિદ્ધાન્તનું ઘણું રહસ્ય ભરી દીધું છે. સુગમ અને છતાં અનેક સૈદ્ધાન્તિક રહસ્યોથી ભરપૂર 'ગાગરમાં સાગર' જેવો આ ગ્રંથ લગભગ દરેક જૈન–પાઠશાળામાં ચાલે છે. એના ટીકાકાર છે શ્રી બ્રહ્મદેવસૂરિ–જેમણે પરમાત્મપ્રકાશની પણ ટીકા લખી છે. આખાય શાસ્ત્ર ઉપર ગુરુદેવનાં પ્રવચનો થયેલ છે.

☆

પ્રથમ સિદ્ધપરમાત્માને નમસ્કાર કરીને પછી, આ શાસ્ત્ર કોના નિમિત્તે રચ્યું છે– તે કહે છે: માળવા દેશની ધારાનગરીમાં ભોજદેવરાજા અને શ્રીપાલ–મંડલેશ્વર હતા, તેના 'આશ્રમ'નામના નગરમાં શ્રી મુનિસુવ્રત ભગવાનના ચૈત્યાલયમાં આ શાસ્ત્રની રચના થઈ

છે. 'સોમ' નામના રાજશ્રેષ્ઠીને માટે આ રચના થઈ છે. તે સોમ નામના નગરશેઠ કેવા છે?–કે શુદ્ધાત્મદ્રવ્યના જ્ઞાનથી ઉત્પન્ન જે પરમાનંદરૂપઅમૃત, તેનાથી વિપરીત ચાર ગતિનાં દુઃખ, એ ચારે ગતિનાં દુઃખથી જે ભયભીત છે, અને ચિદાનંદ–પરમાત્માની ભાવનાથી ઉત્પન્ન એવા પરમ સુખામૃતના પાનના અભિલાષી છે, તથા નિશ્ચય–વ્યવહાર સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ રત્નત્રયની ભાવના જેને પ્યારી છે –જુઓ, જેને સંસાર વ્હાલો નથી, ચારગતિ વહાલી નથી, પણ રત્નત્રયની ભાવના જ વહાલી છે–એવા જીવને માટે આ ઉપદેશ છે. જેને સંસાર વહાલો હશે તે જીવને આ વાત રુચશે નહિ. એટલે શ્રોતા કેવો હોય? તે આમાં આવી જાય છે. જેને ચારે ગતિનો ભય હોય ને રત્નત્રયની ભાવના હોય એવો જીવ આ દ્રવ્યસંગ્રહનો શ્રોતા થવાને લાયક છે. ગૃહસ્થાશ્રમમાં રહેલા મોટા મોટા નગરશેઠ જેવાને પણ આવો ધર્મપ્રેમ હોય છે. આવા ધર્મપ્રેમી જીવોને માટે આ શાસ્ત્રની રચના થઈ છે.

ગાથા ૪૭ માં કહે છે કે દ્વિવિધ એવો જે મોક્ષમાર્ગ તે નિયમથી ધ્યાનવડે પમાય છે. માટે ચિત્તને પ્રયત્નવડે ધ્યાનના અભ્યાસમાં જોડો. જુઓ, આ મોક્ષમાર્ગ પામવાનો નિયમ! આ જ ઉપાયથી એટલે કે ધ્યાનવડે જ મોક્ષમાર્ગ પમાય છે, બીજા ઉપાયથી પમાતો નથી,–એ નિયમ છે. નેમિચંદ્ર સિદ્ધાન્તચક્રવતી અંતરના અનુભવસહિત કહે છે કે હે ભવ્ય! ચિત્તને બહારમાં એકાગ્ર કરેલ છે તેને પ્રયત્નવડે અંતરમાં એકાગ્ર કર–એ એકજ મોક્ષમાર્ગ પામવાનો ઉપાય છે. પુણ્ય–પાપથી પાર ચિદાનંદસ્વરૂપ હું છું. એવી અંતર્દૃષ્ટિકરીને તેને જે ધ્યાવે છે તેને નિયમથી પવિત્રતારૂપ મોક્ષમાર્ગ મળે છે. આવા મોક્ષમાર્ગની સાથે કંઈક રાગ બાકી રહી જાય ને વિકલ્પ ઊઠે તેને વ્યવહાર કહેવાય છે. આ રીતે વ્યવહારમાર્ગ પણ નિશ્ચયપૂર્વક જ હોય છે. જેને ચૈતન્યનું ધ્યાન નથી તેને તો નિશ્ચય કે વ્યવહાર એકકેય મોક્ષમાર્ગ હોતો નથી. ચૈતન્યના ધ્યાનની શરૂઆત ચોથા ગુણસ્થાનથી થઈ જાય છે. એ ધ્યાનમાં જ ચોથું ગુણસ્થાન અને સમ્યગ્દર્શન પ્રગટે છે.

એ રીતે ધ્યાનવડે જ મોક્ષમાર્ગની સિદ્ધિ છે–તે બતાવીને પછી ૪૮મી ગાથામાં કહે છે કે: હે ભવ્ય! અનેક પ્રકારના ધ્યાનની સિદ્ધિને માટે જો તું ચિત્તને સ્થિર કરવા ઈચ્છતો હો તો ઈષ્ટ કે અનિષ્ટ પદાર્થોને વિષે તું મોહી ન થા, રાગી ન થા, દ્વેષી ન થા. વાહ! જુઓ તો ખરા આ વીતરાગનો ઉપદેશ!! વીતરાગીસંતોની વાણી અલૌકિક છે. દ્રવ્યસંગ્રહની આ ગાથા અને ૫૬મી ગાથા શ્રીમદ્‌રાજચંદ્ર પોતે જ્યારે ઈડરના પહાડ પર ધ્યાન કરવા જતા ત્યારે વારંવાર બોલતા. દ્રવ્યસંગ્રહની ગાથાઓની તેઓ ઘણીવાર સ્વાધ્યાય કરતા.

# તત્ત્વજ્ઞાન તરંગિણી

## ( ઉમરાળા નગરીમાં મંગલ-પ્રવચન )

[ વીર સં. ૨૪૮૦ ના પોષ વદ ત્રીજે સોનગઢથી વિહાર કરીને પૂ. ગુરુદેવ ઉમરાળા પધાર્યા અને ઉમરાળામાં 'શ્રી કહાનગુરુ જન્મધામ'નું તથા 'ઉજમબા-જૈન સ્વાધ્યાયગૃહ'નું ઉદ્‌ઘાટન થયું. તે દિવસનું આ પ્રવચન છે. ચૈતન્યતત્ત્વની વાત સામાન્યજનતા પણ કાંઈક સમજી શકે એ રીતે પોતાની વિશિષ્ટ અને સરળ શૈલીથી પૂ. ગુરુદેવે આ પ્રવચનમાં સમજાવ્યું છે]

☆

આજે આ ઉમરાળામાં તત્ત્વજ્ઞાન તરંગિણીના વાંચનની શરૂઆત થાય છે. આજે વિહારનો પહેલો દિવસ છે તેથી આ નવા શાસ્ત્રની શરૂઆત થાય છે. તેમાં સૌથી પહેલાં શ્લોકમાં મંગલાચરણ તરીકે શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્માને નમસ્કાર કરે છે—

प्रणम्य शुद्धचिद्रूपं सानन्दं जगदुत्तमं ।
तल्लक्षणादिकं वच्मि तदर्थी तस्य लब्धये ॥१॥

આ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મા છે તે આનંદસહિત છે, અને જગતમાં ઉત્તમ છે, એવા આત્માનો અર્થી છું, તેથી તેની પ્રાપ્તિ માટે હું તેને નમસ્કાર કરું છું.

જેમ સમુદ્રમાં પાણીના તરંગ ઊઠે તેમ આત્મા ચૈતન્યસમુદ્ર છે-તેમાં તત્ત્વજ્ઞાનના તરંગ ઊઠે-એવી આ વાત છે. જ્યાં પાણી ભર્યું હોય ત્યાં તરંગ ઊઠે, તેમ આત્મામાં જ્ઞાન અને આનંદ ભર્યા છે, તેમાં એકાગ્ર થતાં જ્ઞાન-આનંદના તરંગ ઊઠે છે.

આ દેહદેવળમાં રહેલ આત્મા શું ચીજ છે તે અનંતકાળમાં જીવોએ કદી જાણ્યું નથી. આત્મા અનાદિ-અનંત વસ્તુ છે, તે નવો થયો નથી, ને તેનો કદી નાશ થતો નથી. આત્માને કોઈ ઈશ્વરે બનાવ્યો નથી, માતાના પેટમાં આવ્યો ત્યારે કાંઈ આત્મા નવો નથી પણ અનાદિનો, દેહથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ છે. જીવે અનાદિ કાળમાં આવા ચૈતન્યતત્ત્વની સમજણ એક સેકંડ પણ કરી નથી. અનાદિથી આત્મા ક્યાં રહ્યો? કે પોતાના ચૈતન્ય-સ્વરૂપને ચૂકીને 'દેહ તે જ હું છું." એવી માન્યતાથી સંસારની ચાર ગતિમાં ભવ કરી કરીને રખડ્યો. દેહમાં રહેલો આત્મા પોતે ચૈતન્યસ્વરૂપ ભગવાન છે, સર્વજ્ઞ પરમાત્મા થવાનું સામર્થ્ય તેનામાં છે. જીવે મંદકષાયથી ત્યાગ-વૈરાગ્ય વગેરેના શુભભાવ અનંતવાર કર્યા અને તેમાં જ ધર્મ માન્યો, પણ અંતરમાં ચૈતન્યતત્ત્વની રિદ્ધિ-સમૃદ્ધિ કેવી છે તે વાત કદી સમજ્યો નહિ તેથી તેને ધર્મ થયો નહિ. અહીં તો જે 'આત્માનો અર્થી' થયો છે તેની વાત છે; એટલે જીવને ધર્મ કેમ થાય તેની આ વાત છે. શુભઅશુભભાવ જુદી ચીજ છે ને ધર્મ તેનાથી જુદી ચીજ છે.

ચૈતન્યતત્ત્વને ચૂકીને શુભ–અશુભ પરિણામથી ચાર ગતિમાં જીવ અનાદિથી રખડે છે. તીવ્ર હિંસા, માંસભક્ષણ વગેરેના પાપભાવ કરીને નરકમાં જીવ, અનંતવાર ગયો, દયા–દાન વગેરેના પુણ્યભાવ કરીને સ્વર્ગમાં પણ અનંતવાર ગયો, તેમજ મનુષ્ય તથા તિર્યંચના પણ અનંત અવતાર કર્યા, પણ દેહથી જુદું અને પુણ્ય–પાપથી પણ જુદું એવું જ્ઞાનતત્ત્વ શું છે તે કદી જાણ્યું નથી. જ્ઞાનતત્ત્વને જાણ્યા વિના ભવભ્રમણથી કદી છુટકારો થાય નહીં.

આ દેહદેવળમાં રહેલ આત્મા ચિદાનંદ તત્ત્વ છે, જગતમાં તે જ ઉત્તમ છે; આવા ચૈતન્યતત્ત્વની વાત પૂર્વે અનંતકાળમાં જીવે ખરેખર સાંભળી નથી. 'સાંભળી નથી' એમ કેમ કહ્યું ?–કેમ કે વાત કાને તો પડી પણ તે વખતે અંતરમાં તેની રુચિ કરીને પોતે સમજ્યો નહિ, તેથી સાંભળવાનું તેને નિમિત્ત પણ કહેવાયું નહિ. આત્માને જાણ્યા વગર જીવ એકેક સેકંડમાં અબજોની પેદાશ કરે એવો મોટો રાજા અનંતવાર થયો, અને રોજની સેંકડો ગાયો કાપે એવો મોટો કસાઇ પણ અનંતવાર થયો,–પણ તે કાંઈ નવીન ચીજ નથી; અંતરમાં ચૈતન્યસ્વરૂપ આત્મા શું છે તેની સમજણ વગર બહારનું ગમે તેટલું કરે પણ તે કાંઈ જીવને શરણભૂત નથી, અંતરમાં હું જ્ઞાનસ્વરૂપ આત્મા છું એવી સાચી સમજણ કરવી તે જ જીવને શરણભૂત છે.

ચૈતન્યની ઓળખાણ વગરનું બીજું તો બધું અનંતવાર કર્યું છે તે કાંઈ અપૂર્વ નથી; અહો ! જે ચૈતન્યસ્વરૂપ સમજીને સંતો તેને પામી ગયા તેવું મારું સ્વરૂપ શું છે? તે વાત સમજવી તે અપૂર્વ છે. અહો ! આ જગતમાં આનંદનું ધામ અને ઉત્તમ તત્ત્વ તો મારો ચૈતન્ય ભગવાન છે, મારો આત્મા જ જગતમાં ઉત્તમ અને આનંદનું ધામ છે. ચૈતન્યનો આનંદ બહાર નથી અને ચૈતન્યસ્વભાવ સિવાય બીજું કાંઈ જગતમાં ઊંચું નથી. પુણ્યપાપના ભાવમાં કે મોટા બંગલા–પૈસા વગેરે બાહ્ય પદાર્થોમાં આનંદ નથી તેમ જ તે કોઈ ઉત્તમ નથી; તે તો બધું અનંતવાર મળી ગયું છે. ચૈતન્યસ્વરૂપ આત્માની પ્રાપ્તિ પૂર્વે અનંતકાળમાં કદી કરી નથી. જગતમાં સર્વોત્કૃષ્ટ ઉત્તમતત્ત્વ તો ચૈતન્યસ્વરૂપ આત્મા છે ને તે આનંદસહિત છે; આવા શુદ્ધ ચિદ્રૂપ પરમાત્મા તત્ત્વને તેની પ્રાપ્તિ અર્થે અહીં નમસ્કાર કર્યા છે.–તે અપૂર્વ માંગળિક છે.

# વ સુ બિં દુ—પ્ર તિ ષ્ઠા પા ઠ

ગુરુદેવે પ્રતિષ્ઠાપાઠ જેવા ચરણાનુયોગના પુસ્તકો પણ વાંચ્યા છે ને પ્રતિષ્ઠા-મહોત્સવ જેવા પ્રસંગે તેમાંથી કોઈકોઈ ઉપયોગી વિષયો પ્રવચનમાં બતાવે છે. એક નમુનો અહીં આપ્યો છે.

ભગવાન શ્રી કુંદકુંદસ્વામીના શિષ્ય શ્રી જયસેનાચાર્યદેવે એક પ્રતિષ્ઠાપાઠ બનાવ્યો છે; શ્રી કુંદકુંદપ્રભુએ તેમને પ્રતિષ્ઠાપાઠ બનાવવાની આજ્ઞા કરી હતી; એ રીતે લગભગ બે હજાર વર્ષ પહેલાં શ્રી ચંદ્રપ્રભસ્વામી ભગવાનની પ્રતિષ્ઠાને માટે ગુરુ કુંદકુંદસ્વામીની આજ્ઞાથી માત્ર બે દિવસમાં જયસેનાચાર્યે આ પ્રતિષ્ઠાપાઠ બનાવ્યો હતો. તેથી શ્રી કુંદકુંદાચાર્યદેવે તેમનું નામ 'વસુબિંદુ' રાખ્યું, 'વસુ' એટલે આઠ કર્મ અને 'બિંદુ' એટલે શૂન્ય અર્થાત નાશ,—એ રીતે આઠ કર્મોનો નાશ કરનાર એવો 'વસુબિંદુ'નો અર્થ છે. બે હજાર વર્ષ પહેલાં ચંદ્રપ્રભ ભગવાનની પ્રતિષ્ઠા માટે જે આ વસુબિંદુ—પ્રતિષ્ઠાપાઠ બન્યો તેનો ઉપયોગ આજે આ સૌરાષ્ટ્રમાં અહીં (વીંછીયામાં) ચંદ્રપ્રભ ભગવાનની પ્રતિષ્ઠા માટે થઈ રહ્યો છે.

એ પ્રતિષ્ઠાપાઠમાં જિનબિંબની પ્રતિષ્ઠા કરાવનાર શ્રાવકનું વર્ણન આવે છે. તે શ્રાવક શ્રી આચાર્યદેવ પાસે જઈને આજ્ઞા માગે છે કે—હે પ્રભો! હું આ લક્ષ્મીને કુલટા સમાન અને અનિત્ય જાણું છું. હે સ્વામી! આ અનિત્ય લક્ષ્મી ઉપરનો રાગ ઘટાડીને તેનો સદુપયોગ કઇ રીતે કરું? શ્રી જિનમંદિર બંધાવીને શ્રી અરિહંત ભગવાનની પંચકલ્યાણક પ્રતિષ્ઠાનો મહોત્સવ કરવાની મારી ભાવના છે. એ રીતે લક્ષ્મીનો સદુપયોગ કરીને મારું જીવન સફળ કરું, તે માટે હે નાથ! આજ્ઞા આપો. પછી શ્રી આચાર્યદેવ તેને આજ્ઞા આપતાં કહે છે કે ધન્ય છે, તું તારા કુળમાં સૂર્ય સમાન છે.

જુઓ, ખરેખર આત્મા પરદ્રવ્યનું કાંઈ ગ્રહણ કે ત્યાગ કરી શકતો નથી. લક્ષ્મી વગેરે જડ છે, આત્મા તેની ક્રિયા કરી શકતો નથી. છતાં પ્રતિષ્ઠાપાઠમાં લક્ષ્મીનો સદુપયોગ કરવાની વાત આવી, તે વ્યવહારથી કથન છે, આત્મા લક્ષ્મીની ક્રિયા કરી શકે છે—એમ ત્યાં નથી બતાવવું, પરંતુ ત્યાં વીતરાગી દેવગુરુ તરફની ભક્તિ પોષવાનું અને સંસાર તરફનો રાગ ઘટાડવાનું તાત્પર્ય છે. કથન તો નિમિત્તથી આવે પણ વસ્તુસ્વરૂપ લક્ષમાં રાખીને તેના ભાવ સમજવા જોઇએ. રાગરહિત આત્મસ્વભાવને જાણીને તેમાં ઠરવું તે સર્વ શાસ્ત્રોનું પ્રયોજન છે. શાસ્ત્રોમાં સૂત્રનું તાત્પર્ય દરેક સૂત્ર દીઠ જુદું હોય છે, કોઇવાર વ્યવહારનું, નિમિત્તનું કે સંયોગનું જ્ઞાન કરાવવા અનેક પ્રકારનું કથન આવે, પણ શાસ્ત્રનું તાત્પર્ય તો વીતરાગભાવ પોષવાનું જ છે. પરદ્રવ્યની ક્રિયા આત્મા કરી શકે છે એમ બતાવવાનું શાસ્ત્રનું પ્રયોજન નથી. છતાં જે ઊંધા અર્થ સમજે અને રાગભાવને પોષવાનો આશય કાઢે તે જીવ શાસ્ત્રના આશયને સમજ્યો નથી. ☆

# શ્રીમદ્‌રાજચંદ્ર – જન્મસ્થાનભુવનમાં.....

સંવત ૨૦૦૬માં પૂ. ગુરુદેવ વવાણીયા પધાર્યા હતા, તે વખતે શ્રીમદ્‌રાજચંદ્રજીના જન્મસ્થાનભુવનમાં ખાસ પ્રવચનદ્વારા તેમણે શ્રીમદ્‌ના હૃદયનો મર્મ સમજાવ્યો હતો. શ્રીમદ્‌નાં અનેક લખાણો ઊંડાં આત્મસ્પર્શી છે ને મુમુક્ષુને જાગૃતી આપનારાં છે. તેમનાં 'અપૂર્વઅવસર', 'આત્મસિદ્ધિ' 'મોક્ષમાળા'ના અનેક પાઠો તેમજ બીજા અનેક લખાણો ઉપર ગુરુદેવે પ્રવચનો કરેલા છે. અહીં સ્થળસંકોચને કારણે એ બધા વિષયો આપી શકતા નથી, માત્ર વવાણીયાના પ્રવચનનો થોડોક ભાગ આપ્યો છે. (આવા જ પ્રવચનો અમાસ, વડવા (ખંભાત) અને રાજકોટમાં પણ થયેલા છે

શ્રીમદ્ રાજચંદ્રનું આંતરિક જીવન હતું; તેને સમજવા માટે અંતરની પાત્રતા જોઇએ. બાહ્ય સંયોગમાં ઊભા હોવા છતાં ધર્માત્માની અંતરસ્વભાવની દૃષ્ટિ કંઈક જુદું કામ કરતી હોય છે, તે સંયોગદૃષ્ટિથી જોનારને ન સમજાય. બાહ્ય સંયોગ તો પૂર્વના પ્રારબ્ધ નિમિત્તે હોય પણ ધર્મની દૃષ્ટિ તે સંયોગ ઉપર હોતી નથી, અંતરમાં આત્માનો સ્વ–પર પ્રકાશક સ્વભાવ શું છે, તેના ઉપર ધર્મીની દૃષ્ટિ છે. એવી દૃષ્ટિવાળા ધર્માત્માનું આંતરિક જીવન આંતરિક દૃષ્ટિથી સમજાય તેમ છે. બાહ્ય સંયોગ ઉપરથી તેનું માપ થતું નથી.

તળાવની ઉપલી સપાટી બહારથી સરખી લાગે, પણ અંદર ઊતરીને તેના ઊંડાણનું માપ કરતાં ઊંડાઈમાં કેટલું અંતર છે તે જણાય છે. તેમ જ્ઞાની અને અજ્ઞાનીનાં વચનો ઉપરટપકે જોતાં સરખાં હોય તેવા લાગે, પણ અંતરનું ઊંડું રહસ્ય જોતાં તેમના આશયમાં કેવો આંતરો છે તે સમજાય.

શ્રીમદે પોતાના લખાણોમાં જ્યાં ત્યાં વારંવાર નિજસ્વરૂપની પ્રાપ્તિનો પોકાર કર્યો છે. 'મૂળમાર્ગ'માં પણ કહ્યું છે કેઃ—

તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્તે તે આત્મારૂપ.... મૂળમારગ સાંભળો જિનનો રે.
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજસ્વરૂપ....મૂળમારગ સાંભળો જિનનો રે.

સર્વજ્ઞનો માર્ગ અને જિનપદનો માર્ગ જુદા નથી. જ્યારે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર એ ત્રણે અભેદપણે આત્મરૂપ વર્તે છે ત્યારે તે જીવ, સર્વજ્ઞનો માર્ગ પામ્યો એમ કહો, કે નિજસ્વરૂપને પામ્યો એમ કહો,–બંને જુદા નથી. આત્માનું નિજપદ તો પોતાના સ્વસંવેદનજ્ઞાનથી જ વેદવા યોગ્ય છે–જણાવા યોગ્ય છે–પ્રાપ્ત કરવા યોગ્ય છે-પ્રગટ કરવા યોગ્ય છે–અનુભવ કરવા યોગ્ય છે

આવા ચૈતન્યસ્વરૂપી નિજપદનું પોતાને ભાન તો થયું છે, પણ હજી પૂર્ણ પ્રાપ્તિ થઈ નથી; તેથી પૂર્ણતાની પ્રાપ્તિની ભાવના કરી છે. અને તેની પ્રાપ્તિ જરૂર થશે–એમ

પોતાની નિઃશંકતા છે. તેમની વાણીમાં ઠેર ઠેર ભવઅંતના ભણકાર છે. એક પત્રમાં શ્રીમદ્ લખે છે કે-અનેકાંતિક માર્ગ પણ સમ્યક્‌એકાંત એવા નિજપદની પ્રાપ્તિ કરાવવા સિવાય બીજા અન્ય હેતુએ ઉપકારી નથી.'- આ એક લીટીમાં શ્રીમદે સર્વજ્ઞના હૃદયનો મર્મ ગોઠવ્યો છે, બધા શાસ્ત્રોનો છેવટનો સાર આમાં બતાવી દીધો છે. પાત્ર જીવ હોય તે તેનું રહસ્ય સમજી જાય. શ્રીમદ્‌ના વચનો પાછળ એવો ગૂઢ ભાવ રહેલો છે કે ગુરુગમ વગર પોતાની મેળે એનો પત્તો ખાય તેમ નથી. પોતાના નિજસ્વ ભાવ ઉપર જ્ઞાનીની દૃષ્ટિ છે. આવી દૃષ્ટિને લીધે ધર્મીને ક્ષણે ક્ષણે અંતરમાં નિજપદ તરફનું વલણ છે-વચ્ચે પુણ્ય-પાપની લાગણી ઊઠતાં નિમિત્તો ઉપર લક્ષ જાય છે અને દેહાદિની ક્રિયા તેના કારણે સ્વયં થતી હોય છે, તેને જ અજ્ઞાની જુએ છે. પરંતુ જ્ઞાનીને અંતરની ઊંડી દૃષ્ટિને લીધે ક્ષણે ક્ષણે ધર્મ થાય છે, તેને તે જોતો નથી, નિજપદની તેને ખબર નથી એટલે અને-કાન્તની પણ તેને ખબર નથી. કેમકે અનેકાંતનું તાત્પર્ય તો નિજપદની પ્રાપ્તિ કરવી તે જ હતું. અહીં શ્રીમદ્ કહે છે કે-ભાઈ! સર્વજ્ઞભગવાને જે એકાંતમાર્ગ કહ્યો છે તે સમ્યક્ એકાંત એવા નિજપદની પ્રાપ્તિ માટે જ ઉપકારી છે. અનેકાંત એટલે શું? વસ્તુમાં નિત્ય-અનિત્ય વગેરે બબ્બે પરસ્પર વિરૂદ્ધ ધર્મો રહેલા છે, તેનું નામ અનેકાંત છે. આત્મા સ્વભાવે શુદ્ધ છે, અવસ્થાએ વર્તમાન અશુદ્ધ છે-ઈત્યાદિ પ્રકારે બબ્બે પડખાં જાણીને એક શુદ્ધ સ્વભાવ તરફ વળવું તે જ પ્રયોજન છે, અને તેનું નામ સમ્યક્ એકાંત છે. આત્મા સ્વભાવે શુદ્ધ અને અવસ્થાએ અશુદ્ધ-એમ બબ્બે પડખાં જાણીને તેના વિકલ્પમાં અટકી રહે અને શુદ્ધસ્વભાવ તરફ વળે નહીં, તો તેને નિજપદની પ્રાપ્તિ થાય નહીં, અને તેણે ખરેખર એકાંતને જાણ્યો ન કહેવાય- અનેકાંત તે સર્વજ્ઞભગવાનનો માર્ગ છે, સર્વ-જ્ઞનનો માર્ગ એટલે નિજપદનો માર્ગ. ત્રિકળી સ્વભાવે શુદ્ધ અને વર્તમાન પર્યાયે અશુદ્ધ એવું અનેકાંતનું જ્ઞાન અંતર્સ્વભાવસન્મુખ થઈને નિજપદની પ્રાપ્તિ કરવા સિવાય બીજા કોઈ હેતુએ ઉપકારી નથી. જુઓ, આમા વિચારવા જેવું ઊંડું રહસ્ય છે. નિશ્ચય-વ્યવહાર-ના બધા ફડચા આમાં આવી જાય છે. ☆

## આ માનવદેહની કૃતાર્થતા

દુર્લભ એવો મનુષ્યદેહ પણ પૂર્વે અનંતવાર પ્રાપ્ત થયા છતાં કંઈ પણ સફળપણું થયું નહિ, પણ આ મનુષ્યદેહને કૃતાર્થતા છે કે જે મનુષ્યદેહે આ જીવે જ્ઞાનીપુરુષને ઓળખ્યા, તથા તે મહાભાગ્યનો આશ્રય કર્યો. જે પુરુષના આશ્રયે અનેક પ્રકારના મિથ્યા આગ્રહ આદિની મંદતા થઇ, તે પુરુષને આશ્રયે આ દેહ છૂટે એ જ સાર્થક છે. જન્મ જરા મરણાદિને નાશ કરવાવાળું આત્મજ્ઞાન જેમને વિષે વર્તે છે, પુરુષના આશ્રય જ જીવને જન્મ-જરા મરણાદિનો નાશ કરી શકે, કેમકે તે યથાસંભવ ઉપાય છે........

શ્રીમદ્ રાજચંદ્ર (વર્ષ ૨૯મું)

# જયધવલા (कषाय प्राभृत)

( આચાર્યભગવાન જગતને આનંદની ભેટ આપે છે )

૧૭ વર્ષ પહેલાં શ્રુતપંચમીની રથયાત્રા બાદ પૂ. ગુરુદેવે જયધવલામાંથી આનંદકારી માંગળિક સંભળાવેલું,-તેમાં શ્રી જયધવલા વગેરે પરમાગમ પ્રત્યે તેમ જ એ શાસ્ત્રકર્તા આચાર્યભગવંતો પ્રત્યે ગુરુદેવને કેટલું બહુમાન છે તે દેખાઈ આવે છે.

આત્માનો પરમાનંદ તે માંગળિક છે, અને તેમાં નિમિત્તરૂપ આ શાસ્ત્રને પણ માંગળિક કહેવાય છે. ભગવાનના દિવ્યધ્વનિની પરંપરાથી જે શાસ્ત્રો રચાણાં છે તે (આ જયધવલ, સમયસાર વગેરે) પરમાનંદનું કારણ છે કેમ કે તેમાં ભગવાનના પરમાનંદનું નિમિત્ત છે. પરમાનંદ તો આત્માનો સ્વભાવ છે, પણ તેના નિમિત્ત તરીકે શાસ્ત્રોને પણ પરમાનંદની ઉપમા આપી છે. પરમાનંદ અને આનંદ તે આત્માની સ્વભાવદશા જ છે, તેમાં કારણભૂત ભગવાનની વાણી અને તેની પરંપરાથી રચાયેલા શાસ્ત્રો છે તેને પણ આચાર્યભગવાને 'પરમાનંદ' ને 'આનંદ, કહી દીધા છે.

આ કષાયપ્રાભૃત–જયધવલાશાસ્ત્રને 'દોગ્રંથિકપ્રાભૃત' કહેવાય છે, અને તે પરમાનંદનું કારણ છે. 'પ્રાભૃત'નો અર્થ ભેટ થાય છે. કેવળ આત્માનો પરમાનંદ કે આનંદ તો સીધો ભેટ આપવાનું બની શકતું નથી, તે તો કોઈને અપાતો નથી, પણ તે આનંદના નિમિત્તભૂત જે દ્રવ્યો (શાસ્ત્રો) તેની આચાર્યભગવાનને ભેટ આપી છે, તેને 'દોગ્રંથિકપ્રાભૃત' કહેવાય છે, અને તે ભેટદ્વારા આચાર્યભગવાને ભવ્ય જીવોને પરમાનંદની જ ભેટ ધરી છે. આચાર્યદેવે પોતે પરમાનંદને અનુભવ્યો છે અને 'જગતના જીવ પણ તે પામે' એવી ભાવનાથી આચાર્યભગવંતોએ આવા મહાન શાસ્ત્રો રચીને જગતને આનંદ તથા પરમાનંદની ભેટ કરી છે, ને મોટો ઉપકાર કર્યો છે. ભગવાનની વાણીદ્વારા પોતે પરમાનંદ પામીને, તે વાણી ભવ્યજીવોને પરમાનંદ પામવા માટે ભેટ કરી છે. જેને મોક્ષદશા પ્રગટ કરવી હોય તેને તે ભેટ આપી છે. જગતને આ શાસ્ત્રોદ્વારા આચાર્યોએ પરમાનંદની ભેટ આપી છે, આ શાસ્ત્રોનો અક્ષરે અક્ષર આત્માના આનંદનું નિમિત્ત છે, તેમાં એક અક્ષરનો પણ ફેર નથી-નથી.

આચાર્યદેવોને પરમાનંદની ભેટ કરવાનો જે વિકલ્પ ઊઠયો તે જ એમ બતાવે છે કે પરમાનંદ પ્રગટ કરનાર જીવો થવાના છે. જેને મુક્તિ અને પરમાનંદ પ્રગટ કરવો હોય તેને માટે આચાર્યોએ આ પરમાગમોની ભેટ આપી છે. જેને આત્માના આનંદનું બહુમાન આવે તેને તેના નિમિત્ત તરીકે શાસ્ત્રોનું પણ બહુમાન આવે જ, અને તેના બહુમાન–ભક્તિથી, જ્ઞાનની રુચિ કરીને તેની પ્રભાવના કરે.

અપ્રમત્ત અને પ્રમત્તદશામાં વર્તી રહેલા નિર્ગ્રંથ સંતોને એવો વિકલ્પ ઊઠયો કે હું જે પરમાનંદ પામ્યો છું તેનું જગતને ભેટણું કરું-જગત પણ તે આનંદ પામે. આચાર્યોને એવો વિકલ્પ ઊઠયો ને જગતમાં તે આનંદ લેનારા જીવો ન હોય એમ કદી બને જ નહિ. આનંદ પ્રગટ કરનારા જીવો છે, તે જ મંગળિક છે. આચાર્યભગવાન કહે છે કે અમે આનંદ લઇને એકાવતારી થઈ જઈએ છીએ, અને જગતને તે આનંદની ભેટ કરીએ છીએ. જગતમાં આનંદ પ્રગટ કરનાર જીવો છે જ. મારો આનંદસ્વભાવ જે પ્રગટયો તે પૂર્ણ થઈને સદાય જયવંત રહો-એવી ભાવના વડે 'જગત પણ તે આનંદ પામો' એવો જે અમને વિકલ્પ ઊઠયો છે તે નિષ્ફળ નહિ જ જાય. આચાર્યભગવાન પોતે જ ખાતરી આપે છે કે જગતમાં અમારી આનંદરૂપી ભેટને સ્વીકારનારા જીવો પાકશે....અનેક ધર્મીઓ પાકશે, સત્ સમજશે, અનુભવ કરશે, આગળ વધશે ને જૈન શાસનને દીપાવશે....

— ✡ ✡ ✡ —

## જ્ઞાનાનંદ શ્રાવકાચાર

જેટલો વીતરાગભાવ તે જ ધર્મ છે અને જેટલો રાગ છે તે અધર્મ છે-એ વાત સ્પષ્ટ કરતાં જ્ઞાનાનંદ શ્રાવકાચારમાં જયપુરના પં. શ્રી રાજમલ્લજી કહે છે કે-સરાગ ભાવમાં ધર્મ કદી પણ ન હોય-એવી જિનરાજની આજ્ઞા છે; માટે સર્વે જીવો સરાગ ભાવને છોડી વીતરાગભાવને ભજો. જે વીતરાગભાવ છે તે જ ધર્મ છે, અને ધર્મ છે તે જ દયા છે. દયામાં અને વીતરાગભાવમાં ભેદ નથી. જે સરાગ ભાવ છે તે જ અધર્મ છે. અને ધર્મમાં તો આવો નિયમ છે કે સરાગ ભાવ તે હિંસા જાણવી. તથા જેટલા ધર્મના અંગ છે તે બધા વીતરાગ ભાવને અનુસરનારા છે અથવા વીતરાગ ભાવનું કારણ છે, તેથી જ તે ધર્મ એવું નામ પામે છે. અને જેટલો સરાગ ભાવ છે તે પાપનું (અધર્મનું) અંગ છે, અથવા સરાગ ભાવનું કારણ છે, તે અધર્મ એવું નામ પામે છે. અને અન્ય જીવની દયા વગેરે બાહ્ય કારણો વિષે તો ધર્મ થાય કે ન થાય.-જો તે ક્રિયા વિષે વીતરાગ ભાવ મળે તો તે વિષે ધર્મ થાય. અને જો વીતરાગ ભાવ ન મળે તો ધર્મ ન થાય. તેમ જ હિંસા, અસત્ વગેરે બાહ્ય ક્રિયાઓ વિષે જો કષાયનો અંશ મળે તો પાપ ઊપજે, અને જો કષાયનો અંશ ન મળે તો પાપ ન થાય. તેથી આ નિયમ નક્કી થયો કે-વીતરાગ ભાવ તે જ ધર્મ છે. (પૃ. ૧૫૩)

# સ્વરૂપ—સંબોધન

માત્ર પચ્ચીસ શ્લોકની આ સ્વરૂપસંબોધન પચ્ચીસીમાં આત્મતત્ત્વનું સુંદર વર્ણન ભરી દીધું છે. સ્યાદ્‌વાદદૃષ્ટિથી આત્માના અનેક ધર્મોનું વર્ણન કરીને પછી કહે છે કે—સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર તે પોતાના આત્મસ્વરૂપની પ્રાપ્તિનો ઉપાય છે. આત્મસ્વરૂપ જેવું છે તેવી તેની પ્રતીતિ તે સમ્યગ્દર્શન છે; વસ્તુનો યથાર્થ બોધ તે સમ્યગ્જ્ઞાન છે. જ્ઞાન–દર્શનપર્યાય આત્મસ્વરૂપના અવલંબને સ્થિર થાય તે સમ્યક્ચારિત્ર છે; અથવા સુખ દુઃખમાં મધ્યસ્થતા તે ચારિત્ર છે; અથવા હું જ્ઞાતાદૃષ્ટા છું, સુખમાં કે દુઃખમાં હું જ્ઞાતાદૃષ્ટા જ છું, બીજો નથી–આવી દૃઢ આત્મભાવના તે સમ્યક્ચારિત્ર છે. સુખમાં કે દુઃખમાં રાગ–દ્વેષ છોડીને સદાય આવા આત્મસ્વરૂપના ચિંતનમાં તન્મય રહેવાનો ઉપદેશ છે. જેનું ચિત્ત કષાયથી રંજિત છે તે આત્મસ્વરૂપને પામી શકતો નથી. માટે હે જીવ! તું સર્વત્ર નિર્મોહ થઈ, ઉદાસીનતાને અવલંબી, તત્ત્વચિંતનમાં તત્પર થા. હેય–ઉપાદેયનું સ્વરૂપ વિચારી પરદ્રવ્યોથી નિરાલંબી થા....ને સ્વદ્રવ્યનું અવલંબન કર. સ્વપરની ભિન્નતા ચિંતવી, ઉપેક્ષા-ભાવનાના ઉત્કર્ષ વડે સ્વરૂપમાં સ્થિર થઈ શિવપદને પામ. સિદ્ધાંતનું વચન છે કે "મોક્ષની પણ ઇચ્છા જેને નથી તે મોક્ષને પામે છે"–માટે હે મોક્ષાર્થી! તારે કોઈ પણ પ્રકારની આકાંક્ષા કરવી યોગ્ય નથી,–સ્વરૂપચિંતનમાં જ રહેવું યોગ્ય છે. ઇચ્છા કરવી તને સુલભ લાગતી હોય તો, હે ભાઈ! અમે કહીએ છીએ કે ઇચ્છા રહિત અનાકુળ સુખ આત્માને જ આધીન છે તેથી તે જ ખરેખર સુલભ છે તેને માટે તું પ્રયત્ન કર. અંતમાં, જેઓ સર્વ પ્રકારે આત્મતત્ત્વની ભાવના કરશે તેઓ પરમાર્થ સંપદાને પામશે એમ કહીને પચ્ચીસી પૂર્ણ કરી છે. (આખી પચ્ચીસી માટે જુઓ–આત્મધર્મ અંક ૬૮)

—☆—☆—☆—

એકવાર શ્રી ધવલાટીકામાં પુનરુક્તિદોષની શંકા કરવામાં આવે છે ત્યારે શ્રી વીરસેનાચાર્યદેવ કહે છે કે, એવી આશંકા ન કરવી જોઈએ, કેમકે પુનરુક્તિદોષનો વિચાર તો પ્રતિબુદ્ધશિષ્યનો જ વિષય છે, પરંતુ જે શિષ્ય અપ્રતિબુદ્ધ છે તેની અપેક્ષાએ સો વાર પ્રરુપણ કરવું–તે પણ દોષનું કારણ નથી.

(પુસ્તક ૩, પાનું: ૧૧૪)

## ભ...ગ...વ...તી આ...રા...ધ...ના...

સમન્તભદ્રસ્વામીના શિષ્ય શિવકોટી આચાર્યદ્વારા રચાયેલું ૨૧૬૬ ગાથાનું આ મહાન આરાધનાશાસ્ત્ર—જેમાં મુનિઓનાં આચરણની પ્રધાનતાપૂર્વક ચાર આરાધનાનું ભાવભીનું વર્ણન કર્યું છે—તે ગુરુદેવને ઘણું પ્રિય છે, તેમાંય ઉગ્ર પુરુષાર્થપ્રેરક 'કવચ-અધિકાર'નું તો તેઓ વારંવાર પ્રવચનમાં વર્ણન કરે છે....જે સાંભળતાં મુનિવરો પ્રત્યેની અતિશય ભક્તિથી શ્રોતાનું હૃદય ભીંજાઈ જાય છે....ને હૃદયસમક્ષ એવું દૃશ્ય ખડું થાય છે કે જાણે જંગલમાં મુનિઓનો સમૂહ બિરાજી રહ્યો છે...તેમાંથી કોઈક મુનિરાજના સમાધિમરણનો પ્રસંગ છે, અનેક મુનિવરો ભક્તિ અને વાત્સલ્યથી મુનિસેવામાં તત્પર છે.... અંતસમયની તૈયારીમાં મુનિને કદાચિત પાણીની વૃત્તિ ઊઠતાં 'પા....ણી' એમ બોલાઈ જાય છે....ત્યાં બીજા મુનિઓ કે આચાર્ય સ્નેહથી—મીઠાસથી ધોધમાર વૈરાગ્યઉપદેશની ધારા વરસાવીને એની પાણીની વૃત્તિ તોડી નાંખે છેઃ અરે મુનિ! અત્યારે આરાધનાનો ને સમાધિમરણનો અવસર છે, અત્યારે તો નિર્વિકલ્પશાંતરસના પાણી પીવાનો અવસર છે.... તેમાં વચ્ચે આ વૃત્તિ શી!! આરાધનાને યાદ કરો, કાયર ન થાવ. સ્વયંભૂરમણ દરિયા ભરાય એટલા પાણી અનંતવાર પીધાં....માટે એ વૃત્તિ તોડો....તમે તો ચૈતન્યના નિર્વિકલ્પ અનુભવના અમૃત પીનારા છો....માટે એ નિર્વિકલ્પઆનંદના દરિયામાં ડૂબકી મારો.... આમ ધોધમાર વૈરાગ્યની ધારા વરસાવે છે ને અનેક મહામુનિઓના દૃષ્ટાંત આપે છે.... ત્યાં પહેલા મુનિ પણ પાણીનો વિકલ્પ તોડીને પાછા સ્વરૂપમાં ઠરી જાય છે. જેમ લડાઈમાં રક્ષણ માટે યોદ્ધાઓ કવચ (બખ્તર) પહેરે તેમ સમાધિમરણ ટાણે આરાધનાની રક્ષા માટે વૈરાગ્યના ઉત્તમ ઉપદેશથી ભરપૂર એવા ગુરુવચનરૂપી કવચનું અલૌકિક વર્ણન કર્યું છે. ભગવતી આરાધનાના આકવચ— અધિકાર ઉપર તેમજ બીજા અનેક ભાગો ઉપર ગુરુદેવે પ્રવચન કરેલા છે. એક પ્રસંગમાં,—જ્યારે આચાર્ય વૈરાગ્યથી પોતાનું આચાર્યપદ છોડીને બીજા આચાર્યને સોંપે છે ને સંઘના મુનિઓ પાસે ક્ષમા માંગીને હિતોપદેશ આપે છે ને તે વખતે સંઘના મુનિઓ પણ આચાર્ય પ્રત્યે ભક્તિથી ગદ્ગદ થઇને પરમ ઉપકારના ઉદ્ગારો કહે છે, તથા ક્ષમા માંગે છે—એ વખતના એ મુનિઓનાં, એ ગુરુ શિષ્યોના પરસ્પરના અચિંત્ય વાત્સલ્ય ભાવનો ચિતાર ગુરુદેવે પ્રવચનમાં ખડો કર્યો ત્યારે શ્રોતાજનોનાં નયનો આંસુથી ભીંજાઈ ગયા હતા. ગુરુદેવ 'ભગવતી આરાધના' હાથમાં લ્યે ત્યાં જ મુનિવરોનું જીવન નજરસમક્ષ તરવરવા લાગે છે.

# જ્ઞાનાર્ણવ

ત્રિભુવનપૂજ્ય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ રત્નત્રય તે જ સિદ્ધાંતનું સર્વસ્વ છે અને તે જ ત્રણેકાળના મોક્ષગામી જીવોને મુક્તિનું કારણ છે, એ વાત જ્ઞાનાર્ણવમાં શ્રી શુભચંદ્રાચાર્ય કહે છે :

**एतत्समयसर्वस्वं मुक्तेश्चेतन्निबन्धनम् । हितमेतद्धि जीवानामेतदेवाग्रिमं पदम् ॥ २२ ॥**

આ રત્નત્રય જ સિદ્ધાંતનું સર્વસ્વ છે તથા તે જ મુક્તિનું કારણ છે; વળી જીવોનું હિત તે જ છે અને પ્રધાન પદ તે જ છે.

**ये याता यान्ति यास्यन्ति यमिनः पदमव्ययम् । समाराध्यैव ते नूनं रत्नत्रयमखण्डितम् ॥ २३ ॥**

જે સંયમી મુનિઓ પૂર્વે મોક્ષ ગયા છે, વર્તમાનમાં જાય છે ને ભવિષ્યમાં જશે તેઓ ખરેખર આ અખંડિતરત્નત્રયને સમ્યક્પ્રકારે આરાધીને જ ગયા છે, જાય છે અને અને જશે.

**साक्षादिदमनासाद्य जन्मकोटिशतैरपि । दृश्यते न हि केनापि मुक्तिश्रीमुखपंकजम् ॥ २४ ॥**

આ સમ્યક્ રત્નત્રયને પ્રાપ્ત કર્યા વગર કરોડો-અબજો જન્મ ધારણ કરવા છતાં પણ કોઈ જીવ મોક્ષલક્ષ્મીના મુખકમળને સાક્ષાત્ દેખી શકતા નથી.

— ✰ —

# ઈષ્ટોપદેશ

શ્રી પૂજ્યપાદ સ્વામીરચિત ઈષ્ટોપદેશની ૩૫મી ગાથાની ટીકામાં કહે છે કે—

"नन्वेवं बाह्यनिमित्तक्षेपः प्राप्नोतीत्यत्राह । अन्यः पुनर्गुरुविपक्षादिः प्रकृतार्थे समुत्पाद-भ्रंशयोर्निमित्तमात्रं न्यात्तत्र योग्यताया एव साक्षात्साधकत्वात् ।"

(અર્થ:-) અહીં એવી શંકા થાય છે કે એ રીતે તો બાહ્યનિમિત્તોનું નિરાકરણ જ થઈ જશે ! તેના વિષયમાં જવાબ એ છે કે-અન્ય જે ગુરુ વગેરે તથા શત્રુ વગેરે છે તે પ્રકૃતકાર્યના ઉત્પાદનમાં કે વિધ્વંસનમાં ફક્ત નિમિત્તમાત્ર છે. વાસ્તવમાં કોઈ પણ કાર્યના થવામાં કે બગડવામાં તેની યોગ્યતા જ સાક્ષાત્ સાધક થાય છે. (**'वास्तवमें किसी कार्य के होने व बिगडने में उसकी योग्यता ही साक्षात् साधक होती है ।'**)

# આત્મ-અવલોકન

જિનમાર્ગમાં શ્રી ગુરુ કેવા હોય, તેમની ભાવના કેવી હોય ને તેમનો ઉપદેશ કેવો હોય તે સંબંધમાં પં. શ્રી દીપચંદજી શાહ આત્મ-અવલોકનમાં કહે છે કે—

वीतरागं वीतरागं जीवस्य निजस्वस्वरूपो वीतरागं ।
मुहुर्मुहु गृणनाति वीतरागं स गुरूपदं भासति सदा ॥

જીવનું પોતાનું નિજસ્વરૂપ વીતરાગ છે, વીતરાગ છે; જેઓ તે વીતરાગ સ્વરૂપનું વારંવાર કથન કરે છે તે જ સદા ગુરુપદે શોભે છે.

શ્રી ગુરુ જ્ઞાનને સ્થિરિભૂત કરીને પોતાના આત્માને તો વીતરાગસ્વરૂપ અનુભવે છે; અને જ્યારે કોઈને ઉપદેશ પણ આપે છે ત્યારે અન્ય સર્વે દૂર કરીને એક જીવનું નિજસ્વરૂપ વીતરાગ છે તેનું જ વારંવાર કથન કરે છે. વીતરાગસ્વરૂપ સિવાય બીજો કોઈ અભ્યાસ તેમને નથી, વીતરાગસ્વરૂપનો જ અભ્યાસ છે. પોતે પણ અંતરંગમાં પોતાને વીતરાગસ્વરૂપે અભ્યાસે છે-અનુભવે છે, અને બાહ્યમાં પણ જ્યારે બોલે છે ત્યારે 'આત્માનું વીતરાગસ્વરૂપ છે' એ જ બોલ બોલે છે. એવા વીતરાગનો (-વીતરાગી ગુરુનો અથવા વીતરાગસ્વરૂપી આત્માનો) ઉપદેશ સાંભળતાં આસન્નભવ્ય જીવને ચોક્કસપણે પોતાના વીતરાગસ્વરૂપની ઓળખાણ થાય છે, તેમાં જરાય સંદેહ નથી. જેમના વચન વિષે વીતરાગનું જ કથન છે એવા જૈની સાધુને આસન્નભવ્ય જીવો ગુરુ કહે છે; કેમ કે તેમના સિવાય બીજા કોઈ પુરુષ એવા વીતરાગી તત્ત્વનો ઉપદેશ કરતા નથી, તેથી એ પુરુષને જ (-વીતરાગસ્વરૂપનો અનુભવ તથા ઉપદેશ કરનારને જ) ગુરુની પદવી શોભે છે, બીજાને શોભતી નથી.-આમ નિઃસંદેહપણે જાણવું.

☆ ☆ ☆

## 'બ્રહ્મવિલાસ'માં કક્કો કેવળજ્ઞાનનો

જૈનસિદ્ધાંતની કોઈ મૂળ રહસ્યની વાત આવે ત્યારે ગુરુદેવ ઘણીવાર કહે છે કે આ કેવળજ્ઞાનનો કક્કો છે. નાનપણમાં કક્કો શીખવતા ત્યારે તેમાં પણ (ગુરુદેવના જમાનામાં) આવતું કે 'કક્કો કક્કો કેવળીઓ'.... બ્રહ્મવિલાસમાં કક્કાના અક્ષરો ઉપર શ્લોકની રચનામાં પણ કહે છે કે—

कक्का कहे करन :वश कीजे, कनक कामिनी दृष्टि न दीजे ।
करिके ध्यान निरंजन गहिये 'केवलपद' इह विधिसों लहिये ॥

સ્વસન્મુખ થઇને આત્માના જ્ઞાન સ્વભાવનો નિર્ણય કરવો તે કેવળજ્ઞાનનો કક્કો છે.

# ત્રિ...લો...ક...સા...ર

શ્રી નેમિચન્દ્ર સિદ્ધાન્તચક્રવર્તી મહા દિગંબર સંત હતા, છઠ્ઠા–સાતમા ગુણસ્થાને વીતરાગી આનંદમાં ઝૂલતા હતા; તેમણે 'ત્રિલોકસાર' શાસ્ત્રમાં ત્રણલોકની રચનાનું વર્ણન કર્યું છે. તેમાં નંદીશ્વરદ્વીપનું વર્ણન કરતાં ત્યાંના માનસ્તંભને 'ધર્મવિભવ' કહ્યા છે. પરમાર્થવૈભવ તો આત્મામાં છે, અનંતગુણોના નિજવૈભવથી આત્મા પરિપૂર્ણ છે; અને બહારમાં નંદીશ્વરદ્વીપ વગેરેમાં જે શાશ્વત જિનબિંબ તથા માનસ્તંભ વગેરે ધર્મવિભવ છે તે નજરે જોવાનું ભાગ્ય દેવોને જ મળે છે, મનુષ્યો ત્યાં જઈ શકતા નથી. અવધિજ્ઞાન વગેરે કોઈ વિશેષતા દ્વારા મનુષ્ય તેને દેખી શકે તે જુદી વાત છે, પરંતુ મનુષ્યોનું ગમન તે ક્ષેત્રે થઈ શકતું નથી, કેમ કે મનુષ્યક્ષેત્રથી તે બહાર છે.) સમવસરણ, માનસ્તંભ વગેરે ધર્મવૈભવ જોવાનું ભાગ્ય પુણ્યવંત જીવોને જ સાંપડે છે, પુણ્ય વગર એવો ધર્મવૈભવ જોવા મળતો નથી.

આ પૃથ્વીની નીચે ભવનપતિ તેમ જ વ્યંતર દેવોના નિવાસસ્થાન આવેલા છે, ત્યાં પણ શાશ્વત જિનમંદિરો અને જિનપ્રતિમાઓ છે, તેની સામે શાશ્વત માનસ્તંભો છે. ઉર્ધ્વલોકમાં–સ્વર્ગમાં પણ શાશ્વત જિનમંદિરો અને માનસ્તંભો છે. જુઓ, આ બધું શાશ્વત છે. આ કાંઈ કલ્પના નથી પણ સર્વજ્ઞદેવે જ્ઞાનમાં જોયેલી જગતની વસ્તુસ્થિતિ છે. જગતને આ વાત માન્યે છૂટકો છે. આજ માને....કાલ માને કે ભવાંતરમાં માને,–પણ માન્યે છૂટકો છે.

અહો! જૈનધર્મનો વૈભવ!! જુઓ તો ખરા, અંદરમાં ચૈતન્યસ્વભાવનો પરમ અદ્‌ભુત વૈભવ ને બહારમાં માનસ્તંભ વગેરેનો અદ્‌ભુત વૈભવ. જૈનધર્મનો આવો વભવ સાધારણ જીવોને તો જોવા પણ નથી મળતો; પુણ્યવંત જીવોને જ જોવા મળે છે, અને તેમાં પણ અંદરનો ચૈતન્યવૈભવ તો પુણ્યથી પણ પાર છે.

અહો! તીર્થંકર ભગવંતોના અંદરના વૈભવની તો શી વાત!! પણ તેમના પુણ્યનો વૈભવ પણ અલૌકિક છે; અંદરમાં તો આત્માની પવિત્રતા વડે ચૈતન્યનો કેવળજ્ઞાનાદિ વૈભવ પ્રગટ્યો છે ને બહારમાં પુણ્યના ફળમાં સમવસરણાદિ વૈભવનો સંયોગ થાય છે; તે સમવસરણમાં ચારે બાજુ માનસ્તંભ હોય છે, તેને દેખતાં જ માની જીવોના અભિમાનના ચૂરેચૂરા થઈ જાય છે. જુઓ, તીર્થંકરોનાં પુણ્ય! ગૃહસ્થદશામાં તો તેમને માટે દાગીના વગેરે સ્વર્ગમાંથી આવે છે ને કેવળજ્ઞાન થતાં સમવસરણાદિ રચાય છે. આવા પુણ્યપરિણામ તીર્થંકર થનાર આત્માને જ આવે છે. પણ એ ધ્યાન રાખજો કે આ પુણ્યની સાથે અંદરમાં પવિત્રતા પણ પડી છે; તે પવિત્રતા જ આત્માને તારે છે, કાંઈ પુણ્ય તારતા નથી. પુણ્યના ફળમાં તો બહારનો વૈભવ મળે. ને પવિત્રતાથી અંદરનો કેવળજ્ઞાન વૈભવ પ્રગટે. અહો!

આ તે કેવો વૈભવ! તીર્થંકરને બહારમાં સમવસરણના વૈભવનો પાર નથી છતાં ભગવાનને તેમાં કયાંય રાગનો અંશ પણ નથી, ભગવાન તો આત્માના પરમશાંત આનંદરસમાં ઝૂલે છે....પરથી અત્યંત ઉપેક્ષાભાવ પ્રગટીને અકષાયી ચૈતન્યબિંબ થઈ ગયા છે. અહો....અંદરમાં આટલો ઉપેક્ષાભાવ....અને આવી વીતરાગી પરિણતિ....છતાં બહારમાં આવા વૈભવનો સંયોગ! —તેને જોતાં જ માની જીવોનું માન ગળી જાય છે. ભગવાનના સમવસરણમાં માનસ્તંભને દેખતાં જ પાત્ર જીવને એમ થઈ જાય છે કે આવો જેનો વૈભવ છે તે આત્મા કેવો? અહો, વૈભવનો પાર નથી છતાં એને રાગનો અંશ પણ નથી.—આમ બહુમાન આવતાં અભિમાન છૂટી જાય છે. માનસ્તંભ માની જીવોના માનને ગાળી નાંખે છે એવો ઉલ્લેખ પુરાણોમાં ઠેકાણે-ઠેકાણે આવે છે

જેઓ આત્મસ્વરૂપમાં ઝૂલતા મહાન સંત હતા, પંચ મહાવ્રતના પાળનારા અને વારંવાર નિર્વિકલ્પ અનુભવમાં લીન થનારા હતા તથા છઠ્ઠા ગુણસ્થાને આવતાં જેમનો એકેક વિકલ્પ સત્યને સ્થાપનાર હતો—એવા વીતરાગી સંતોનું આ કથન છે.

## છ હ ઢા ળા

ચારિત્ર છે તે ધર્મ છે અને ધર્મનું મૂળ સમ્યગ્દર્શન છે. તે સમ્યગ્દર્શન વગર કોઈ જીવ દ્રવ્યલિંગીમુનિ થઈને ભલે વ્રતાદિ પાળે તો પણ તેને કિંચિત સુખની પ્રાપ્તિ કે ધર્મ થતો નથી. પંડિત શ્રી દૌલતરામજી છહઢાળામાં સ્પષ્ટ કહે છે કે—

મુનિવ્રતધાર અનંતવાર ગ્રીવક ઉપજાયો,
પૈ નિજ આતમજ્ઞાન વિના સુખ લેશ ન પાયો.

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે મોક્ષમાર્ગ છે. મોક્ષમાર્ગનું સમ્યક્ ચારિત્ર કેવું હોય તેનું ભાન મિથ્યાદૃષ્ટિને હોતું નથી, એટલે તેને તો તે ચારિત્રની યથાર્થ ભાવના પણ હોતી નથી. સમ્યગ્દૃષ્ટિને મોક્ષમાર્ગના સમ્યક્ચારિત્રનું યથાર્થ ભાન હોય છે અને તેને જ તે ચારિત્રની યથાર્થ ભાવના હોય છે. ચારિત્ર તો આત્માનો વીતરાગભાવ છે, તેને અજ્ઞાની ઓળખતો નથી અને દેહની ક્રિયાને કે શુભરાગને ચારિત્ર માનીને તેની જ ભાવના કરે છે, તેથી અજ્ઞાનીને સાચું ચારિત્ર હોતું નથી. અવિરત સમ્યગ્દૃષ્ટિને ભલે મુનિદશા વગેરે વિશેષ ચારિત્ર ન હોય છતાં અંતરમાં તેને તે ચારિત્રનું ભાન અને ભાવના તો હોય છે; અને તેથી તે મોક્ષના પંથે છે.

# સ...ર્વા...ર્થ...સિ...દ્ધિ

તત્ત્વાર્થસૂત્રની પૂજ્યપાદસ્વામીએ રચેલી મહાન ટીકા—સર્વાર્થસિદ્ધિ, તેની ઉત્થાનિકા ઉપર એકવાર ગુરુદેવે સુંદર વિવેચન કર્યું હતું. તેમાંથી કેટલુંક અહીં આપીએ છીએ.

અહો, સમ્યગ્દર્શન-જ્ઞાનપૂર્વક જેણે સ્વરૂપમાં એકાગ્રતા પ્રગટ કરી છે એવા નિર્મોહ શ્રમણ ભગવંતો મોક્ષનું સ્થાન છે. વનજંગલમાં ધ્યાનમાં બેઠેલા આવા મુનિ વગર બોલ્યે પણ મોક્ષનો ઉપદેશ આપે છે.... એમની મુદ્રા જોઇને જ મુમુક્ષુને પ્રતીતમાં આવી જાય છે કે મોક્ષમાર્ગ કેવો હોય! પૂજ્યપાદ-સ્વામીએ સર્વાર્થસિદ્ધિમાં પહેલા સૂત્રની ઉત્થાનિકામાં તેનું ઘણું સરસ વર્ણન કર્યું છે: પોતાનું હિત ચાહનારો કોઈ એક બુદ્ધિમાન નિકટ-ભવ્ય જીવ, ભવ્યજીવોના વિશ્રામને યોગ્ય એવા કોઈ અત્યંત રમણીય એકાન્ત આશ્રમમાં ગયો; ત્યાં તેણે મુનિઓની સભામાં બેઠેલા એવા નિર્ગ્રંથ આચાર્યને દેખ્યા....કે જેઓ વચન બોલ્યા વગર જ, માત્ર પોતાના શરીરની ઉપશાંત આકૃતિ વડે જ જાણે સાક્ષાત્ મોક્ષમાર્ગનું નિરુપણ કરી રહ્યા હોય! યુક્તિ તથા આગમમાં કુશળ, બીજા જીવોના હિતના પ્રતિપાદક અને આર્યપુરુષો દ્વારા સેવ્ય—એવા એ આચાર્ય પાસે જઈને વિનયપૂર્વક શિષ્યે પૂછ્યું: 'ભગવાન! આત્માનું હિત શું છે?' આચાર્યે ઉત્તર આપ્યો: 'આત્માનું હિત મોક્ષ છે.' શિષ્યે ફરી પૂછ્યું: 'પ્રભો! એ મોક્ષનો ઉપાય શું છે?' ત્યારે શિષ્યને મોક્ષમાર્ગ ઉપદેશવા આચાર્યદેવે કહ્યું: '**सम्यग्दर्शन ज्ञानचारित्राणि मोक्षमार्गः**'

અહા, મુનિ પોતે જ મોક્ષનો માર્ગ સાક્ષાત્ છે. એ મૂર્તિમાન મોક્ષમાર્ગને જોતાં ને ઓળખતાં પાત્ર જીવને ખ્યાલમાં આવી જાય કે વાહ! મોક્ષમાર્ગ આવો હોય!—અહા આવા મુનિરાજ જ્યારે ઉપદેશદ્વારા મોક્ષમાર્ગનું પ્રતિપાદન કરતા હોય....ને શિષ્યો વિનય-પૂર્વક ઝીલતા હોય....એ પ્રસંગો કેવા હશે?

ચારગતિના ભ્રમણથી થાકેલો જીવ મોક્ષનો માર્ગ પૂછે છે, તેને સંતો મોક્ષનો માર્ગ બતાવે છે, તેથી મુનિઓ તે મોક્ષનું ધામ છે. અહા, શિષ્ય પોતે સામે ચાલીને, મોક્ષનો શોધક થઈને, વનમાં મુનિરાજ પાસે જઈને પૂછે છે; ભદ્ર જીવ અતિ વિનયથી ને તીવ્ર જિજ્ઞાસાથી પૂછે છે તેને આચાર્યદેવ બતાવે છે કે હે ભવ્ય! સમ્યગ્દર્શન–જ્ઞાન ચારિત્ર તે મોક્ષનો માર્ગ છે, તે અમે જાણ્યો છે ને તને બતાવીએ છીએ. આ માર્ગની આરાધના તે જ દુઃખથી મુક્તિનો ઉપાય છે. આ રીતે સંતો મુક્તિનો માર્ગ બતાવીને લોકને પણ તારે છે.

# પરમાત્મ પ્રકાશ

**સમયસારની શૈલીને અનુસરનારું આ સુગમ અધ્યાત્મશાસ્ત્ર શ્રી યોગીન્દુદેવ રચિત છે. યોગસાર વગેરે બીજા અનેક ગ્રંથો પણ તેમણે રચ્યા છે. પરમાત્મપ્રકાશ ઉપર અનેક ટીકાઓ છે તેમાં બ્રહ્મદેવસૂરિની ટીકા મુખ્ય છે. અંતરાત્મા, બહિરાત્મા, પરમાત્માનું સ્વરૂપ અને મોક્ષમાર્ગનું તથા મોક્ષનું તેમાં સુંદર-સુગમ પ્રતિપાદન છે. આ આખાય શાસ્ત્ર ઉપર ગુરુદેવના પ્રવચન થયેલ છે.**

શ્રી પરમાત્મ-પ્રકાશમાં પશુનો દાખલો આપીને કહે છે કે મોક્ષમાં જો ઉત્તમ સુખ ન હોત તો પશુ પણ બંધનમાંથી છૂટકારાની ઇચ્છા કેમ કરત? જુઓ, બંધનમાં બંધાયેલા વાછરડાને પાણી પાવા માટે બંધનથી છૂટો કરવા માંડે ત્યાં તે છૂટવાના હરખમાં કુદાકુદ કરવા માંડે છે; અહા! છૂટવાના ટાણે ઢોરનું બચ્ચું પણ હોંશથી કુદકા મારે છે–નાચે છે. તો અરે જીવ! તું અનાદિ અનાદિકાળથી અજ્ઞાનભાવે આ સંસારબંધનમાં બંધાયેલો છે, અને હવે આ મનુષ્યભવમાં સત્સમાગમે એ સંસારબંધનથી છૂટવાના ટાણાં આવ્યા છે. શ્રી આચાર્યદેવ કહે છે કે અમે સંસારથી છૂટીને મોક્ષ થાય તેવી વાત સંભળાવીએ.... અને તે સાંભળતાં જો તને સંસારથી છૂટકારાની હોંશ ન આવે તો તું પેલા વાછરડામાંથી પણ જાય તેવો છે! ખુલ્લી હવામાં ફરવાનું ને છૂટા પાણી પીવાનું ટાણું મળતાં છૂટાપણાની મોજ માણવામાં વાછરડાને પણ કેવી હોંશ આવે છે!! તો જે સમજવાથી અનાદિના સંસારબંધન છૂટીને મોક્ષના પરમ આનંદની પ્રાપ્તિ થાય–એવી ચૈતન્યસ્વભાવની વાત જ્ઞાની પાસેથી સાંભળતાં કયા આત્માર્થી જીવને અંતરમાં હોંશ ને ઉલ્લાસ ન આવે? અને જેને અંતરમાં સત્ સમજવાનો ઉલ્લાસ છે તેને અલ્પકાળમાં મુક્તિ થયા વિના રહે નહીં. પહેલાં તો જીવને સંસારભ્રમણમાં મનુષ્યભવ અને સત્‌નું શ્રવણ જ મળવું બહુ મોંઘું છે. અને ક્વચિત્ સત્‌નું શ્રવણ મળ્યું ત્યારે પણ જીવે અંતરમાં બેસાડ્યું નહિ, તેથી જ સંસારમાં રખડ્યો. ભાઈ! આ તને નથી શોભતું....આવા મોંઘા અવસરે પણ તું આત્મસ્વભાવને નહિ સમજ તો પછી ક્યારે સમજીશ? અને એ સમજ્યા વગર તારા ભવભ્રમણનો છેડો ક્યાંથી આવશે? માટે અંદરથી ઉલ્લાસ લાવીને સત્સમાગમે આત્માની સાચી સમજણ કરી લે.

'પરમાત્મપ્રકાશ'માં છેલ્લે ટીકાકાર કહે છે કે: આ શાસ્ત્ર જાણીને ભવ્ય જીવોનું શું કર્તવ્ય છે? કે શુદ્ધ આત્માની ભાવના તે જ કર્તવ્ય છે. તે આ પ્રમાણે: હું સહજ શુદ્ધ જ્ઞાન–આનંદ એક સ્વભાવી છું; નિર્વિકલ્પ છું, ઉદાસીન છું, નિજનિરંજન શુદ્ધઆત્માના સમ્યક્ શ્રદ્ધાન–જ્ઞાન–અનુષ્ઠાનરૂપ નિશ્ચયરત્નત્રયાત્મક જે નિર્વિકલ્પ સમાધિ તેનાથી ઉત્પન્ન વીતરાગ સહજાનંદસુખની અનુભૂતિમાત્ર જેનું લક્ષણ–સ્વરૂપ છે એવા સ્વસંવેદનજ્ઞાન વડે સ્વસંવેદ્ય-ગમ્ય-પ્રાપ્ય એવો ભરિતાવસ્થ છું....હું નિજસ્વભાવથી ભરપૂર છું; અને રાગદ્વેષ-

મોહ આદિ સમસ્ત વિભાવ પરિણામોથી રહિત-શૂન્ય છું. પાંચઈન્દ્રિયોના વેપારથી તેમજ દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મ રહિત છું. ત્રણલોકમાં ને ત્રણકાળમાં શુદ્ધનિશ્ચયનયથી હું આવો છું ને બધાય જીવો આવા છે-એમ મન-વચન-કાયાથી ને કૃત-કારિત-અનુમોદનાથી નિરંતર આવી ભાવના કર્તવ્ય છે. સમયસારની ટીકામાં શ્રી જયસેનસ્વામીએ પણ એ જ વાત કરી છે. પૂર્વે શ્રી તીર્થંકરો, રામચંદ્ર, ભરતચક્રવર્તી, પાંડવરાજ, બાહુબલી વગેરે અનેક પુરાણપુરુષો આવી શુદ્ધાત્મભાવના ભાવીને મોક્ષ પામ્યા છે. આવા શુદ્ધાત્માની ભાવના એ ચૌદપૂર્વનો સાર છે, એ નિરંતર કર્તવ્ય છે. (આ શુદ્ધાત્મભાવના પર ગુરુદેવે 'આત્મધર્મ' માટે કરેલા ખાસ પ્રવચન માટે જુઓ આત્મધર્મ અંક ૪૯)

★

## સ.....મ.....ય.....સા.....ર

"**સમયસાર**"—જૈનશાસનનું સર્વોત્તમ પરમાગમ... જેવું સુંદર એનું નામ એવો જ એનો વિષય. આવું સમયસાર શાસ્ત્ર પૂ. ગુરુદેવને પ્રથમ સં. ૧૯૭૮માં પ્રાપ્ત થયું... પછી એનાં નિધાન દેખીને ગુરુદેવને પ્રસન્નતા થઇ ને તેના રચયિતા પ્રત્યે ઘણી ભક્તિ જાગી. તેમાંય જ્યારે એક પુસ્તકમાં કુંદકુંદપ્રભુના વિદેહગમન સંબંધી ઉલ્લેખ વાંચ્યો ત્યારે તેમના અંતરમાં ઊંડેથી અવ્યક્ત સંસ્કારપૂર્વક તેનો સહર્ષ સ્વીકાર આવ્યો. પછી અંદરના મંથનપૂર્વક એ શાસ્ત્રનો વધુ ને વધુ ઊંડો અભ્યાસ કરતા ગયા...તેના ઉપર પ્રવચનો પણ કરવા લાગ્યા......ભાઈશ્રી હિંમતલાલ જે. શાહ દ્વારા તેનું ગુજરાતી ભાષાંતર થઇને અનેક આવૃત્તિઓ છપાઈ ગઈ, હિન્દીમાં પણ અનેક આવૃત્તિઓ છપાણી. તેની મૂળ ગાથાઓના ગુજરાતી-ગીતની અવારનવાર સામૂહિક સ્વાધ્યાય થાય છે,- ગુરુદેવના પ્રવચનમાં સમયસાર લગભગ કાયમ વંચાતું હોવાથી સોનગઢમાં ઘરેઘરે-વ્યક્તિદીઠ સમયસાર વિરાજી રહ્યું છે, સોનગઢનું એકપણ ઘર સમયસાર વિનાનું ખાલી નહિ હોય. સમયસારને સોનેરી પૂંઠાથી મઢવામાં આવ્યું છે, ચાંદીના પતરામાં તેની મૂળ ગાથાઓ કોતરવામાં આવી છે, ને સ્વાધ્યાયમંદિરમાં બહુ માનપૂર્વક પૂજ્ય બેનશ્રી ચંપાબેનના સુહસ્તે તેની સ્થાપના કરવામાં આવી છે. હાલમાં સમયસાર ઉપર ગુરુદેવના પ્રવચનો ૧૪ મી વખત ચાલી રહ્યા છે...... ગુરુદેવના સમયસાર ઉપરનાં પ્રવચનોમાંથી પાંચ પુસ્તકો છપાઈ ગયા છે,-જેમાંના છેલ્લા ત્રણ પુસ્તકોનું ભાવવાહી લખાણ પૂ. બેનશ્રીબેન (ચંપાબેન-શાંતાબેનના સુહસ્તે લખાયેલું છે. આવા આ સમયસાર ઉપરના પ્રવચનોનો થોડોક નમૂનો અહીં આપ્યો છે. સમયસાર વાંચતી વખતે ગુરુદેવનું હૃદય કેવું ખીલી ઉઠે છે તે આમાં દેખાઇ આવશે.

જ્યારે જ્યારે સમયસારની શરૂઆત થતી હોય ત્યારે ત્યારે પહેલી ગાથામાં મંગલાચરણમાં સિદ્ધપણાની સ્થાપનાની વાત ગુરુદેવ જે અચિંત્ય પ્રમોદથી કરે છે તે સાંભળતાં સિદ્ધભગવાનના સાક્ષાત્કાર જેવા પ્રમોદથી શ્રોતાજનોનો આત્મા ઉલ્લસી જાય છે.

"હું સિધ્ધ....તું સિધ્ધ"—એમ આત્મામાં સિધ્ધપણું સ્થાપીને આચાર્યદેવ આ 'સમયસાર' સંભળાવે છે.... હા પાડ....ને હાલ્યો આવ સિધ્ધપદમાં !

'नमः समयसाराय' એ મંગળમાં ગુરુદેવ કહે છે કે આ અપ્રતિહત માંગલિક છે.... સમયસાર એટલે કે શુધ્ધઆત્મા તેને અમે નમીએ છીએ, એટલે સમસ્ત સંસાર અને સંસાર તરફ વલણના ભાવથી હવે અમે સંકોચાઈએ છીએ, અને ચિદાનંદ-ધ્રુવસ્વભાવી એવા સમયસારમાં સમાઈ જવા માગીએ છીએ. બાહ્ય કે અંતર સંયોગ સ્વપ્ને પણ જોઈતો નથી. બહારના ભાવ અનંતકાળ કર્યા.... હવે અમારું પરિણમન અંદર ઢળે છે. અપ્રતિહતભાવે અંતર્સ્વરૂપમાં ઢળ્યા તે ઢળ્યા........હવે અમારી શુધ્ધ પરિણતિને રોકવા જગતમાં કોઈ સમર્થ નથી.

અહો, સમયપ્રાભૃતની શરૂઆત કરતાં સર્વે સિદ્ધભગવંતોને આત્મામાં ઉતારીને આચાર્યદેવ અપૂર્વ મંગલાચરણ કરે છે. આત્મામાં સાધકસ્વભાવની શરૂઆત થાય તે અપૂર્વ મંગળ છે. આત્માનું પરમધ્યેય એવું જે સિદ્ધપદ તેને સાધવાનો જે ભાવ પ્રગટ્યો એટલે સિદ્ધસન્મુખ જવાનું શરૂ કર્યું—તે જ માંગલિક છે. અત્યાર સુધી અનંતા સિદ્ધ-ભગવંતો થયા તે સર્વને ભાવસ્તુતિ તથા દ્રવ્યસ્તુતિ વડે પોતાના આત્મામાં તથા પરના આત્મામાં સ્થાપીને આ સમયસાર શરૂ કરું છું. ભાવસ્તુતિ એટલે અંતર્મુખ નિર્વિકલ્પ શાંતરસનું પરિણમન અને દ્રવ્યસ્તુતિ એટલે સિદ્ધોના બહુમાનનો વિકલ્પ તથા વાણી; એમ બંને પ્રકારે સ્તુતિ કરીને; મારા તેમ જ શ્રોતાજનોના આત્મામાં અનંતા સિદ્ધભગ-વંતોને સ્થાપું છું. આત્મા કેવડો ? કે અનંતા સિદ્ધોને પોતામાં સમાવી દે તેવડો. આત્મામાં જ્યાં સિદ્ધોને સ્થાપ્યા ત્યાં હવે તેમાં રાગ રહી શકે નહિ. જ્યાં સિદ્ધોનો આદર કર્યો ત્યાં રાગનો આદર રહે નહિ; એટલે સિદ્ધને પોતામાં સ્થાપતાં જ રાગ સાથેની એકત્વબુદ્ધિ તૂટી ગઈ, ને સાધકદશા શરૂ થઈ, તે જ અપૂર્વ મંગળ છે. પંચમકાળનો સાધક પોતાના સિદ્ધપદ માટે પ્રસ્થાનું મૂકે છેઃ હે સિદ્ધભગવંતો ! સિદ્ધપદને સાધવા હું ઉપડ્યો છું ત્યાં શરૂઆતમાં જ મારા આત્મામાં આપને સ્થાપું છું અને હે શ્રોતાજનો ! તમારા આત્મામાં પણ સિદ્ધપણું સ્થાપું છું. હોંસથી હા પાડજો ! ના ન પાડશો. અમારો શ્રોતા એવો જ હોય કે જે પોતાના આત્મામાં સિદ્ધપણું સ્થાપીને સાંભળે છે. એકલા રાગમાં ઊભો રહીને નથી સાંભળતો, પણ પહેલે ધડાકે સિદ્ધપદના ભણકાર લેતો આવે છે. "હું સિદ્ધ....તું સિદ્ધ !"—એમ શ્રવણ કરતાં જ આત્મા અંદરથી હકાર કરતો આવે છે.

આ સમયસાર ભરતક્ષેત્રનું અલૌકિક અમૃતરસથી ભરેલું શાસ્ત્ર છે. માંગળિકમાં જ સિદ્ધપદ સ્થાપીને સાધકપણાની અપૂર્વ શરૂઆત કરાવે છે.

અહા! ચૈતન્ય સાથે સંબંધ જોડતાં નિર્મળ સાધકભાવની સંતતિ શરૂ થાય છે. સિદ્ધપદના પૂર્ણ ધ્યેયે સાધક ઊપડ્યો. હે સિદ્ધભગવંતો! હવે હું આપની નાતમાં આવું છું; સંસારથી–રાગથી જુદો પડીને સિદ્ધની–શુદ્ધાત્માની નાતમાં ભળું છું.

જુઓ તો ખરા, આ કુંદકુંદસ્વામીની રચના! અહા, ભરતક્ષેત્રમાં જન્મીને દેહ-સહિત જેમણે વિદેહ ક્ષેત્રના તીર્થંકરના સાક્ષાત્ દર્શન કર્યા તેમની પાત્રતા અને પુણ્યની શી વાત!! તેઓ કહે છે કે કેવળી અને શ્રુતકેવળી ભગવંતોએ કહેલા આ સમયપ્રાભૃતને હું મારા અને પરના મોહના નાશને માટે કહીશ. સિદ્ધસમાન આત્માને ધ્યેયરૂપે રાખીને આ શરૂ કર્યું છે, માટે તે ધ્યેયને ચૂકશો નહીં. આ સમયસાર સમજે તેના મોહનો નાશ થઈ જશે–એમ આચાર્યદેવના કોલકરાર છે.

☆ ☆ ☆

મોક્ષાર્થી જીવના અંતરમાં એક જ પુરુષાર્થ માટે ઘોલન છે કે કઈ રીતે હું મારા આત્માને સાધું?–કઈ રીતે મારા આત્માના શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્રને પ્રગટ કરું? આત્મામાં સતત આવી ધૂન વર્તતી હોવાથી જ્યાં સંત–ગુરુએ તેના શ્રધ્ધા–જ્ઞાનાદિનો ઉપાય બતાવ્યો કે તરત જ તેના આત્મામાં તે પ્રણમી જાય છે. જેમ ધનનો અર્થી મનુષ્ય રાજાને દેખતાં જ પ્રસન્ન થાય છે અને તેને વિશ્વાસ આવે છે કે હવે મને ધન મળશે ને મારી દરિદ્રતા ટળશે; તેમ આત્માનો અર્થી મુમુક્ષુ જીવ આત્મપ્રાપ્તિનો ઉપાય દર્શાવનારા સંતોને દેખતાં જ પરમ પ્રસન્ન થાય છે....તેનો આત્મા ઉલ્લસી જાય છે કે અહા! મને મારા આત્માની પ્રાપ્તિ કરાવનાર સંત મળ્યા.... હવે મારા સંસારદુઃખ ટળશે ને મને મોક્ષ-સુખ મળશે. આવા ઉલ્લાસ અને વિશ્વાસ લાવીને, પછી સંત–ધર્માત્મા જે રીતે ચૈતન્યને સાધવાનું કહે છે તે રીતે સમજીને પોતે સર્વ ઉદ્યમથી ચૈતન્યને જરૂર સાધે છે.

જેણે આત્માનું કલ્યાણ કરવું હોય તેણે જ્ઞાનસ્વભાવી આત્માનો નિર્ણય કરીને તેનો રાગથી ભિન્ન અનુભવ કરવો, તે જ ઉપાય છે. જ્યાં સુધી જીવ આવો અનુભવ ન કરે અને વિકલ્પોના વેદનમાં અટકી રહે ત્યાં સુધી તે આત્માના ગમે તેવા વિકલ્પો કર્યા કરે તો પણ તેથી શું?–તે વિકલ્પોથી કાંઈ સિદ્ધિ નથી, માટે તે વિકલ્પોની જાળને ઓળંગીને જ્ઞાનસ્વભાવનો અનુભવ કરો, એમ આચાર્યદેવ ઉપદેશ કરે છે.

સ્વભાવનું અવલંબન લઈને આત્માની શુધ્ધતાનો અનુભવ કરે ત્યારે સાધકપણું અને કૃતકૃત્યતા થાય છે. ભાઈ, વિકલ્પોના અવલંબનમાં કયાંય મોક્ષમાર્ગ નથી; માટે તેનું અવલંબન છોડ, તેનાથી જુદો થા, ને જ્ઞાનસ્વભાવમાં તારા ઉપયોગને જોડ....અંતર્મુખ થઈને અતીન્દ્રિય આનંદરસના ઘૂંટડા પી. આવી ધર્માત્માની અનુભવદશા છે, ને આ જ તે અનુભવનો ઉપાય છે.

ચૈતન્યનું વાસ્તવિક સ્વરૂપ શું છે તે સમજ્યા વિના અજ્ઞાનને લીધે જીવ ચારે ગતિમાં અનંત દુઃખ પામ્યો....તે દુઃખનો જેને ત્રાસ લાગ્યો છે, ચૈતન્યતત્ત્વ સિવાય જગતના બીજા કોઈ પદાર્થમાં જેને સુખ ભાસતું નથી, તે જીવ ચૈતન્યસ્વભાવનો નિર્ણય કરીને જ્ઞાનને સ્વસન્મુખ કરે છે, વચ્ચે આવતા વિકલ્પોને જ્ઞાનથી ભિન્ન જાણીને ઓળંગી જાય છે. આ રીતે વિકલ્પથી જુદો થઈને જ્ઞાનસ્વભાવની નિર્વિકલ્પ પ્રતીત કરે છે તે "સમયસાર" છે, તે જ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન છે. આવી પ્રતીત કરવી તે ચાર ગતિના અનંત દુઃખથી છૂટકારાનો ઉપાય છે.

જે ખરી ધગશવાળો છે, ખરો આત્માનો રંગી છે, તે જીવ દુર્વિકલ્પોમાં તો નથી અટકતો, અને સ્વાનુભવ પહેલાં વચ્ચે આવી પડેલા ભેદ–વિકલ્પોમાં પણ તે અટકવા નથી માગતો, તેને પણ ઓળંગીને સ્વાનુભવમાંજ પહોંચવા માગે છે. કઈ રીતે સ્વાનુભવમાં પહોંચે છે તે વાત ૧૪૪મી ગાથામાં આચાર્યદેવે અલૌકિક ઢબે બહુ સરસ સમજાવી છે. જ્ઞાનસ્વભાવ તરફ ઢળતાં ઢળતાં, હજી જ્યાં સુધી સાક્ષાત્ જ્ઞાનમાં આવ્યો નથી ત્યાં સુધી વચ્ચે આવા વિકલ્પોની જાળ આવશે, તે બતાવીને આચાર્યદેવ કહે છે કે તે વિકલ્પજાળમાં તું ગુંચવાઈ ન જઈશ, પણ જ્ઞાનને તેનાથી જુદું તારવીને તે વિકલ્પજાળને ઓળંગી જાજે, જ્ઞાનને અંતરમાં લઈ જાજે.–આમ કરવાથી નિર્વિકલ્પ–સ્વાનુભવનો અપૂર્વ આનંદ તને અનુભવાશે.

અહા, દૃષ્ટિ પલટાતાં બધું પલટી જાય છે; ઉપયોગનો પલટો કરવાનો છે. ઉપયોગનું લક્ષ બહારમાં અટકવાથી સંસાર ઊભો થયો છે, ઉપયોગનું લક્ષ અંતરમાં વાળતાં સંસાર ટળીને મોક્ષ થાય છે. જે જીવ જ્ઞાનસ્વભાવમાં અંતર્મુખ થયો ને વિકલ્પથી જુદો પડ્યો, તેને પછી અમુક પ્રકારના રાગના વિકલ્પો હોય તો પણ તેના ગ્રહણનો ઉત્સાહ નથી, તેના અવલંબનની બુદ્ધિ નથી, ઉત્સાહ તો ચૈતન્ય તરફ જ વળી ગયો છે, બુદ્ધિમાં એટલે કે ભાવશ્રુતજ્ઞાનમાં ચૈતન્યસ્વભાવનું એકનું જ અવલંબન છે.–આવો સમકિતી ધર્માત્મા નયપક્ષથી અતિક્રાંત થયેલો શુદ્ધઆત્મા છે, તે જ 'સમયસાર' છે.

અહા ! નિર્વિકલ્પ અનુભવ વખતે સમકિતી ધર્માત્મા કેવો હોય છે, તે વાત ભગવાન કેવળજ્ઞાની સાથે સરખાવીને આચાર્યદેવે અલૌકિક રીતે સમજાવી છે. જે જે જીવને સમ્યગ્દર્શન થાય તેને આવી દશા હોય છે.

હે ભવ્ય ! કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અધિકરણ અને સંબંધ એ સાતે વિભક્તિના વર્ણનદ્વારા અમે તારા આત્માને પરથી અત્યંત વિભક્ત બતાવ્યો, માટે હવે તારા આત્માને બધાથી વિભક્ત, અને પોતાની જ્ઞાનાદિ અનંતશક્તિઓ સાથે એકમેક જાણીને તું પ્રસન્ન થા....સ્વભાવનો જ સ્વામી થઈને પર સાથે સંબંધના મોહને છોડ !

* સ્વભાવનો કર્તા થઇને પર સાથેની કર્તાબુદ્ધિ છોડ.
* સ્વભાવના જ કર્મરૂપ થઈને બીજા કર્મની બુદ્ધિ છોડ.
* સ્વભાવને જ સાધન બનાવીને અન્ય સાધનની આશા છોડ.
* સ્વભાવને જ સંપ્રદાન બનાવીને નિર્મળભાવને દે.
* સ્વભાવને જ અપાદાન બનાવીને તેમાંથી નિર્મળતા લે.
* સ્વભાવને જ અધિકરણ બનાવીને પરનો આશ્રય છોડ.
* સ્વભાવનો જ સ્વામી થઈને તેની સાથે એકતાનો સંબંધ કર ને પરની સાથેનો સંબંધ છોડ.

—આમ સમસ્ત પરથી વિભક્ત ને નિજસ્વભાવથી સંયુક્ત એવા પોતાના આતમ-રામને જાણીને તેના અનુભવથી તું આનંદિત થા....તું પ્રસન્ન થા.

વનજંગલમાં વસતા ને આત્માના આનંદના સ્વાદમાં ઝૂલતા વીતરાગી દિગંબર સંત પોતાના સ્વભાવને પ્રસિદ્ધ કરે છે કે અહો ! ચૈતન્યની સન્મુખતાથી અનુભવાતું આ અતીન્દ્રિયસુખ કોઈ વિકલ્પમાં નહતું, કોઈ બાહ્ય પદાર્થોમાં આ સુખની ગંધ પણ ન હતી, અનંતકાળના શુભાશુભ વિકલ્પોમાં કદી આવું સુખ અનુભવાયું ન હતું. ચતન્યનું જેને લક્ષ પણ નથી તેને સુખ શું અને દુઃખ શું તેની પણ ખબર નથી, તો પછી દુઃખ ટાળવાનો અને સુખ પામવાનો સાચો ઉપાય તો તેને કયાંથી હોય ?

અરે જીવ ! આવો અવતાર પામીને જો ભવભ્રમણના દુઃખથી છૂટવાની કળા તને ન આવડી તો તેં આ અવતાર પામીને શું કર્યું ? સુખનો ઉપાય એટલે કે ભેદજ્ઞાનની કળા જાણ્યા વગર બીજું જે કંઈ કરે તે બધું રણમાં પોકની જેમ ફોગટ છે. જે ભેદજ્ઞાન કરે તેને અંતરમાંથી ભવઅંતના ભણકાર આવી જાય ને સિદ્ધપદના સન્દેશ આવી જાય....કે હવે ભવનો નાશ કરીને સિદ્ધપદ અલ્પકાળમાં પામશું.

**—અહીં સમયસાર ઉપરનાં પ્રવચનોની થોડીક જ પ્રસાદી આપી છે, બાકી તો ગુરુદેવના પ્રવચનમાં વહેતો ધોધમાર અધ્યાત્મપ્રવાહ સીધો ઝીલીએ ત્યારે જ સમયસારના મહિમાનો ખરો ખ્યાલ આવે. ખરેખર, સમયસાર એ ગુરુદેવના સાથીદાર છે. પ્રવચનમાં એકવાર ગુરુદેવે કહેલું કે આ સમયસારમાં ઘણા ઊંડા-ગંભીર ભાવો ભર્યા છે, જીવનના છેલ્લા શ્વાસોશ્વાસ સુધી તેની સ્વાધ્યાય અને મંથન કરવા જેવું છે.**

**ગ્રંથાધિરાજ સમયસારનો જય હો.**

# પ્રવચનવિભાગ પૂરો થાય છે–

આ પ્રવચનવિભાગમાં આપણે અનેક શાસ્ત્રો ઉપરના પૂ. ગુરુદેવના પ્રવચનોનો થોડો થોડો નમૂનો જોયો. આ ઉપરાંત બીજાં પણ કેટલાય શાસ્ત્રો–મોક્ષશાસ્ત્ર, સર્વાર્થસિદ્ધિ, તત્ત્વાર્થસાર, મૂલાચાર, શ્લોકવાર્તિક, રાજવાર્તિક, અષ્ટશતી–સહસ્રી અર્થપ્રકાશિકા, પુરુષાર્થસિદ્ધિઉપાય, ધવલા–જયધવલા તથા મહાબંધના અનેક ભાગો, *ત્રિલોકપ્રજ્ઞપ્તિ, આપ્તપરીક્ષા, આપ્તમીમાંસા, પંચાધ્યાયી, ચિદ્‌વિલાસ, તેમજ* પુરાણો વગેરેમાંથી પણ કેટલોક ભાગ ગુરુદેવ અવારનવાર પ્રવચનોમાં વાંચે છે. એમાંથી સેંકડો વિષયો આપી શકાય તેમ છે, પરંતુ સ્થળ અને સમય બંનેની અત્યંત અલ્પતાને કારણે આ પુસ્તકમાં તે આપી શકાતા નથી. આમ છતાં અહીં આપેલા સંક્ષિપ્ત સાર ઉપરથી પણ જિજ્ઞાસુઓને ખ્યાલ આવશે કે વર્તમાન ઉપલબ્ધ એવા લગભગ બધા જ મુખ્ય મુખ્ય જૈનશાસ્ત્રોના રહસ્યનું દોહન ગુરુદેવના પ્રવચનમાં આવી જતું હોય છે. અને તેમાંય આત્માર્થ સાધવાની એક ધારા એવી સતત વહેતી હોય છે કે કોઇ પણ આત્માર્થી જીવ તેમાંથી પોતાના આત્મહિતનો માર્ગ સુગમપણે પ્રાપ્ત કરી શકે છે. ખરેખર, જિનવાણીરૂપ જે પ્રવચન તેના અજોડ પ્રભાવક ગુરુદેવે જિનપ્રવચનનું રહસ્ય સમજાવીને હજારો જિજ્ઞાસુજીવો ઉપર મોટો ઉપકાર કર્યો છે. અને તેથી હજારો જિજ્ઞાસુઓ દ્વારા તેઓ અભિનન્દનીય છે.

ગુરુદેવની હીરકજયંતી જેવા અણમોલઅવસરે અનેકવિધ લાગણીથી ઊભરાતા હ્રદયમાં એમ થાય છે કે કઈ રીતે આ ઉત્સવ ઊજવીએ? ને કયા પ્રકારે ગુરુદેવનું સન્માન કરીએ? —સોનેથી વધાવીએ!.... હીરલેથી વધાવીએ?.... કે રત્નોથી વધાવીએ? —પરંતુ તોય ગુરુમહિમા તો પૂરો થાય તેમ નથી. એટલે એ રત્નો અને હીરાથી પણ વધુ કિંમતી એવા હીરલા—કે જે ગુરુદેવે જ આપણને આપેલા છે ને જેના પ્રકાશમાં ચૈતન્યની ઝળક ઝમકી રહી છે— એવા ૭૫ હીરલાની માળા ગૂંથીને ગુરુદેવના હીરક મહોત્સવપ્રસંગે અર્પણ કરીએ છીએ. અતીન્દ્રિયજ્ઞાન ને અતીન્દ્રિયઆનંદના મહિમારૂપ દોરામાં પરોવીને આત્મસન્મુખતાપ્રેરક ૭૫ રત્નો વડે ગૂંથેલી આ આનંદકારી રત્નમાલા આપણને ચૈતન્યરત્નની દર્શક બનો.... એવી પ્રાર્થના ગુરુચરણોમાં કરીએ છીએ. (સં.)

(૧)

'णमो जिणाणं जिदभवाणं' જિતભવ એવા જિનભગવંતોને નમસ્કાર.

(૨)

ચૈતન્યસન્મુખતાથી ધર્મીને જ્યાં પરમ અતીન્દ્રિય આનંદનું વેદન થયું ત્યાં પોતાના **વેદનથી** ખબર પડી કે મારા આ આનંદના વેદનમાં રાગનું અવલંબન ન હતું, કે કોઈ પરનો આશ્રય ન હતો, મારા આત્માનો જ આશ્રય હતો.

(૩)

જ્ઞાની પાસે શ્રવણથી ને વિચારથી પહેલાં જે જાણ્યું હતું, તે હવે પોતાના વેદનથી જાન્યું. એટલે શ્રવણ કરેલ ભાવોનું પરિણમન થયું.

(૪)

દુનિયાને ભૂલીને તારી અતીન્દ્રિયચૈતન્ય-ગૂફામાં ઊતર, તો ત્યાં એકલું સુખ જ ભર્યું છે. તારું સ્વરૂપ સુખનું જ ધામ છે.

(૫)

રાગમાં આકૂળતા છે, તેમાં આનંદ નથી; છતાં જે રાગમાં આનંદ માને છે તે અતત-માં તત્બુદ્ધિ કરે છે, તે મિથ્યા બુદ્ધિ છે, ને તે મિથ્યાબુદ્ધિ પરાશ્રિત પરિણમનથી મહા ખેદ ઉપજાવે છે.

(૬)

જ્ઞાનની સાથે તો આનંદની ઉત્પત્તિ છે. જ્ઞાનની સાથે રાગની ઉત્પત્તિ નથી, કેવળ–જ્ઞાન તે આનંદનું જ ધામ છે, તેમાં અંશ-માત્ર દુઃખ કે આકુળતા નથી.

(૭)

જ્યાં જ્ઞાનસ્વરૂપ આત્માનો અનુભવ થયો ત્યાં જ્ઞાની થયેલો આત્મા પરભાવના કાર્યને કરતો નથી. જ્ઞાનીના કાર્યને અને રાગાદિ–પરભાવોને ભિન્નભિન્નપણું છે.

(૮)

મારો આત્મા જ જ્ઞાન ને આનંદસ્વરૂપ છે–એવો નિર્ણય કરવાની જેને ધૂન લાગી, તેના પ્રયત્નનો ઝૂકાવ સ્વસન્મુખ વળ્યા કરે છે; રાગ તરફ તેનો ઝૂકાવ રહેતો નથી; રાગથી પાછી ખસીને તેની પરિણતિ અંતરમાં વળે છે.

(૯)

જ્ઞાનના અચિંત્ય મહિમાનું ચિંતન સંસારના સર્વ કલેશને ભૂલાવી દે છે. ચિત્ત-ની અત્યંત નિશ્ચલતા વડે જ જ્ઞાનસ્વભાવ સધાય છે. ચિત્તની નિશ્ચલતા વગર સ્વાનુભવ થાય નહિ.

(૧૦)

આત્મામાં અતીન્દ્રિયઆનંદ અને અતી-ન્દ્રિયજ્ઞાન છે તે જ ઉપાદેય છે–એવા નિર્ણયમાં સમ્યક્ત્વ થાય છે. કેવળી ભગવાનના જ્ઞાન ને આનંદનો નિર્ણય કરનારને પોતામાં સ્વ-સન્મુખતાથી તેનો નમૂનો આવી જાય છે.

(૧૧)

પૂર્ણ સાધ્યને ઓળખીને, તે સાધ્યના સ્વીકારપૂર્વક સાધકભાવ વર્તી રહ્યો છે. પૂર્ણ સાધ્યને સ્વીકારનાર જ્ઞાને રાગાદિ બાધકભા-વોને પોતાથી જુદા જાણ્યા....તે જ્ઞાન રાગાદિ પરભાવથી જુદું પડીને સ્વભાવ તરફ પરિ-ણમતું સાધક થયું, આનંદરૂપ થયું.

(૧૨)

સમ્યગ્દષ્ટિનું ધ્યેય નિજાત્મા છે, કેમકે તેમાં આનંદ છે. સ્વધ્યેયે જે અતીન્દ્રિય આનંદ પ્રગટયો તે જ ખરો આનંદ છે. બાહ્ય વિષયોમાં કયાંય આનંદ છે જ નહિ.

(૧૩)

આનંદ આત્માના સ્વભાવમાં ભર્યો છે; તેથી જે પરિણામમાં તે સ્વભાવનો આશ્રય હોય તેમાં જ આનંદ હોય. નિમિત્તોમાં કે વિભાવમાં આનંદ નથી; તેથી જે પરિણામમાં નિમિત્તનો આશ્રય હોય તેમાં આનંદ ન હોય.

(૧૪)

દુઃખનું કારણ અજ્ઞાન છે, સમ્યગ્જ્ઞાન સુખનું કારણ છે. જ્યાં અજ્ઞાન નષ્ટ થયું ને પૂરું જ્ઞાન ખીલી ગયું ત્યાં પૂર્ણ સુખ છે.

(૧૫)

સ્વભાવ સન્મુખ થતું જ્યાં અતીન્દ્રિય જ્ઞાન ખીલ્યું ત્યાં ઇષ્ટરૂપ એવા પરમ આનંદની પ્રાપ્તિ થઈ, ને અનીષ્ટ દૂર થયું. અનીષ્ટરૂપ તો પરભાવ હતો, તે જ્યાં દૂર થયો ત્યાં જગતનું કોઇ પરદ્રવ્ય જીવનું અનીષ્ટ કરવા સમર્થ નથી.

(૧૬)

ઇષ્ટનાં નિધાન આત્મામાં છે. આનંદનાં ભંડાર આત્મામાં છે. જ્યાં પોતાની જ્ઞાનશક્તિથી નિર્વિઘ્નપણે આત્મા ખીલ્યો ત્યાં આનંદના ભંડાર ખૂલ્યા ને સંપૂર્ણ ઇષ્ટની પ્રાપ્તિ થઈ....સર્વે વિઘ્ન ટળી ગયા.

(૧૭)

આત્માનું પ્રિય–વહાલું–ઇષ્ટ હોય તો તે કેવળજ્ઞાન છે. આવો કેવળજ્ઞાન સ્વભાવ જેને પ્રિય લાગ્યો તેને જગતમાં બીજું કાંઈ પ્રિય લાગે નહિ. "જગત ઇષ્ટ નહિ આત્મથી."

(૧૮)

ભાઈ, તારા અતીન્દ્રિય ચૈતન્યતત્ત્વ સિવાય બાહ્ય ઇન્દ્રિય–વિષયોના સુખમાં ખરેખર સુખ નથી પણ સુખાભાસ છે. જેમ મૃગજળમાં ખરેખર જળ નથી પણ જળનો મિથ્યા આભાસ છે, તેમ વિષયોમાં સુખ નથી, સુખનો મિથ્યા આભાસ છે.

(૧૯)

ભાઈ, અતીન્દ્રિય સ્વભાવ સુખની પ્રતીત અત્યારે થઈ શકે છે....ને તેનું અંશે વેદન પણ થાય છે. મુમુક્ષુને તો અતીન્દ્રિયસુખની વાત સાંભળતાં જ ચૈતન્ય ઉલ્લસી જાય છે કે વાહ! આવું મારું સુખ!

(૨૦)

અરે જીવ! તું પ્રમોદ કર....ઉલ્લાસ કર...કે આત્મા પોતે સ્વયમેવ સુખરૂપ છે.... તારા સુખને માટે જગતના કોઈ પદાર્થની અપેક્ષા નથી....સ્વસન્મુખ થતાં આત્મા પોતે પોતાના અતીન્દ્રિય આનંદમાં લહેર કરે છે....ને મોક્ષસુખનું સુધાપાન કરે છે.

(૨૧)

અંતર્દષ્ટિ કરતાં અતીન્દ્રિય આનંદ અનુભવમાં આવે છે, તે આનંદ પોતાના સ્વભાવમાંથી જ આવે છે; કયાંય બીજેથી તે આનંદ આવતો નથી. પર વિષયો આત્માના આનંદમાં અકિંચિત્કર છે.

(૨૨)

જ્યાં સ્વવિષયમાં ડુબકી મારી ત્યાં નિર્વિકલ્પ આનંદ ઉલ્લસે છે. જ્યાં સુધી બાહ્ય વિષયો તરફ વલણ છે ત્યાંસુધી દુઃખ જ છે. જો દુઃખ ન હોય તો બાહ્યવિષયો તરફ કેમ દોડે!

(૨૩)

અજ્ઞાની કહે છે કે પર વિષયોની અનુકુળતામાં સુખ છે. જ્ઞાની કહે છે કે ચૈતન્યથી બહાર પરવિષય તરફ વલણ જાય તે દુઃખ છે. સુખના સાચા સ્વરૂપની અજ્ઞાનીને ખબર નથી.

(૨૪)

મુનિવરોને સંયોગ વગર નિજાનંદના અનુભવમાં જે સુખ છે, ચક્રવર્તીના કે ઇન્દ્રના વૈભવમાંય તે સુખનો અંશ પણ નથી. ઇન્દ્રિયવિષયોમાં ચૈતન્યના અતીન્દ્રિય-આનંદની ઝાંઈ પણ નથી.

(૨૫)

પ્રશ્ન:—અજ્ઞાનીને બાહ્યસંયોગની અનુકૂળતામાં સુખ લાગે છે?

ઉત્તર:—તે તો અજ્ઞાનીની કલ્પના માત્ર જ છે. સંયોગમાં કાંઈ સુખ નથી, અજ્ઞાની પોતાની કલ્પનાથી જ પોતાને સુખી માને છે.

(૨૬)

એ જ રીતે સુખની જેમ દુઃખ પણ સંયોગમાં નથી. શરીર છેદાય, રોગ થાય, નિર્ધનતાદિ થાય— એ કાંઈ દુઃખ નથી, દુઃખ જીવની પોતાની આકૂળતામાં છે. પોતાના અરતિભાવથી દુઃખી જીવ કલ્પનાથી સંયોગમાં દુઃખ માને છે.

(૨૭)

અનુકૂળસંયોગ મળે તો સુખ મળે?....ના. પ્રતિકૂળસંયોગ ટળે તો દુઃખ ટળે?....ના. અંતરના અતીન્દ્રિયસ્વભાવમાં જા....તો સુખ મળે. બાહ્ય વિષયોનું આલંબન છોડ તો દુઃખ ટળે.

(૨૮)

પોતાના અંતરમાં જ જેને સ્વાભાવિક સુખ પ્રાપ્ત થયું તે સુખ માટે ઉપયોગને બહાર કેમ ભમાવે? વિષયોથી અત્યંત નિરપેક્ષ એવા સ્વોત્પન્ન આત્મિકસુખનું વેદન થયું ત્યાં વિષયોમાં સ્વપ્નેય સુખની કલ્પના થતી નથી.

(૨૯)

જેમ મૃગજળમાં પાણી સમજીને હરણીયાં તે તરફ દોડે છે, પણ તે તેની ભ્રમણા જ છે; ત્યાં ખરું પાણી નથી ને તેનાથી તેની તરસ છીપતી નથી, ઉલટું આકુળતાથી દુઃખી થાય છે, તેમ બાહ્ય વિષયોમાં સુખ માનીને અજ્ઞાની ઉપયોગને તે તરફ દોડાવે છે, પણ તે તેની ભ્રમણા જ છે. ત્યાં ખરું સુખ નથી. વિષયો પ્રત્યેની આકુળતાના વેગથી તે દુઃખી જ થાય છે.

(૩૦)

અતીન્દ્રિય આનંદનો સ્વાદ લેતો ચૈતન્ય ભગવાન જ્યાં જાગ્યો ત્યાં ઇન્દ્રિયો અને ઇંદ્રિયવિષયો જડ–મૃતક જેવા ભાસ્યા; જેમ મડદામાંસુખ નહિ તેમ મરેલી–અચેતન ઇન્દ્રિયોમાં સુખ નથી.

(૩૧)

સિદ્ધ ભગવંતો પરમ સુખી છે. તેમને ઇન્દ્રિયો કે ઇન્દ્રિયવિષયોનો અભાવ છે.... તો નીચેના બધા જીવોને પણ ઇંદ્રિયો કે ઇંદ્રિયવિષયો વગર જ સુખ છે, તેને બાહ્ય-વિષયો સુખનાં સાધન નથી. આવા સ્વભાવ સુખનો નિર્ણય કરવો તે સમ્યકત્વ છે.

(૩૨)

આત્માને પોતાની પર્યાયમાં જ વ્યાપકપણું છે, પરમાં વ્યાપકપણું નથી; ધર્મી જીવ પોતાના સમ્યક્ત્વાદિ નિર્મળ પર્યાયને કરતો થકો તેમાં વ્યાપે છે; પણ મિથ્યાત્વાદિ કર્મનો જે વ્યય થાય છે તેને તે કરવા જતો નથી. એમ જગતના બધા જીવો પોતાના પરિણામને જ કરે છે, જડકર્મને નહિ.

(૩૩)

અજ્ઞાની જે પરવિષયોમાં સુખ માને છે તેમાં કાંઈ સુખ નથી, તેમજ તે પદાર્થો કાંઈ સુખનાં કારણ થતા નથી. અજ્ઞાની કલ્પનાથી જ " આમાં મારું સુખ છે ને આ મને સુખનું કારણ છે "–એમ માને છે. આ રીતે અજ્ઞાનીના કલ્પિત ઈન્દ્રિયસુખનું કારણ પણ પરવસ્તુ નથી; તો પછી જ્ઞાનીના અતીન્દ્રિય સુખની શી વાત !

(૩૪)

અંતર્મુખના લક્ષે થતું કાર્ય બહિર્મુખ-કાર્યથી તદ્દન ભિન્ન છે, એ વાત અંદર બેઠા વગર અંતર્મુખ વલણ થાય નહિ.

(૩૫)

અહો, આ વાત સમજીને પોતે પોતાના અંતરમાં ઊતરવા જેવું છે. પોતે પોતાનું હિત કરવા માટે આ વાત છે.

(૩૬)

નિશ્ચયનયના વિષયરૂપ શુદ્ધાત્માનેભૂલીને જે જીવ વ્યવહારનયના વિષયરૂપ અશુદ્ધતાને જ અપનાવે છે તે જીવ પરદ્રવ્યમાં જ વિમોહિત છે.

(૩૭)

ચૈતન્યસ્વરૂપ આત્માને પોતાના સ્વભાવ સન્મુખ થવામાં એટલે કે સ્વાનુભવ કરવામાં મનનું પણ અવલંબન નથી. ચિદાનંદસ્વરૂપ આત્મા મનના વિષયથી પણ પાર છે. શુભ-રાગમાં મનનું અવલંબન છે, પણ શુદ્ધતામાં મનનું અવલંબન નથી.

(૩૮)

સમ્યગ્દર્શન તે જ શુદ્ધોપયોગ છે?–ના; સાધકને સમ્યગ્દર્શન સતત વર્તતું હોય છે, શુદ્ધોપયોગ ક્યારેક હોય છે. એટલો નિયમ છે કે સમ્યગ્દર્શન પ્રગટ થાય ત્યારે શુદ્ધોપયોગ હોય છે;તેમજ જ્યાં શુદ્ધોપયોગ હોય ત્યાં સમ્યગ્દર્શન નિયમથી હોય છે. સમ્યગ્દર્શન હોય પણ શુદ્ધોપયોગ ન હોય–એમ પણ બને છે. સમ્યગ્દર્શનને શુદ્ધપરિણતિ કહેવાય, પણ શુદ્ધ-ઉપયોગ ન કહેવાય.

(૩૯)

મુમુક્ષુને આરાધના પ્રત્યે પરમ ઉત્સાહ હોય છે. રત્નત્રયના આરાધક જીવો પ્રત્યે તેને પરમ વાત્સલ્ય અને બહુમાન હોય છે. જગતમાં આરાધનાથી ઊંચું બીજું કાંઈ નથી. આમ જાણીને હે જીવ! તારા ઉપયોગને આરાધનામાં જોડ.

(૪૦)

ભગવાનની વાણીમાં સ્વાશ્રયના પુરુષાર્થનો ઉપદેશ આવ્યો. ભગવાન સ્વાશ્રય કરીને અરિહંત થયા....ને વાણીમાં પણ એ જ માર્ગનો ઉપદેશ નીકળ્યો કે હે જીવો! અંતર્મુખ થઈને સ્વભાવનો આશ્રય કરો.... એ જ એક મોક્ષનો પંથ છે.

(૪૧)

આચાર્યદેવ પ્રમોદથી કહે છે કે અહો! તીર્થંકરોએ આદરેલો ને તીર્થંકરોએ બતાવેલો આ એક જ સ્વાશ્રિત મોક્ષમાર્ગ છે, બીજો કોઈ માર્ગ નથી....આવા સ્વાશ્રિત મોક્ષપંથને નમસ્કાર હો.... અમેય આવા મોક્ષમાર્ગને સાધી રહ્યા છીએ.

(૪૨)

અહો, એ ભગવંતોને અને એમણે બતાવેલા આ સ્વાશ્રિત મોક્ષમાર્ગને નમસ્કાર હો,–આમ કહીને સ્વાશ્રિત માર્ગનો પ્રમોદ પ્રસિદ્ધ કર્યો છે.

(૪૩)

ભાઈ, પહેલાં નિર્ણય તો કર કે આવો એક જ મોક્ષમાર્ગ છે, ને બીજો કોઈ માર્ગ નથી. માર્ગનો નિર્ણય કરીશ તો તે માર્ગે જવાશે, નિર્ણય વગર કયા માર્ગે જઈશ?

(૪૪)

મોહનો ક્ષય કરવાનો એક જ પ્રકાર છે કે શુદ્ધદ્રવ્ય–ગુણ–પર્યાયનો નિર્ણય કરીને આત્મામાં એકાગ્ર થવું. બધાય તીર્થંકરો આ એક જ પ્રકારથી મોહનો ક્ષય કરીને પરમાત્મા થયા છે. ને આ એક જ પ્રકાર તેમની વાણીમાં ઉપદેશ્યો છે. આવા માર્ગનો નિશ્ચય કરીને આચાર્ય કહે છે કે અહો, આવા માર્ગને નમસ્કાર હો! તીર્થંકરોને નમસ્કાર હો,

(૪૫)

મોક્ષાર્થીને સ્વાશ્રયનો ઉમંગ નથી છે, રાગનો ઉમંગ નથી. છૂટકારાનો અર્થી બંધભાવનો ઉત્સાહ કેમ કરે? તેના ઉત્સાહનો પ્રવાહ સ્વભાવ તરફ વળી ગયો છે. સ્વભાવ તરફ તેને સંવેગ થયો છે ને પરભાવથી તેની પરિણતિ નિર્વેદને પામી છે.

(૪૬)

પોતાને જે શુદ્ધોપયોગ પરિણતિ પ્રગટી તેનો પ્રમોદ આવતાં, તેના નિમિત્તરૂપ શબ્દબ્રહ્મ (–જિનવાણી) પ્રત્યે ભક્તિથી કહે છે કે વાહ! આવું સ્વરૂપ દર્શાવનારી જિનવાણી જયવંત વર્તો! –આ શુદ્ધોપયોગ જયવંત વર્તો!

(૪૭)

મોક્ષાર્થીને એક જ મનોરથ છે કે મારો આત્મા શુદ્ધોપયોગરૂપ પરિણમે શુદ્ધોપયોગ તે ધર્મ છે; એટલે આત્મા સ્વયં ધર્મરૂપ થાય –તે જ મુમુક્ષુનો મનોરથ છે. તે મનોરથની સિદ્ધિ અંતર્દષ્ટિવડે મોહનો નાશ કરવાથી થાય છે.

(૪૮)

ચિદાનંદસ્વરૂપમાં ઉપયોગ જોડીને નિશ્ચયરત્નત્રયરૂપ શુદ્ધપરિણતિ થાય તે પારમેશ્વરી પ્રવૃત્તિ છે. આવી પારમેશ્વરીવૃત્તિથી ધર્મરૂપ થયેલો આત્મા નિજસ્વરૂપમાં સદા અચલ રહે છે ને આનંદથી ભરેલી અમૃતસરિતામાં મગ્ન રહે છે.

(૪૯)

શાંત શીતળધામ ચિદાનંદમૂર્તિ આત્મા પરભાવોથી નિવૃત્તસ્વરૂપ છે. પરભાવોની પ્રવૃત્તિમાં ભગવાન આત્મા નથી. ભગવાન આત્માની પ્રવૃત્તિ (અનુભૂતિ) પરભાવોથી નિવૃત્તિરૂપ છે.

(૫૦)

જ્ઞાનસ્વભાવનો નિર્ણય કરીને જેણે પોતાના જ્ઞાનમાં સર્વજ્ઞને બેસાડયા તેણે સ્વસન્મુખતા વડે મોક્ષને સાધવામાં ભગવાનને પોતાના સાથીદાર બનાવ્યા. અહા! ભગવાન જેના સાથીદાર.... તે હવે ભગવાનને સાથે રાખીને અપ્રતિહતપણે મોક્ષને સાધશે.

(૫૧)

સ્વદ્રવ્યના આશ્રયે સમ્યગ્દર્શન–જ્ઞાન—ચારિત્રરૂપ પરિણમન તે જ ધર્માત્માનું પરિણમન છે. પરદ્રવ્યાશ્રિત થતો જે રાગ તે ખરેખર ધર્માત્માનું પરિણમન નથી, તે તો ધર્માત્માને પરજ્ઞેયરૂપ છે.

(૫૨)

સ્વાશ્રિત જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ પરિણમન વડે જ જ્ઞાની ઓળખાય છે, એ જ જ્ઞાનીનું ચિહ્ન છે. રાગ વડે જ્ઞાની ઓળખાતા નથી.

(૫૩)

જ્ઞાન જ્યારે સ્વ તરફ વળે ત્યારે શાંતિ ને સુખ મળે. ઈન્દ્રિયવિષય તરફ વળેલા જ્ઞાનમાંય સુખ નથી તો પછી સંયોગમાં કે બાહ્યવિષયોમાં સુખ હોય એ વાત તો કયાં રહી? ભાઈ, તારા ચૈતન્યમાં વિષયાતીત સુખ ભર્યું છે તેની સામે જો.

(૫૪)

આ સમયસાર–પ્રવચનસાર વગેરે પરમાગમો દ્વારા સન્તોએ જગત પાસે ભેટણું મૂકયું છે: લે....ભાઈ....લે! તારા આનંદસ્વભાવને દર્શાવનારું આ ભેટણું અમે તને આપીએ છીએ. એટલે આચાર્યદેવે પરમાગમોમાં જે વાત દર્શાવી–તેને જે ઓળખે તેને પરમાનંદ પ્રગટે.

(૫૫)

આત્મા ચૈતન્યસ્વરૂપ છે, તે જડનાં કામ કેમ કરે? —ન જ કરે.

ને જડ વસ્તુ આત્માના સમ્યકત્વાદિ ભાવને કેમ કરે? —ન જ કરે.

જડ ને ચેતન બંનેના કાર્યો જુદા છે; તેઓ એકબીજાનાં કર્તા નથી. વાહ! આ તો બધાયને સમજાય તેવી સ્પષ્ટ વાત છે.

(૫૬)

આરાધનાને પામેલા જીવોનું દર્શન અને તેમનો સત્સમાગમ આરાધના પ્રત્યે ઉત્સાહ જગાડે છે. આરાધના પ્રત્યે ઉત્સાહિત જીવને આરાધકસન્તો પ્રત્યે પરમ ભક્તિ હોય છે.

(૫૭)

અહા, જ્ઞાનીના અંતરમાં વૈરાગ્યના અખંડ ધોધ ભર્યા છે, એ વૈરાગ્યના ધોધ જ્યારે વહેશે ત્યારે મુનિદશા અને કેવળજ્ઞાન દેખીને જગત મુગ્ધ બનશે....મુમુક્ષુઓ આનંદવિભોર બનશે.

(૫૮)

સમ્યકત્વાદિની આરાધનાની ભાવના ભાવવી, આરાધના પ્રત્યેનો ઉત્સાહ વધારવો, આરાધક જીવો પ્રત્યે બહુમાનથી પ્રવર્તવું ઈત્યાદિ સર્વ ઉદ્યમ વડે આત્માને આરાધનામાં જોડવો.

(૫૯)

અહા, ધન્ય છે વીતરાગતાસાધક સન્તોનું જીવન! એમની મુદ્રાનું દર્શન પણ આત્માર્થીને આત્મસાધનાની પ્રેરણા જગાડે છે. એમના જીવનનો આદર્શ ઝીલીને આપણે આપણું આત્મહિત સાધીએ.

(૬૦)

આત્મહિત સાધવાનો આ અમૂલ્ય અવસર છે, સબ અવસર આ ચૂકા હૈ; તેમાં આત્મચિંતનનો પ્રયત્ન કર, પ્રમાદ છોડ.... ને શીઘ્ર આત્મહિતમાં આત્માને જોડ.

(૬૧)

સમ્યગ્દર્શન–જ્ઞાન ચારિત્ર કોના સંગે થાય?–ઈંદ્રિયોના મનના કે દેહના સંગે તે ન થાય; એક શુદ્ધઉપયોગસ્વરૂપ આત્માના જ સંગે તે સમ્યગ્દર્શનાદિ થાય છે. માટે પરનો સંગ છોડ....ને આત્માનો સંગ કર.

(૬૨)

અહા, ચિદાનંદતત્ત્વને એકને જ જે અનુસરે છે ને બીજા કોઈને અનુસરતો નથી, તેને પ્રાણો કેમ અનુસરે? જ્યાં પરિણતિ વિશુદ્ધ સ્વતત્ત્વમાં જ લીન છે ત્યાં જડપ્રાણોની સંતતિ તેને કેમ વળગે?–ન જ વળગે, તેને સંસારની સંતતિ છેદાઈ જાય છે.

(૬૩)

ભાઈ, ત્રણકાળમાં જે તારાથી કદી જુદા પડતા નથી એવા તારા ચૈતન્ય–આનંદ–પ્રાણને તેં કદી પોતાના ન જાણ્યા, ને દેહાદિ જડપ્રાણ કે જે કદી પણ તારા નથી તેને તેં પોતાના માન્યા, એ ઊંધી માન્યતાથી તેં તારા પ્રાણનો જ ઘાત કર્યો, ને તેથી પૌદ્ગલિક પ્રાણોની સંતતિ તને વળગી.

(૬૪)

—એ પ્રાણોની સંતતિ તોડીને તારે સિદ્ધપદનું જીવન પ્રાપ્ત કરવું હોય તો તારી દશા કેવી હોવી જોઈએ?–કે દેહાદિથી અત્યંત ભિન્ન પોતાના શુદ્ધ ચિદાનંદતત્ત્વને એકને જ અવલંબીને તેમાં સુનિશ્ચળ રહે. એવી દશા થતાં જડપ્રાણોના ધારણરૂપ સંસારસંતતિનો છેદ થશે ને અશરીરી–અતીન્દ્રિય પરમ જ્ઞાનાનંદમય જીવન પ્રગટશે.

(૬૫)

ભાઈ, આવી અપૂર્વ દશાને પ્રાપ્ત કરવા માટે ક્ષણે ને પળે, ડગલે ને પગલે, પર્યાયે–પર્યાયે સતતપણે ભેદજ્ઞાનનો અભ્યાસ જોઈએ.... તેની જ ધૂન લાગવી જોઈએ.

(૬૬)

મોક્ષના ભણકાર વગાડતો જે શિષ્ય આવ્યો છે તે વિનયથી જ્ઞાનીની સેવા વડે અંતર્મુખ પ્રયત્નથી પ્રથમ તો આત્માને જાણે છે, અને તેની શ્રદ્ધા કરે છે કે જ્ઞાનવડે જે આત્મઅનુભૂતિ થઈ તે જ હું છું, પછી તે આત્મસ્વરૂપમાં જ લીન થઈને આત્માને સાધે છે. આત્માને સાધવાની આ રીત છે.– "नान्यथा साध्यसिद्धि"

(૬૭)

જેને આત્માની ખરી ધગશ જાગે તેને સ્વભાવ સમજવા માટે એટલો તીવ્ર રસ હોય કે જ્ઞાની પાસેથી સ્વભાવ સાંભળતાં જ તેનું ગ્રહણ થઇને અંદરમાં ઊતરી જાય.... આત્મામાં પરિણમી જાય.

(૬૮)

રે જીવ! સંતોની આ શિખામણ તું કહેવા માત્ર ન રાખીશ....પરંતુ તારા ભાવમાં ઉતારીને, તારા અંતરમાં પરિણમાવજે.

(૬૯)

જગતનો કોલાહલ છોડીને સ્વરૂપનો અભ્યાસ કરવો તે જ સ્વરૂપની પ્રાપ્તિનો ઉપાય છે. હે ભાઈ! તું છ મહિના આ રીતે આત્માની લગની લગાડીને તેનો અભ્યાસ કર તો જરૂર તને અંતરમાં આત્માનો અનુભવ થશે.–કટિબદ્ધ થા!

(૭૦)

ઊંડેથી જિજ્ઞાસુ થઈને, રાગાદિથી ભિન્ન ચૈતન્યના અનુભવનો જેને ઉત્સાહ જાગ્યો તેનો ઉલ્લાસ વર્તમાનમાં જ તે તરફ વળે, વર્તમાન જ તેના વીર્યના વેગની દિશા પલટી જાય એટલે પરભાવમાંથી વીર્યનો ઉલ્લાસ પાછો વળીને સ્વભાવ તરફ તેનો ઉલ્લાસ વળે, ને તે આત્માને સાધે.

(૭૧)

અહો, તારા પંથ અંતરમાં છે. તારા સાધ્ય ને સાધન બધુંય તારા અંતરમાં જ સમાય છે.... બીજે ક્યાંય તારે જોવાનું નથી. તારો સ્વભાવ નિરાલંબી! ઉપયોગને અંતરમાં જોડ....ને પરાલંબનની બુદ્ધિ તોડ!

(૭૨)

પ્રવચનસારમાં અતીન્દ્રિય જ્ઞાન ને અતીન્દ્રિય આનંદનું જે મહિમાવંત વર્ણન કુંદકુંદાચાર્યદેવે કર્યું છે તે સંબંધી ખૂબજ પ્રમોદ ને બહુમાનથી કહાનગુરુ કહે છે કે વાહ....કુંદકુંદ તો કુંદકુંદ જ છે! સ્વાલંબી-જ્ઞાનનો અદ્‌ભુત માર્ગ સીમંધરપરમાત્મા પાસેથી લાવીને તેમણે ભરતક્ષેત્રના જીવોને આપ્યો છે.

(૭૩)

અહા! આવો અવસર મળ્યો....સંતોએ અતીન્દ્રિય આનંદની વાર્તા સંભળાવી., તે સાંભળીને મુમુક્ષુને તેનો ઉલ્લાસ આવે છે. અરે, આવા જ્ઞાન–આનંદની ભાવના ભાવતાં પણ દેહની વેદનાઓ ભૂલાઈ જાય છે ને પરિણામ જગતથી ઉદાસ થઈને ચૈતન્ય તરફ વળે છે. પૂર્ણ સાધ્યનો સ્વીકાર થતાં સાધકભાવ શરૂ થાય છે.

(૭૪)

ભાઈ, પૂર્ણ સાધ્ય એવું કેવળજ્ઞાન–કે જે પરમ અતીન્દ્રિય આનંદથી ભરેલું છે–તેને તું બહુમાનથી નિર્ણયમાં તો લે. એ પૂર્ણ સાધ્યને પ્રતીતમાં લેતાં સંસાર આખાનો (જડ ઇન્દ્રિયોનો, રાગનો ને ઇંદ્રિયો તરફના જ્ઞાનનોય) મહિમા ઊડી જશે ને આત્માધીનપણે તને આનંદકારી મોક્ષમાર્ગ પ્રગટશે.

(૭૫)

દિવ્ય જ્ઞાન ને આનંદ જેમને નિર્વિઘ્નપણે ખીલી ગયાં છે એવા ભગવાન અરિહંતના આત્માને ઓળખે તેને આત્માના અચિંત્ય સામર્થ્યની ખબર પડે, તેને જ્ઞાનનો અનુભવ થાય, તેને સમ્યગ્દર્શન થાય, ને કેવળીભગવાનના જ્ઞાન ને આનંદનો નમુનો લેતો લેતો તે મોક્ષના પંથે જાય.

**એવા મોક્ષપંથપથિક સન્તોને ભક્તિપૂર્વક નમસ્કાર હો.**

હિંદુસ્તાનના હીરલા...ને ચૈતન્ય–હીર–પ્રકાશ...
'હિરકમાળ અર્પે 'હાર'... ચૈતન્યહીરની આશ...

## શ્રી ભારતવર્ષીય દિ. જૈન વિદ્વત્પરિષદનો મહત્વપૂર્ણ પ્રસ્તાવ

આત્માર્થી શ્રી કાનજી મહારાજ દ્વારા દિ. જૈનધર્મનું જે સંરક્ષણ અને સંવર્ધન થઈ રહ્યું છે તેનું વિદ્વત્પરિષદ્ શ્રદ્ધાપૂર્વક અભિનંદન કરે છે; તથા પોતાના સૌરાષ્ટ્રના સાધર્મી બહેનો ભાઈઓના સદ્ધર્મપ્રેમથી પ્રમોદિત થતી થકી હૃદયથી તેમનું સ્વાગત કરે છે. વિદ્વત્પરિષદ્ તેને પરમ સૌભાગ્ય અને ગૌરવનો વિષય માને છે કે-આજ બે હજાર વર્ષ બાદ પણ મહારાજશ્રીએ શ્રી ૧૦૦૮ વીર પ્રભુના શાસનના મૂર્તિમંત પ્રતિનિધિ ભગવાન કુંદકુંદની વાણી સમજીને માત્ર પોતાને જ ઓળખ્યા છે એમ નહિ પરંતુ હજારો અને લાખો મનુષ્યોને એક જીવ ઉદ્ધારના સત્યમાર્ગ પર ચાલવાનો ઉપાય દર્શાવી દીધો છે. પરિષદનો દૃઢ નિશ્ચય છે કે મહારાજના પ્રવચન, ચિંતન તથા મનનદ્વારા દિ. જૈનધર્મના સિદ્ધાંતોનું જે સ્પષ્ટીકરણ તથા વિવેચન થઈ રહ્યું છે તે માત્ર સાધર્મીઓની દૃષ્ટિને અંતર્મુખ કરીને જ નહિ અટકે પરંતુ તે સતત જ્ઞાનઆરાધકોને અપ્રમત્તતાના સાક્ષાત્ પરિણામ આચરણ પ્રત્યે પણ પ્રયત્નશીલ બનાવશે, તેમજ સર્વે મનુષ્યોને અંતર તથા બાહ્ય પરાધીનતાથી છોડાવનાર રત્નત્રયની પ્રાપ્તિ કરનારું વાતાવરણ સહજ જ ઉત્પન્ન કરશે. તેથી આ અવસર પર અભિનંદન અને સ્વાગતની સાથે સાથે પરિષદ્ એ પણ ઘોષિત કરે છે કે, જે તેઓશ્રીનું કર્તવ્ય છે તે અમારું જ છે તેથી આ પ્રવૃત્તિમાં અમે તેમની સાથે છીએ.

| સમર્થક | પ્રસ્તાવક |
|---|---|
| પં. મહેન્દ્રકુમાર જૈન ન્યાયાચાર્ય | પ્રો. ખુશાલ જૈન |
| પં. પરમેષ્ઠીદાસજી જૈન ન્યાયતીર્થ | (સર્વાનુમતે પસાર) તા. ૮-૩-૪૭ |
| પં. રાજેન્દ્રકુમારજી જૈન ન્યાયતીર્થ | |

કૈલાશચંદ્ર
(પ્રમુખ, શ્રી ભા. દિ. જૈન વિદ્વત્ પરિષદ)

## ચિત્રકથા – વિભાગ

### સોનગઢમાં કથાનુયોગ

પરમ પૂજ્ય શ્રી કહાનગુરુદેવનું જીવન કેવું આત્માર્થપ્રેરક છે તે આપણે શરૂઆતમાં જોયું; ભારતભરના જિજ્ઞાસુઓને ગુરુદેવ પ્રત્યે કેવો મહાન આદર ને ભક્તિભાવ છે તે પણ આપણે શ્રદ્ધાંજલિ અને લેખોમાં જોયું....ગુરુદેવની વાણી કેવી પ્રભાવશાળી છે ને અનેક શાસ્ત્રોનું દોહન કરીને કેવા કેવા ન્યાયો તેઓશ્રી કહે છે તેનો નમૂનો પણ આપણે પ્રવચનવિભાગમાં વાંચ્યો....ગુરુદેવના પ્રતાપે કેવા કેવા જિનાલયો–જિનમંદિરો સ્થપાયા તેનાં પણ આપણે આ પુસ્તકમાં દર્શન કર્યાં.... હવે ગુરુદેવના નિવાસધામ સોનગઢની એક બીજી વસ્તુ આપણે જોઈએ.

સોનગઢના વાતાવરણમાં પગ મૂકતાં જ મુમુક્ષુ જીવ આધ્યાત્મિક હવાની કોઈ અનેરી તાજગી અનુભવે છે, અને સોનગઢના ધર્મસ્થાનોનું જીવતુંજાગતું અધ્યાત્મનું વાતાવરણ દુન્યવી વાતાવરણને ઘડીભર ભૂલાવી દે છે. ત્યાંના પ્રવચનમંડપ વચ્ચે ઊભા હોઈએ અગર સ્વાધ્યાય મંદિરમાં કે જિનમંદિરમાં ઊભા હોઈએ ત્યારે ત્યાંની દીવાલો પણ જાણે કે આપણને કથાનુયોગ સંભળાવી રહી હોય! એવું વાતાવરણ ઊભું થાય છે; ચારેકોરની દીવાલો ઉપર પુરાણપુરુષોની આત્મસાધનાના ભાવવાહી દૃશ્યો પુરાણને આપણી સમક્ષ ખડું કરી દે છે. તેમાં અનેક તીર્થંકરોનાં દૃશ્યો છે, મુનિવરોનાય અનેક દૃશ્યો છે, ને ધર્માત્મા–શ્રાવકોનાં તથા તીર્થોનાં પણ અનેક દૃશ્યો છે. એમાંથી થોડાક ચિત્રોનો ટૂંક પરિચય અહીં આપીએ છીએ.

# વર્ષીતપનું પારણું

આઠ ભવના સાથીદાર ઋષભદેવ અને શ્રેયાંસકુમારના સંબંધનો આ પ્રસંગ છે.

વૈશાખ સુદ ત્રીજનો દિવસ છે.

વૈશાખ સુદ બીજની રાતે શ્રેયાંસકુમારને સ્વપ્ન આવ્યું કે અહા ! મારે આંગણે કલ્પવૃક્ષ આવ્યું છે ! દેવો મારા આંગણે વાજાં વગાડે છે, પુષ્પવૃષ્ટિ થાય છે....ઇત્યાદિ મહામંગલ સ્વપ્નથી શ્રેયાંસકુમાર બહુ પ્રસન્ન થાય છે.

વૈશાખ માસ એટલે શેરડીની મોસમ !....શેરડીના નિર્દોષ રસના ઘડા ભરી ભરીને પ્રજાજનો શ્રેયાંસકુમારને ત્યાં મુકી જાય છે....

ભોજન સમયે એક અવધુત યોગી ચૈતન્યના પ્રતપનમાં મસ્ત ચાલ્યા આવે છે. આત્મસાધનામાં મસ્ત એ યોગીને એક વર્ષના ઉપવાસ થઈ ચૂકયા છે. એ છે ભગવાન આદિનાથ મુનિરાજ ! તેમને જોતાં જ શ્રેયાંસકુમારને તેમની સાથેના ભવોભવના સંસ્કાર તાજા થાય છે, તેમની સાથેના મુનિવરોને દીધેલા આહારદાનનું સ્મરણ થાય છે....ને પરમ ભક્તિપૂર્વક વર્ષ ઉપરાંતના તપસ્વી યોગીરાજને પોતાના આંગણે વિધિપૂર્વક પડગાહન કરીને, નવધાભક્તિથી શેરડીના રસનું આહારદાન કરે છે....ભરતક્ષેત્રમાં આ ચોવીસીમાં મુનિરાજને આહારદાન દેવાનો એ પ્રસંગ અસંખ્ય વર્ષોના અંતરે આ પહેલવહેલો બન્યો. ભરત-ચક્રવર્તી જેવાએ ભક્તિથી તેની અનુમોદના કરી....ને પછી શ્રેયાંસકુમાર દીક્ષિત થઈને ભગવાન આદિનાથના ગણધર બન્યા....ને છેવટે અક્ષયપદ પામ્યા.

—: આ છે અક્ષયત્રીજનો ટૂંકો ઇતિહાસ :—

# નેમ–રાજુલ વૈરાગ્ય

નેમિનાથ ભગવાનની જાન જુનાગઢ નજીક આવી પહોંચી ત્યાં તેઓ પશુઓના કરુણ ચિત્કાર સાંભળીને ભગવાને રથ અટકાવી દીધો....એ વૈરાગી મહાત્માનું હૃદય પશુઓનો કરુણ ચિત્કાર કેમ સહન કરી શકે? જગતમાં વીતરાગી અહિંસાનો શંખ ફૂંકવા અવતરેલા એ સંત પોતાના જ નિમિત્તે થતી પશુહિંસાને કેમ સાંખી શકે!! એમણે રથ પાછો વાળી દીધો... ન પરણવાનો નિર્ધાર કરીને એ તો ગીરનારધામમાં ચાલ્યા ગયા ને મુનિ થઈને આત્માસાધનામાં તત્પર થયા.

આ બાજુ નેમસ્વામીનો રથ પાછો ફર્યાના ને તેમના વૈરાગ્યના સમાચાર સાંભળીને રાજીમતીએ કેટલું આક્રંદ કર્યું હશે!! –ના, ના! એ તો રાજીમતી હતી,–ન તો એણે આક્રંદ કર્યું કે ન તો માતા–પિતાની અનેક સમજાવટ છતાં એણે બીજે પરણવાનો વિચાર કર્યો;–એણે તો વૈરાગ્યમાર્ગ અંગીકાર કર્યો. જે માર્ગે સ્વામી નેમિનાથ સંચર્યા એ જ મારો માર્ગ! –એવા દૃઢ નિર્ધાર સાથે એ પહોંચી ગઈ ગીરનારધામમાં... તે તલ્લીન બની આત્મ સાધનામાં–ધન્ય બની સૌરાષ્ટ્રની ધરા!

એ નેમ અને રાજુલનું જીવન આજેય જગતને આદર્શ વૈરાગ્યજીવનનો સન્દેશ આપી રહ્યું છે.

卐

# લવ–કુશ વૈરાગ્ય

રાજા રામચંદ્રજીના બે પુત્રો : લવ અને કુશ.

ઇન્દ્રસભામાં રામ–લક્ષ્મણના પ્રેમની પ્રશંસા થઈ, દેવો તેની પરીક્ષા કરવા આવ્યા... તેમણે કૃત્રિમ વાતાવરણ ઊભું કરી લક્ષ્મણને કહ્યું કે રાજા રામચંદ્રજી સ્વર્ગવાસ પામી ગયા... એ સાંભળતાં જ "હા ..રામ!" એમ કહેતાંક લક્ષ્મણજી સિંહાસનમાં ઢળી પડ્યા ને તેમના પ્રાણ ઊડી ગયા. .રામચંદ્રજી તીવ્ર પ્રેમને લીધે લક્ષ્મણના મૃતશરીરને ખભે ઉપાડીને સાથે ફેરવે છે.

આ બાજુ લવ અને કુશ બંને કુમારો, કાકાનું મૃત્યુ ને પિતાની આવી દશા દેખીને સંસારથી વૈરાગ્ય પામે છે...ને રામચંદ્રજી પાસે આવી હાથ જોડીને કહે છે કે પિતાજી! આ અસાર સંસારની સ્થિતિ જોઈને અમારુ ચિત્ત સંસારથી વિરક્ત થયું છે...હવે અમે દીક્ષા લઈને મુનિ થઈશું ને આત્માને સાધીને કેવળજ્ઞાન પામશું.–માટે અમને રજા આપો. અંતરમાં જોયેલો જે સિદ્ધિનો માર્ગ, તે માર્ગે હવે અમે વિચરશું.–આમ કહી અમૃતસાગર મુનિરાજ પાસે જઈને બંને ભાઈઓએ દીક્ષા લીધી, ને ચૈતન્યમાં લીન થઈ, કેવળજ્ઞાન પામી પાવાગઢ સિદ્ધક્ષેત્રથી મુક્તિ પામ્યા.–એ પાવાગઢથી પાંચ કરોડ મુનિવરો મુક્તિ પામ્યા છે. ત્યાંની યાત્રાવખતે ગુરુદેવે ગવડાવ્યું હતું કે—

ધન્ય લવ–કુશ મુનિ આતમહિતમેં છોડા સબ રાજપાટ...કિ તુમને છોડા સબ સંસાર.<br>
રામ છોડા, અયોધ્યા છોડા, જાના જગત અસાર કિ તુમને છોડા સબ સંસાર

અહા, ધન્ય એ રાજકુમારોનું જીવન!

# સી....તા .... વૈ....રા....ગ્ય

રાજા રામે લોકાપવાદના ભયથી સીતાને ત્યાગી દીધા; પછી સીતાના બે પુત્રો લવ-કુશે મોટા થઈ ને લડાઈમાં રામ-લક્ષ્મણને હરાવ્યા....પરસ્પર ઓળખાણ થતાં સીતાજીને ફરી અયોધ્યા તેડાવવાની વાત થઈ; સીતાજીના શીલસંબંધી લોકોનો સંદેહ દૂર કરવા ને લોકોમાં તેમના શીલની પ્રસિદ્ધિ કરવા રામચંદ્રજીએ સીતાજીની અગ્નિપરીક્ષા યોજી. યોજના પ્રમાણે મોટો અગ્નિકુંડ તૈયાર થયો, અને, પંચપરમેષ્ઠી ભગવંતોના સ્મરણપૂર્વક, એ ભડભડતા અગ્નિકુંડમાં સીતાજી કૂદી પડયા. સર્વત્ર હાહાકાર છવાઈ ગયો....

એક તરફ અહીં અગ્નિની ભડભડતી જ્યોત પ્રગટી છે, તો બીજી તરફ એક મહા મુનિરાજને કેવળજ્ઞાનની ઝગઝગતી જ્યોત પ્રગટી છે; ત્યાં ઉત્સવ મનાવવા જઈ રહેલા દેવોએ સીતાજીની અગ્નિપરીક્ષાનું દૃશ્ય જોયું.... ને તરત જ મૂશળધાર વરસાદ વડે અગ્નિના સ્થાને જલસરોવર કરી દીધું, વચ્ચે કમળની રચનામાં સીતાજી શોભતા હતા....દેવોએ સીતાજીના શીલની પ્રશંસા કરીને તેના શીલમહિમાને જગપ્રસિદ્ધ કર્યો.

હવે રાજા રામ સીતાને કહે છે: દેવી! અયોધ્યામાં ચાલો....પણ ધર્માત્મા સીતા વૈરાગ્યથી કહે છે કે: હવે અમારે સંસાર જોઈતો નથી. હવે તો અમે દીક્ષા લઈ, આ અસાર સંસારને છોડીને આત્મકલ્યાણ કરશું. એમ કહી, રામને અને લવ-કુશ જેવા પુત્રોને પણ છોડીને, વાળનો લોચ કરીને પૃથ્વીમતિ આર્યિકાના સંઘમાં સમાઈ જાય છે. સીતાના વૈરાગ્યપ્રસંગે રામચંદ્રજી મૂર્છા પામી જાય છે.—આ કથા આપણને શીલ અને વૈરાગ્યનો સન્દેશ આપે છે.

# વૈરાગ્યવંત હાથી

લંકાનો રાજા રાવણ....એની પાસે લાખો હાથી, તેમાં સૌથી મુખ્ય હાથીનું નામ ત્રિલોકમંડન! રાજા રાવણે સમ્મેદશિખર પાસેના મધુવનમાંથી એને પકડયો હતો.

પછી તો રામ અને રાવણ વચ્ચે મોટી લડાઈ થઈ....રાવણ મરાયો; રામ જીત્યા; ને ત્રિલોકમંડન હાથીને લઈને સૌ અયોધ્યા આવ્યા. એ હાથી બહુ પુણ્યવાન! બહુ વૈરાગી! ને બહુ સંસ્કારી.

ભરતને એ હાથી બહુ વહાલો, ને એ હાથીને પણ ભરત ઉપર ઘણું વહાલ, એકવાર એ હાથી ઉશ્કેરાઇને ભાગ્યો ને હાહાકાર મચાવી દીધો; પણ ભરતને દેખતાં જ તે શાંત થઈ ગયો. ભરતે તેને વૈરાગ્યનો ઉપદેશ આપ્યો.

એકવાર દેશભૂષણ અને કુલભૂષણ નામના બે કેવળી ભગવંતો અયોધ્યા પધાર્યા; રામચંદ્ર, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન સૌ ત્રિલોકમંડન હાથી ઉપર બેસીને તેમના દર્શન કરવા ગયા. ભગવંતોને દેખીને ચારે ભાઈ પ્રસન્ન થયા, હાથી પણ ખુશી થયો. ત્યાં ભગવાનનો ઉપદેશ સાંભળીને ભરત તો દીક્ષિત થયા. હાથી પણ વૈરાગ્ય પામ્યો ને સમ્યગ્દર્શન સહિત વ્રત અંગીકાર કર્યાં. એણે આભૂષણો છોડી દીધા. પંદર પંદર ઉપવાસ કર્યા. એ વૈરાગી હાથીને નગરજનો ભક્તિપૂર્વક પારણું કરાવી રહ્યા છે.

હાથી જેવા પ્રાણી પણ કેવો ધર્મ સાધી શકે છે, ને ધર્માત્મા શ્રાવકોને કેવો વાત્સલ્યભાવ આવે છે–તે આપણને સ્વાધ્યાય મંદિરનું આ ચિત્ર ઉપદેશી રહ્યું છે.

☆

# સિંહ સમ્યગ્દર્શન પામે છે

મુનિરાજના સંબોધનથી વૈરાગ્ય પામેલ સિંહની આંખમાંથી આંસુ ચાલ્યા જાય છે ને તે સમ્યગ્દર્શન પામે છે.—એ સિંહ કોણ છે, ખબર છે ? એ તો છે ભગવાન મહાવીરનો જીવ ! એના દસમા ભવનો આ પ્રસંગ છે. વિદેહક્ષેત્રના તીર્થંકરની વાણીથી મુનિઓએ જાણેલું કે સિંહનો આ જીવ દસમા ભવે તીર્થંકર થશે.

આ બાજુ એ વનરાજા તો એક હરણને ફાડી ખાતા હતા; ત્યાં ઉપરથી બે મુનિવરો ઊતર્યા....ને સિંહની સામે આવી ઊભા. સિંહ તો આશ્ચર્યથી જોઈ જ રહ્યો. મુનિઓએ તેને સંબોધીને કહ્યું: અરે સિંહ ! અરે, આત્મા ! તને આ નથી શોભતું; દસમા ભવે તો તું ત્રિલોકનાથ તીર્થંકર થવાનો છે. અરે, જગતને વીતરાગી અહિંસાનો સંદેશ આપનારો તું આવી હિંસામાં પડયો છે! છોડ રે છોડ એ ભાવ.... જાગ.... જાગ. એ સાંભળતાં જ સિંહને પૂર્વભવનું ભાન થાય છે, પશ્ચાતાપથી મિથ્યાત્વ ઓગળીને આંસુ દ્વારા બહાર નીકળી જાય છે, ને તે સમ્યગ્દર્શન પામે છે. બહુમાન અને ભક્તિના ભાવથી મુનિઓને પ્રદક્ષિણા કરે છે....ને પછી અનુક્રમે આત્મસાધનામાં આગળ વધીને તીર્થંકર મહાવીર થાય છે.

અહા, સિંહને સમ્યકત્વપ્રાપ્તિનો એ પ્રસંગ કેવો અદ્‌ભુત છે !

# શ્રેણિક મહારાજાને ધર્મપ્રાપ્તિ

જૈનધર્મની પરમભક્ત રાણી ચેલણા ઉદાસ હતી,.... ઘણું સમજાવવા છતાં રાજા શ્રેણિકને જૈનધર્મ ઉપર શ્રદ્ધા બેસતી ન હતી.

પરમ જૈનસંત યશોધરમુનિરાજ જંગલમાં ધ્યાનસ્થ હતા; રાજા શ્રેણિકે તેમને જોયા ને "આ તો ઢંભી છે" એવા મુનિદ્વેષથી તેમના ગળામાં સર્પ નાંખ્યો. રાજમાં આવીને રાણીચેલણાને પોતાના પરાક્રમની વાત કરી. એ સાંભળતાં જ રાણી ચેલણાનું ભક્તહૃદય આકુળવ્યાકુળ થઈ ગયું. ઉદાસ થઈને તત્કાળ મુનિરાજનો ઉપસર્ગ દૂર કરવા એ તત્પર બની. શ્રેણિક કહે છેઃ અરે, એ તારા ગુરુ તો કયારનાય સર્પને દૂર ફેંકીને બીજે ચાલ્યા ગયા હશે! 'નહિ રાજન્ !' ચેલણાએ કહ્યું–'આત્મસાધનામાં લીન મારા ગુરુને, વીતરાગી જૈનસંતને, શરીરનું એવું મમત્વ હોતું નથી. તેઓ એમને એમ જ બેઠા હશે. નજરે જોવું હોય તો ચાલો મારી સાથે !'

રાજા અને રાણી બંને ત્યાં જાય છે, યશોધરમુનિરાજ એમને એમ સમાધિમાં બેઠા છે. રાણી અતિ ભક્તિપૂર્વક સર્પને દૂર કરે છે. રાજા તો દેખીને સ્તબ્ધ બની ગયો.... એનો દ્વેષ ઓગળી ગયો, હૃદય ગદ્‌ગદિત થઈ ગયું. એવામાં ધ્યાન પૂર્ણ થતાં મુનિરાજે રાણી અને રાજા બંનેને ધર્મવૃદ્ધિના સમાન આશીર્વાદ આપ્યા, મુનિરાજની આવી મહાન સમતા દેખીને રાજા શ્રેણિક ચકિત થઈ ગયોઃ 'ધન્ય છે આ જૈનમુનિરાજને ! ધન્ય છે આવા વીતરાગી જૈનધર્મને!–આવા બહુમાનપૂર્વક પોતાના અપરાધની ક્ષમા માંગી, રાજા જૈનધર્મી થયો ને સમ્યગ્દર્શન પામ્યો.

—ત્યારે ચેલણારાણીની પ્રસન્નતાની તો શી વાત !!

# રાણી ચેલણાનો ધર્મપ્રેમ

ભગવાન મહાવીરના વખતમાં મગધદેશના મહારાજા હતા શ્રેણીક; ચેટકરાજાની સુપુત્રી ચેલણા–કે જે ત્રિશલામાતાની બહેન અને મહાવીરની માસી થાય–તેની સાથે રાજા શ્રેણીકે વિવાહ કરેલા, ને એ ચેલણા મગધદેશની મહારાણી બની; પરંતુ એને ત્યાં જરાય ચેન પડતુ નથી, કેમકે શ્રેણીકરાજા તો અન્યધર્મને માને છે, જૈનધર્મ ઉપર તેને પ્રેમ નથી. જૈનધર્મની જાહોજલાલી વચ્ચે ઊછરેલી એ ચેલણાને જૈનધર્મ વગર રાજમાં ચેન ક્યાંથી પડે? તે રાજાને કહે છે કે અરે રાજન્! જૈનધર્મ વગરના આ રાજ્યને ધિક્કાર છે! રાજા તેને જૈનધર્મને અનુસરવાની ને જિનમંદિર બંધાવવા વગેરેની છૂટ આપે છે. પછી તો ચેલણારાણી પરમ જિનભક્તિપૂર્વક મહાન જિનાલય બંધાવે છે, આનંદથી પૂજનભક્તિ કરે છે...અનુક્રમે રાજાના હૃદયનું પણ પરિવર્તન કરી નાંખે છે. રાજા પણ અંતે જૈનધર્મના દૃઢશ્રદ્ધાળુ બને છે; અને જ્યારે રાજગૃહીમાં વિપુલાચલ પર મહાવીરનું સમવસરણ આવે છે ત્યારે ભગવાનના પાદમૂળમાં ક્ષાયકસમક્તિ પામીને રાજા શ્રેણીક તીર્થંકર નામકર્મ બાંધે છે.–ને જૈનધર્મના જયજયકારથી ભારત ગાજી ઊઠે છે–

**જૈનધર્મનો જય હો.**

# અકંપનાચાર્યની અડગતા.....વિષ્ણુકુમારની વત્સલતા

નિર્દોષ વાત્સલ્યનું પ્રતીક એવું રક્ષાબંધન–પર્વ એ જૈનોનું એક મહાન ઐતિહાસિક પર્વ છે. ૭૦૦ મુનિવરોની રક્ષાનો અને ધર્મરક્ષણની મહાન વાત્સલ્ય ભાવનાનો પ્રસંગ એ પર્વ સાથે જોડાયેલો છે. એ પ્રસંગ હસ્તિનાપુરમાં બન્યો. પહેલાં ઉજ્જૈનનગરીમાં અકંપનઆચાર્ય ૭૦૦ મુનિઓના સંઘસહિત પધાર્યા, દુષ્ટમંત્રીઓ સાથે રાજા તેમને વંદન કરવા ગયો ત્યારે પ્રસંગ વિચારી આચાર્યે સંઘને મૌનધારણની આજ્ઞા કરી. તેમાં સંઘરક્ષાનું વાત્સલ્ય દેખાઈ આવે છે. બે મુનિઓએ મંત્રીઓને વાદવિવાદમાં મૌન કરી દીધા, તેથી તે દુષ્ટ મંત્રીઓ રાત્રે મુનિઓ ઉપર પ્રહાર કરવા તૈયાર થાય છે ત્યારે જૈનધર્મનો ભક્ત યક્ષદેવ તેમની રક્ષા કરીને ભક્તિભર્યું વાત્સલ્ય પ્રસિદ્ધ કરે છે.

પછી એ ૭૦૦ મુનિઓનો સંઘ હસ્તિનાપુરમાં આવે છે, ને અપમાનિત થયેલા મંત્રીઓ (બલિરાજા વગેરે) ઘોર ઉપદ્રવ કરે છે....એ ઉપસર્ગ દૂર ન થાય ત્યાં સુધી અન્નજળનો ત્યાગ કરીને હસ્તિનાપુરના શ્રાવકજનો ધર્માત્મા પ્રત્યેની અજબ વત્સલતા ને પરમભક્તિ વ્યકત કરે છે. બીજી બાજુ મિથિલાપુરીમાં આચાર્યશ્રુતસાગર પણ મુનિવરો ઉપરનો ઉપસર્ગ જોઈને રહી શકતા નથી ને તીવ્રવત્સલતાને લીધે મૌન તોડીને 'હા....' એવો ઉદ્ગાર તેમના મુખથી નીકળી જાય છે. મહાન ઋદ્ધિધારક મુનિરાજ વિષ્ણુકુમાર બધી હકીકત જાણીને વાત્સલ્યથી પ્રેરાય છે ને યુક્તિપૂર્વક ૭૦૦ મુનિવરોની રક્ષા કરે છે....હસ્તિનાપુરમાં જયજયકાર છવાઈ જાય છે....બલિરાજા વગેરે પણ માફી માંગીને જૈનધર્મના શ્રદ્ધાળુ બને છે. વિષ્ણુકુમાર ફરી મુનિ થઈ કેવળજ્ઞાન પામે છે.

**વાત્સલ્યનો એ મહાન દિવસ એટલે શ્રાવણ સુદ પૂર્ણિમા!**

# સૌરાષ્ટ્રની શ્રુતવત્સલ સંતત્રિપુટી

સૌરાષ્ટ્રના ગીરનારધામ ઉપરનું શ્રુતવત્સલ-સંતત્રિપુટીનું આ દશ્ય જોતાં જ એ શ્રુત-વત્સલ-સંતત્રિપુટી પ્રત્યે અને શ્રુતજ્ઞાન પ્રત્યે ભક્તિથી હૃદય ભીંજાઇ જાય છે. લગભગ બે હજાર વર્ષ પહેલાં ગીરનારની ચંદ્રગૂફામાં ધરસેનાચાર્યદેવ બિરાજતા હતા, વીરપ્રભુની પરંપરાથી ચાલ્યું આવતું અંગ-પૂર્વનું એકદેશ જ્ઞાન તેમને હતું. તેઓ ભારે શ્રુતવત્સલ હતા. આ અંગપૂર્વની જ્ઞાનપરંપરા અચ્છિન્ન ટકી રહે એવી ભાવનાથી તેમણે બે મુનિઓને બોલાવ્યા. બંને સમર્થ મુનિવરો આવી રહ્યા હતા ત્યારે અહીં ધરસેનસ્વામીએ મંગળસ્વપ્ન જોયું કે બે ધોરી બળદ પ્રદક્ષિણાપૂર્વક ચરણોમાં નમી રહ્યા છે. શાસનની ધૂરા વહન કરી શકે એવા બે મુનિઓના આગમનસૂચક સ્વપ્ન જોતાં "શ્રુતદેવતા જયવંત હો" એવા આશીર્વચન આચાર્યદેવના મુખથી નીકળ્યા.

પછી એ બંને મુનિઓની પરીક્ષા કરીને, તેમને સર્વજ્ઞપરંપરાથી ચાલ્યું આવતું શ્રુતજ્ઞાન આપ્યું.-એમાંથી સિદ્ધાંતશાસ્ત્રો ષટ્ખંડાગમ રચાયા. ને અંકલેશ્વરમાં જેઠ સુદ પાંચમે એ શ્રુતજ્ઞાનની પૂજાનો મોટો મહોત્સવ ચતુર્વિધસંઘે ઊજવ્યો....ત્યારથી એ દિવસ 'શ્રુતપંચમી' તરીકે પ્રસિદ્ધ થયો, જે આજે પણ જૈનસમાજમાં સર્વત્ર ઉજવાય છે.

નમસ્કાર હો એ જિનવાણીરક્ષક શ્રુતવત્સલ સંત ભગવંતોને !

# વિદેહનાં...કિરણો...ભરતમાં

મુમુક્ષુઓને મધુરી પ્રેરણા જગાડનારા આ ચિત્રમાં એક બાજુ વિદેહક્ષેત્રનું સીમંધર ભગવાનની ધર્મસભાનું દૃશ્ય છે–જેમાં રાજકુમાર વગેરે અનેક શ્રોતાઓ ભક્તિપૂર્વક ભગવાનની દિવ્ય વાણીનું શ્રવણ કરી રહ્યા છે...વચ્ચે શ્રી કુંદકુંદાચાર્યદેવ ભગવાન સીમંધરનાથનો એ સન્દેશો ઝીલી રહ્યા છે ને કહાનગુરુદ્વારા સુવર્ણપુરીના શ્રોતાજનોને એ સન્દેશ મળી રહ્યો છે. બીજી બાજુ સુવર્ણપુરીનું દૃશ્ય છે...કહાનગુરુની સભામાં શ્રોતાજનો બહુમાનપૂર્વક ધર્મશ્રવણ કરી રહ્યા છે. અહા, વિદેહનાં કિરણો ભરતમાં આવ્યા....એ પ્રસંગ ખરેખર આનંદકારી છે. હૃદયની લાગણીથી ગુરુદેવ ઘણીવાર કહે છે કે: 'સીમંધરપરમાત્માનો અમારા ઉપર મોટો ઉપકાર છે.

—અને 'પ્રવચનમંડપ'નું આ ચિત્ર એનું મૂક–સાક્ષી છે.

卐

# દિગંબર મુનિવરોના સાચા ભક્ત શ્રી કાનજીસ્વામી

પરમ કુંદકુંદાચાર્યદેવ [illegible]
[illegible]
[ ચિત્રમાં ઉદાહરણ તરીકે ... બતાવેલ છે ]

હે રત્નત્રયધારક સંતો ! આપનાં ચરણકમલમાં મારા નમસ્કાર છે. આપની દશા ધન્ય છે.... એ ધન્યદશાનો અવસર ક્યારે આવે !–આવી ભાવનાપૂર્વક શ્રી કાનજીસ્વામી સર્વે મુનિભગવંતોને નમસ્કાર કરે છે, ને તેમનાં રચેલા ચારે અનુયોગના શાસ્ત્રો બહુમાનથી વાંચે છે.

ધન્ય છ મુનિરાજ ! છ એ મુનિવરો દેવકીમાતાના પુત્રો છે, શ્રી કૃષ્ણના ભાઈ એ છે; આહારદાન દેતાં દેતાં દેવકીમાતાને અપાર વાત્સલ્ય ઊભરાય છે. એને ખબર નથી કે આ એનાં પુત્રો જ છે. પછી નેમપ્રભુની સભામાં બધી ખબર પડે છે.

# સપ્તર્ષિ મુનિભગવંતો

વીસમા તીર્થંકરના શાસનની વાત છે. એ ધન્યકાળે એક સાથે સાત મુનિવરો ભરતભૂમિને પાવન કરતા હતાઃ મનુ, સુરમનુ, નિચય, સર્વસુંદર, જયવાન, વિનય અને સંજય—એ સાતેય મુનિવરો સગા ભાઈ હતા, મહા ઋદ્ધિવંત હતા, ચરમશરીરી હતા. એ વખતે મથુરાનગરીમાં રાજાશત્રુઘ્ન રાજ્ય કરતા હતા; ચમરેન્દ્રકૃત ઘોર મરકીનો ઉપદ્રવ ત્યાં ચાલી રહ્યો હતો. એવામાં આ સાતેય આકાશવિહારી મુનિવરો મથુરાનગરીમાં પધાર્યા. તેમના પ્રભાવથી મરકીનો ઘોર ઉપદ્રવ શાંત થઈ ગયો, ફળફૂલથી નગરી ખીલી ઉઠી.... નગરજનોનાં હૃદય પણ ભક્તિથી ખીલી ઊઠયા. આખી નગરીએ આનંદોત્સવપૂર્વક મુનિવરોનાં દર્શન-પૂજન કર્યા. મથુરામાં આજેય એ સપ્તર્ષિ ભગવંતોના પ્રતિમા શોભી રહ્યા છે.

મથુરાથી ચાતુર્માસ દરમિયાન આ મુનિરો અયોધ્યાતીર્થની વંદના કરવા આવેલા પણ અર્હંતદાસશેઠે ભ્રમથી તેમને સ્વેચ્છાચારી માની, આદર ન કરેલો; પછી તેમના મહિમાની ખબર પડતાં મથુરા જઈ ભક્તિથી વંદન-પૂજન કર્યું. સીતાજીએ અયોધ્યાપુરીમાં આ મુનિવરોને ભક્તિથી આહારદાન કર્યું.

જગતમંગલકારી એ મુનિભગવંતોને નમસ્કાર હો.

## સીમંધર ભગવાનનો દીક્ષાકલ્યાણક નજરે જોયો

સીમંધરભગવાનના દીક્ષાકલ્યાણકનું પાવન દૃશ્ય;
આ રીતે ચારે કલ્યાણકનાં ભાવભીનાં
ચિત્રો સુવર્ણધામમાં શોભી રહ્યાં છે.

☆

વિદેહમાંથી અયોધ્યા આવીને દશરથરાજાના દરબારમાં નારદજી અત્યંત ભક્તિ ને પ્રમોદથી કહે છે કે હે રાજન્! વિદેહક્ષેત્રમાં સીમંધર સ્વામીનો તપકલ્યાણક મેં નજરે દેખ્યો. વિદેહક્ષેત્રની દિવ્ય શોભા મેં નજરે નીહાળી....ધન્ય એ વિદેહધામ!

☆

# નમિનાથ તીર્થંકરનો વૈરાગ્ય

વિદેહક્ષેત્રની સુસીમા નગરીમાં અપરાજિત તીર્થંકરના સમવસરણમાં પ્રશ્ન થયો કે : પ્રભો ! આ સમયે ભરતક્ષેત્રમાં પણ આપના જેવા કોઈ તીર્થંકર છે ખરા ? ત્યારે દિવ્યધ્વનિદ્વારા ભગવાન કહે છે કે : હા, અત્યારે ભરતક્ષેત્રની મિથિલા નગરીમાં એકવીસમા તીર્થંકર અવતર્યા છે, ને હાલ ગૃહસ્થપણે વર્ષાઋતુની શોભા નીહાળી રહ્યા છે. દેવો આનંદિત થઈને એ નમિનાથ તીર્થંકરના દર્શન કરવા આવે છે; ને કહે છે કે હે નાથ ! વિદેહના ભગવાનની વાણીમાં આપની કથા સાંભળીને અમે આપના દર્શન કરવા આવ્યા છીએ. હોનહાર તીર્થંકર એવા આપના દર્શનથી અમને ઘણો આનંદ થયો.

સોનગઢ જિનમંદિરની દિવાલપરના ચિત્રમાં

દેવોની એ વાત સાંભળીને નમિનાથ મહારાજને જાતિસ્મરણ થયું કે અહા ! એ અપરાજિત તીર્થંકર અને હું—અંને પૂર્વ ભવમાં અપરાજિત વિમાનમાં સાથે જ હતા. જાતિસ્મરણ થતાં ભગવાનનું ચિત્ત સંસારથી વિરક્ત થયું ને બરાબર જન્મદિવસે ( જેઠ વદ દસમે ) એક હજાર રાજાઓ સાથે દીક્ષિત થયા.

સોનગઢ-જિનમંદિરની દિવાલ પરના ચિત્રમાં એ નમિનાથ તીર્થંકર અને એકહજાર મુનિઓના સમૂહના દર્શનથી કેવો આનંદ થાય છે ! !

☆

# તીર્થયાત્રા

પૂ. ગુરુદેવે વિશાળ સંઘસહિત ભારતના મુખ્ય મુખ્ય બધા તીર્થોની યાત્રા કરી છે. એ તીર્થયાત્રા કોઈ અનેરી હતી. જેમ જિનેન્દ્ર ભગવાનની ઓળખાણ ગુરુદેવે કરાવી, જૈનશાસ્ત્રોનું રહસ્ય પણ ગુરુદેવે સમજાવ્યું, જૈનધર્મ શું છે તેનું સ્વરૂપ પણ ગુરુદેવે સમજાવ્યું, તેમ અનેકવાર તીર્થોની યાત્રા કરાવીને સમ્મેદશિખર બાહુબલી, પોન્નૂર વગેરે પવિત્ર તીર્થોના અપાર મહિમાની પ્રસિદ્ધિ પણ ગુરુદેવે કરાવી છે. ગુરુદેવ સાથે યાત્રા કરતાં તીર્થોનો ખરો મહિમા સમજાતો હતો, સિદ્ધિના સાધક જીવોનું આદર્શજીવન નજરસમક્ષ તરવરતું હતું; ઠેરઠેર તીર્થમહિમા સંબંધી ગુરુદેવના ઉદ્ગારો સાંભળતાં અનેરી ઉર્મિઓ જાગતી હતી. ગુરુદેવના જીવનના અભિનંદનીય કાર્યોમાં આ 'તીર્થયાત્રા' તે પણ અભિનંદનીય છે, તેથી તેનું પણ થોડુંક સંભારણું આ અભિનંદનગ્રંથમાં લીધું છે, જે મુમુક્ષુઓને તીર્થભક્તિની ખાસ પ્રેરણા આપશે.

# તી.....ર્થ.....વં.....દ.....ના

શ્રી ચૌવીસ જિનેશ, ગિરિ કૈલાસાદિક નમો;
તીરથ મહાપ્રદેશ, મહાપુરુષ નિરવાણુતેં.

( ચોપાઈ )

નમો ઋષભ કૈલાસ પહાડં, નેમીનાથ ગિરનાર નિહારં;
વાસુપૂજ્ય ચંપાપુર વંદો, સન્મતિ પાવાપુર અભિનંદો.

વંદો અજિત અજિત પદ દાતા, વંદો સંભવ ભવ દુઃખ ઘાતા;
વંદો અભિનંદન ગણુનાયક, વંદો સુમતિ સુમતિ કે દાયક.

વંદો પદ્મ મુક્તિપદ્માકર, વંદો સુપાસ આશ પાસા હર;
વંદો ચંદ્રપ્રભ પ્રભુ ચંદા, વંદો સુવિધિ સુવિધિ નિધિ કંદા.

વંદો શીતલ અઘ તપ શીતલ, વંદો શ્રેયાંસ શ્રેયાંસ મહીતલ;
વંદો વિમલ વિમલ ઉપયોગી, વંદો અનંત અનંત સુખ ભોગી.

વંદો ધર્મ ધર્મ વિસ્તારા, વંદો શાંતિ શાંતિ મનધારા;
વંદો કુંથુ કુંથુ રખવાલં, વંદો અર અરિહંત ગુણમાલં.

વંદો મલ્લિ કામ મલ્લ ચૂરન, વંદો મુનિસુવ્રત વ્રત પૂરન;
વંદો નમિ જિન નમિત સુરાસુર, વંદો પાર્શ્વ પાસ-ભ્રમ જગહર.

બીસોં સિદ્ધ ભૂમિ જા ઉપર, શિખર-સમ્મેદ મહાગિરિ ભૂપર;
એક વાર વંદે જો કોઈ, તાહિ નરક-પશુગતિ નહિ હોઈ.

નરપતિ નૃપ સુર શક્ર કહાવે, તિહું જગ-ભોગ ભોગિ શિવ પાવૈ;
વિઘન - વિનાશન મંગળકારી, ગુણ વિલાસ વંદો ભવતારી.

( તીર્થવંદનાનાં આવાં કાવ્ય મોઢે કરીને સવારમાં તીર્થોના
સ્મરણપૂર્વક પ્રાર્થનારૂપે બોલાય. )

# તીર્થ મહિમા

> રત્નત્રયરૂપ ભાવતીર્થવડે સંસાર તરતાં તરતાં, જે પવિત્ર સંતોએ પોતાની પાવન ચરણરજ વડે ભૂમિને પણ તીર્થરૂપ પૂજ્ય બનાવી તે સંતોને નમસ્કાર હો, તેમની સાધનાભૂમિરૂપ તીર્થને નમસ્કાર હો.

તીર્થનો અપાર મહિમા છે કે એની યાત્રા કરતાં અનેક આરાધક જીવોનું સ્મરણ થાય છે ને જિજ્ઞાસુને આત્મસાધનાની પ્રેરણા જાગે છે. તીર્થભૂમિ તો દેવભૂમિ છે; દેવ-ગુરુ-શાસ્ત્રની પૂજામાં દેવની પૂજાનું જે સ્થાન છે લગભગ તે જ સ્થાન તીર્થપૂજાનું છે. તીર્થયાત્રા કરનાર મુમુક્ષુ યાત્રિક તીર્થયાત્રા વખતે સંસારથી પાર કોઈ અનેરા શાંત વાતાવરણમાં અધ્યાત્મભાવનાઓની ઊર્મિઓનો આનંદ મહાલે છે.—અને તેમાંય, જો તે તીર્થયાત્રા કોઈ ધર્માત્મા—સંતની સાથે હોય તો એના મહિમાનું શું કહેવું?

આપણા આ ગ્રંથનાયક પૂ. શ્રી કાનજીસ્વામીએ હજારો યાત્રિકો સાથે ભારતના મહાન તીર્થોની ઉલ્લાસ અને ભક્તિપૂર્વક યાત્રા કરીને જૈનશાસનમાં એક સોનેરી ઇતિહાસ રચ્યો છે. એ સમ્મેદશિખર ને એ પાવાપુરી, એ રાજગૃહી ને ચંપાપુરી, એ ગીરનાર ને એ શત્રુંજય,...એ સિદ્ધવરકૂટ ને બડવાની, ઊંચાઊંચા અડોલજોગી એ બાહુબલી ને એ પાવનધામ પોન્નૂર, એ રત્નપ્રતિમાને સિદ્ધાંતગ્રંથો........એ અયોધ્યા ને એ હસ્તિનાપુરી, એ શૌરીપુરી ને એ કાશી....એ મથુરા ને એ ખંડગિરિ, ઉદયગિરિ, એ કુંથલગિરિ—દ્રોણગિરિ ને મુક્તાગિરિ....અહા, કેવા કેવા એ તીર્થો!! ને કેવી ભાવભીની એ યાત્રા!!—એનાં સ્મરણો પણ એ સાધક સન્તો પ્રત્યે ને એ સાધનાભૂમિ પ્રત્યે કેવી આનંદની ઊર્મિઓ જગાડે છે! વાહ રે વાહ સંતો, તમારી આત્મસાધના! વાહ તમારી તીર્થભૂમિ! અને ધન્ય એની યાત્રા!

જગતમાં સંતના દર્શનનો પરમ મહિમા છે; અને તીર્થના દર્શનનો પણ અપાર મહિમા છે; એકેકનો પણ આટલો મહિમા છે તો પછી, તીર્થ અને સંત એ બંનેના દર્શન એક સાથે થાય—એના મહિમાની શી વાત! તીર્થધામમાં સંત ઊભા હોય ને એ તીર્થનો મહિમા સમજાવતા હોય—એવા ધન્ય પ્રસંગો ગુરુપ્રતાપે આપણને યાત્રામાં પ્રાપ્ત થયા.... એકવાર નહિ પણ આઠ વાર. ....'આઠ વાર'?....જી....હા....આઠ વાર. બે વાર બાહુબલી—પોન્નૂર યાત્રા, એક વાર સમ્મેદશિખરયાત્રા, ત્રણવાર ગિરનારયાત્રા ને બે વાર શત્રુંજયયાત્રા—ગણો જોઈએ, કેટલી યાત્રા થઈ? હજી ભોપાલ તરફ ગયા તે વખતની સિદ્ધવરકૂટ, પાવાગીર વગેરેની યાત્રા તો આમાં ગણતા નથી.

અહા, ગુરુદેવ સાથે નવા નવા તીર્થોની યાત્રા કરતાં નવો નવો આહ્લાદ જાગતો હતો. યાત્રિકોને એમ થતું કે કોઈ મહાન પુણ્યોદયે આ પવિત્ર યોગ પ્રાપ્ત થયો છે. આવા મહાન તીર્થોની યાત્રા ને આવા પવિત્ર સંતોનો યોગ–ખરેખર સંસારના સર્વ ક્લેશોને ભૂલાવી દે છે. સંતના શરણમાં કે તીર્થના આવાસમાં જીવન આનંદિત બને છે, આરાધનાનો ઉત્સાહ જાગે છે, આરાધક જીવો પ્રત્યે પરમ બહુમાન જાગે છે. સમયસારમાં તથા ભગવતી આરાધના વગેરેમાં વીતરાગી આચાર્યોએ માત્ર સમ્યગ્દર્શનધારક સંત ધર્માત્માનો પણ કેટલો અગાધ મહિમા સમજાવ્યો છે! —જે વાંચતાં પણ મુમુક્ષુને રોમેરોમે પ્રસન્નતા થાય, તો એવા ધર્માત્મારૂપ તીર્થના સાક્ષાત્ દર્શનની શી વાત!! અહા, આત્માનો સાક્ષાત્કાર પામેલા જીવોની મુદ્રાનું દર્શન પ્રાપ્ત થવું તે પરમાત્માનો સાક્ષાત્કાર થવા સમાન છે. આ કાળે તો સાક્ષાત્ ભગવાનના દર્શન જેટલો જ ધર્માત્માના દર્શનનો મહિમા છે. જેમ સમ્મેદશિખર વગેરે પાવન તીર્થોનું દર્શન તીર્થંકરભગવંતોને યાદ કરાવે છે તેમ ચૈતન્યસાધક ધર્માત્માનું દર્શન પણ પૂર્ણ પરમાત્મપદનું સ્મરણ કરાવીને તેને સાધવાની પ્રેરણા જગાડે છે. જેમ તીર્થના દર્શન માટે જીવો (અગાઉ તો પગપાળા જતા ને માંડ બે ત્રણ વર્ષે યાત્રા થતી.) ગમે તેટલી મુશ્કેલી હોંશથી ઓળંગીને પણ તીર્થયાત્રા કરે છે, તેમ મોક્ષનો યાત્રિક એવો આત્માર્થી જીવ જગતની ગમે તેવી મુશ્કેલીઓને પણ હોંશથી ભોગવીને ધર્માત્માનો સાક્ષાત્કાર કરે છે.... તેની છાયામાં રહે છે. પ્રત્યક્ષ ધર્માત્મા પ્રત્યે પરમ પ્રીતિ–ભક્તિરૂપ ઉલ્લાસભાવ જેને ન જાગે તેને તીર્થ પ્રત્યે પણ ખરો ઉલ્લાસ હોતો નથી; કેમકે તીર્થોનો સંબંધ તો ધર્માત્માના ગુણોની સાથે છે; જગતમાં જે કોઈ તીર્થ હોય તે કોઈ પણ આરાધક સંતના નિમિત્તે તીર્થ બન્યું હોય છે. તો પછી આરાધક સંત પોતે સાક્ષાત્ બિરાજતા હોય–તે સ્થાન તો તીર્થધામ બને એમાં શું આશ્ચર્ય! જ્યાં ધર્માત્મા બિરાજે છે ત્યાં તીર્થ જ છે, એની વાણી પણ તીર્થ છે. અહા, આવા તીર્થ, અને એમની સાથે જ તીર્થયાત્રા,–એમ ડબલ તીર્થની પ્રાપ્તિથી મુમુક્ષુના હર્ષની શી વાત! વિશ્વના શ્રેષ્ઠ સુયોગની પ્રાપ્તિથી આનંદિત થયેલો મુમુક્ષુ ભવોભવનાં બંધનને ક્ષણમાં ભેદી નાખે છે ને સાધકભાવનો પુરુષાર્થ ઉપાડે છે.

સંતો અને તીર્થોનો ગમે તેટલો મહિમા કરીએ પણ એમના સાક્ષાત્ સેવન વડે જ ખરો લાભ પામી શકાય છે. સંત સમાગમની ને તેમની સાથેની તીર્થયાત્રાની ખરી મોજ અવારનવાર આપણને ચખાડીને ગુરુદેવે જીવનભર યાદ રહી જાય એવો જે આનંદ કરાવ્યો છે ને હજી કરાવી રહ્યા છે, તે ખરેખર તેઓશ્રીનો મહાન ઉપકાર છે.

卐

## અ યો ધ્યા ન ગ રી માં.....

તીર્થંકરોના જન્મધામના પ્રથમ દર્શને ગુરુદેવને ઘણો આનંદ થયો. આદિનાથ અને ભરત-બાહુબલી,—એ રીતે 'તીર્થંકરપિતા' અને તેમના કેવલજ્ઞાનનો વારસો લેનારા 'બે પુત્રો' —એવી એ ત્રણ ભગવંતોની ત્રિપુટીના દર્શનથી હૃદયમાં ઘણી ઊર્મિ ઊઠતી હતી. ઘણા જ ભાવથી એ ભગવંતોના દર્શન કર્યા, –ને કહ્યું: આવા તીર્થોની યાત્રા આપણે તો જીવનમાં પહેલવહેલી જ છે.

અને ત્યારે બહેનો ગાતા હતા કે—

આજ તો વધાઈ રાજા નાભિકે દરબારજી<br>
મરૂદેવી બેટો જાયો, જાયો ઋષભકુમારજી<br>
અયોધ્યામેં ઉત્સવ કીનો ઘરઘર મંગલાચારજી...

# પો...ન્નૂ...ર ... તી...ર્થ

કુંદકુંદાચાર્યદેવની 'વિદેહયાત્રા'નું ધામ, તેમજ સમયસારાદિ પરમાગમોનું જન્મધામ, –એવું આ પોન્નૂરતીર્થ કુંદભક્ત શ્રી કાનજીસ્વામીને અતિશય પ્રિય છે, એના પ્રત્યે એમને ઘણું બહુમાન છે. પ્રથમ સં. ૨૦૧૫ માં અને પછી હાલમાં જ સં. ૨૦૨૦ માં તેમણે હજારો યાત્રિકો સહિત એ પવિત્ર તીર્થની યાત્રા કરી છે. એ પવિત્ર તીર્થ ઉપર કુંદપ્રભુના ચરણસમીપે બેઠાબેઠા તેમણે કરેલા હસ્તાક્ષર આ રહ્યા —

*શ્રી સીમંધર ભગવાન ના દરસન કરનાર*
*ભગવાન શ્રી કુંદકુંદ આચાર્યદેવ ને નમો નમ:*

અહા, ગુરુદેવે અત્યંત ઉલ્લાસથી ને કુંદકુંદપ્રભુ પ્રત્યેની પરમભક્તિથી પોન્નૂર તીર્થધામની જે યાત્રા કરાવી, ને પૂજન–ભક્તિ દ્વારા હજારો યાત્રિકોને જે અપાર આનંદ કરાવ્યો તે એક મહાન યાદગાર પ્રસંગ જૈનશાસનના ઈતિહાસમાં સોનેરી અક્ષરે લખાઈ રહ્યો છે; ને એમની આ મહાન તીર્થયાત્રા કુંદકુંદપ્રભુની 'વિદેહ તીર્થની યાત્રા' સમાન મહાન પ્રભાવશાળી બની રહેશે. દક્ષિણદેશના હજારો જૈનબંધુઓ એમનો પ્રભાવ દેખીને આનંદિત થયા છે ને જાણે ફરીને કુંદકુંદ આચાર્ય જ આ દેશમાં વિચરતા હોય–એવું વાતાવરણ સર્જાઈ ગયું છે. દક્ષિણમાં અને સારા ભારતમાં કુંદકુંદપ્રભુની ને તેમના શ્રુતની એમણે મહાન પ્રભાવના કરી છે... તેઓ કુંદપ્રભુના ખરા વારસ છે.

વીરનો ધ્વનિ ગુરુપરંપર જે મળેલો, પોતે વિદેહ જઈ દિવ્યધ્વનિ ઝીલેલો,
તે સંઘર્યો મુનિવરે પરમાગમોમાં, ઉપકાર કુંદ-મુનિનો બહુ આ ભૂમિમાં.

## સિદ્ધવરકૂટનો નૌકા વિહાર

નૌકા વિહાર ગુરુજી સાથે આનંદ મંગલકારા...
સિદ્ધવરકૂટ પર પ્રભુ બિરાજે યાત્રા જયજયકારા...!

ગુરુજી સાથે આનંદપૂર્વક નૌકાવિહારમાં ભક્તિ કરતાં કરતાં સૌ સિદ્ધવરકૂટ પહોંચ્યા. અહા! સાડાત્રણ કરોડ મુનિવરો સહિત બે ચક્રવર્તી ને દસ કામદેવ જયાંથી સિદ્ધપદ પામ્યા એવા તીર્થના ઉપશાંત-વાતાવરણમાં કહાનગુરુને મુનિવરોના સ્મરણની અદ્‌ભુત ઉર્મિઓ જાગતી હતી. એ તીર્થના આનંદની ને એ મુનિદશાના મહિમાની શી વાત!

卐

# સમ્મેદશિખરની સભાનું એક દૃશ્ય

સમ્મેદશિખર–સિદ્ધિધામની અપૂર્વ ઉલ્લાસભરી યાત્રા કરીને આવ્યા બાદ પ્રવચનમાં આનંદપૂર્વક તેનો ઉલ્લેખ કરતાં ગુરુદેવ કહે છે કે— વાહ! શિખરજી ઉપર અનંતા સિદ્ધભગવંતો બિરાજે છે; એ સિદ્ધભગવંતોનું ત્યાં સ્મરણ થતું હતું. એ જ આત્માનું ધ્યેય છે, ને એના સ્મરણ માટે આ યાત્રા છે. યાત્રા તો અલૌકિક થઈ. લોકોનો ઉત્સાહ પણ ઘણો હતો. આ યાત્રા તો જીવનમાં યાદ રહી જશે."

અનંતા જીવો અહીંથી સિદ્ધપદ પામ્યા છે તેઓ સ્વાનુભૂતિના માર્ગે જ સિદ્ધપદને પામ્યા છે. અહો, સિદ્ધિધામમાં વિચરેલા એ સંતોની પરિણતિનું વર્ણન સાંભળતાં અને અચિંત્ય સ્વરૂપમાં ઝૂલતા એ મુનિવરોનો મહિમા સાંભળતાં શ્રોતાજનોના હૃદયમાં રોમાંચ થતો હતો...ને અપાર મુનિભક્તિ જાગતી હતી.

## સમ્મેદશિખર ધામમાં.......

સમ્મેદશિખરધામના છાયામાં પ્રસન્નતાપૂર્વક મંગલ પ્રવચન કરતાં ગુરુદેવ કહે છે કે— આ સમ્મેદશિખર મંગલતીર્થ છેઃ અનંતા સિદ્ધ ભગવંતો અહીંથી ઉપર સમશ્રેણીએ બિરાજે છે. અનંતા તીર્થંકરો ને સંત-મુનિવરો રત્નત્રયરૂપ તીર્થની આરાધના કરીને તર્યા છે ને આ ક્ષેત્રથી મુક્તિ પામ્યા છે. સમ્યગ્દર્શનાદિ ભાવો મંગળ છે, ને આત્મદ્રવ્ય પણ મંગળ છે, ભગવંતો જ્યાંથી મોક્ષ પધાર્યા એવા આ સમ્મેદશિખર વગેરે તીર્થો પણ મંગળ છે. આવી નિર્વાણભૂમિ જોતાં મોક્ષતત્ત્વનું સ્મરણ થાય છે. આત્માની આરાધનાના ભાવો જાગે છે. આવા તીર્થોની યાત્રા માટે અહીં આવ્યા છીએ.

卐

# વીરની વાણી છૂટે છે...ગૌતમ ગણધર ઝીલે છે

મગધ દેશની રાજગૃહી નગરીમાં વિપુલાચલ પર્વત ઉપર શ્રી મહાવીર પ્રભુજીનું સમવસરણ શોભી રહ્યું છે. વૈશાખ સુદ દસમે પ્રભુજીને કેવળજ્ઞાન થઈ ગયું છે અને ભવ્ય જીવોનાં ટોળેટોળાં પ્રભુજીની દિવ્યદેશના ઝીલવા માટે ચાતકની જેમ તલસી રહ્યાં છે કે ક્યારે પ્રભુનો દિવ્યધ્વનિ છૂટે અને ક્યારે એ દિવ્યદેશના ઝીલીને પાવન થઈએ!

....પણ પ્રભુનો દિવ્યધ્વનિ હજી છૂટતો નથી....દિવસો પર દિવસો જાય છે.... છાંસઠ-છાંસઠ દિવસ વીતી ગયા...હવે તો અષાડ માસ પૂરો થયો ને શ્રાવણ વદ એકમ (ગુજરાતી અષાડ વદ એકમ) આવી...!

ઇન્દ્રે અવધિજ્ઞાનથી જાણ્યું કે ગણધરપદને યોગ્ય જીવ હજી ધર્મસભામાં હાજર નથી, ને ઇન્દ્રભૂતિબ્રાહ્મણ તે હોનહાર ગણધર છે; તેઓ ત્યાં જઈને યુક્તિપૂર્વક ઇન્દ્રભૂતિ ગૌતમને વીરપ્રભુના સમવસરણમાં તેડી લાવ્યા.

અષાડવદ એકમના વીરશાસનના પ્રવર્તનનો એ મહાન ઉત્સવ હતો. સુપ્રભાતે ગૌતમસ્વામી વીરપ્રભુના સમવસરણમાં પધાર્યા... માનસ્તંભને દેખતાં અભિમાન ગળી ગયું ને વીરપ્રભુજીની દિવ્યવાણીનો ધોધ છૂટ્યો....તીર્થંકરપ્રભુની અમોઘ દેશના શરૂ થઈ... અનેક સુપાત્ર જીવો એ તત્કાલબોધક દેશના ઝીલીને રત્નત્રયથી પાવન થયા...ગૌતમસ્વામી ગણધરપદ પામ્યા, ચોથું જ્ઞાન ને સાતમું ગુણસ્થાન તેમને પ્રગટ્યું ને દિવ્યધ્વનિમાંથી ઝીલેલું રહસ્ય બારઅંગરૂપે ગૂંથ્યું. એ ધન્યદિને ભવ્યજીવોના આનંદ અને ઉલ્લાસની શી વાત!!

卐

## યાત્રા વખતની ભક્તિનાં ભાવભીનાં દૃશ્યો. (રાજગૃહી)

"મેરા મન ભક્તિમેં લીન હુઆ...લીન હુઆ..."

ચૂલગિરિમાં કોતરેલા આદિનાથ ભગવાન
( એશિયાભરમાં સૌથી ઊંચા )

સોનગઢના સમવસરણમાં

ચૂલગિરિ પર્વત ઉપર

સદેહે વિદેહક્ષેત્રના મહાન યાત્રિક

C. 6

ગુરુદેવ સાથે યાત્રા કરતાં....હૈયા ઉલ્લસી જાય જો....

તીર્થયાત્રા વખતનું એક દૃશ્ય ( આબુ )

પોન્નૂરધામમાં કુંદપ્રભુના ચરણોને પૂજી રહ્યા છે કહાન.

ગજરાજ અભિનંદી રહ્યા છે ગુરુરાજને...

તીર્થયાત્રા કરીને સુવર્ણધામમાં પધાર્યા ત્યારે–
ગુરુ–શિષ્યના ભાવભીના મિલનનું એક દૃશ્ય

"પધારો...ગુરુદેવ! આપે તો અલૌકિક યાત્રા કરી!"
"અહા, એ યાત્રાની શી વાત!"

## ઇન્દોરનગરી અભિનંદે છે–

સમ્મેદશિખરજીની યાત્રા વખતે ઇન્દોર શહેરમાં ભૈયાસાહેબ શ્રી રાજકુમારસિંહજી જૈનસમાજ તરફથી ગુરુદેવને અભિનંદન-પત્ર અર્પણ કરી રહ્યા છે, તેમાં લખ્યું છે કે "હમારા સૌભાગ્ય હૈ કિ જિસ મહાન વ્યક્તિકે પુણ્ય-સમ્પર્ક્કી વર્ષોંસે હમ પ્રતીક્ષા કર રહે થે, હમારી વહ મનોકામના આજ સફલ હો ગઇ. વર્તમાન વીસતીર્થંકરોકી નિર્વાણભૂમિ તીર્થરાજ શ્રી સમ્મેદ-શિખરજીકી વંદના કરનેકે પવિત્ર સંકલ્પકો લેકર આપ સૌરાષ્ટ્રસે ૫૦૦ ધાર્મિકબંધુઓંકે સાથ માર્ગમેં આનેવાલે સિદ્ધક્ષેત્રોંકી વંદના કરતે હુએ યહાં પધારે હૈ. દો દિનસે હમેં આપ અપની લોકકલ્યાણકારિણી અમૃતમયી વાણીકા રસાસ્વાદન કરા રહે હૈ. આજ ઇસ મંગલવેલામેં મધ્યપ્રદેશકે આત્મ-જ્ઞાનપિપાસુ નાગરીકોંકે સમક્ષ આપકે પ્રતિ બહુમાન પ્રગટ કરતે હુએ હમ અપનેકો ગૌરવાન્વિત માનતે હૈ.

☆

(મુક્તાગિરિ)

પર્વત ઉપર વિશ્રામ...અને...આનંદભરી ચર્ચા.

(કુંથલગિરિ) "અહા!-એ મુનિદશાની શી વાત!! ધન્ય એ દશા..."

અને ચ....ર....ણા....ભિ....ષે....ક

ગુરુદેવ બાહુબલી ભગવાનનો ચરણાભિષેક કરી રહ્યા છે.

યાત્રા વખતે ગુરુદેવ સાથે 'પૂજનનું' એક દૃશ્ય.

મ....હા....મ....સ્ત....કા....ભિ....પે......ક....

શ્રી બાહુબલી ભગવાનનો જયહો.
આનંદામૃતનો જય હો

( મહા અભિષેક પછી બાહુબલીપ્રભુ સામે બેસીને ગુરુદેવે કરેલા હસ્તાક્ષર )

## શિખરજીધામમાં પૂજનના પાવન દૃશ્યો ( સં. ૨૦૧૩ )

હજાર જેટલા યાત્રિકોએ કરેલું અભૂતપૂર્વ પૂજન

# શત્રુંજય – સિદ્ધિધામની યાત્રા

—:o:—

જેની મધુરી નીકટ છાયામાં સોનગઢ આવેલું છે એવું પવિત્ર સિદ્ધિધામ શત્રુંજયતીર્થ, જ્યાંથી પાંડવરાજ અને આઠ કરોડ મુનિવરો મુક્તિ પામ્યા છે, તે તીર્થધામની ઉલ્લાસકારી યાત્રા ગુરુદેવે બે વાર સંઘસહિત કરી છે. બીજી યાત્રા સં. ૨૦૦૬ માં અસાડ સુદ ચોથે કરી. ૮૦૦ જેટલા યાત્રિકો સાથે દોઢ કલાક સુધી આનંદપૂર્વક ભક્તિપૂજન થયા હતા. એ વખતે એ પાંડવધામમાં પૂ. બેનશ્રીબેને ગવરાવેલી એક ભક્તિ અહીં આપવામાં આવી છે.

卐

## * પાંડવ ભક્તિ *

કેવા હશે એ મુનિરાજ અહો એને વંદન લાખ.
કેવા હશે પાંડવ મુનિરાજ અહો એને વંદન લાખ.
કેવા હશે કોટિ મુનિરાજ અહો એને વંદન લાખ.

રાજપાટ ત્યાગી વસે અઘોર જંગલમાં...(૨)
જેણે છોડયો સ્નેહીઓનો સાથ અહો એને વંદન લાલ.
–જેણે છોડયો જાદવકુળનો સાથ અહો એને વંદન લાલ.
રાજપાટ ત્યાગી વસે અઘોર જંગલમાં..(૨)
જેણે છોડયો વાસુદેવ–બળદેવનો સાથ અહો એને વંદન લાલ.
જેણે કર્યો વન જંગલમાં (પર્વતમાં) વાસ...અહો એને વંદન લાલ.

ત્રિલોકીનાથ એવા નેમિનાથ દેવના...(૨)
ચરણમાં કર્યો જેણે વાસ અહો એને વંદન લાલ.

શત્રુ કે મિત્ર નહિ કોઈ એના ધ્યાનમાં..,(૨)
વસે એ સ્વરૂપ--- આવાસ અહો એને વંદન લાલ.

સમ્યગ્દર્શન—જ્ઞાન—ચારિત્રના એ ધારક...(૨)
કરે કર્મોને બાળી ખાખ અહો એને વંદન લાલ.

પ્રમત્ત — અપ્રમત્ત ભાવમાં એ ઝૂલતા...( ૨ )
આત્માનંદમાં રમનાર અહો એને વંદન લાલ.

જ્ઞાનમાં વિચરતા ને દેશ—પરદેશ ફરતા ..( ૨ )
પ્રકાશે અણમુલો મુક્તિ માર્ગ અહો એને વંદન લાલ.

રાગ કે દ્વેષ નહિ કોઈ એના ધ્યાનમાં...( ૨ )
માત્ર કરે આત્મા કેરું ધ્યાન અહો એને વંદન લાલ.
માત્ર કરે આત્માનું કલ્યાણ અહો એને વંદન લાલ.

ધન્ય આ દેશને જ્યાં ટોળે ટોળાં મુનિરાજના...( ૨ )
દર્શન કરતાં જાય ભવ આતાપ અહો એને વંદન લાલ.

રાજપાટ ત્યાગી વસ્યા ઉન્નત પર્વતમાં...( ૨ )
જેણે છોડ્યો જાદવકુળનો સાથ અહો એને વંદન લાલ.

પરિષહોમાં જેણે ઉપેક્ષા કરીને...( ૨ )
જલ્દી કર્યો સિદ્ધિમાં નિવાસ અહો એને વંદન લાલ.

ગુરુરાજે દેખાડ્યા મુનિઓનાં ધામ...આ ( ૨ )
તીર્થયાત્રા કરાવી છે આજ અહો એને વંદન લાલ.

卐

જિન મંદિર (પાલેજ)

# દ્રો ણુ ગિ રિ સિ દ્ધિ ધા મ

સં. ૨૦૧૫ ના ચૈત્ર સુદ ૧૨ ના રોજ સવારમાં ગુરુદેવ સાથે ગુરુદત્ત મુનિરાજના સિદ્ધિધામની યાત્રા કરી. રળિયામણા પહાડ ઉપર દસેક મિનિટમાં પહોંચી ગયા ને ૨૬ મંદિરોના દર્શન કરીને છેલ્લા મંદિરે આવ્યા. મોટી ઊંડી ગૂફામાં ગુરુદત્ત મુનિરાજનું મુક્તિધામ છે, તેની બાજુમાં મંદિર છે; તેની સામે વિશાળ ચોક છે. એ શાંત-રળિયામણા મુનિધામમાં યાત્રિકોના સંઘસહિત ગુરુકહાન શ્રી ગુરુદત્ત મુનિભગવંતના ચરણની પૂજન-ભક્તિ કરી રહ્યા છે. એ ભાવભીના ભક્તિ-પૂજનમાં મુનિ વગેરે ત્યાગીવર્ગ પણ ઉપસ્થિત છે. ને કાનજીસ્વામી ભક્તિથી ગવડાવી રહ્યા છે કે —

**ધન્ય મુનીશ્વર આતમહિતમેં છોડ દિયા પરિવાર... કિ તુમને છોડા સબ સંસાર.**
**ધન છોડા વૈભવ સબ છોડા, સમઝા જગત અસાર... કિ તુમને છોડા સબ સંસાર.**

## કુંથલગિરિ – સિદ્ધિધામ

દેશભૂષણ – કુલભૂષણ મુનિવરો જ્યાંથી મુક્તિ પામ્યા.
સં. ૨૦૧૫માં ગુરુદેવ સાથે આનંદપૂર્વક એની યાત્રા કરી.

# પરિશિષ્ટ

●

આ પુસ્તકનું કામ ઘણું ઝડપથી અત્યંત ટૂંકા સમયમાં
કરવાનું હતું; એક તરફ લેખો તૈયાર થતા હતા ને બીજી
તરફથી પ્રેસમાં ધમધોકાર છાપકામ ચાલી રહ્યું
હતું. તો ત્રીજી તરફથી છેલ્લી ઘડી સુધી લેખો ને
ફોટાઓ આવ્યા જ કરતા હતા. લગભગ દરેક
લેખોને સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. જે
લેખો પાછળથી આવ્યા, કે પાછળથી
તૈયાર થયા તે લેખો, તેમજ બાકી
રહેલા બીજા કોઇ કોઈ વિષયો
આ પરિશિષ્ટમાં આપવામાં
આવ્યા છે. ( આ ઉપરાંત
બીજું કેટલુંક સાહિત્ય
બાકી પણ રહી
ગયું છે. )

(સં.)

—:૦:—

ઇન્દોરનો પ્રસ્તાવ ફળિભૂત થાય છે—

પૂ. ગુરુદેવનો ૭૧ મો મંગલ જન્મોત્સવ ઇન્દોરમાં ઉત્સાહથી ઊજવાયો તે વખતે તેમણે નીચે મુજબ પ્રસ્તાવ કર્યો હતો. ગુરુદેવ પ્રત્યે અભિનન્દનરૂપ આ પ્રસ્તાવમાં ઇન્દોરની અધ્યાત્મપ્રેમી જનતાએ વ્યક્ત કરેલી ભાવના આજે સફળ થાય છે.

"दिनांक २७–४–६० मिती वैशाख शुक्ला २ को श्रीपूज्य कानजस्वामीका ७१ वां जन्मदिवस इन्दौर लशकरी मंदिरमें मनाया गया। रात्रिको श्री जैनरत्न शेठ माणकचन्दजी शेठी मल्हारगंज इन्दौरकी अध्यक्षतामें सभा की गई, उसमें जैनसिद्धान्तमहोदधि पं. नाथुलालजी शास्त्री, पं. कोमलचन्दजी एडवोकेट, जे. लालचन्दजी, प्रकाचन्दजी पांडया, फूलचन्दजी पांडया और अमृतलालजी हंसराजजी के स्वामीजीके प्रभावशाली व्यक्तित्व एवं अपूर्व सेवा पर भाषण हुए। सभापतिजीने जो प्रस्ताव रखा उसकी प्रतिलिपि सेवामें प्रेषित कि जा रही है:—

"भारतके महान अध्यात्मिक सन्तोमें आत्मार्थी सत्पुरुष पूज्यश्री कानजी स्वामीका विशिष्ट स्थान है। आप जैनधर्मके मर्मज्ञ, पूर्ण ब्रह्मचारी एवं प्रभावशाली वक्ता है, जिनके सदुपदेशसे सौराष्ट्रके एवं अन्य स्थानोके सहस्त्रों भाईयों व बहनों के ज्ञाननेत्र खुलकर उन्हें सन्मार्गका प्रतिबोध प्राप्त हुआ है। स्वामीजीकी ७१ वीं जन्मगांठ पर आज इन्दौर के दि. जैन बन्धुओंकी यह सभा उनकी सेवाओंका अभिनन्दन करती हुई चिरायु कामना करती है और यह योजना प्रस्तुत करती है कि जिनशासनप्रभावक स्वामीजीको एक अभिनन्दन ग्रन्थ तैयार कर समर्पित किया जाय।"

सर्व सम्मतिसे स्वीकृत

ह. माणकचन्द शेठी, सभापति

## ભારતના ભકતો અભિનંદે છે.........

[ અનુસંધાન પૃષ્ઠ ૨૦૦ થી ચાલુ ]

(૫૧) **સાગર :** "આપ જૈસે વિજ્ઞાની આધ્યાત્મિક સંતોકો અપને બીચ દેખ હમારા હૃદય અત્યધિક પ્રમોદકા અનુભવ કર રહા હૈ."

( દિ. જૈન મહિલાશ્રમ, પ્રબંધક સમિતિ કે સદસ્યગણ )

(૫૨) **ઉદયપુર :** "આપકે પ્રવચનો દ્વારા વ્યવહાર ધર્મકા સાકારરૂપ તથા નિશ્ચય રત્નત્રયધર્મકા જો પ્રચાર ઇસ યુગમેં હૂઆ હૈ વહ અતિતકે ઇતિહાસકા સ્મરણ દિલાતા હૈ." ( મુમુક્ષુ ગણ )

(૫૩) **અહારજીક્ષેત્ર :** "આપકે દ્વારા કિયે જાનેવાલે અસાધારણ રૂપસે ઉંચકોટીકે ધર્મ-પ્રભાવનાકે સત્કાર્ય આજ જૈનવજૈનેતર જનતાકે લિયે ચમત્કારજનક હો રહે હૈં."

( પ્રબંધકારિણી કમેટી એવં પ્રાંતવાસી સમસ્ત જૈનસમાજ)

(૫૪) **જબલપુર :** "આપ અપને દિવ્ય જ્ઞાનચક્ષુઓંસે સનાતન સત્યકી ખોજ કર સહસ્રોં દિગ્ભ્રાંત બંધુઓંકો સત્પથ પર ચલનેકી પ્રેરણા દેકર ઉનકા ધર્મમાર્ગ પ્રશસ્ત કર રહે હૈં." ( સકલ દિગંબર જૈન સમાજ )

(૫૫) **ડોંગરગઢ :** આપકે આત્મસ્પર્શી ધર્મોપદેશકો સુનકર અનાયાસ હી વ્યક્તિમેં ચમત્કારિક રૂપસે આત્મમંથનકી ધૂપ જાગ ઉઠતી હૈ.

( ડોંગરગઢ જૈન સમાજકે સદસ્યગણ )

(૫૬) **ભોપાલ :** : "ભૌતિક જીવનકે મૂલ્યપર ભી સત્યકો સંપાદિત કર આપને અનવરત વિશ્વકો ઉસ સત્યકા દાન દિયા હૈ." ( દિ. જૈન સમાજ )

(૫૭) **દાહોદ :** "જિનવાણી અને જિન સંસ્કૃતિના ઉદ્ધારમાં આપે સતત પુરુષાર્થ કર્યો છે. તે જિનશાસનનો એક અદ્વિતીય વિજયસ્તંભ છે.

( શ્રી દિગંબર જૈન મુમુક્ષુ મંડળ)

(૫૮) **પૂના :** "રાગથી જુદો નિર્વિકલ્પ આનંદ એ સાચો આનંદ છે. એ આપશ્રીનો ઉપદેશ સમસ્ત માનવ સમાજને માટે આ અશાંત યુગમાં ધ્રૂવતારક સમો શાંતિસંદેશ છે." ( શ્રી કાનજીસ્વામી સ્વાગત સમિતિના સભ્યો )

(૫૯) **કુંદકુંદક્ષેત્ર :** "આપમેં અનેક અનુપમ ગુણ વિદ્યમાન હૈં જિસકા મૂર્તિમાન રૂપ સોનગઢ હૈ જહાં જૈન ધર્મકી ઉજ્જવલ પતાકા ફહરા રહી હૈં."

( પોન્નૂર ગ્રામવાસી—કુન્દકુંદાચાર્ય જૈન સંઘ )

(૬૦) **પોન્નૂર** : (મૂળ તામિલ ભાષામાં છે) "આપને શ્રી કુંદકુંદાચાર્યકે સમયસાર તત્ત્વગ્રંથસે નયા વિકાસ, નયી પ્રતિભા, નયી સ્થિતિ આદિકો પ્રાપ્ત કિયે હૈં." આપને ભગવાન ઋષભદેવ કે સદ્ધર્મકી સચ્ચી વસ્તુ જો સમયસાર ઉસકી ગહરાઈ તક પહુંચકર ઉસસે સમ્યગ્દર્શન પ્રાપ્ત કીયા હૈ. આપ એક અદ્વિતીય નેતા હૈ. (શ્રી કુંદકુંદ પહાડ સંબંધી–પોન્નૂર જૈન સમુદાય)

(૬૧) **પોન્નૂરમલય** : [વંદેવાસ] "જેમ ૧૦૦૮ ત્રિલોકનાથ ધર્મતીર્થનાયક તીર્થંકર ધર્મપિતાઓએ સમોસરણ દ્વારા વિહાર કરી ઉપદેશ દ્વારા મોક્ષનો સાચો માર્ગ બતાવ્યો હતો અને હજારો ભવ્યજીવો બુઝી પોતાનું આત્મકલ્યાણ કરી ગયા તેમ આખો દિગંબર જૈન સમાજ આપની મધુર આધ્યાત્મિક વાણીથી વીતરાગ માર્ગ પ્રતિ વળી રહ્યો છે તેથી હે સૌરાષ્ટ્રના સંતપુરુષ પૂજ્ય ગુરુદેવ, આપને ધન્ય છે! ધન્ય છે! (શ્રી મદ્રાસ દિગંબર જૈન મુમુક્ષુ મંડળ)

(૬૨) **વાંદેવાસ** : (મૂળ અંગ્રેજી ભાષામાં છે) "આપ માનવોની હૃદયભૂમિમાં ધર્મના બીજ રોપી રહ્યા છો. નિસંદેહપણે આપ સ્વયં પરમાત્માના પ્રતિનિધિ છો. (દક્ષિણ ભારતના જૈનો)

(૬૩) **શાહપુર** : "(મૂળ સંસ્કૃત ભાષામાં છે) "આ જગતમાં આત્મભ્રાંતિથી ભૂલેલા જીવોને માટે જેઓ માર્ગનાં સમુદ્યોતક છે, સર્વના હિતને માટે નિષ્પક્ષ ઉપદેશ દઈને જેઓ જિજ્ઞાસુઓને અજ્ઞાનમાંથી સતતપણે ઉદ્ધાર કરે છે એવા આ સત્પુરુષ (કાનજીસ્વામી) સજ્જનો વડે આદરપૂર્વક સેવવા યોગ્ય છે."

(પં. શ્રુતસાગર જૈન ન્યાયકાવ્યતીર્થ) (સકલ દિગંબર જૈન સમાજ)

(૬૪) **કાંચીપુરમ** : (મૂળ તામિલ ભાષામાં છે.) "શ્રી કુંદકુંદાચાર્યના સદ્વચનને સારી રીતે સમજીને આજે બે હજાર વર્ષ બાદ આપ લાખો જીવોને સાચે માર્ગે દોરવા માટે માર્ગદર્શી બન્યા છો. આપને દેખીને અપરિમિત સંતોષપૂર્વક અમે હાથ જોડીને નમસ્કાર કરીએ છીએ." (કાંચી જૈન સાહિત્ય સંઘ)

(૬૫) **બેંગલોર** : "આપકે પરમાગમાનુસારી દિવ્યોપદેશસે અનેક ભવ્યજનોંને આધ્યાત્મિક અમૃતકા પાનકર મિથ્યાવાસના કો છોડ કર સદ્ધર્મકો ગ્રહણ કરકે અપને જન્મકો સફલ કિયે હૈં. એતદર્થ આપ પૂજ્યકો અનંત વંદના સુમનાંજલિ સમર્પણ કરતે હૈ," (શ્રી દિગંબર જૈન મહાવીર સંઘ)

(૬૬) **ઉજ્જૈન** : હે જ્ઞાનેન્દ્ર! આપને વસ્તુસ્વભાવકી સ્વતંત્રાકા ઢંઢોરા પીટા હૈ. (દિગંબર જૈન મુમુક્ષુ મંડળ)

(૬૭) ઉજ્જૈન "આપસે જૈન જગતમેં ભવ્ય ક્રાંતિ આઈ હૈ. (દિગંબર જૈન સમાજ)

(૬૮) **જલગાંવ :** સૌરાષ્ટ્રમાં મહાનધર્મક્રાંતિ કરનાર, આધ્યાત્મિકસંત જલગાંવના આંગણે પધાર્યા છે તે જલગાંવની જનતાનું મહાભાગ્ય છે, જલગાંવની જનતા તરફથી હું આપનું સ્વાગત કરું છું. (શેઠ ભીખમચંદજી જૈનના ભાષણમાંથી)

(૬૯) **બાહુબલી-આશ્રમ** (કારંજા) : "સ્વામીજી જૈનધર્મકી બડી પ્રભાવના કર રહે હૈ, સ્વામીજીકા જો પ્રભાવ હો રહા હૈ ઈસિસે યહ બાત નિશ્ચિત સમજી જાયગી કિ આપકે દ્વારા અબ ઈસિ પ્રાંતમેં ભી જૈનધર્મકી અચ્છી પ્રભાવના હોગી. હમારી સંસ્થા કે ઇતિહાસમેં યહ પ્રસંગ અવિસ્મરણીય રહેગા, ઈતિના હી નહીં બલ્કિ સંસ્થા કે ઈતિહાસમેં ઈસિકા બહુત ઉચ્ચ સ્થાન રહેગા.
(-બ્ર. માણેકચંદ્રજીના ભાષણમાંથી)

(૭૦) **કોલ્હાપુર :** આપ સૌરાષ્ટ્રકે હોતે હુએ ભી આપકી વાણીકા પ્રભાવ સારે ભારતમેં ફૈલ રહા હૈ, ઔર આત્મજ્ઞાનમેં રસ લેનેવાલે લોગોંકે લિયે આપકી વાણી બડી ઉપયોગી હૈ. (A. N. Upadhye ના ભાષણમાંથી)

(૭૧) **મુંબઈ:** બાર બાર મૈં કહતા આયા હૂં, શિખરજીમેં ભી મૈંને કહા થા ઔર ફિર યહાં પર ભી મૈં કહતા હૂં કિ મહારાજજી ભેદજ્ઞાનકી બાત સુના રહે હૈ યહ ઉનકે ઘરકી નયી બાત નહીં હૈ, ઈસી બાતકો તીર્થંકરોને, ભેદજ્ઞાની બડે બડે આચાર્યોંને ઔર પૂર્વકે બડે બડે પંડિતોંને કહી હૈ, યહી બાત આજ આપ સુના રહે હૈં. ઔર યહી સચ્ચા નિખરા હૂઆ દિગંબર જૈનધર્મ હૈ. (પં. બંસીધરજી સિદ્ધાન્તશાસ્ત્રી (ઈંદોર)ના મુંબઈ-પ્રતિષ્ઠા મહોત્સવ વખતના ભાષણમાંથી)

(૭૨) **સોનગઢ** : હે શાસન પ્રભાવી સંત ! આપશ્રીના ધન્ય જન્મોત્સવ પ્રસંગે આત્મિક ઉમંગની લાગણીપૂર્વક આપશ્રીનું અભિનંદન કરીએ છીએ. તીર્થસ્વરૂપ રત્નત્રય માર્ગના આપ પ્રવાસી છો. ભારતના અનેક તીર્થધામોની યાત્રા દરમિયાન રત્નત્રયરૂપ તીર્થની આપે મોટી પ્રભાવના કરી છે....ને આપ ભારત-અભિનંદનીય બન્યા છો.
-"આત્મધર્મ"

(૭૨) **મુક્તાગિરિ-સિદ્ધક્ષેત્ર :** આ કાળમાં આવા અધ્યાત્મતત્ત્વનું નિરૂપણ કરનાર સંતને આવા મુક્તધામમાં દેખીને અમે અમારું અહોભાગ્ય સમજીએ છીએ. હું સોનગઢ આવ્યો ત્યારે મને થયું કે અહીં ચોથો કાળ વર્તે છે. ચતુર્થકાળમાં સમવસરણ હતું, મેં પણ સોનગઢમાં સમવસરણ દેખ્યું. સમવસરણમેં દિવ્ય ધ્વનિ હોતી હૈ, વહાં પર ભી મૈંને વોહી ભગવાનકી દિવ્યધ્વનિકા સાર ગુરુદેવકે મુખસે સુના.... (શ્રી બાબુરાવજી જૈનના ભાષણમાંથી)

(૭૪) **સાગર :** સ્વામીજીકા પ્રવચન અનોખે ઢંગકા **હૈ.** ઐસા શુદ્ધ પ્રવચન–જો કેવળ આત્મતત્ત્વકા નિરૂપણ કરતા હો–મૈંને આજ હી સુના. જબ સ્વામીજીકા સાહિત્ય પઢા તબ માલુમ પડા કિ પુણ્ય અલગ ચીજ **હૈ**, ધર્મ અલગ ચીજ **હૈ.**

(–પં. મુન્નાલાલજીના ભાષણમાંથી)

(૭૫) **નૈનાગિરિ–રેશંદીગિર–સિદ્ધક્ષેત્ર :** કાનજી સ્વામી સોનગઢકી હી નહિ, સમસ્ત ભારતકી પૂંજી **હૈ.** આપને અધ્યાત્મકી ગંગા પ્રવાહિત કી **હૈ.** હમ સ્વામીજીકા શત શત અભિનંદન કરતે **હૈ.**

(મંત્રીજીના ભાષણમાંથી)

(૭૬) **જબલપુર :** મૈં સોનગઢ આ ગયા હૂં, શિખરજી ભી આયા થા, બમ્બઈ ભી આયા ઔર સોનગઢકા દસવર્ષકા સાહિત્ય મૈંને સૂક્ષ્મતાસે પઢા; મૈં અપને અનુભવસે વ અધિકારસે યહ કહ સકતા હૂં કિ આજ ઈસ ભારતકે દાર્શનિકોમેં જૈનદર્શનકા સર્વશ્રેષ્ઠ દાર્શનિક કાનજી સ્વામી હૈ. અપની અનોખી શૈલીસે આપને સમયસાર આદિકા રહસ્ય સમઝાયા હૈ, જૈનદર્શનકી જિતની ઊંચીસે ઊંચી સેવા હો સકતી હૈ વહ સ્વામીજીને કી હૈ. ઈસલિયે જૈનસમાજ કી ઉપર આપકા બડા ઉપકાર હૈ. જૈન–સમાજકી ઓરસે મૈં આપકો કિન શબ્દોમેં શ્રદ્ધાંજલિ દૂં!

(એ. ડી. જજ શ્રી ફૂલચંદજી સાહેબના ભાષણમાંથી)

(૭૭) **જબલપુર :** સ્વામીજીને યહાં આકર ચૈતન્યકે ચિંતનકા જો માર્ગ અબતક નહીં મિલા થા વહ હમકો દિખલાયા હૈ. સૌરાષ્ટ્ર પ્રાન્તકે મહાન સન્ત કાનજીસ્વામીકે પ્રતાપસે સોનગઢ આધ્યાત્મિક મહાન સ્થાન બન ગયા હૈ. વહાં જો શાંતિ મિલિ ઉસકા વર્ણન કરના મેરી શક્તિસે બહાર હૈ. આજ અપની નગરીમેં સ્વામીજીકો અભિનંદન દેતે હુએ હમેં હર્ષ હો રહા હૈ.

(શેઠ હૂકમચંદજી : મહાવીર સાયકલ માર્ટવાળા)

(78) **દક્ષિણ ભારતમાં :**

We are happy to note that we are in the good company of persons who have linked realism with dynamism and cherish to cheerfully chant the inspiring message "Sahajanandi Sudhaswarupi avinasinho Atmaswarupa" in complete harmonious rapture and thus take spiritual march with abundant faith and enthusiasm. A. Chakravarti B. A. (Thanjavur)

(79) **મુડબિદ્રી :**

You are one such souls born to help recapture the spiritual wisdom of India's past. G. Vasudev Pai. Moodbidri.

(૮૦) **પોન્નૂર :** ( પોન્નૂરતીર્થની યાત્રા વખતે પર્વત ઉપર દક્ષિણદેશના અનેક ગામના જૈનસમાજ તરફથી ગુરુદેવને તામિલઅભિનંદન પત્રો આપવામાં આવ્યા હતા. તામીલભાષામાં એ અભિનંદન પત્રો દ્વારા ત્યાંના સાધર્મીબંધુઓએ કેવી કેવી હૃદયોર્મિ વ્યક્ત કરી હશે!–એ તો તામિલભાષાજ્ઞ જાણી શકે. અહીં એક અભિનંદન પત્રનો થોડોક નમૂનો આપ્યો છે: આપણે માટે તો તે ( લગભગ મૂડબિદ્રિના શાસ્ત્રભંડારની જેમ ) માત્ર દર્શનીય જ છે. દેખિયે—

*தாங்கள் போற்றிவரும் பகவான் ஸ்ரீ குந்த குந்தாசாரியார் வாழ்ந்த பெருமை மிக்கது நீலகிரி மலை. தமிழக ஜைனர்களின் தாழ்நிலை காரணத்தால் குடத்துள் விளக்கென உள்ளது இவ்விடம் இங்கு ஸ்ரீ குந்த குந்தரின் பெருமைதனை பலரும் அறியவும், ஜைன சமய நல்லறங்கள் செழிக்கவும், ஆஸ்ரமமும், சமய கல்வி நிலையங்களும் அமைய வேண்டும். இவைகள் இங்கே தோன்றி தொண்டு புரிய தங்களின் நல்லாசியை வேண்டுகின்றோம். தாங்கள் சில காலம் இங்கேயே தங்கி தங்களின் ஆத்மபோதனையினை நாங்கள் நற்பயன் அடையச் செய்தல் வேண்டுமென வணக்கத்துடன் வேண்டிக் கொள்ளுகிறோம்.*

இங்ஙனம்,

வந்தவாசி.<br>26—1—64.

**ஜைன பெருமக்கள்**<br>வங்காரம்.

(૮૧) **આગ્રા :** " કાનજીસ્વામીકે પ્રવચનોં કે પ્રભાવસે જૈનજગતમેં અભૂતપૂર્વ ઢંગસે ધાર્મિકચેતના જાગૃત હો રહી હૈ. –" **नवभारत** " (દૈનિક)

(૮૨) **મથુરા :** જૈસે ભગવાન નેમિનાથને ઉત્તરસે પશ્ચિમમેં જાકર કે ( શૌરીપુરથી સૌરાષ્ટ્રમાં આવીને ) ધર્મકા સન્દેશ સુનાયા, વૈસે આજ ઇતને વર્ષોંકે બાદમેં વહી સન્દેશ સ્વામીજીકે દ્વારા વહાંસે હમકો આજ વાપસ મિલ રહા હૈ, યહ હમારા બડા ભાગ્ય હૈ! પૂર્વાચાર્યોંને ઉત્તરકા સન્દેશ દક્ષિણકી ઓર ભેજા, વહી સન્દેશ આજ દક્ષિણસે ફિર ઉત્તરકી ઓર આ રહા હૈ! ઇસ તરહ સૌરાષ્ટ્રપ્રાંત કી સાથ હમારા પહલેસે હી સમ્બન્ધ ચલતા રહા હૈ. (–પં.બલભદ્રજીના ભાષણમાંથી)

(૮૩) **પાવાગીર–ઉન સિદ્ધક્ષેત્ર :** " અહા, યહ સબ દેખકર મુઝે બહુત હર્ષ હોતા હૈ ઔર ઐસા સન્દેહ હોતા હૈ કિ, ક્યા હમ યહ સબ સચ દેખ રહે હૈ કિ સ્વપ્ન ?" ( મુનીમજીના ભાષણમાંથી )

(૮૪) **અજમેર :** " તા. ૧૫ અપ્રૈલકો ભારતકે મહાન અધ્યાત્મિક સન્ત કાનજીસ્વામીકા નગરમેં અભૂતપૂર્વ સ્વાગત હૂઆ, જિસમેં લગભગ ૧૦ હજાર વ્યકિત સમ્મિલિત થે....અજમેરકે ઇતિહાસમેં ઇતના વિશાલ જુલૂસ પ્રથમવાર દેખનેકો મિલા."

( " **आजाद** "–સાપ્તાહિક )

(૮૫) **અજમેર :** હમારા સૌભાગ્ય હૈ કિ આત્મતત્ત્વકી ઈતની વિશદ વ સુંદર વ્યાખ્યા કરનેવાલે સન્તકા અજમેરમેં પધારના હુઆ હૈ.

( શેઠશ્રી ભાગચંદજી સોની (કેપ્ટન)ના સ્વાગત-પ્રવચનમાંથી )

(૮૬) **લાડનૂ :** સ્વામીજીએ આ મરૂભૂમિમાં પ્રવાસથી ઘણા જીવોને કલ્યાણપથ ઉપર લગાડયા છે, આપનો ઝુકાવ આત્મા તરફ છે, તે જ મહત્ત્વશાળી છે. તેનું અમારે અનુકરણ કરવા જેવું છે. ( શેઠશ્રી ગજરાજજી ગંગવાલના સ્વાગત-પ્રવચનમાંથી )

(૮૭) **આરા :** હમને સુના હૈ કિ સોનગઢકા વાતાવરણ બહુત પવિત્ર હૈ, સારે દિન સબ લોગ બસ ધર્મચર્ચા ઔર ભક્તિમેં હી રહતે હૈ...દેખો, યહ સોનગઢકી બહનોંકી બાત! ઐસા પવિત્ર જીવન બનાનેકા ધ્યેય રખના ચાહિએ. અપની આત્માકો પહચાનકર કલ્યાણ કરના યહી તો કર્તવ્ય હૈં.

( બ્ર. ચંદાબાઈઃ સ્વાગત-સમારંભ પ્રસંગે )

(૮૮) **ઈન્દોર :** यही धरा पर आत्म रविका उदय सदा जयवंत रहो,
ज्ञानपुंज उस आत्मजयोतिको वारवार सब नमन कहो!
धन्य धन्य तुम गुरुवर मेरे आत्म-जयोतिको जगा दिया,
कोटि जन्मके अंधज्ञानका पलभरमें ही नाश किया "

(૮૯) **ડાલમીઆનગર :** ભારતવર્ષમાં આજે આપણને આ મહાન અધ્યાત્મસંતનો સુયોગ બન્યો છે તે આપણી કોઈ પૂર્વ તપસ્યાનું જ ફળ સમજવું જોઈએ. જે વિશ્વવંદ્ય વિભૂતિના દર્શન માટે અમારે સોનગઢ જવાનું હતું તે વિભૂતિ સ્વયં આજ અમારા આંગણે આવી છે તે અમારા મહાન સૌભાગ્યનો વિષય છે.

(પં. અયોધ્યાપ્રસાદજી ગોયલીયના ભાષણમાંથી)

(૯૦) **દિલ્હી :** આપના ઉપદેશનું બધું વજન આત્મા ઉપર છે, અને એ જ ભારતની બ્રહ્મવિદ્યા છે. લોકોને આ વાતની ખાસ જરૂર છે. —શ્રી ઢેબરભાઈ.

(૯૧) **સિદ્ધાન્તકા જૌહરી :** "સોનગઢ અથવા શ્રમણગઢ – એટલે કે સાધુ-સન્તોના નિવાસનું ધામ. કાઠિયાવાડમેં દિ. જૈનધર્મકે પ્રચારકા પહલા શ્રેય આપકો ( પૂ. કાનજી સ્વામી કો ) હૈ. સોનગઢકી હવા શાસ્ત્રમય હૈ. સિદ્ધાન્તમેં વર્ણિત નિશ્ચયનયરૂપ સોનેકી પરખ ઈસ જૌહરીને કી હૈ."

(વિદ્વત્પરિષદના અધિવેશન વખતે : સાગરના પં. દામોદરદાસજી)

(૯૨) **–"તો મુખ સોનગઢકી સન્મુખ ફેરના પડેગા" :** "આપ જૈસા પ્રભાવશાળી પુરુષ બહુત વર્ષોમેં હૂઆ હો એસા મેરા ખ્યાલમેં નહીં હૈ. લોગ પૂછા કરતે હૈ કિ

આત્માકા ભાન કૈસે હો વ આત્માકા ધ્યાન કૈસે હો? મૈં ઉસે દૃઢતાપૂર્વક કહતા હૂં કિ યદિ આત્માકા જ્ઞાન ઔર ધ્યાન કરના હો તો તુમ્હારા મુખ સોનગઢકી સન્મુખ ફેરના પડેગા.

(આ ઉદ્‌ગારો છે પંડિત શ્રી મુન્નાલાલજીના, સં. ૨૦૦૬માં રાજકોટ–પ્રતિષ્ઠાવિધિ કરાવવા આવેલા તે વખતના આ તેમના ઉદ્‌ગારો છે.)

(૯૩) **કુરાવલી:** સત્પુરુષ શ્રી કાનજીસ્વામી સદા યહ કહ રહે હૈં,
સમઝના ખુદ હી પડેગા ભાવ તેરે બહ રહે હૈ,
શુભક્રિયા કો ધર્મ માના ભવ ઈસીસે ધર રહા હૈ,
હૈ ન પરસે ભાવ તેરા ભાવ ખુદ હી કર રહા હૈ.

–શ્રી ગુણધરલાલજીના કાવ્યમાંથી (કુરાવલી)

(૯૪) **“ઐસા વાતાવરણ સારે હિન્દમેં ફૈલ જાવે”:** “હમ સ્વામીજીકે ચરણોંમેં શ્રદ્ધાંજલિ દેતે હૈ, શ્રદ્ધા કરતે હૈ. હમ સહૃદયસે કહેત હૈં કિ સોનગઢ જૈસા વાતાવરણ સારા હિન્દુસ્તાનમેં ફૈલ જાવે, ઔર ભારત કે કોને કોનેમેં સબ જગહ યહ બાત ફૈલ જાવે.

(પં. રાજેન્દ્રકુમારજી મથુરાવાલા: વિદ્વત્‌પરિષદ વખતે કરેલા ભાષણમાંથી.)

(૯૫) “શ્રી કાનજીસ્વામી મહારાજ જેવા પવિત્ર આત્મા અમારા રાજ્યમાં છે, તેમનાથી અમારું રાજ્ય મહાન ગૌરવવંત છે.” (કુંદકુંદ પ્રવચનના ઉદ્‌ઘાટન પ્રસંગે આવેલો સન્દેશ) –**અનંતરાય પટ્ટણી** (ભાવનગરના દીવાન)

(૯૬) **પં. દેવકીનંદનજીનો પ્રમોદ:** આજથી ૧૭ વર્ષ પહેલાં (સં. ૨૦૦૩માં) પં. દેવકીનંદનજી હુકમીચંદજી શેઠની સાથે સોનગઢ આવેલા, ત્યાંથી વીંછીયા ગયેલા ને ત્યાં જિનમંદિરના શિલાન્યાસ બાદ પોતાનો પ્રમોદ વ્યક્ત કરતાં હર્ષથી તેમણે કહ્યું કે: આવા ધર્મપ્રભાવક, મહાન તત્ત્વજ્ઞ, તીર્થસ્થાપક, યુગપ્રધાન, મહર્ષિ પુરુષ ઘણા વર્ષોમાં થયા નથી એમ હું મારા હૃદયથી માનું છું. શાસ્ત્રાધાર સહિત વસ્તુસ્વરૂપ બતાવવાની તેમની શૈલી મેં આજ સુધી ક્યાંય જોઈ નથી. અમે લોકો આજ સુધી નિમિત્ત ઉપર દૃષ્ટિ રાખીને શાસ્ત્ર પઢતા હતા, પણ સ્વામીજીએ વાસ્તવિક દૃષ્ટિથી –સ્વાશ્રિત નિશ્ચય તત્ત્વદૃષ્ટિથી શાસ્ત્રના અર્થ કરવાની યથાર્થ શૈલી બતાવી–એ જ મારા માટે અપૂર્વ લાભ થયો છે, અને તે બાબતનો મને અનહદ પ્રમોદ થયા કરે છે.

(૯૭) **ભારતનું નવસર્જન:** આજે ગુરુદેવ ભારતનું નવસર્જન કરી રહ્યા છે.... ભારતની સાચી પ્રગતી, સાચું નવસર્જન,–જેનાથી જીવોને શાંતિ પ્રાપ્ત થઇ શકે એવી મહાન ક્રાંતિ અધ્યાત્મજ્ઞાન વડે જ થઈ શકે. રાષ્ટ્રપતિ કે મહા અમાત્ય

જેવું મોટું પદ પામવા છતાં જે શાંતિ જીવો નથી પામી શકતાં તે શાંતિ અધ્યાત્મભાવના વડે જ પામી શકાય છે; એવા અધ્યાત્મજ્ઞાનના પ્રચાર વડે પૂ. શ્રી કાનજીસ્વામી આજે ભારતનું નવસર્જન કરી રહ્યા છે. હીરકજયંતી પ્રસંગે આપણે તેમને પરમભક્તિથી અભિનંદીએ...અને જ્ઞાનપ્રકાશ વડે આપણાં જીવનનું તેઓ નવસર્જન કરે—એમ પ્રાર્થના કરીએ છીએ.

—ચીમનલાલ. સી. શેઠ (મુંબઈ)

(૯૮) **પિંડાવા (રાજસ્થાન):** ઈસ વર્તમાનયુગમેં જિન આત્માર્થી જિજ્ઞાસુ નર-નારિયોંને પરમ પૂજ્ય સદ્‌ગુરુદેવ શ્રી કાનજીસ્વામીકે પ્રવચન એકાગ્રતા—તલ્લીનતા ઔર અધ્યયનપૂર્વક સૂને યા પઢે ઉનકી આત્મા વીતરાગતાકી ઓર ઝૂકે બિના નહીં રહી. ઉન્હોંને પૂ. સ્વામીજીકો આત્મિકજ્ઞાનકા પ્રકાશદાતા ઔર અપના કલ્યાણકારી મહાપુરુષ સ્વીકાર કિયા હૈ....હમ મુમુક્ષુગણ આપકે આત્મવિશ્વાસમેં અપની અતૂટ શ્રદ્ધાકા સાદર અભિનંદન સમર્પિત કરતે હૈં. (પૂરી શ્રદ્ધાંજલીનું લખાણ ૧૪ પાનાં ભરેલું છે.) (કોમલચંદ્ર જૈન, સાહિત્યરત્ન, પ્રમુખ-મુમુક્ષુ મંડળ, અને બીજા ૫૦ જેટલા મુમુક્ષુ ભાઈ—બહેનોની સહી છે).

(૯૯) અને **સોનગઢના ને સૌરાષ્ટ્રના ભક્તો કહે છે:—** આપણા પૂ. ગુરુદેવના પુનિત પ્રતાપે ભારતભરમાં પરમ સત્ય જિનધર્મનો આજે ઉદ્યોત થઈ રહ્યો છે. અને વીતરાગી દેવગુરુશાસ્ત્રની આપણને પ્રાપ્તિ થઈ છે. ધર્માત્માઓનાં સાક્ષાત્ દર્શન અને સેવા કરવાનું મહાભાગ્ય પણ આપણને પ્રાપ્ત થયું છે. પરમ ઉપકારક જિનશાસનને ઉન્નતિના શિખર તરફ લઈ જઈને જગતભરમાં તેનો વિજયડંકો વગાડનાર, શાસનઉદ્ધારક ગુરુ કહાનની કૃપાએ આજે મોક્ષમાર્ગનાં દરવાજા દેખાયા છે, અને દેવ-ગુરુ-ધર્મની મહા પ્રભાવનાનું સદ્‌ભાગ્ય આપણને મળ્યું છે. આવા ઉપકારી ગુરુરાજની હીરકજયંતી પ્રસંગે સોનગઢના—સૌરાષ્ટ્રના ને ભારતના ભક્તો ભક્તિભીના હૃદયે શ્રદ્ધાંજલિ સાથે જયઘોષ કરે છે કે—ધર્મધુરંધર ધર્મઉદ્યોતક પરમઉપકારી કહાન ગુરુદેવનો જય હો.... વિજય હો.

(૧૦૦) આત્માને સાધો ને ભગવાન બનો

(?)

જિજ્ઞાસુના આશીર્વાદ

# ભારતના પાટનગર દિલ્હી શહેરમાં

## કોંગ્રેસ પ્રમુખ શ્રી ઢેબરભાઈએ કરેલ સ્વાગત-પ્રવચન

☆

**સં. ૨૦૧૩ માં સમ્મેદશિખર વગેરે તીર્થધામની યાત્રા કરીને પાછા ફરતાં પૂ. ગુરુદેવ શ્રી કાનજીસ્વામી સંઘ સહિત ભારતના પાટનગર દિલ્હીશહેરમાં પધાર્યા હતા. ત્યારે તત્કાલિન કોંગ્રેસપ્રમુખ (અને સૌરાષ્ટ્રના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન) શ્રી ઢેબરભાઇ દિલ્હીના અનેકવિધ પ્રવૃત્તિઓમાં રોકાયેલ હોવા છતાં લગભગ દરરોજ પૂ. ગુરુદેવના પ્રવચનોનો લાભ લેતા. તા. ૬-૪-૫૭ ના રોજ તેમણે એક સ્વાગત-પ્રવચન કર્યું હતું. તેનો મુખ્યસાર અહીં આપવામાં આવ્યો છે.**

ભારત કે ઇસ પાટનગરમેં આપ સબકી, ઔર મેરી ઓરસે મેં મહારાજશ્રી કા સન્માન કરને કે લિયે ખડા હુઆ હૂં. મહારાજશ્રી કી દુનિયા એક અલગ દુનિયા હૈ, મહારાજશ્રી કે જીવન કે બારે મેં આપ લોગોંને બહુત સુના હોગા. ઉનકે બારેમેં મૈં ઇતના હી કહૂંગા કિ ઉનકા જીવન એક સત્ય દૃષ્ટા કા જીવન હૈ, ઔર વે નિર્ભીક હૈ. જિસ ચીજ મેં ઉનકા વિશ્વાસ હૈ ઉસકો વે નિડરતાસે કહ રહે હૈ. અગર ગુરુ મેં ઐસી નિર્ભીકતા ન હો તો વે શિષ્યોંકો બીચમેં હી રૂલાદે, -નિર્ભીકતા કે વિના સત્ય માર્ગ પર કૈસે લે જાય?

મહારાજશ્રી કા ચરિત્ર સંપૂર્ણ સત્યકા ભાન કરાનેવાલા હૈ; વે અપના જો સંદેશ સુના રહે હૈ વહ એક અનુભવ-સંદેશ હૈ, ઔર ઉનકી બાત તર્કશુદ્ધ હૈ. ઉનકે ઉપકારકા બદલા હમ લોગ કૈસે દેવેં? ઉનકે લિયે તો એક હી બદલા હૈ કિ-હમ કોશીષ કરેં ઉનકે માર્ગ પર ચલનેકી! કોરી તારીફથી તેમને સંતોષ નહિ થાય, પણ તેઓ આપણને જે સન્દેશ સંભળાવે છે તે સમજવાથી જ તેમને સંતોષ થશે. ઇસ લિયે પ્રવચનમેં આપ વારંવાર કહેતે હૈ કિ "સમઝે?" "સમજાય છે?" જેમ ગુરુ પ્રેમથી શિષ્યને પઢાવતાં કહે કે બેટા! સમઝા! સમઝા!! વૈસે આપ ભી પ્રવચનમેં બારબાર શ્રોતાજનોસે પૂછતે હૈ કિ "સમઝમેં આતા હૈ....?"

મહારાજશ્રી જો ચીજ સમઝા રહે હૈ વહ ભારતવર્ષકી મૂલ ચીજ હૈ, ઔર આજ ભારતવર્ષકી ઇસ ચીજકી સારે વિશ્વકો જરૂર હૈ, બડે બડે લોગોંકા હૃદય સેવાભાવસે ભરા હુઆ હૈ; ઉસમેં મહારાજશ્રીકા સંદેશ ઐસા નહીં કિ તુમ સેવક મીટ જાઓ, લેકિન મહારાજશ્રી યહ કહતે હૈં કિ, તુમ સમઝો કિ દુનિયાંકા શત્રુ અણુબમ્બ નહીં હૈ, ઉસકો ઉત્પન્ન કરનેવાલી વ્યક્તિ ભી નહીં, લેકિન જો રાગદ્વેષકી ભાવના હૈ વહી દુનિયાકા શત્રુ હૈ; રાગદ્વેષકી પ્રબલ ભાવનાને હી ઐસે હથિયારોંકી ઉત્પત્તિ કી હૈ, ઇસલિયે હથિયાર શત્રુ

નહીં કિન્તુ રાગ-દ્વેષ હી શત્રુ હૈ; જિસ વિકારાત્માક ભૂમિકા કે ઉપર હમ એક દૂસરોંકો શત્રુ સમઝ રહે હૈ ઉસકા નાશ કૈસે હો યહ મહારાજશ્રી બતલા રહે હૈ.

અપના ભારતદેશ અધ્યાત્મપ્રધાન હૈ. મહારાજશ્રીકા સન્દેશ ભારતવર્ષકી સભ્યતા ઔર સંસ્કૃતિકી નીવ-જડ હૈ. અગર ભારતવર્ષને સારા વિશ્વમાં દેદીપ્યમાન બનવું હશે તો તે આ નીંવ (પાયા) ઉપર જ બની શકશે. અપની ઈસ નીંવકે દ્વારા આજ ભારતવર્ષ દુનિયાંકો ઊંચા ઊઠાનેકા પ્રયત્ન કર રહા હૈ. 'પંચશીલ' કે દ્વારા ભારત આજ નિર્વૈરબુદ્ધિકા ફૈલાવ કરના ચાહતા હૈ; મહારાજશ્રી કહતે હૈ કિ રાગદ્વેષ હી વૈરબુદ્ધિકા મૂલ હૈ; નિર્વૈર બુદ્ધિ કૈસે હો યહ આપ સમઝાતે હૈ. મહારાજશ્રીકી નકારાત્મક ભૂમિકા નહીં હૈ, લેકિન અનુભવાત્મક ભૂમિકા કે ઉપર આપ માર્ગ દિખલા રહે હૈ.

મુઝે ૨૦ સાલસે મહારાજશ્રી કે સન્દેશ સુનનેકા સૌભાગ્ય મિલા હૈ. મહારાજશ્રી અપને સન્દેશ સે એક સત્યદર્શન સમઝાનેકી કોશીષ કર રહે હૈ. મહારાજશ્રી અપની શિષ્યમંડલી કે સાથ યાત્રાકે લિયે નીકલે ઔર યહાંકી જનતાકો ભી ઉનકા સન્દેશ સુનનેકા લાભ મિલા. ઈસ નગરીમેં મૈં આપ સબકી ઓરસે મહારાજશ્રીકા સન્માન કરતા હૂં. સત્યકા સન્દેશ સુનાકર વે હમકો જાગૃત કર રહે હૈ, ઔર હમ મહારાજ કો વિશ્વાસ દેતે હૈ કિ હમ ભી ઈસકે લિયે કોશીષ કરેંગે.

અંતમેં એક વાર ફિર મૈં સબકી ઓરસે ઔર મેરી ઓરસે મહારાજશ્રીકા સ્વાગત કરતા હૂં.

# સમ્મેદશિખરજીની યાત્રા પ્રસંગે મધુવનમાં શ્રીમાન પં. બંસીધરજી સાહેબ (ઈન્દોર)નું ભાષણ

(મધુવનમાં તા. ૧૬-૩-૫૭ ફાગણ વદ એકમના રોજ પૂ. ગુરુદેવના પ્રવચન બાદ ઈંદોરના પંડિત બંસીધરજીએ ઘણા ગદગદ ભાવથી ભાષણ કરીને, પૂ. ગુરુદેવ પ્રત્યે પોતાના જે ભાવો પ્રગટ કર્યા હતા તે અહીં આપવામાં આવેલ છે. શ્રીમાન્ પંડિતજી દિગંબર જૈન સમાજના એક અગ્રગણ્ય વિદ્વાન છે, અને અત્યારના દિગંબર જૈન સમાજના પંડિતોમાંથી મોટા ભાગના પંડિતો તેમના પાસે ભણેલા છે, તેમનું આ ભાષણ છે.)

卐

પહેલાંના કાર્યક્રમ અનુસાર એવી આશા હતી કે આ અમૃતથી ભરેલો કુંભ ફરીથી પ્રાપ્ત થશે....પરંતુ.... હવે પ્રોગ્રામ બદલી જવાથી (પૂ. સ્વામીજી આજે જ અહીંથી પ્રસ્થાન કરશે તેથી) આ વાણી સાંભળવા નહીં મળે. (આમ બોલતાં બોલતાં પંડિતજી એકદમ ગળગળા થઈ ગયા હતા અને થોડીવાર સુધી બોલી શક્યા ન હતા. ત્યારબાદ આગળ ચાલતા તેમણે કહ્યું:-) અનંત ચોવીસીના તીર્થંકરો અને આચાર્યોએ સત્ય દિગંબર જૈનધર્મને અર્થાત્ મોક્ષમાર્ગને પ્રગટ કરનારો જે સંદેશ સંભળાવ્યો તે જ આમની (કાનજીસ્વામીની) વાણીમાં આપણા સાંભળવામાં આવી રહ્યો છે;-તે સાંભળતાં જ સહેજે પ્રતીત થઇ જાય છે અને પદાર્થનું યથાર્થ શ્રદ્ધાન થઈ શકે છે.

સમ્યગ્દર્શન શું ચીજ છે અને તે કેટલી મહત્ત્વની ચીજ છે-તે આપ સમજાવે છે. દૃષ્ટિ અંતરની ચીજ છે, તેનો કોઈ પઢવા-લખવા સાથે સંબંધ નથી. અંતરની દૃષ્ટિ થવાનો સંબંધ શાસ્ત્રની સાથે નથી, તેમજ અમુક ક્રિયાથી કે શાસ્ત્રથી તે પ્રાપ્ત થઈ જાય-એમ નથી, તે તો અંતરંગની ચીજ છે. અમારી તો ભાવના છે કે સમ્યક્ દૃષ્ટિ પ્રાપ્ત થાય કે જેના પ્રતાપથી આત્માને સ્વરૂપની પ્રાપ્તિ થઈ જાય. સમ્યગ્દૃષ્ટિ થયા પછી આપણું જે કાંઈ જાણવું છે તે સમ્યગ્જ્ઞાન છે, અને જે આચરણ છે તે સમ્યક્ચારિત્ર છે. સમ્યગ્દર્શન-પૂર્વકના જ્ઞાન-ચારિત્રથી જ મુક્તિ થશે, તેના સિવાય બીજું કોઈ-શાસ્ત્રીય જ્ઞાન કે દૈહિક ક્રિયાકાંડ મોક્ષમાર્ગ નથી.-આ વાત સ્વામીજી સમજાવી રહ્યા છે.

દુઃખથી છૂટવા માટે અને સુખની પ્રાપ્તિને માટે જૈન તીર્થંકર-આચાર્યોએ કહ્યું છે કે-તમે સ્વયં પરથી ભિન્ન આત્માનું જ્ઞાન કરીને, અંતરાત્મા થઈને પરમાત્મા બની શકો છો;-એનું પ્રતિપાદન અહીં મહારાજજીના પ્રવચનમાં થઈ રહ્યું છે.

પરાધીન બનાવીને, ભક્ત બનાવીને, શરણમાં લઈને મોક્ષ દેવાની વાત કરવી તે તો પરતંત્રતા છે. તીર્થંકરોએ સ્વતંત્રતાની વાત કરી છે, પરથી વિભિન્ન આત્માને પોતે પોતામાં જાણીને અને તેમાં સ્થિર થઈને તમે સ્વયં પરમાત્મા બનશો. એ જ માર્ગ આજે આ સન્ત પોતાના પ્રવચનમાં દર્શાવી રહ્યા છે. મહાવીર ભગવાને જે કહ્યું અને કુંદકુંદ આદિ આચાર્યોએ જે કહ્યું તે જ આજે આ (મહારાજશ્રી) પ્રસિદ્ધ કરી રહ્યા છે. (સભામાં હર્ષનાદ)

પં. શ્રી બંસીધરજી ભાષણ કરી રહ્યા છે....

આવા આધ્યાત્મિક સંતોએ સ્વયં પોતાને આનંદિત બનાવ્યા છે અને વીતરાગતા તથા સ્વતંત્રતાની ઘોષણા કરીને તેનો જ ઉપદેશ દઈ રહ્યા છે. તે માર્ગમાં આવનાર મુમુક્ષુઓ પણ પોતાને મહાસદ્‌ભાગી માને છે કે–અમને સ્વતંત્રતાનો માર્ગ દર્શાવનાર આવા સંત મળ્યા.

વસ્તુની 'યોગ્યતા' બાબતમાં આપનું વિવેચન વિશિષ્ટ ઢંગનું છે. યોગ્યતા વસ્તુનો સ્વભાવ છે–એવું બતાવનાર દેવ–શાસ્ત્ર–ગુરુ સાચા છે. ઉપરછલી દૃષ્ટિવાળાને એમ લાગે છે કે "આમ કેમ? આમ કરત તો આમ થાત !!"–પરંતુ ખરેખર જૈનાચાર્યોનો એવો અભિપ્રાય નથી.

"चारित्तं खलु धम्मो" તે તો મોહક્ષોભરહિત આત્મ-પરિણામ છે, અને તે જ ધર્મ છે. નીચેની ભૂમિકામાં રાગી પ્રાણીની ક્રિયા-કે જેને સરાગ ચારિત્ર કહેવામાં આવે છે તે મોક્ષમાર્ગ નથી, તે તો 'संसारक्लेशफलत्वात्' હેય છે. મોક્ષમાર્ગ તો વીતરાગ ચારિત્ર છે, પરંતુ જે ઘણું કરીને મોક્ષ-સુખને નથી ચાહતો અને સંસારસુખને ચાહે છે તે જ તે પુણ્યક્રિયાને ઉપાદેય સમજે છે, પણ તે પુણ્યક્રિયા-અનુષ્ઠાન મોક્ષ આપી દેશે એમ હરગીજ નથી.

આપની વાત સાંભળતાં સાંભળતાં લોકોને એમ લાગી જાય છે કે "બસ! જ્યારે જુઓ ત્યારે મોક્ષની જ કથા?-આત્માની જ કથા?" પરંતુ એ જ તો દુર્લભ છે અને એ જ મતલબની વાત છે. આપણે તો સ્વાધીન બનવા ચાહીએ છીએ. પહેલાં દૃષ્ટિભેદ (સમ્યગ્દર્શન) કરો. દૃષ્ટિભેદ થયા પછી થોડુંક પણ પઢવા-લખવાનું સાર્થક થશે. અને અંતરની દૃષ્ટિ વિના, ભલે આગમધર હોય ને કઠિન આચરણ પણ કરતો હોય, તો પણ તે કંઈ સાર્થક નથી: આવો જ જૈન શાસ્ત્રોનો ઉપદેશ છે.

મેં આપના પ્રવચનોનું શ્રવણ કર્યું તેમાં મને એવી જ દૃષ્ટિ વિદિત થઈ; આપની વાણીમાં તીર્થંકરોનું અને કુંદકુંદ સ્વામીનું જ હૃદય હતું. તેને અનુસરીને લોકોની જે પ્રવૃત્તિ થાય તે મુમુક્ષુને માટે ઉપાદેય છે. લોકો તેને નહિ સમજીને કેવા કેવા પ્રકારના ખોટા અભિપ્રાય કરી લ્યે છે!

આપનો પ્રચાર હાલ તો યાત્રાના નિમિત્તે થયો છે. યાત્રા તો સકુશલ થશે જ, પરંતુ આપની દૃષ્ટિથી જે તત્ત્વ પ્રતિપાદિત થાય છે તે જગતને માટે કલ્યાણકારી છે. (-સભામાં ઘણા હર્ષપૂર્વક તાલીનો અવાજ)

અંતમાં, તે શ્રાવક-શ્રાવિકા અને બ્રહ્મચારી વર્ગ પણ અમારે માટે આદરણીય અને અનુકરણીય છે-કે જેઓ આપની છત્રછાયામાં રહીને આત્મકલ્યાણ કરી રહ્યા છે.

# સમ્મેદશિખરજીની યાત્રા પ્રસંગે મધુવનમાં
# શ્રીમાન્ પં. ફૂલચંદ્રજી સાહેબનું ભાષણ

**તા. ૧૬-૩-૫૭ ફાગણ વદ એકમના રોજ મધુવનમાં શ્રીમાન્ પં. બંસીધરજી સાહેબના ભાષણ પછી બનારસના પં. ફૂલચંદ્રજી સાહેબે પણ સંક્ષિપ્ત વક્તવ્યદ્વારા પોતાના ભાવો પ્રગટ કર્યા હતા, તે અહીં આપવામાં આવે છે. તેઓ દિ. જૈન સમાજના અગ્રગણ્ય વિદ્વાનોમાં સ્થાન ધરાવે છે. એટલું જ નહિ પણ "ભારતવર્ષીય દિગંબર જૈન વિદ્વત્‌પરિષદ"ના તેઓ અધ્યક્ષ છે. તેમનું આ ભાષણ છે.**

અમારા પૂ. પંડિતજી (બંસીધરજી સાહેબ) અમારા ગુરુજી છે, તેમણે પૂ. કાનજી-સ્વામીના સંબંધમાં ઘણું સ્પષ્ટ કહી દીધું. જ્યારે તેઓ બોલવા માટે ઊભા થયા ત્યારે તો મને એમ લાગેલું કે તેઓ બહુ મર્યાદામાં રહીને બોલશે, પરંતુ આપણે જોયું કે ભાવના તો મર્યાદાનું ઉલ્લંઘન કરે છે.

મહારાજજીના જે પ્રવચનો થઈ રહ્યા છે તે બાબતમાં કેટલાક લોકોમાં ભ્રાન્તિ ફેલાયેલી છે; હું કહું છું કે તે લોકો આવીને પ્રવચન સાંભળે. તેઓ એવું કાર્ય ન કરે કે જે જનતાને સમ્યગ્જ્ઞાનના લાભમાં બાધક હોય!

કાલ રાત્રે જિનમંદિરમાં આ લોકોની ભક્તિ આપણે સૌએ દેખી; હું આપને પૂછું છું કે-શું આવી ભક્તિ આપણે કદી દેખી છે?

પૂ. સ્વામીજીની સાથે ઇંદોરથી હું બરાબર સંપર્ક રાખતો આવ્યો છું. હું આપની (પૂ. ગુરુદેવની અને સંઘના સદસ્યોની) ક્રિયા, વ્યવહાર, ધાર્મિક લગન, ભક્તિ-જે કાંઈ દેખી રહ્યો છું તે ઉપરથી એક પંડિત તરીકે-વિદ્વત્‌પરિષદના અધ્યક્ષ તરીકે જાહેર કરું છું કે આ લોકો પૂરા દિગંબર છે-સચ્ચા દિગંબર છે. ધર્મબંધુ તરીકે આપણે તેમનું સ્વાગત કરવું જોઈએ અને સ્વામીજીના ઉપદેશનો લાભ લેવો જોઈએ. આ તરફની જનતા તેમનાથી પરિચિત નથી તેથી જનતાદ્વારા કોઇ અનુચિત પ્રવૃત્તિ ન થઈ જાય તે માટે આપણે પરિસ્થિતિને સંભાળી લેવી જોઇએ. અમારી ઇચ્છા છે કે જ્યાં જ્યાં સ્વામીજીનું આગમન થાય ત્યાં જનતા તેમનું સ્વાગત કરે અને પ્રવચનનો લાભ ઉઠાવે.

# અધ્યાત્મધામ સોનગઢ

(પં. શ્રી કૈલાશચંદ્રજી સિદ્ધાન્તશાસ્ત્રી; અધ્યક્ષ, વિદ્વત્પરિષદ)

(સોનગઢમાં વિદ્વત્પરિષદનું ત્રીજું અધિવેશન થયું તેના પ્રમુખ પં. શ્રી કૈલાસચંદ્રજી સિદ્ધાંતશાસ્ત્રી હતા. સોનગઢમાં પૂ. ગુરુદેવશ્રી પાસે આધ્યાત્મિક ચર્ચા તથા વ્યાખ્યાનોથી તેમને જે લાભ થયો તેનું તેઓએ ઘણા જ હૃદયોલ્લાસથી પોતાના ભાષણમાં વર્ણન કર્યું હતું. તેમના ભાષણનો ટૂંક ભાગ અહીં આપવામાં આવે છે—)

☆

યહાં પર પરિષદકા અધિવેશન કરને સે હમ સબકો મહારાજશ્રી કે પાસમેં અધ્યાત્મકા બહુત લાભ મિલા હૈ. અધિવેશનમેં ઉપસ્થિત સભી વિદ્વાનોં કહ રહેં હૈં કિ હમકો મહારાજશ્રીકે આધ્યાત્મિક ઉપદેશસે બહુત લાભ હુઆ હૈ. હમ સબકે પરિણામ મેં ભેદ હો ગયે હૈં. પરિષદ અપના અધિવેશન કા કાર્ય તો કિસી ભી સ્થાન પર કર સકતી થી; કિન્તુ મહારાજશ્રીકા આધ્યાત્મિક ઉપદેશકા લાભ લેને કે મુખ્ય હેતુ સે ઇસિ સ્થાનકો પસંદગી દી ગઈ.

૧૯૯૬ કી સાલમેં જુનાગઢમેં જબ મહારાજશ્રી સે મેરા એક ઘંટે તક પરિચય હુઆ તબ સે હી મેરે હૃદય મેં ઐસી છાપ પડી હુઈ થી કિ મહારાજશ્રીકા ઉપદેશ અવશ્ય સુનના હી ચાહિએ ઇસલિયે હમ સબ વિદ્વાન ભાઈયોંકો એક સાથ ઐસા લાભ મિલે—યહ હેતુ સે ઇસ અવસર પર યહાં આનેકા પ્રસંગ મિલા હૈ. તીન દિન મહારાજશ્રી કા આધ્યાત્મિક વ્યાખ્યાન સુનકર મુઝે ઐસા આત્મવેદન હુઆ હૈ કિ અભી મૈંને આત્માકા કુછ નહિ કિયા, કેવલ શરીરકા કિયા હૈ. જબ હમ વિદ્યાર્થીઓંકો શાસ્ત્રાભ્યાસ કરાતે થે તબ પ્રવચનસારાદિ મેં ચિદાનંદ આત્મા કી જો અધ્યાત્મ બાત આતી થી ઉસકો તો છોડ દેતે—ઔર ઉદ્ધ્વાંશ કલ્પનાદિ બાત હમ શીખાતે થે. (આ બોલતી વખતે સભાપતિજી ઘણા ગળગળા થઈ ગયા હતા.)

યહ સોનગઢ જૈસા વાતાવરણ અન્યત્ર કહીં પર ભી નહી હૈ. એક બાઈ પાની ભરનેંકે લિયે જા રહી થી, ઉસસે કિસીને પૂછા કિ 'મંડનમિશ્ર કા ઘર કહાં હૈ?' તબ બાઈને ઉત્તર દિયા કિ 'જિસ ઘરમેં તોતા ભી શાસ્ત્રાર્થ કર રહા હો કિ—સ્વતઃ પ્રમાણં પરતઃ પ્રમાણં, ઉસ ઘર મંડનમિશ્રકા જાનના' ઉસી તરહ યદિ કોઈ પૂછે કિ સોનગઢ કહાં હૈ? તો હમ ભી ઉત્તર દેતે હૈ કિ—જિસ સ્થાન મેં ઘરઘરમેં ભાઈ—બહિનોં છોટે બડે સબ કે બિચ દિનરાત અધ્યાત્મ કી ચર્ચા સુનાઈ પડતી હો વહી સોનગઢ હૈ. યહાં કે છોટે બચ્ચોંકે પાસ ભી હમેં અધ્યાત્મ કી ચર્ચા સુનનેમેં આતી હૈ. રાસ્તે મેં ચલતે ચલતે અજૈન ડોકટર ભી હમારી સાથ તત્ત્વચર્ચા કરને લગતા હૈ, ઇસસે હમકો ઐસા

લગા કિ જો શરીરકા ડોકટર થા વે સોનગઢમેં આત્માકા ભી ડોકટર બન ગયે. એક પોલીસપટલ જો કિ મહારાજકા ઉપદેશ સુનનેકો આતે હૈં ઔર જો મુસ્લીમ બંધુ હૈ વે ભી રાસ્તે મેં હમકો પૂછતે થે કિ આપકો મહારાજકી વાણી કૈસી લગતી હૈ. રાત્રકો સોતે સમય પિછલી બારિમેં સે બહિનોં મેં ઉપાદાન નિમિત્ત કી ચર્ચાકા આવાજ સુનનેમેં આતા થા. યહાં રહને વાલા સબ ભાઈ-બહિનોંકા આધ્યાત્મિક જીવન દેખકર હમકો અતિ આનંદ હોતા હૈ, યહ સબ પ્રભાવ મહારાજશ્રીકા ઉપદેશકા હી હૈ ઔર યહાં કે સબકો એક દૂસરે પર પ્રેમ હૈ-છોટે કો બડે પર, બડે કો છોટે પર, યહ દેખકર ભી હમ પ્રસન્ન હુએ હૈં.

જબ હમ યહાં આ રહે થે તબ તો ઐસા વિચાર થા કિ યહાં કે ભાઈ-બહિનોં કુછ હમારે શિક્ષણકા અનુકરણ કરેગા, કિન્તુ ઉલ્ટા ઐસા હુઆ કિ હમારે હી યહાં સે શિક્ષા લેને યોગ્ય બના હૈ. યહાં મહારાજકી પાસમેં હમ સબકો નઈ દૃષ્ટિ મિલી હૈ. હમારી ભાવના યહ હૈ કિ હમ નિત્ય યહાં પર હી ઠહર જાય. ઔર મહારાજશ્રીકા ઉપદેશ સુનકર અપના આત્મકલ્યાણ કરેં. હમ ભગવાનસે પ્રાર્થના કરતે હૈં કિ હમ ફિરફિર ઈધર આયેં.

આજ દો હજાર વર્ષકે બાદ ભી મૈં મહારાજજીકો કુંદકુંદ સ્વામીકે મૂર્તિમંત રૂપમેં દેખ રહા હૂં ઔર મેરી પુનઃ પુનઃ યહ ભાવના હૈ કિ મહારાજજીકો સાક્ષાત કુંદકુંદકે હી રૂપમેં દેખૂં.

"જયજિનેન્દ્ર"

☆

## अभिनन्दन

श्री कानजीस्वामीने पूज्य आचार्य कुन्द कुन्द प्रणीत श्री समयसार ग्रंथ और उस पर पूज्य आचार्य अमृतचन्द्र सूरिकृत टीकाके अध्ययन से प्रभावीत होकर सौराष्ट्र प्रान्तमें जो दि जैनधर्मका प्रचार और दि. जैन मंदिरोंका निर्माण कराया है उसके लिये दिगम्बर जैनसमाज को उनका ऋणी होना चाहिये।......मैं स्वामीजीकी ७२ वीं जन्मजयन्तीके अवसर पर उनका अभिनन्दन करते हुए उनके आरोग्यपूर्ण दीर्घ जीवनकी पुरी कामना करता हूं।

भागचन्द सोनी (अजमेर)
( CAPT. SIR. KT. O. B. E. )

# પહેલો પ્રતિષ્ઠા–મહોત્સવ

**સીમંધર ભગવાનની પ્રતિષ્ઠા વખતે સોનગઢમાં થયેલા પંચકલ્યાણક મહોત્સવનાં મધુર સંસ્મરણો સં. ૧૯૯૭**

(બ્ર. હ. જૈન)

શ્રી જિનેન્દ્રદેવના પંચકલ્યાણક એટલે દુનિયાનો સર્વોત્કૃષ્ટ માંગળિક મહોત્સવ! એ પંચકલ્યાણક સંસારમાંથી જીવોને ઓછા કરીને મોક્ષ–જીવોની વૃદ્ધિ કરનારા છે.

પરમ પૂજ્ય ગુરુદેવશ્રીના પુનિત પ્રતાપે, સૌરાષ્ટ્રમાં એવા પંચકલ્યાણકના મંગળ મહોત્સવો ઊજવવાનું અને નીહાળવાનું સૌભાગ્ય મુમુક્ષુઓને તેર વાર સાંપડયું છે. તેમાં સૌથી પહેલો પ્રસંગ સોનગઢમાં સીમંધર પ્રભુની પંચકલ્યાણક પ્રતિષ્ઠા થઈ ત્યારે ઊજવાયો.

વીર સં. ૨૪૬૭ ના ફાગણ સુદ બીજે સોનગઢના જિનમંદિરમાં સીમંધર પ્રભુની પ્રતિષ્ઠા થઈ. આજે તો એ પ્રસંગને ૨૩ વર્ષ વીતી ગયા....છતાં ભક્તજનોના હૃદયમાં તે વખતનો ઉલ્લાસ એવો ને એવો તાજો છે....તેનું સ્મરણ કરતાં આજે પણ ભક્તજનોના હૃદય ભક્તિરસમાં ભીંજાઈ જાય છે.

વીર સં. ૨૪૬૫ માં પૂ. ગુરુદેવશ્રી સંઘસહિત પાલીતાણા શત્રુંજયતીર્થની યાત્રાએ પધાર્યા....ત્યાં ભગવાનનાં દર્શન કરતાં કરતાં કોઈ વિરલા ભક્તોને એવી ભાવના જાગી કે 'અરેરે! આપણને સાક્ષાત્ ભગવાનનો તો વિરહ, પણ ભગવાનની વીતરાગીમુદ્રાનાં પણ દર્શન ન મળે!' એમ ભાવ થતાં સોનગઢમાં વીતરાગી પ્રતિમા સ્થાપવાનું દિલ થયું...

...પછી તો ભગવાનને સ્થાપવા માટેની ભક્તોની એ ભાવના ફેલાતી ફેલાતી પૂ. ગુરુદેવશ્રી પાસે પહોંચી અને પૂ. ગુરુદેવશ્રીને પણ વીતરાગી જિનપ્રતિમા સ્થાપવાના ભાવ થયા...ને એકવાર પદ્મનંદીપચીસીના વાંચન વખતે પ્રવચનમાં જિનપ્રતિમા સંબંધી એવી વાત આવી કે 'જે ભવ્ય જીવ નાનામાં નાનું જિનમંદિર અને જવ જેવડા જિનપ્રતિમા બનાવે છે તેને પણ એવા પુણ્યની પ્રાપ્તિ થાય છે કે સાક્ષાત્ સરસ્વતી પણ તેના પુણ્યનું વર્ણન કરી શકતી નથી; તો બીજાની તો શું વાત?' પૂ. ગુરુદેવના શ્રીમુખેથી એ વાત સાંભળતાં રાજકોટના શેઠ શ્રી નાનાલાલભાઈ તથા તેમના બંધુઓને સોનગઢમાં વીતરાગી

જિનમંદિર કરાવવાની ભાવના થઈ....અને તેમના તરફથી જિનમંદિર બંધાયું. એ રીતે ભક્તોના અંતરની ઊંડી ભાવનાનાં બીજડાં ફાલ્યાં ને ખરેખર સોનગઢમાં સીમંધર ભગવાન ભેટ્યા...

પ્રતિષ્ઠા પહેલાં માહ સુદ ૨ ના રોજ સુપ્રભાતે સૂર્યના કિરણો બહાર નીકળતાં મંગલ મુહૂર્તે ઘણા ઉલ્લાસપૂર્વક શ્રી સીમંધરાદિ ભગવંતોનો ગ્રામપ્રવેશોત્સવ થયો હતો. ભગવાન પધાર્યા... ને પહેલી વખત તેમની ભવ્ય મૂદ્રા નીરખતાં જ પૂ. ગુરુદેવ ભક્તિથી સ્તબ્ધ થઈ ગયા....આંખોમાંથી આંસુ વહી ગયા. હજી ભગવાનની પ્રતિષ્ઠા થઈ ન હતી પણ પૂ. ગુરુદેવને એટલી બધી લગની લાગી હતી કે વારે વારે ભગવાન પાસે જઈ ને બેસતા ને દિવસનો ઘણો વખત ભગવાન પાસે બેસી રહેતાં... 'હરતાં ફરતાં પ્રગટ હરિ દેખું રે...' એના જેવી તે વખતની સ્થિતિ હતી. ભગવાનની મૂદ્રા એટલી બધી ભવ્ય હતી કે ગુરુદેવને તો તે જોતાં તૃપ્તિ જ થતી ન હતી... વારંવાર હરતાં ને ફરતાં પ્રભુ પાસે જઈ ને બેસતા અને ભગવાનની શાંત મૂદ્રા નિહાળી નિહાળીને કહેતાં કે – 'અહો...

અમિયભરી મૂરતિ રચી રે... ઉપમા ન ઘટે કોય,<br>
શાંત સુધારસ ઝીલતી રે... નિરખત તૃપ્તિ ન હોય...<br>
સીમંધર જિન... દીઠાં લોયણ આજ...'

વળી બહારગામના જે નવા નવા ભક્તજનો આવે તેમને પણ પૂછતાં કે 'તમે ભગવાન જોયા? ચાલો.... તમને ભગવાન બતાવું.'—એમ કહીને ઓરડીમાં તેડી જઈને બતાવતા કે જુઓ, આ ભગવાન! આપણે અહીં પ્રતિષ્ઠા થવાની છે તે આ ભગવાન છે.

☆ ☆ ☆

માહ વદ ૧૧ થી ફાગણ સુદ ૨ સુધી ભગવાનની પંચકલ્યાણક પ્રતિષ્ઠાનો અપૂર્વ મહોત્સવ ઊજવાયો... જીવનમાં પહેલી જ વાર પંચકલ્યાણક પ્રતિષ્ઠાનો પ્રસંગ હોવાથી, ને પહેલ વહેલા જ ભગવાન ભેટતા હોવાથી ભક્તજનોને અપૂર્વ ઉલ્લાસ હતો....જાણે પ્રભુના પંચકલ્યાણક સાક્ષાત્ જ થતા હોય એવું લાગતું હતું....ત્યારે ભક્તો હોંસથી ગાતા હતા કે—

'સુંદર સ્વર્ણપુરીમાં સ્વર્ણ-રવિ આજે ઊગ્યો રે,<br>
ભવ્યજનોના હૈયે હર્ષાનંદ અપાર..............<br>
શ્રી સીમંધર પ્રભુજી પધાર્યા છે અમ આંગણે રે....'

